# गुजरातनो अर्वाचीन इतिहास.



કિમ્મત રૂ. [illegible].

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.
અમદાવાદ.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા, નંબર ૧૫.

# ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ.

વિવિધ પુસ્તકો ઉપરથી
તૈયાર કરનાર,
રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ,
બી. એ., એલ. એલ. બી.,
વડોદરા.

પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—
અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી, પ્રત, ૫૦૦.

સન ૧૮૯૮—સંવત ૧૯૫૫.



# પ્રસ્તાવના.

---

કાઠીઆવાડના માજી પોલિટિકલ એજંટ મરહુમ કર્નલ જે. ડબલ્યુ. વૉટસન સાહેબે મુંબાઈ ગેઝિટિયરને માટે ગુજરાતનો મુસલમાની રાજ્યકાળનો ઇતિહાસ તૈયાર કર્યો હતો; અને મી. જે. એ. બેઈન સાહેબે મરેઠી રાજ્યકાળનો ઇતિહાસ તૈયાર કર્યો હતો. આ બંને ઇતિહાસો ઉપરથી તથા અમદાવાદ, ખેડા, પંચમહાલ, સુરત, ભરૂચ, કાઠિઆવાડ એ વગેરે ગેઝિટિયરો ઉપરથી તથા ગુજરાતના ઇતિહાસને લગતા બીજા જે જે ગ્રંથો મળી શક્યા તે બધા ઉપરથી આ ઇતિહાસ તૈયાર કરવામાં આવ્યો છે.

વડોદરું
તા. ૩૧ ડિસેમ્બર ૧૮૯૮.

ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ.

## અનુક્રમણિકા.

# વિભાગ ૧ લો.

## મુસલમાની રાજ્યકાળ.

# વિભાગ ૨ જો.

## મરેઠી રાજ્યકાળ.



# વિભાગ ૩ જો.

## બ્રિટિશ રાજ્યકાળ.

### શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં ૨૦૦૦) સોસાઈટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તક પ્રસારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઈ-ટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેના પુસ્તકો "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

(૧) કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.

| | |
|---|---|
| (૨) માને શિખામણ. | ૦—૬—૦ |
| (૩) નીતિ મંદિર. | ૦-૧૨-૦ |
| (૪) બાળ લગ્નથી થતી હાનિ. | ૦—૬—૦ |
| (૫) પુનર્વિવાહ પક્ષની પુરેપુરી સોળે સોળ આની ફજેતી | ૦—૫—૦ |
| (૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર. | ૦--૪--૦ |
| (૭) ધાર્મીક પુરૂષો. | ૦—૪—૦ |
| (૮) ઉદ્યોગી પુરૂષો. | ૦—૪—૦ |
| (૯) બેન્જામીન ફ્રાંકલીન. | ૨—૦—૦ |
| (૧૦) બોધક ચરિત્ર. | ૦—૪—૦ |
| (૧૧) સદ્વર્તન. | ૧—૮—૦ |
| (૧૨) રઘુવંશ કાવ્ય. | ૧—૦—૦ |

| | | |
|---|---|---|
| (૧૩) | જાવજી દાદાજી ચોધરીનું ચરિત્ર. | ૦—૨—૦ |
| (૧૪) | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો. | ૧—૦—૦ |
| (૧૫) | ,, અર્વાચીન ,, ,, ૨ જો. | ૧—૮—૦ |
| (૧૬) | નીતિ સિદ્ધાંત. | ૧—૦—૦ |
| (૧૭) | ફ્રાન્સિસ બેકનનું જીવન ચરિત્ર. | ૧—૪—૦ |
| (૧૮) | શેઠ હરિવલ્લભદાસ બાળગોવિન્દદાસનું જીવન ચરિત્ર. | ૦—૬—૦ |
| (૧૯) | પરોપકાર. | ૦—૧૨—૦ |
| (૨૦) | ઢોરનું ખાતર, | ૦—૪—૦ |
| (૨૧) | જગતનો અર્વાચીન ઇતિહાસ. | ૨—૦—૦ |
| (૨૨) | કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર. | ૧—૦—૦ |
| (૨૩) | વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો. | ૦—૧૨—૦ |
| (૨૪) | વાર્નિશ. | ૧—૦—૦ |
| (૨૫) | જીવનનો આદર્શ. | ૦—૧૨—૦ |
| (૨૬) | કીર્તિ કૌમુદી. | ૦—૧૨—૦ |
| (૨૭) | શિશુપાળ વધ—પૂર્વાર્ધ ( સર્ગ ૧ થી ૧૦ ) | ૧—૮—૦ |
| (૨૮) | હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય. | ૦—૬—૦ |
| (૨૯) | રસાયન શાસ્ત્ર. | ૦—૧૦—૦ |
| (૩૦) | બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો. | ૦—૧૨—૦ |
| (૩૧) | જાપાનની કેળવણીની પદ્ધતિ. | ૦—૧૨—૦ |
| (૩૨) | શિશુપાલ વધ—ઉત્તરાર્ધ (સર્ગ ૧૧ થી ૨૦) | ૧—૦—૦ |
| (૩૩) | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૧ લો. | ૦—૧૨—૦ |
| (૩૪) | ખગોળ વિદ્યા. | ૦—૧૨—૦ |
| (૩૫) | લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભાગ ૨ જો. | ૦—૧૨—૦ |
| (૩૬) | માનસ શાસ્ત્ર. | ૧—૦—૦ |
| (૩૭) | શિક્ષિત આર્ય સંતાનો. | ૧—૦—૦ |
| (૩૮) | સહકાર પ્રવૃત્તિ. | ૦—૧૨—૦ |
| (૩૯) | ઇંગ્રેજી રાજ્ય બંધારણ. | ૧—૦—૦ |

# ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ.

## વિભાગ ૧ લો.

### મુસલમાની રાજ્યકાળ.

ઈ. સ. ૧૨૯૭–૧૭૬૦.

#### ઉપોદ્‌ઘાત.

મુસલમાની રાજ્યકાળ, ૧૨૯૭–૧૭૬૦.

દિલ્લીના બાદશાહ અલાઉદ્દીન ખિલજીએ (૧૨૯૫–૧૩૧૫) તેરમા સૈકાની આખેરીમાં ગુજરાત દેશ જીતી લીધો ત્યારથી તે ઈ. સ. ૧૭૫૮ માં મરેઠાઓએ દિલ્લીના મોગલ બાદશાહના સુબા મોમીનખાનને હરાવ્યો અને તેની પાસેથી અમદાવાદ શહેર લઈ લીધું ત્યાં સુધી ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય ચાલ્યું. સાડી ચારસો વર્ષ ઉપરાંતના આ સમયના ત્રણ વિભાગ પડી શકે છેઃ (૧) દિલ્લીના ખિલજી તથા તઘલખ બાદશાહોનો અમલ; (૨) અમદાવાદના સુલતાનોનો અમલ; (૩) દિલ્લીના મોગલ બાદશાહોનો અમલ. દિલ્લીના ખિલજી તથા તઘલખ બાદશાહોનો અમલ ઈ. સ. ૧૨૯૭ થી ૧૪૦૩ સુધી ચાલ્યો; અમદાવાદના સુલતાનોનો અમલ ૧૪૦૩ થી ૧૫૭૩ સુધી ચાલ્યો; અને દિલ્લીના મોગલ બાદશાહોનો અમલ ૧૫૭૩ થી ૧૭૬૦ સુધી ચાલ્યો.

ઐતિહાસિક સાધનો.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસની પેઠે, મુસલમાની રાજ્યકાળનો ઇતિહાસ જાણવાને, ઐતિહાસિક ગ્રંથોનાં સાધનની કંઈ ખોટ નથી. ગુજરાતના ઇતિહાસના ઘણા ગ્રંથો ફારસીમાં લખાએલા છે તેમાં નીચે જણાવેલા ચૌદ મુખ્ય* છે:—

૧. **મુઝફ્ફરશાહી**—એમાં ઝફરખાન નામના ગુજરાતના પહેલા સ્વતંત્ર હાકેમનું, ઈ. સ. ૧૩૯૧ થી ૧૪૧૧ સુધીનું વર્ણન લખેલું છે.

૨. **અહમદશાહી**—એમાં ઝફરખાનના પૌત્ર સુલતાન અહમદશાહનું, ઈ. સ. ૧૪૧૧ થી ૧૪૪૧ સુધીનું પદ્યમાં વર્ણન લખેલું છે.

૩. **તબકાતિ મહમૂદશાહી**—એમાં ઉપર જણાવેલાં બે પુસ્તકના સારાંશ ઉપરાંત, સુલતાન મહમુદ બેગડાના વખતનું, ઈ. સ. ૧૫૧૩ સુધીનું લખેલું છે.

૪. **મુઝફ્ફરશાહી**—(બીજી) એમાં સુલતાન મુઝફ્ફરશાહ, બીજાના સમયનો, એટલે ઈ. સ. ૧૫૨૬ સુધીનો ઇતિહાસ આપેલો છે.

૫. **બહાદુરશાહી**—એમાં ઉપર જણાવેલા ઇતિહાસના સાર ઉપરાંત સુલતાન બહાદુરશાહના આખર વખત સુધીનો ઇતિહાસ આપેલો છે.

૬. **તુહફએ સઆદત**—એ પુસ્તક આરામ નામના એક કાશ્મીરી વિદ્વાને સુલતાન મહમુદશાહ, બીજાના અમલની શરૂઆતમાં રચ્યું છે.

૭. **કિતાબુલ મઆસિરિ મહમુદશાહી**—એમાં ઈ. સ. ૧૫૫૪ સુધીનો એટલે સુલતાન મહમુદશાહ, બીજાના આખર વખત સુધીનો ઇતિહાસ દર્શાવેલો છે.

૮. **મુઝફ્ફરશાહી** (ત્રીજી) અથવા **તારીખ ગુજરાત**—એમાં બહાદુરશાહથી તે ગુજરાતના છેલ્લાં સુલતાન મુઝફ્ફરશાહ, ત્રીજાના અંત સુધીનો, એટલે કે અકબર બાદશાહે ઈ. સ. ૧૫૭૩ માં ગુજરાત લીધું ત્યાં સુધીનું વૃત્તાંત છે.

---

* બાલાશંકર કૃત ઇતિહાસમાળા ઉપરથી.

**૯. મિરાતિ સિકન્દરી**—એ પુસ્તક મહેમદાવાદના રહીશ, એક વિદ્વાન્ જાગીરદાર શેખ સિકન્દરે ઈ. સ. ૧૬૧૧ માં લખેલું છે. એ ગૃહસ્થે ઈ. સ. ૧૫૫૪ સુધીનો ઇતિહાસ ઉપર કહેલાં ૧ થી ૭ સુધીનાં પુસ્તકોને આધારે લખ્યો છે અને ઇ. સ. ૧૫૫૪ થી ૧૬૧૧ સુધીનો ઇતિહાસ પોતાની જાત માહિતી ઉપરથી લખ્યો છે.

**૧૦. મિરાતિ અહમદી**—આ પુસ્તક અમદાવાદ મધ્યે રાયખડના વાસી જાગીરદાર મીરઝા અલીમહમ્મદખાન, બાદશાહી દિવાને દિલ્લીના છેલ્લા બાદશાહ શાહઆલમ, બીજાના વખતમાં, ઈ. સ. ૧૭૬૦–૬૧ માં સેક્રેટરી મીઠાલાલ કાયસ્થની કેટલીક સહાયતાથી અમદાવાદમાં લખ્યું હતું. એમાં સમાવેલી બાબતો નીચે પ્રમાણે છેઃ—

૧. ગુજરાતનું સામાન્ય વર્ણન તથા તેના રાજકીય વિભાગોનું અને સરકારી આવકનું વર્ણન.

૨. હિંદુ રાજાઓ, ચૌરા ( ચાવડા ), સોલંકી તથા વાઘેલાનું વર્ણન, ઈ. સ. ૧૨૯૬ સુધી સંક્ષિપ્ત.

૩. દિલ્લીના બાદશાહોના વખતનો ઇતિહાસ, ઈ. સ. ૧૨૯૬ થી ૧૩૯૧ સુધીનો, સંક્ષિપ્ત.

૪. ગુજરાતના સ્વતંત્ર સુલતાનોનો સંક્ષિપ્ત ઇતિહાસ. આ સંક્ષિપ્ત ઇતિહાસ મિરાતિ સિકન્દરીમાંથી એવું જણાવીને લીધો છે કે “ અકબરના વખતથી તે આજસુધી ( ૧૭૬૧ સુધી ) નો ગુજરાતનો ઇતિહાસ કોઈએ યથાસ્થિત લખ્યો નથી, માટે મારે તે વિશેષ લખવાનો છે. વાસ્તે લંબાણ ન થાય એટલા સારૂ હું સિકન્દરીમાંથી જોઇએ તેટલું લઇ શક્યો નથી. જેને જૂનો ઇતિહાસ જોવો હોય તેણે સિકન્દરી જોવી. ”

૫. અકબર બાદશાહથી તે શાહઆલમ સુધીના શાહનશાહોના સમયનો, ઈ. સ. ૧૫૭૩ થી ૧૭૬૧ સુધીનો ગુજરાતનો વિગતવાર ઇતિહાસ.

આ શિવાય અમદાવાદ શહેરની બાંધણી, પરાક્રમી સાધુ, સંતો તથા વિદ્વાનોનું વર્ણન, ગુજરાતના લોકો, તોલ, માપ, પોલીસ સ્ટેશનો, ટપાલ,

પ્રગણાં, વગેરેની હકીકત પણ મિરાતિ અહમદીમાં આપેલી છે.

ઉપર પ્રમાણે ખાસ ગુજરાતના દસ ઇતિહાસો લખાયા છે તે સિવાય નીચેના ચાર ઇતિહાસો આખા હિન્દુસ્તાનના સંબંધના છે, તેમાં પેટા વિભાગ તરીકે ગુજરાતનો ઇતિહાસ આપેલો છેઃ—

**૧૧. તબ્કાતિ અકબરી.**
**૧૨. તારીખિ અલફી.**
**૧૩. આચીન અકબરી.**
**૧૪. તવારિખી ફરિસ્તા.**

તવારિખી ફરિસ્તાના ચોથા વિભાગમાં ગુજરાતનો ઇતિહાસ આપેલો છે. એ ગ્રંથ વિજાપુર અને દક્ષિણ અહમદનગરના રહેનાર મહમ્મદ કાસમ હિંદુશાહ ઉર્ફે ફરિસ્તા આસ્ત્રાબાદીએ લખેલો છે.

**ગુજરાતની સીમા.**

મુસલમાની રાજ્યકાળનાં સાડીચારસો વર્ષમાં ગુજરાતની સીમા વખતો વખત ઘણી બદલાઈ છે. ચૌદમા સેંકડામાં ઉત્તરે ઝાલોરથી તે દક્ષિણે મુંબાઈ સુધી અને પૂર્વે માળવા ખાનદેશના ડુંગરાઓની હારથી તે પશ્ચિમે સમુદ્ર સુધીનો મુલક, પાટણ (અણહિલવાડ) ના મુસલમાન હાકિમોના તાબામાં હતો. અમદાવાદના શરૂઆતના સુલતાનો (૧૪૦૩ થી ૧૪૫૦) નું લક્ષ મુલક વધારવા તરફ નહીં, પણ જે મુલક તેમને તાબે હતો તેમાં પોતાની સત્તા દૃઢ કરવા તરફ હતું. પરન્તુ પંદરમા સેંકડાના બીજા ભાગમાં તથા સોળમા સેંકડાના પહેલા ભાગમાં (૧૪૫૦-૧૫૩૦) ગુજરાતના સુલતાનોએ પૂર્વ તરફ તથા ઈશાન તરફ ખાનદેશ તથા માળવાનો ઘણોક પ્રદેશ જીતી લઈ રાજ્યની સીમા વધારી હતી. ત્યાર પછી ૧૫૩૦ થી ૧૫૭૩ સુધી રાજ્યમાં અવ્યવસ્થા ચાલી તેમાં ખાનદેશનો પશ્ચિમ ભાગ તથા કોકણનો ઉત્તર ભાગ, ગુજરાતના રાજ્યમાંથી કમી થયો. છેવટે ૧૫૮૩ માં અકબર બાદશાહે વ્યવસ્થા કરી તેમાં ગુજરાતના રાજ્યમાંથી

વધારે પ્રદેશ ખાનદેશમાં તથા માળવામાં ભેળવ્યો. ત્યારબાદ ઉત્તરે ઝાલોર તથા સિરોહી, ઈશાનકોણમાં ડુંગરપુર અને વાંસવાડા અને પૂર્વમાં અલી-આરપુર, રજપૂતાના તથા મધ્ય હિન્દુસ્તાન સાથે જોડવામાં આવ્યાં તે બાદ કરતાં, ગુજરાતની સીમા અકબરે જે નક્કી કરી હતી તે હજી સુધી લગભગ કાયમ છે.

સોરઠ: કાઠીઆવાડ.

મુસલ્માની રાજ્યકાળમાં આખો દ્વીપકલ્પ, કાઠીઆવાડ નામથી ઓળખાતો નહીં તોપણ તે ગુજરાતનો ભાગ ગણાતો. મુસલ્માની રાજ્યકાળની શરૂઆતના વખતમાં આખો દ્વીપકલ્પ તથા તેને લગતો ખંડસ્થ ભૂમિનો થોડો ભાગ સોરઠ (સૌરાષ્ટ્રનું ટુંકું રૂપ) નામથી ઓળખાતો. સોળમા સેંકડાની આખરમાં આખા દ્વીપકલ્પને નહીં પણ તેના મોટા ભાગને સોરઠ નામ આપેલું જણાય છે; તોપણ તે વખતે, તેમજ ત્યાર પછી અઢારમા સેંકડાની અધવચ સુધી સાધારણ રીતે આખો દ્વીપકલ્પ સોરઠ કહેવાતો. મિરાતિ અહમદીનો કર્ત્તા ઈ. સ. ૧૭૫૬ માં લખે છે કે સોરઠના પાંચ જીલ્લા છે. હાલાર, કાઠીઆવાડ, ગોહિલવાડ, બાબરીઆવાડ અને જેતવાડ; નવાનગર જુદું પ્રગણું ગણાતું તોપણ તેની ખંડણી, સોરઠની ઉપજમાં ગણાતી. હાલ માત્ર જૂનાગઢ, બાંટવા અને બીજાં કેટલાંક નાનાં સંસ્થાનોનો પ્રદેશજ સોરઠ ગણાય છે, અને આખો દ્વીપકલ્પ, કાઠીઆવાડ નામથી ઓળખાય છે; પણ અરાઢમા સેંકડાના મધ્ય ભાગ સુધી, દ્વીપકલ્પનો માત્ર એકજ ભાગ કાઠીઆવાડ નામથી ઓળખાતો; પણ એ અરસામાં કાઠી લોકે ખંડણી આપવાના સંબંધમાં મરેઠાઓની સામે થઈ પ્રસિધિ મેળવી તેથી તેમના નામ ઉપરથી મરેઠાઓ આખા દ્વીપકલ્પને કાઠીઆવાડ (કાઠીઓનો મુલક) કહેવા લાગ્યા. એ નામ પહેલાંના અંગ્રેજ અમલદારોએ પણ પોતાનાં લખાણમાં આખા દ્વીપકલ્પને માટે વાપર્યું, અને હજી પણ ચાલે છે.

# પ્રકરણ ૧ લું.

## દિલ્લીના ખિલજી તથા તઘલખ બાદશાહના સુબા.

ઈ. સ. ૧૨૯૭–૧૪૦૩.



### ૧. અલાઉદ્દીન ખિલજી, ૧૨૯૫–૧૩૧૫.

મહમૂદ ઘઝનવીએ ઈ. સ. ૧૦૨૪ માં સોમનાથ ઉપર ચઢાઈ કરી, મહમ્મદ મોઈઝુદીન અથવા શહાબુદ્દીન ઘોરીને ઈ. સ. ૧૧૭૮ ના અરસામાં અણહિલવાડના ભીમદેવ ૨ જાએ હરાવ્યો, અને તેનું વેર વાળવાને કુતુબુદ્દીન ઐબાકે ઈ. સ. ૧૧૯૪ માં અણહિલવાડને ઘેરો ઘાલી ભીમદેવને હરાવ્યો, એ શિવાય અલ્લાઉદ્દીન ખિલજીના વખત સુધી (ઈ. સ. ૧૨૯૫–૧૩૧૫) ગુજરાતને મુસલમાનો તરફથી ઉપદ્રવ થયો નહોતો. ઈ. સ. ૧૨૯૭ માં અલ્લાઉદ્દીન ખિલજીએ પોતાના ભાઈ અલફખાનને, વઝીર નસરતખાન સાથે અણહિલવાડ ઉપર મોકલ્યો.

**અલફખાન, ૧૨૯૭-૧૩૧૫.** તેમણે તે જીતી લીધું અને ત્યાંના રાજા કરણ વાઘેલાને હાંકી મૂક્યો. કરણ દેવગઢના યાદવ રાજા રામદેવને આશરે જઈ રહ્યો. પછી તેઓએ ખંભાત લીધું અને ત્યાં સ્થાનિક હાકેમ નિમી દિલ્લી પાછા ગયા. આ વખતથી ગુજરાત મુસલમાની સત્તા તળે આવ્યું. અલફખાને ગુજરાત ઉપર વારે વારે ચઢાઇઓ કરી પોતાની જીત સબળ કરી તથા મુસલમાની સત્તા વધારે મજબૂત પાયા ઉપર સ્થાપન કરી. કહાન્ડદેવ રાસામાં કહ્યું છે કે તેણે સોમનાથનું દેવળ લૂટી લીધું; વળી સોનગઢના ચોહાણો પાસેથી તેણે ઝાલોર (પ્રાચીન

ઝાલિન્ધર ) જીતી લીધું. અલફખાને* ગુજરાતની સુબેદારી લગભગ વીસ વર્ષ કર્યા પછી, મલેક કાફુરની શિખવણીથી અલાઉદ્દીને તેને પાછો બોલાવી લીધો, અને મરાવી નાખ્યો. એવું કહેવાય છે કે અલાઉદ્દીન બાદશાહને પણ કાફુરે વીખ દઇ મારી નાખ્યો.

## ૨ મુબારક ખિલજી, ૧૩૧૭-૧૩૨૦.

અલાઉદ્દીન બાદશાહના મરણ પછી મલેક કાફુર થોડી વખત રાજ્ય બથાવી પડયો; પણ તેના મરણ પછી અલાઉદ્દીનનો છોકરો મુબારક ખિલજી ઇ. સ. ૧૩૧૭ માં દિલ્લીની ગાદીપર બેઠો. તેના રાજ્યના પહેલાજ વર્ષમાં ફિરિસ્તાના લખવા પ્રમાણે ગુજરાતમાં ચોગરદમ બળવો ઉઠયો. તે બેસાડી દેવાને તેણે મલેક કમાલુદ્દીનને મોકલ્યો, પણ તે ગુજરાતમાં ગયો ને તરતજ લઢાઇમાં માર્યો ગયો એટલે ઐનુલ્મુલ્ક મુલતાનીને બીજી ફોજ આપીને મોકલ્યો. એ સરદાર ઘણો વખાણાયેલો અને કુશળ હતો. તેણે રાજ્યદ્રોહિ લોકોને હરાવ્યા, તેઓના સરદારો કાપી નાખ્યા અને દેશમાં શાંતિ કરી.

ઐનુલ્મુલ્ક મુલતાની, ૧૩૧૮.

ત્યારપછી બાદશાહે ગુજરાતનું રાજ્ય પોતાના સસરા ઝફરખાનને સોંપ્યું. ઝફરખાન ફોજ લઇને અણહિલવાડ ગયો ત્યારે ત્યાં પાછું ફરીને બંડ મચી રહેલું હતું; તેણે બંડખોરોનો પરાજ્ય કર્યો, તેઓની

ઝફરખાન.

* બેઇલી જણાવે છે કે, અલાઉદ્દીન બાદશાહના ભાઈ અલફખાને ગુજરાત લીધું હતું, પણ ગુજરાતનો પહેલો સુબો અલફખાન નહીં, પણ અલાઉદ્દીનનો સાળો અલપખાન હતો; અલફખાન તો ૧૨૯૯ માં મરી ગયો હતો; અને મલેક કાફુરની શિખવણીથી બાદશાહે અલપખાનને ઇ. સ. ૧૩૧૫ માં મરાવી નાખ્યો. તારિખી ફિરોજશાહીનો કર્તા ઝીઆઉદ્દીન બારનીના લખાણ ઉપરથી આ વાતને ટેકો મળે છે.

જાગીરો જપ્ત કરી લીધી અને જંગમ મીલકત બાદશાહને મોકલાવી દીધી. આ સરદાર રાજ્યને મુખ્ય આશ્રય આપનારો હતો અને તે કશા વાંકમાં આવ્યો નહોતો, પણ બાદશાહ ઢંગધડા વિનાનો હતો તેથી તેણે તેને પાછો બોલાવીને મારી નાખ્યો.

હિસ્સામુદ્દીન.

ત્યાર પછી પરમાર લોહીનો એક હિંદુ સરદાર હિસ્સામુદ્દીન કરીને હતો, તેને ઝફરખાનની જગોએ મોકલ્યો; પણ તેનો અધિકાર સ્થિર થયાને થોડીવાર થઈ નહીં એટલામાં કેટલાક સરદારો સાથે મળી જઈ તેણે બાદશાહ સામે બંડ કર્યું. તોપણ ગુજરાતમાં બાદશાહના બીજા કેટલાક સરદારો હતા તેઓએ તેની સામા થઈ તેને હરાવ્યો અને કેદ કરી દિલ્લી મોકલી દીધો.

મલિક વાજીદ્દીન.

મલિક વાજીદુદ્દીન કુરેસી નામે એક શૂરો અને ચંચળ સરદાર હતો, તેને બાદશાહે હિસ્સામુદ્દિનની જગોએ ગુજરાત મોકલ્યો. તેણે આવી દેશમાં શાંતિ ચલાવી દીધી. તેને તાજ અથવા સદરમુલ્કનો ખેતાબ આપવામાં આવ્યો હતો.

મલિક ખુશરૂ.

ત્યારપછી મલિક ખુશરૂ જે હિસ્સામુદ્દીનનો સગો થતો હતો અને જે કેટલીકવાર સુધી બાદશાહનો માનીતો થઈ પડ્યો હતો તેને ગુજરાતનો સુબો ઠરાવ્યો; પણ તે લોભે કરીને પોતાના ધણી બાદશાહની ગાદી છીનવી લેવાની તજવીજમાં હતો, તેથી તેણે જાતે આવી ગુજરાતની સુબાગિરી કરી હોય એમ જણાતું નથી. તેણે મુબારક ખિલજીને ઇ. સ. ૧૩૨૦ માં મારી નાખ્યો અને પોતે બાદશાહ થયો. પરન્તુ થોડા વખતમાં પંજાબના સૂબા ગ્યાસુદ્દીન તઘલખે તેને હરાવી મારી નાખ્યો; ખિલજી વંશમાં ગાદીએ બેસવા લાયક કોઈ પુરૂષ નહીં હોવાથી અમીરોના સમજાવ્યાથી ગ્યાસુદ્દીન તઘલખ દિલ્લીની ગાદીએ બેઠો.

## ૩ ગ્યાસુદ્દીન તઘલખ, ૧૩૨૦-૧૩૨૫.

તાજુલ્મુલ્ક સુબો, ૧૪૨૦. ગ્યાસુદ્દીન તઘલખે ઈ. સ. ૧૩૨૦ માં તાજુલ્મુલ્કને ફરીથી ગુજરાતનો સુબો ઠરાવી મોકલ્યો.

## ૪. મહમ્મદ તઘલખ, ૧૩૨૫-૧૩૫૧.

ગ્યાસુદ્દીન તઘલખ પછી ઈ. સ. ૧૩૨૫ માં મહમ્મદ તઘલખ બાદશાહ થયો. તેણે તાજુલ્મુલ્ક પછી મલિક મુકિબલને ગુજરાતનો સુબો નિમ્યો. આ સુબાને ખાનજહાન અને નાયબ ઈ મુખતાર, એવા ખિતાબ હતા. પછી એજ બાદશાહે અહમદ અયાઝને ગુજરાતનો સુબો ઠરાવ્યો અને મલિક મુકિબલને તેનો નાયબ નિમ્યો.

**અહમદ અયાઝ.** અહમદ અયાઝ ખ્વાઝજહાનનો ખિતાબ લઈ, ગુજરાતમાં સુબાગિરીનું કામ કરવા આવ્યો ત્યારે મલિક મુકિબલ તેના દીવાન તરીકે કામ કરવા લાગ્યો. બાદશાહના ભત્રિજા કરસાસ્પને કંપીલાના* રાજાએ આશ્રય આપ્યો હતો તેથી એ બંનેની સામે અહમદ અયાઝ ઈ. સ. ૧૩૩૮ માં ફોજ લઈને ગયો ત્યારે ગુજરાતની સુબાગિરી મલિક મુકિબલને મળી.

**મલિક મુકિબલ.** એક વખત મલિક મુકિબલ બાદશાહી ખજાનો તથા કેટલોક માલ લઈ દિલ્લી જતો હતો એવામાં વડોદરા અને ડભોઈ વચ્ચે કેટલાક મુસલમાન લુંટારાઓએ તેને લૂંટી લીધો. આ ફેનેહથી લૂંટારા ઘણા ફાટયા અને દેશમાં ઘણો ત્રાસ વર્તાવવા લાગ્યા. આખરે ઈ. સ. ૧૩૪૬ માં કેટલાક મુસલમાન ઉમરાવો અને હિંદુ સરદારો તેમની ભેગા સામેલ થયા અને તેમણે બધાએ એકત્ર થઈ બંડ ઉઠાવ્યું, બાદશાહે તેમની સામે આઝીઝને મોકલ્યો પણ તેને

* કર્ણાટકમાં તુંગભદ્રા નદી ઉપર વિજયનગરની પાસે.

બાદશાહે બળવો બેસાડી દીધો, ૧૩૪૭. તેઓએ હરાવ્યો. બીજે વરસે મહમ્મદ તઘલખ બાદશાહ જાતે આવ્યો, અને બળવાખોરોને હરાવી ખંભાત અને સુરતને ઘેરો ઘાલ્યો. આ વખતે મહમ્મદ તઘલખે ખંભાતના અખાતમાં આવેલા પીરમના ગોહીલ મોખરાજી ગોહીલ ઉપર સ્વારી કરી તેને હરાવ્યો, મારી નાખ્યો અને ગોઘા બંદર લઇ લીધું. પછી તે દખ્ખણમાં દોલતાબાદ ગયો. તેની ગેરહાજરીમાં ગુજરાતમાં તેના અમીરોએ મલિક તુઘાનના ઉપરીપણા નીચે ભેગા થઈ બળવો કર્યો અને પાટણ શહેર લઈ લીધું, તથા બાદશાહી સુબા મોઇઝુદ્દીનને કેદ કર્યો. પછી બળવાખોરોએ ખંભાત શહેર લૂંટી ભરૂચને ઘેરો ઘાલ્યો. આ ખબર સાંભળી મહમ્મદ તઘલખ એકદમ ગુજરાતમાં આવ્યો અને ભરૂચનો ઘેરો ઉઠાવ્યો. મલિક તુઘાન ખંભાત નાશી ગયો. તેની પાછળ પાદશાહે મલિક યુસફને મોકલ્યો. તેમની વચ્ચે ખંભાત આગળ લઢાઇ થઇ તેમાં મલિક યુસફ હાર ખાઇ માર્યો ગયો. આ લઢાઇમાં તથા તે પહેલાં જેઓ કેદ પકડાયા હતા તેઓને મલિક તુઘાને મારી નાખ્યા. પછી બાદશાહે જાતે ખંભાત તરફ કુચ કરી એટલે મલિક તુઘાન નાશી પાટણ ગયો. બાદશાહ તેની પાછળ પડ્યો; પણ ખરાબ હવાને લીધે તેને અસાવલ (આસરવા) આગળ મુકામ કરવો પડ્યો. છેવટ બાદશાહનો તથા મલિક તુઘાનનો કડી આગળ મુકાબલો થયો, તેમાં બાદશાહની પૂરેપૂરી જીત થઈ અને મલિક તુઘાન સિંધમાં નગરઠઠ્ઠા તરફ નાશી ગયો. આ પછી મહમ્મદ તઘલખનું મન ગુજરાતનો બંદોબસ્ત કરવા તરફ ખેંચાયું. તેણે ત્યાંથી તુરત ગિરનાર ઉપર ચઢાઇ કરી ત્યાંના રાજા પાસેથી ખંડણી વસુલ કરી. પછી તે કચ્છમાં ગયો અને તે દેશ જીતી પાછો સોરઠમાં આવ્યો. અહીં ગોંડળ મુકામે તેને તાવ આવ્યો. તેને પૂરો આરામ થયો નહોતો એટલામાં તો ઠઠ્ઠાના સુમરા રાજાએ મલિક તુઘાનને આશ્રય આપેલો હોવાથી તેને સજા કરવા કચ્છને રસ્તે સિંધમાં જવા તે ઉપડી ગયો; પરંતુ ઠઠ્ઠે પહોંચતા

પહેલાં તે તાવની બીમારીથી ઇ. સ. ૧૩૫૧ માં રસ્તામાં મરણ પામ્યો. મરતા અવલ થોડા વખત ઉપર તેણે ગુજરાતના સુબાની જગો ઉપર નિઝામુલ્મુલ્કને નિમ્યો હતો.

નિઝામુલ્મુલ્ક, સુબો.

## ૫. ફિરોઝ તઘલખ, ૧૩૫૧-૧૩૮૮.

ઇ. સ. ૧૩૫૧ માં મહમ્મદ તઘલખ પછી ફિરોજ તઘલખ દિલ્લીની ગાદીએ બેઠો. ગાદીએ બેઠા પછી થોડા વખતમાં તેણે સિંધ ઉપર સ્વારી કરી અને એક તુકડી મલિક તુઘાન ઉપર મોકલી. ઇ. સ. ૧૩૬૦ માં જામ બાણુનીઆં સામે તેણે ફરીથી સિંધ ઉપર સ્વારી કરી. સિંધમાંથી તે ગુજરાતમાં આવ્યો અને કેટલાક માસ સુધી રહ્યો. બીજે વરસે ગુજરાત છોડી ત્રીજી વખત સિંધ ઉપર સ્વારી કરવા પહેલાં તેણે ગુજરાતના સુબા નિજામુલ્મુલ્કની જગાએ ઝફરખાન નામના સરદારને સુબો નિમ્યો. આ ઝફરખાન, ફરિસ્તા પ્રમાણે ઇ. સ. ૧૩૭૩ માં અને મિરાતિ અહમદી પ્રમાણે ઇ. સ. ૧૩૭૧ માં મરી ગયો, ત્યારે તેનો પુત્ર દરિયાખાન ગુજરાતનો સુબો થયો. એ પોતાનો કારભાર તેના નાયબ શમસુદીન અનવરખાનના હાથથી ચલાવતો. ઇ. સ. ૧૩૭૬ માં બાદશાહને એમ લાગ્યું કે ગુજરાતનું વસુલ કમી થઇ ગયું છે માટે તે વધારે એવા સુબાને મોકલવો. શમસુદ્દીન દમઘાની નામના એક માણસે એવી બડાઈ મારી કે મને સુબો નિમો તો હું ઉપજ વધારી આપું અને દર વર્ષે ૧૦૦ હાથી, ૨૨૦૦ આરબી ઘોડા અને ૪૦૦ ગુલામ મોકલી આપું. દરિયાખાને આટલી રકમ કબુલ ન કરવાથી બા-

ઝફરખાન, સુબો, ૧૩૭૧.

દરિયાખાન, સુબો, ૧૩૭૩.

શમસુદ્દીન દમઘાની, ઇ. સ. ૧૩૭૬.

દશાહે તેને પાછો બોલાવી લીધો અને તેની જગોએ શમસુદ્દીન દમગાનીને સુબો નિમી મોકલ્યો. પરંતુ આ નવો સુબો ગુજરાતમાં આવ્યો ત્યારે તેને જણાયું કે મેં કબુલ કરેલી રકમ કોઇ પ્રકારે મોકલી શકાશે નહીં. આ વાત જો બાદશાહને જાહેર કરે તો બાદશાહ તેને સુબાગિરીના અધિકાર ઉપર રાખે નહીં; તેથી બાદશાહને તે જાહેર કરવાને બદલે બાદશાહથી સ્વતંત્ર થવાનો તેણે ઠરાવ કર્યો. બાદશાહ સામે બળવો ઉઠાવી બધી ઉપજ તે પોતેજ ખાવા લાગ્યો. ફિરોજ તઘલખે તેની સામે ફોજ મોકલી. સુબાગિરી મળ્યા પછી જે રજપૂત સરદારો તથા લોકો ઉપર તેણે જુલમ ગુજાર્યો હતો તે રજપૂત સરદારો તથા લોકો આ સંધિનો લાગ લઇ તેની સામે થયા અને તેને ઠેર મારી નાખ્યો.

શમસુદ્દીન દમગાની પછી ગુજરાતની સુબાગિરી ફર્હતુલ્મુલ્ક રાસ્તીખાન નામના સરદારને આપવામાં આવી. ઇ. સ. ૧૩૮૮ માં બાદશાહે રાસ્તીખાનની જગોએ સિકંદરખાન નામના માણસને સુબો નિમી મોકલ્યો. ગુજરાતના કેટલાક રજપૂત સરદારોને સહાયમાં લઇ રાસ્તીખાને નવા સુબાને મારી નાખ્યો; એજ વર્ષમાં ફિરોજ બાદશાહ મરણ પામ્યો અને તેની જગોએ બીજો ગ્યાસુદ્દીન તઘલખ બાદશાહ થયો; આ પ્રમાણે બાદશાહનો ફેરફાર થયો તેમાં ફર્હતુલ્મુલ્ક રાસ્તીખાનની વર્તણુંક ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહીં અને તે ગુજરાતની સુબાગિરી ઉપર ટકી રહ્યો.

ફર્હતુલ્મુલ્ક,
ઇ. સ. ૧૩૭૬-૧૩૯૧.

## ૬. ગ્યાસુદ્દીન તઘલખ, ૨ જો, ૧૩૮૯.

નવો બાદશાહ તરૂણ વયનો હોવાના કારણથી રાજ્યકારભારનાં કામ

ઉપર લક્ષ આપવાને બદલે મોજમઝા કરવામાં જ નિર્મગ્ન રહેવા લાગ્યો. આવો બાદશાહ લોકોમાં થોડા વખતમાં અપ્રિય થાય એ સ્વાભાવિક છે, તેના અમીર ઉમરાવોને તેનું વર્ત્તન પસંદ પડયું નહીં તેથી મલિક ફત્તુદ્દીન નામના એક સરદારે ઈ. સ. ૧૩૮૯ માં તેનો શિરચ્છેદ કર્યો.

## ૭. અબૂબેકર, ૧૩૮૯.

બીજા ગ્યાસુદ્દીન પછી, અબૂબેકર નામનો બાદશાહ ગાદી ઉપર બેઠો. તેની કારકીર્દીમાં ફર્હતુલ્મુલ્કે પોતાનો રાજ્યકારભાર શાંતપણે ચલાવ્યો. અબૂબેકરને ગાદીએ બેઠાં એક વર્ષ થયું નહીં એટલામાં તો ફિરોજશાહના પુત્ર નાસિરૂદ્દીન મહમ્મદે તેની પાસેથી ગાદી છીનવી લીધી અને તેને હાંકી કાઢી પોતે દિલ્લીનો બાદશાહ થયો.

## ૮. નાસિરૂદ્દીન મહમ્મદ, ૧૩૮૯-૧૩૯૩.

આ પ્રમાણે દિલ્લીના બાદશાહ એક પછી એક બદલાતા હતા તેવામાં ગુજરાતનો સુબો ફર્હતુલ્મુલ્ક રાસ્તીખાન સ્વતંત્ર થવાની તજવીજ ચલાવતો ગયો. હિંદુ જમીનદારોને પોતાના પક્ષમાં લેવા માટે તેણે તેમના ધર્મને ઉત્તેજન આપવા માંડયું. આ ઉપરથી ખંભાતના મુસલમાનોએ બાદશાહને એવી ફરિયાદ કરી કે, "આ સુબો મુસલમાન છતાં ઈસ્લામનો ફેલાવો કરવાને બદલે મૂર્તિ પૂજકોના ધર્મનો પક્ષ કરી તેમને વિશેષ ઉત્તેજન આપે છે, તેથી કરીને આ તરફ મુસલમાન ધર્મનું વજન ઘટવા લાગ્યું છે. વળી તેના તરફથી મુસલમાનો ઉપર જુલમ પણ ઘણો થાય છે. માટે એ બાબત તુર્ત બંદોબસ્ત થવો જોઈએ." આ ફરિયાદ સાંભળીને નાસરૂદ્દીન મહમ્મદે તા. ૨૧ ફેબ્રુઆરી સન ૧૩૯૧ ને રોજ ઝફરખાન નામના એક અમીરને ગુજરાતનો સુબો નિમ્યો.

ઝફરખાન, ઈ. સ. ૧૩૯૧-૧૪૦૩.

આ ઝફરખાનનો બાપ વજીહુલ્મુલ્ક મૂળમાં ટાંક જાતનો રજપૂત હતો. ટાંક લોકો ગુજ્જર લોકો સાથે ઘણા પ્રાચીન કાળથી પંજાબના સપાટ મુલકમાં વસતા હતા. વજીહુલ્મુલ્ક દિલ્લીના દરબારમાં શી રીતે મોટાઇએ પહોંચ્યો એ વિષે નીચે પ્રમાણે વાત ચાલે છે. ફિરોજ તઘલખ ગાદીએ બેઠો તે પહેલાં પંજાબમાં શિકાર કરતાં ભૂલો પડ્યો અને થાનેશ્વર પાસેના એક ગામડામાં આવી પહોંચ્યો. એ ગામ ટાંક સરદારને તાબે હતું. એ સરદારના કુટુંબના શાહારન અને સાધુ એ નામના બે ભાઇઓએ ફિરોજશાહની ઘણી બરદાસ્ત કરી. તેમની બહેન ઘણી ખુબસુરત હતી તેની સાથે ફિરોજ પ્યારમાં પડ્યો. જ્યારે એ ભાઇઓને ખબર પડી કે તેમનો પરણો બાદશાહી કુળનો છે ત્યારે તેમણે પોતાની બહેન તેની સાથે પરણાવી અને તેની સાથે દિલ્લી આવ્યા. પછી ફિરોજશાહના આગ્રહથી તેમણે ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો. શાહરનનું નામ વજીહુલ્મુલ્ક પાડવામાં આવ્યું અને સાધુનું સમશેરખાન પાડવામાં આવ્યું. ઇ. સ. ૧૩૫૧ માં ફિરોજશાહ ગાદીએ બેઠો ત્યારે તેણે સમશેરખાનને તથા વજીહુલ્મુલ્કના પુત્ર ઝફરખાનને અમીરની પંક્તિમાં દાખલ કર્યા.

ગુજરાતના સુબા તરિકે ઝફરખાનની નિમણુંક થઈ કે તરતજ તે ગુજરાત તરફ રવાના થયો. તે નાગોર આવ્યો ત્યારે ત્યાં ખંભાતના લોકો તરફના વકીલે આવી રાસ્તીખાનના જુલમ વિષે ફરિયાદ કરી, તેમને દિલાસો આપી ઝફરખાન રાજ્યનગર પાટણ આવ્યો અને ત્યાંથી રાસ્તીખાન સામે કુચ કરી. પાટણ તાબાના ખંભોઈ (કાનપુર) ગામ આગળ બંનેની ફોજનો મુકાબલો થયો તેમાં રાસ્તીખાન મરણ પામ્યો અને તેની ફોજની હાર થઇ. ઝફરખાનને મળેલી ફતેહની નિશાનીમાં આ જગાએ તેણે જીતપુર

નામનું ગામ વસાવ્યું; પછી તે ખંભાત ગયો અને ત્યાંના લોકોનું દુઃખ ટાળવાનો બંદોબસ્ત કર્યો.

## ૯. સિકંદર, ૧૩૯૩.

નાસિરૂદ્દીન બાદશાહના મરણ પછી, તેનો પુત્ર સિકંદર ગાદીએ બેઠો. એ માત્ર ૪૫ દિવસ રાજ્ય કરી મરણ પામ્યો. તેના મરણ પછી નાસિરૂદ્દીનનો બીજો છોકરો મહમૂદશાહ ગાદીએ બેઠો. આ બાદશાહના વખતમાં ગુજરાત સ્વતંત્ર રાજ્ય થયું.

## ૧૦. મહમૂદ તઘલખ ૨ જો, ૧૩૯૩-૧૪૧૨.

ઈડર ઉપર સ્વારી, ઈ. સ. ૧૩૯૩.

ઇડરનો રાવ રીવાજ પ્રમાણે ખંડણી આપવા ના પાડતો હતો તેથી ઝફરખાને ઈ. સ. ૧૩૯૩ માં તેના ઉપર સ્વારી કરી તેને તાબે કર્યો. આ સમયનો ઇતિહાસ લખનારાઓના વૃત્તાંત ઉપરથી એમ માલમ પડે છે કે ઝફરખાન પહેલાંના સુબેદારોએ ઘણું કરી ગુજરાતના બધા જમીનદારો ઉપર ખંડણીનો હક્ક બેસાડ્યો હશે. માત્ર જુનાગઢનો રાવ અને રાજપીંપળાનો રાજા, એ બે જણ અત્યાર સુધી પોતાની સ્વતંત્રતા જાળવી રહ્યા હતા. ઝફરખાને પછી સોમનાથ ઉપર ચઢાઇ કરવાનો ઠરાવ કર્યો પણ આસીર બુરાનપુરના આદીલખાને સુલ્તાનપુર અને નંદરબાર ઉપર સ્વારી કરી છે એવી ખબર મળવાથી તે ફોજ લઇને તે તરફ ગયો અને તે ઉપરથી આદીલખાન આસીર* તરફ પાછો ગયો.

* હાલનું આસીરગઢ.

**જૂનાગઢ પાસેથી ખંડણી લીધી, ૧૩૯૪.**

ઈ. સ. ૧૩૯૪ ઝફરખાને જૂનાગઢ ઉપર સ્વારી કરી અને તેની પાસે ખંડણી કબુલ કરાવી. પછી તે સોમનાથપાટણ ગયો અને ત્યાંના દેવળનો નાશ કરી ત્યાં ઈસ્લામ ધર્મ દાખલ કર્યો. ત્યારબાદ તેને એવી ખબર મળી કે માંડુના‡ હિંદુઓ, મુસલમાનો ઉપર જુલમ કરે છે તે ઉપરથી તેણે તે તરફ સ્વારી કરી. તેણે એક વરસ સુધી ઘેરો ઘાલ્યો પણ કિલ્લો લેવામાં ફાવ્યો નહીં, તેથી કરીને રાજાએ જે બહાનાં બતાવ્યાં તે મંજુર કરી તેટલાથી સંતોષ માની, ત્યાંથી ઉપડી અજમેર જાત્રા કરવા સારૂ ગયો; અજમેરથી તે સાંભર અને વઢવાણના રાજા ઉપર સ્વારી કરવા ગયો; ત્યાર પછી દેલવાડ અને ઝાલાવાડના+ રજપૂતો ઉપર હલ્લો કરી તેમને હરાવી છેવટ ઈ. સ. ૧૩૯૬ માં પાટણ પાછો આવ્યો.

આ અરસામાં ઝફરખાનના પુત્ર તાતારખાને પોતાનો સરંજામ પાણીપતના કિલ્લામાં મૂકી દિલ્હી ઉપર જવા કોશીશ કરી, પણ ઇકબાલખાન કે જેના હાથમાં તે વખત દિલ્હીની તમામ સત્તા હતી તેણે પાણીપતનો કિલ્લો હાથ કરી તેનો સરંજામ પડાવી લીધાથી તાતારખાનને ગુજરાત તરફ આવતું રહેવું પડ્યું. ઈ. સ. ૧૩૯૭ માં ઝફરખાને ઇડર તાબે કરવાનો ઠરાવ કરી ઈડરના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને આજુબાજુનો દેશ વેરાન કરવા માંડ્યો.

---

‡ માંડુ, ઇ. સ. ૧૪૦૪ થી ૧૫૬૧ સુધી માળવાના પઠાણ વંશની રાજધાની. એનો કિલ્લો ઘણો પ્રખ્યાત છે. ધારથી ૨૫ માઈલ છેટે વિંધ્યા પર્વતના શીખર ઉપર તે આવેલો છે. પંદરમા સૈકડામાં માંડુ સાક્ષાત્ અથવા પર્યાયથી ગુજરાતને તાબે હતું.

+ આ કાઠીઆવાડમાં આવેલાં દેલવાડા અને ઝાલાવાડ નહીં પણ કોટાની દક્ષિણે રજપુતાનામાં આવેલું ઝાલાવાડ અને ઉદેપુરની ઉત્તરે પચીસ માઈલ છેટે આવેલું દેલવાડ સમજવાનાં છે.

પણ કિલ્લો હાથ આવતા પહેલાં ઝફરખાનને ખબર મળી કે તૈમુરલેન જીતતો જીતતો આવે છે તેથી ઈડરના રાવ સાથે સલાહ કરી પાટણ પાછો આવ્યો. ઈ. સ. ૧૩૯૮ માં ઝફરખાનને ખબર મળી કે સોમનાથના લોકો સ્વતંત્રતાનો દાવો કરે છે તેથી તેમની ઉપર ચઢાઈ કરી તેણે તેમને તાબે કર્યા; અને ત્યાં મુસલમાની ધર્મ મજબૂત પાયા ઉપર સ્થાપન કર્યો.

અવ્યવસ્થા.

તૈમુરલેન જીતતો જીતતો દિલ્હી આવ્યો એટલે મહમુદ તઘલખ ગુજરાતમાં નાશી આવ્યો. દિલ્હીના દરબારમાં ઘણી અવ્યવસ્થા થઇ રહી. ગાદીનો કબજો લેવાને ઘણા પ્રતિસ્પર્ધિઓ લઢી મરવા લાગ્યા તેમાં દૌલતખાન નામનો વઝીર ફતેહમંદ થયો; પરંતુ દિલ્હી આસપાસનાં પ્રગણાં શિવાય બીજા કોઇ મુલકમાં તે પોતાની સત્તા વધારી શક્યો નહીં. આ ગરબડના વખતમાં ગુજરાતના સુબા ઝફરખાન ઉપર કંઈ અંકુશ રહ્યું નહીં, અને તે સ્વતંત્ર જેવો થઈ પડ્યો.

---

## ખિલજી તથા તઘલખ વંશના બાદશાહ.

| | | |
|---|---|---|
| ૧. | અલાઉદ્દીન ખિલજી | ૧૨૯૫–૧૩૧૫. |
| ૨. | મુબારક ખિલજી | ૧૩૧૬–૧૩૨૦. |
| ૩. | ગ્યાસુદ્દીન તઘલખ | ૧૩૨૦–૧૩૨૫. |
| ૪. | મહમૂદ તઘલખ | ૧૩૨૫–૧૩૫૧. |
| ૫. | ફિરોજ તઘલખ | ૧૩૫૧–૧૩૮૮. |
| ૬. | ગ્યાસુદ્દીન ૨ જો | ૧૩૮૮–૧૩૮૯. |
| ૭. | અબુબેકર | ૧૩૮૯. |
| ૮. | નાસિરૂદ્દીન મહમ્દ | ૧૩૮૯–૧૩૯૩. |
| ૯. | સિકંદર | ૧૩૯૩. |
| ૧૦. | મહમૂદ તઘલખ ૨ જો | ૧૩૯૩–૧૪૧૨. |

# પ્રકરણ ૨ જું.



## અમદાવાદના સુલતાન.

### ઈ. સ. ૧૪૦૩-૧૫૭૩.

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે દિલ્લીના બાદશાહ મહમદ તઘલખનો સુબો ઝફરખાન સ્વતંત્ર જેવો હતો. તેણે દિલ્લીના બાદશાહની આણ ક્યારે તોડી એ ચોક્કસ નથી. ફરિસ્તા કહે છે કે ઇ. સ. ૧૩૯૬ માં ઝાલાવાડ અને ઇડરવાડ ઉપર ફતેહમંદીથી ચઢાઇ કર્યા પછી તેણે જુમામસીદમાં પોતાના નામની ખુતબા બોલાવી. મિરાતિ સિકંદરી પ્રમાણે ઇ. સ. ૧૪૦૩ સુધી તેણે દિલ્લીના બાદશાહ તરફ નામની વફાદારી જારી રાખી, પણ એ સાલમાં પોતાના દિકરા તાતારખાનને, નાસિરૂદ્દીન મહમ્મદશાહ, એ નામથી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બનાવ્યો. આ વંશના પંદર જણે ૧૭૦ વર્ષ ગુજરાતની બાદશાહી ભોગવી; ૧૩૩ વર્ષ ગુજરાતની બાદશાહી જોરાવર તથા જાહોજલાલીવાળી રહી, પણ ત્યાર પછી (૧૫૩૬-૧૫૭૩) સુલતાનો સગીર વયના અને માત્ર નામના થયા અને અમીરોના અંદર અંદરના ટંટામાં ગુજરાતની મોટાઈ તથા દોલત કમી થતી થઇ.

અમદાવાદના સુલતાન, ૧૪૦૩-૧૫૭૩.

### ૧. મહમ્મદશાહ ૧ લો, ઇ. સ. ૧૪૦૩-૧૪૦૪.

૧૪૦૩ માં ગાદીએ બેઠા પછી મહમ્મદશાહે અસાવલને રાજધાની બનાવી. નાંદોદના રાજાને નરમ કરી તે પાટણને રસ્તે થઇ દિલ્લી ઉપર

મહમ્મદશાહ ૧ લો, ૧૪૦૩-૧૪૦૪.

ચઢાઇ કરવાનું નીકળ્યો, પણ રસ્તામાં માંદો થયો અને મરી ગયો. ફરિસ્તા ઉપરથી એમ જણાય છે કે મહમ્મદશાહને તેના બાપ ઝફરખાને ગાદીએ બેસાડ્યાની વાત દરબારીઓએ જોડી કાઢી હશે. તે લખે છે કે તેણે પોતાના બાપને પકડી અસાવલના કિલ્લામાં કેદ કર્યો અને પોતે નાસિરૂદ્દીન મહમ્મદશાહ એ ઇલકાબ ધારણ કરી ગુજરાતની ગાદીનો માલીક થયો. ત્યારબાદ દિલ્લી જવાને તે પાટણ ગયો ત્યારે ત્યાં તેના બાપના કોઇ મળતીઆએ તેને વિષ આપી મારી નાખ્યો.

## ૨. મુઝફ્ફરશાહ, ૧૪૦૭-૧૪૧૧.

મહમ્મદશાહના મરણ પછી ઝફરખાને પોતાના નાનાભાઇ શમ્સખાનને ગાદીએ બેસવાનું કહ્યું, પણ તેણે ના પાડી, તેથી નાગોરના સુબા જલાલખાનની જગોએ શમ્સખાનની નિમણુંક કરી, અને સુલતાન મહમ્મદના પુત્ર તથા પોતાના પૌત્ર અહમદખાનને પોતાનો વારસ ઠરાવી ઝફરખાને તેને રાજ્યની કેળવણી આપવા માંડી. રાજ્યના મોટા મોટા અમીરો તથા અધિકારીઓએ ઝફરખાનને વારંવાર વિનંતિ કરી કે બાદશાહીનાં ચિન્હ અને દબદબા વગર ગુજરાતના મુલકનો બંદોબસ્ત બરોબર જાળવી શકાશે નહી, અને આ કાર્યને માટે તમારાથી બીજો યોગ્ય પુરૂષ છે નહીં, માટે તમારે ગાદીએ બેસવું. આ વિનંતિ સ્વીકારી, મુઝફ્ફરશાહ નામ ધારણ કરી ઝફરખાન ગાદીએ બેઠો (૧૪૦૭-૮). આ સમયે સુલતાન મહમ્મદને ગુજરી ગયે ત્રણ વર્ષ અને સાત માસ વીતી ગયા હતા.

ઝફરખાન ગાદીએ બેઠો. ૧૪૦૭-૮.

આ વખતે માળવાના દિલાવરખાનને તેના બેટા અલપખાને ઝેર દઇ

માળવા ઉપર ચઢાઇ.

મારી નાખ્યો અને પોતે સુલતાન હુશંગ ઘોરીના ઇલકાબથી ગાદીએ બેઠો. આ સાંભળી મુઝફ્ફરશાહે હુશંગ ઉપર ચઢાઇ કરી અને ધારને ઘેરો ઘાલ્યો. મોટું યુદ્ધ થયું તેમાં માળવાનું લશ્કર ગભરામણમાં પડી વેરાઇ ગયું અને હુશંગ મુઝફ્ફરશાહના હાથમાં પકડાયો. હુશંગને પોતાના ભાઇ શમ્સખાનને સોંપી તથા શમ્સખાનને નસરતખાનનો ઇલકાબ આપી, મુઝફ્ફરશાહ અસાવલ પાછો આવ્યો. હુશંગ એક વર્ષ કેદમાં રહ્યો તેવામાં મુસેખાન નામનો તેનો કોઇ સગો ગાદીએ બેસી ગયો. આ ઉપરથી તેણે પોતાના છુટકારાને માટે અરજ કરી. મુઝફ્ફરશાહે તેની અરજ કબુલ રાખી એટલુંજ નહીં પણ પોતાના પૌત્ર અહમદખાનને ફોજ સાથે મૂસેખાન સામે મોકલ્યો. અહમદખાને માંડુનો કિલ્લો સર કર્યો અને મૂસેખાનને નસાડ્યો. હુશંગને ગાદીએ બેસાડી અહમદખાન પાછો આવ્યો (૧૪૦૯–૧૦). આ વખતે દિલ્લીની ગાદી ઉપર નાસિરૂદ્દીન મહમ્મદનો પુત્ર મહમૂદ તઘલખ હતો. મુઝફ્ફરશાહને એવી ખબર મળી કે જૈનપુરના સુલતાન ઇબ્રાહીમે દિલ્હીનો મુલક જીતી લેવાના ઇરાદાથી કનોજ આગળ લડાઇનાં નિશાન રોપ્યાં છે, તેથી મહમૂદ તઘલખને સહાય કરવા મુઝફ્ફશાહે દિલ્લીનો રસ્તો લીધો. આ ખબર સાંભળી ઇબ્રાહીમખાન પાછો ફરી જૈનપુર ગયો અને મુઝફ્ફરશાહ પોતાની રાજ્યધાની પાટણમાં આવ્યો. ગુજરાતમાં આવ્યા પછી મુઝફ્ફરશાહે કચ્છ તાબાના કંથકોટના કિલ્લા ઉપર પોતાના એક સરદારને લશ્કર લઇ મોકલ્યો પણ તેમાં ફતેહ મળી નહીં.

મુઝફ્ફરશાહનું મરણ, ૧૪૧૧.

બીજે વર્ષે (૧૪૧૦–૧૧) અસાવલના કોળીઓ રાજ્યનાં ધોરી રસ્તા ઉપર લુંટફાટ કરી ઉપદ્રવ કરવા લાગ્યા તેમને સજાએ પહોંચાડવા મુઝફ્ફરશાહે પોતાના પૌત્ર અહમદખાનને મોકલ્યો. અહમદખાન પાટણ શહેર બહાર નીકળ્યો અને ખાન સરોવર ઉપર મુકામ કર્યો. અહીં તેણે

વિદ્વાન માણસોને બોલાવી સભા ભરી અને તેમના આગળ પ્રશ્ન મૂક્યો કે કદાપિ એક સખસ બીજા સખસના બાપને કંઇ અપરાધ વગર મારી નાખે તો તેણે બાપનું વેર લેવું એ તમે ધર્મશાસ્ત્રના જાણનારા વિદ્વાનો યોગ્ય ધારો છો કે કેમ ? સર્વે જવાબ આપ્યો કે વેર લેવું એ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ નથી. આ પ્રમાણે આજ્ઞાપત્ર લખાવી અહમદખાને પોતાની પાસે રાખ્યું. બીજે દિવસે સવારમાં એકાએક તે શહેરમાં પાછો આવ્યો અને મુઝફ્ફરશાહને કેદ કરી ઝેરનો પ્યાલો ધર્યો. મુજફ્ફરશાહે કહ્યું. "પુત્ર, તું આટલી બધી ઉતાવળ શાને કરે છે. આ સર્વ તારેજ વાસ્તે હતું. કુરાનમાં કહ્યું છે કે 'જ્યારે મોતનું તેડું આવે છે ત્યારે એક ઘડી પણ આગળ અથવા પાછળ થવાની નથી.'" પછી તેણે અહમદખાનને શીખામણ આપી કે તારે દારૂ પીવો નહીં અને આ કાર્ય કરવા તને જેમણે ઉશ્કેર્યો હોય તેમને મારી નાખવા. પછી ઝેરનો પ્યાલો પીઇ મુઝફ્ફરશાહ મરણ પામ્યો. એવું કહેવાય છે કે પોતાના દાદાના મરણ પછી અહમદખાન એટલો બધો પસતાયો કે ત્યાર પછી કદી હસતો જણાયો નહીં.

## ૨. અહમદશાહ ૧ લો, ૧૪૧૧-૧૪૪૧.

દાદાના મરણ પછી અહમદખાન, નાસિરૂદ્દુનિયા ઉવાદ્દીન અબૂલ્ ફતેહ અહમદશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેને ગાદીએ બેઠાને થોડા દિવસ થયા નહીં એટલામાં તેના કાકા ફીરોઝખાનનો પુત્ર મોઇદ્દુદ્દીન જે વડોદરાનો હાકેમ હતો તેણે હિસામુલ્મુલ્ક મોઇદ્દુદ્દીને બળવો ઉઠાવ્યો. ભંડારી અને બીજા અમીરોની સાથે સંતલસ કરી રાજ્યને માટે દાવો ઉઠાવ્યો. તેણે નડીઆદમાં ફોજ ભેગી કરી સુલતાન અહમદશાહની તરફના લોકોને હરાવ્યા. બળવાખોરો પૈકી જીવણદાસ નામના એક જણે સર્વ અમીરોને એકઠા કરી કહ્યું કે જો આપણો ઇરાદો બર લાવવો હોય તો પાટણ આપણે તાબે

ફરી લેવું જોઈએ. આ વાત બીજા બળવાખોરોને રૂચી નહીં તેથી અંદર અંદર ટંટો થયો તેમાં જીવણદાસ કતલ થયો અને બીજાઓએ અહમદશાહ પાસે જઈ માફ માગી; મોઈદુદ્દીન ખંભાત ગયો; મુઝફ્ફરશાહનો પુત્ર મસ્તી-ખાન જે સુરતનો હાકેમ હતો તે અહીં તેને મળ્યો. સુલતાન ખંભાત આવે છે એમ જોઇ તેઓ ભરૂચ જઈ ભરાયા. સુલતાને તેમની પાછળ પડી ભરૂચને ઘેરો ઘાલ્યો. અહીં મોઈદુદ્દીનની ફોજ સુલતાનની ફો-જને મળી ગઈ અને મસ્તીખાન તાબે થયો. થોડા દહાડા પછી સુલતાને મોઈદુદ્દીનને તેડાવી મંગાવી માફી આપી અને પછી પોતે અસાવલ પાછો આવ્યો.

**અમદાવાદ વસાવ્યું, ૧૪૧૩.**

આ પછી ઈ. સ. ૧૪૧૩–૧૪* માં અહમદશાહે, અસાવલના આસા ભીલ ઉપર હુમલો કરી તેને હરાવ્યો; અને અસાવલની જગો રાજ્યધાની બાંધવા લાયક જોઈ તેનું નામ બદલી પોતાના નામ ઉપરથી અમદાવાદ પાડ્યું, અને પછી તેને વધારવા તથા મજબૂત કરવા માંડ્યું. એ શહેરને તેણે કોટ કરાવ્યો તથા તેમાં જુમાસ્સીદ બંધાવી.

**ઈડરના રાજાની હાર, ૧૪૧૨.**

જે વર્ષમાં સુલતાન ભરૂચથી પાછો ફર્યો અને અમદાવાદ શહેર વ-સાવવામાં ગુંથાયો તેજ વર્ષમાં મોઈદુદ્દીને અને મસ્તીખાને ઈડરના રાજા રણમલ સાથે મસલત કરી પાછો બળવો ઉઠાવ્યો. તેઓએ ઈડરના કિલ્લામાં આશરો લીધો. સુલતાને ફતેહખાનની સરદારી તળે ફોજ મોકલી તેથી મોઈદુદ્દીનને તથા ઈડરના રાજાને નાસવું પડ્યું. મોડાસાના હાકેમ રૂકનખાનને મોઈદુદ્દીને પોતાની તરફ સાધી લીધો. પછી મોઈદુદ્દીન, મસ્તીખાન, અને ઈડરનો રાવ રણમલ એકઠા થઈ, ઈડર તાબાના રંગપુર

* આ સાલ શક ભરેલી છે. ફરિશ્તા ૧૪૧૨ ની સાલ આપે છે અને આઈની અકબરી ૧૪૧૧ ની આપે છે.

ગામ આગળ આવ્યા અને છાવણી નાખી. મોડાસાની આસપાસ તેમણે એક ઉંડી ખાઇ ખોદાવી અને કિલ્લાને મજબૂત કરાવ્યો. સુલતાને કુચ કરી મોડાસાની નજીકમાં પડાવ નાખ્યો અને બળવાખોરોને કહેવરાવ્યું કે આવો બેવફાઇનો રસ્તો તમે પકડ્યો છે તેમાં તમારો વિનાશ છે. બંડખોરે એ દગાથી એવો જવાબ મોકલાવ્યો કે અમે ગુન્હા ઉપર ગુન્હા કર્યા છે તેથી અમને ઘણો ડર રહે છે માટે સુલતાને મહેરબાની કરી નિઝામુલ્મુલ્ક વઝીર, સેનાપતિ સઆદુલ્મુલ્ક અને બીજા અધિકારીઓને મોકલવા કે તે અમને લઇ સુલતાનની હજુરમાં આવે. સુલતાને એ લોકોને મોકલ્યા એટલે બળવાખોરોએ દગાથી તેમને કેદ કરી લીધા. પછી સુલતાને મોડાસાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઘેરો ત્રણ દિવસ ચાલ્યો, તેમાં રૂકનખાન માર્યો ગયો. મોઇદુદ્દીન અને ઇડરનો રાજા નાસી ઇડરમાં ભરાયા. પછી નિઝામુલ્કમુલ્ક વગેરેને છૂટા કરવામાં આવ્યા. ઇડરના રાજાએ જોયું કે જીતવાની આશા રહી નથી ત્યારે સુલતાન સાથે સલાહ કરી લેવાની તેણે યુક્તિ રચી. મોઇદુદ્દીન, અને મસ્તીખાનના ઘોડા તથા હાથી જે હતા તે પકડી તેણે સુલતાનની ખિદમતમાં મોકલ્યા તથા તેમનો સરસામાન લુંટાવી લીધો. મોઇદુદ્દીન અને મસ્તીખાન નાઠા અને નાગોર જઇ શમ્સખાન દંદાની (દાંતરા) ને મળ્યા. આખરે ચિતોડના રાજા રાણા મોકલ અને શમ્સખાન દંદાની વચ્ચે યુદ્ધ થયું તેમાં મોઇદુદ્દીન માર્યો ગયો. ઇડરના રાજાએ ભેટ મોકલી તેથી સુલતાને તેના કૃત્યની ક્ષમાં કરી અને તેની પાસે યોગ્ય ખંડણી લઇ પાછો ફર્યો.

બીજો બખેડો, ૧૪૧૪.

૧૪૧૪ માં ઉસ્માન અહમદ અને શેર મલીક જે પાટણમાં રસ્તાની બંદોબસ્તીના હોદ્દા ઉપર હતા તેમણે, તથા સુલેમાન અફઘાન જે અઝમખાન કહેવાતો હતો તે તથા ઇસા સાલાર એ બધાએ એક્કો કરી માળવાના રાજા હુશંગને વિનંતિ પત્રો મોકલ્યા કે ગુજરાત દેશ જીતી

લેવો હોય તો તમારે નીકળી આવવું; સુલતાન અહમદને ઉઠાડી કાઢી અમે તમને ગાદી ઉપર બેસાડીશું. આ પ્રમાણે પત્રો લખ્યા પછી વધારે સબળ થવાને એ લોકોએ ગુજરાત દેશના જમીનદારો, જેવા કે કાઠી, પાટડીનો ઝાલા સતર સાલજી વગેરેને મિત્ર કરી લીધા અને સુલતાન સામે બળવો ઉઠાવવાની શરૂઆત કરી. પોતાના મુખ્ય અધિકારીઓ તથા ફોજ સાથે લઇ હુશંગ ગુજરાત તરફ આવવા નીકળ્યો. સુલતાનને આ વાતની ખબર પડી એટલે તેણે લતિફખાન તથા નિઝામુલ્મુલ્કને બંડખોર સામે લઢવા મોકલ્યા અને ઇમાદુલ્મુલ્કને હુશંગ સામે મોકલ્યો. હુશંગ પાછો ફર્યો અને ઇમાદુલ્મુલ્ક માળવા લુંટી ગુજરાત પાછો આવ્યો; લતિફખાને પણ સતરસાલ તથા શેખ મલિકને સોરઠ દેશમાં હાંકી કાઢયા અને સુલતાન ખુશદિલ અમદાવાદ આવ્યો.

**ઇસ્લામ ધર્મનો ફેલાવો, ૧૪૧૪.** મુસલમાનોએ ગુજરાત લીધું તેવામાં જ (૧૨૯૭–૧૩૧૯) પોતાનો ધર્મ પાટણથી ભરૂચ લગી દાખલ કર્યો હતો; એમ છતાં હજી બાકીના ભાગમાં તે દાખલ થયો નહોતો. પણ અમદાવાદના સુલતાનોની કોશીશથી ઇસ્લામ ધર્મનો ફેલાવો સઘળા ભાગમાં થતો ગયો. સુલતાન અહમદશાહે ઘણાં પ્રગણાંમાં ઇસ્લામી ધર્મ દાખલ કર્યો અને નિયમસર ખંડણી લેવાની રીત બેસાડી.

**જૂનાગઢ ઉપર ચઢાઈ, ૧૪૧૪.** ૧૪૧૪ માં સુલતાન અહમદે જૂનાગઢના રાજા ઉપર ચઢાઈ કરી અને તેને હરાવ્યો. રાજા ગિરનારના કિલ્લામાં ભરાયો. સુલતાનથી એ કિલ્લો લેવાયો નહીં પણ હેઠળનો જૂનાગઢનો કિલ્લો તેણે લીધો. અંતે રાજા તાબે થયો અને ખંડણી આપવી કબુલ કરી. આ જોઈ સોરઠના બીજા ઘણાક રાજાઓ તાબે થયા. સૈયદ અબ્દુલ ખૈર તથા સૈયદ કાસિમ એ બેને ખંડણી ઉઘરાવવાનું સોંપી સુલતાન અમદાવાદ પાછો આવ્યો.

બીજે વર્ષે સુલતાને સિદ્ધપુર ઉપર ચઢાઈ કરી; સિદ્ધપુરમાં હિન્દુ દેવળને ઠેકાણે તેણે મસજીદ કરીને ખુતબો પઢવાની મીંબર (પ્રાર્થનાશ્રેણી) સ્થાપી અને પેગંબર સાહેબની સરેહ ચાલુ કરી. સિદ્ધપુરથી સુલતાન માળવામાં ધાર ઉપર ગયો. આ સમયે ખંડણી આપનારાઓમાં, જૂનાગઢનો રાવ, ચાંપાનેરનો રાવળ, નાંદોદનો રાજા, ઇડરનો રાવ, ઝાલાવાડનો રાજા એ જોરાવર હતા. ચાંપાનેર, ઇડર, નાંદોદ અને ઝાલાવાડના રાજાઓએ, અહમદશાહની લડાઇ ચલાવવાની ચાલાકી તથા ઇસ્લામ ધર્મ ફેલાવવાની ઉલટ એ બેથી ડરી, માળવાના સુલતાન હુશંગને ગુજરાત ઉપર ચઢાઈ કરવા ઉશ્કેર્યો, પણ અહમદશાહે ઝડપથી મોડાસા જઇ હુશંગને આવતો પાછો વાળ્યો અને પછી રાજાઓને ઠપકો દઇ માફી આપી તેઓનો એકસંપ તોડયો. આ વખતે સોરઠના રાજાઓ પણ ખંડણી આપવી બંધ કરી સામા થયા હતા. પણ સુલતાનની ધીરજ તથા ખંતને લીધે કોઈ પણ બંડે ડરામણો દેખાવ દીધો નહીં.

હિન્દુ રાજાઓની વિરોધતા.

આ બંડો બેસાડ્યા પછી સુલતાને માળવાના સુલતાન હુશંગ ઉપર ચઢાઈ કરી તેને હરાવ્યો; અને તેના હાથીઓ તથા ખજાનો લઈ લીધો. બીજે વર્ષે તેણે ચાંપાનેરના ત્રિભુવનદાસને સજા કરવાને ચાંપાનેર ઉપર ચઢાઇ કરી; ચાંપાનેરનો કિલ્લો તેનાથી લેવાયો નહીં તોપણ આસપાસનો મુલક તેણે ઉજાડ કર્યો; ૧૪૧૯ માં તેણે સંખેડાની આસપાસનો મુલક ઉજાડ કર્યો, અને સંખેડાને એક કિલ્લો તથા કિલ્લામાં મસજીદ બાંધ્યાં; વળી સંખેડાથી આઠ માઈલ છેટે આવેલા માંકી ગામને પણ તેણે કિલ્લો બાંધ્યો, અને પછી માંડુ ઉપર ચઢાઈ કરી. રસ્તામાં હુશંગના એલચી મળ્યા તેમની સાથે સલાહ કરી સુલતાન ચાંપાનેર પાછો આવ્યો

માળવા ઉપર ચઢાઇ ૧૪૧૭.

ચાંપાનેર ઉપર ચઢાઇ, ૧૪૧૮.

અને આસપાસનો મુલક ફરીથી ઉજાડ કર્યો.

**રાજ્યમાં બંદોબસ્ત, ૧૪૨૦-૨૧.** બીજે વર્ષે (૧૪૨૦) તે અમદાવાદમાંજ રહ્યો, અને પોતાના તાબાના મુલકમાં ઠામ ઠામ કિલ્લા બંધાવ્યા અને રાજાઓના કિલ્લા તોડી તેમને નરમ પાડ્યા. તેણે કિલ્લા બંધાવ્યા તેમાં એક માળવાની સરહદ ઉપર દોહદનો કિલ્લો હતો. અલાઉદ્દીન બાદશાહના સમયમાં અલપખાને વસાવેલા કારઠા ગામનો કિલ્લો ૧૪૨૧ માં સુલતાને મરામત કરાવ્યો અને તેનું નામ સુલતાનાબાદ રાખ્યું.

પછી સુલતાને માળવા ઉપર ચઢાઈ કરી અને મેસરનો કિલ્લો લીધો; થોડીવાર માંડુને ઘેરો ઘાલી ત્યાં ન ફાવ્યું

**માળવા સાથે લઢાઇ, ૧૪૨૨.** ત્યારે તે ઉજ્જન ગયો. પછી ઉજ્જનથી માંડુ પાછો આવ્યો અને કિલ્લાને ફરી ઘેરો ઘાલ્યો, પણ કિલ્લો લેઈ શકાયો નહીં, તેથી ત્યાંથી ઉપડી ઉજ્જનથી પચાસ માઈલ છેટે સારંગપુરને ઘેરો ઘાલ્યો. સુલતાન હુશંગે વકીલ મોકલી સલાહ કરી તેથી અહમદશાહ ગુજરાત તરફ પાછો ફર્યો. પણ આ પ્રમાણે સલાહ કર્યા છતાં, હુશંગે એક રાતે તેની ફોજ ઉપર છાપો મારી ઘણાનો નાશ કર્યો. અહમદશાહે રાતમાંજ બની શક્યાં તેટલાં માણસ ભેગાં કરી, સવાર પડતાંજ માળવાની ફોજ જે લૂંટવા મંડી પડી હતી તેના ઉપર પડી તેને હરાવી કાઢી; હુશંગ સારંગપુરના કિલ્લામાં ભરાઈ બેઠો તેથી અહમદશાહે ફરીથી સારંગપુરને ઘેરો ઘાલ્યો; પણ એ કિલ્લો હાથ આવ્યો નહીં તેથી ઘેરો ઉઠાવી ગુજરાત તરફ પાછો વળ્યો; હુશંગ તેની પુઠે પડ્યો. લડાઇ થઈ તેમાં હુશંગને હરાવી કાઢી સુલતાન અહમદશાહ અમદાવાદ આવ્યો.

૧૪૨૫ માં અહમદશાહે ઇડર ઉપર ચઢાઈ કરી; અને ઇડરના રાજાને હરાવી ડુંગરાઓમાં હાંકી મૂક્યો. અમદાવાદના

**ઇડરના રાજાને હરાવ્યો, ૧૪૨૫.** સુલતાનોને ઇડરના રાજા ઘણા સતાવતા, અને તેમને હરાવવા એ મુશ્કેલ થઈ પડતું; કારણ કે સુલતાનની ફોજ આવે ત્યારે ઇડરનો રાજા ડુંગરાઓમા ભરાઈ બેસતો,

તેથી તેની પુઠે જઈ શકાતું નહીં. ઈડરના રાજા ઉપર કાયમનું અંકુશ રાખવાને અહમદશાહે ૧૪૨૭ માં હાથમતી નદી ઉપર અહમદનગરનો કિલ્લો બંધાવ્યો. ૧૪૨૮ માં સુલતાનનું લશ્કર ઘાસ ઉઘરાવવા ગયું હતું એવામાં ઈડરનો રાજા પુંજો છુપાઈ રહ્યો હતો તે એકદમ આવી તુટી પડયો અને લશ્કર સાથે એક હાથી હતો તે લઈ ચાલતો થયો. લશ્કરનાં માણસ પુંજાની પાછળ પડયાં, એવામાં તેઓ એક કરાડ આગળ આવી પહોંચ્યાં; તેની એક બાજુએ ડુંગરો અને એક બાજુએ કોતર હતું અને રસ્તો એટલો સાંકડો હતો કે એક ઘોડેસ્વાર મુશીબતે જઈ શકે; પુંજો આ સાંકડી જગામાં આવ્યો અને લશ્કર તેની પાછળ આવી પહોચ્યું. તે વખતે હાથીવાને હાથીનું મ્હોં ફેરવ્યું અને હાથી પૂંજાના ઉપર હાંકયો. પુંજાનો ઘોડો ભડકી કુદ્યો તેથી પુંજો કોતરમાં પડયો અને ત્યાંજ મરી ગયો.

મુલકને સુધારે, ૧૪૨૬-૨૭.

આ પછી બે વર્ષ સુલતાન રાજધાનીમાં રહ્યો અને બીજા કોઈ મુલક ઉપર ચઢાઈ ન કરતાં પોતાના મુલકને સુધારવાના કામમાં રોકાયો. તેણે ફોજના પગાર બાબત એવો ઠરાવ કર્યો કે તેઓનો અડધો પગાર જાગીર આપીને તથા અડધો ત્રીજોરીમાંથી નગદ આપીને ચૂકવવો. એમ થવાથી ફોજનાં માણસ દેશનાં વતની થઈને રહે, અને દેશનું રક્ષણ કરવામાં દિલોજાનથી તત્પર રહે અને વળી દેવામાંથી પણ મુક્ત રહે એવો ઉદ્દેશ હતો. પગાર અદા કરનાર અધિકારીઓને દાબમાં રાખવા એવું ઠરાવવામાં આવ્યું કે ત્રીજોરર સુલતાનના ગુલામ પૈકીનો જોઈએ અને પગાર આપનાર ખાનદાન કુટુંબનો જોઈએ. આમ કરવાનું કારણ એ હતું કે જો બંને ખાનદાન કુટુંબના હોય તો તેઓ પરસ્પર દોસ્તીની ગાંઠ બાંધી પોતાના સ્વાર્થની લાલચ કરે અને જોર જુલમ કરે; અને જો બંને હલકા નોકર પૈકીના હોય તો તેથી પણ વધારે ખોટું થાય. પ્રગણાના વહીવટદાર (આમિલ) વગેરેની નિમણુંકો પણ આજ પ્રમાણે કરવાનું ઠરાવ્યું. ઇડરનો રાવ પુંજો મુઆ પછી સુલતાને ઈડર ઉપર ચઢાઈ કરી અને તેના દીકરા

પાસે હર સાલ ખંડણીના ત્રણ હજાર રૂપિયા કબુલ કરાવ્યા: ફરિસ્તા પ્રમાણે બીજે વર્ષે સુલતાને લશ્કર લઈ ફરી ઈડરપર ચઢાઈ કરી, કિલ્લો જીતી લીધો અને કિલ્લાની અંદર જુમા મસજીદનો પાયો નાખી અમદાવાદ પાછો આવ્યો. સુલતાને કરેલી ઈડરની ફતેહની તથા બીજા જમીનદારો સાથે કરેલી સલાહની ખબર જાણી ઝાલાવાડનો રાજા કાનો પોતાનો સરસામાન તથા માલમતા લઇ આસીરના નસીરખાન પાસે નાશી ગયો. નસીરખાને પોતાના દેશમાં તેને આશ્રય આપ્યો, અને થોડા દિવસ પછી કાનો સિફારસનો પત્ર લઈ દક્ષિણમાં સુલતાન અહમદશાહ બ્રાહ્મણી પાસે આવ્યો, અને તેની સહાય માગી. અહમદશાહે તેની મદદમાં પોતાનું કેટલુંક લશ્કર મોકલ્યું. આ લશ્કરે નંદરબાર તથા સુલતાનપુરનાં ગામોમાં લૂંટ તથા ખરાબી ચલાવી. સુલતાન અહમદશાહે પોતાના વડા બેટા મહમ્મદખાનને સેનાપતિ મુકરરબુલ્મુલ્ક અને બીજા સરદારો સાથે નંદરબાર તરફ આ બખેડાની શાંતિ કરવા મોકલ્યો. તેણે જઇને લઢાઈ કરી, દક્ષણી લશ્કર ઉપર જીત મેળવી. દક્ષણી લશ્કરનો મોટો ભાગ કતલ તથા કેદ થયો અને બાકીનો ભાગ દોલતાબાદ નાશી ગયો. આ ખબર સુલતાન અહમદ બ્રાહ્મણીએ જાણી ત્યારે તેણે પોતાના વડા બેટા અલ્લાઉદ્દીન તથા વચ્ચેટ પુત્ર ખાનજહાનને શાહજાદા મહમ્મદખાન સામે લઢાઈ કરવા મોકલ્યા અને લશ્કરની સુપ્રત કદરખાન નામના એક નામાંકિત ઉમરાવને કરી. શાહજાદા અલ્લાઉદ્દીને કદરખાનની સલાહથી કુચ ઉપર કુચ કરીને દોલતાબાદના કિલ્લાની બહાર પડાવ નાખ્યો. આ મુકામે નસીરખાન ઝાલાવાડના રાજા કાના સાથે દક્ષણી છાવણીમાં આવી સામેલ થયો. અહીંથી બધા ભેગા થઈ નાયકપંજના ઘાટના મોખરા આગળ આવ્યા. શાહજાદો મહમદખાન તેમની પાછળ આવી પહોંચ્યો અને જોસભેર ખૂની લઢાઈ ચાલી તેમાં દખણના શાહજાદા હાર્યા અને દોલતાબાદ નાસી ગયા. નસીરખાન તથા કાનો રાજા ખાનદેશમાં આવેલા કલિંદના કિલ્લામાં જઈ ભરાયા.

એજ વર્ષમાં (૧૪૨૯) કુતુબ નામનો, ઞાહિમ બેટનો ગુજરાત તરફ

ફનો સુબો મરણ પામ્યો. અહમદશાહ દક્ષણીએ આ લાગ જોઇને હસન ઈજ્જત જેનું ઈલકાબનું નામ મલિક ઉત્તુજ્જાર હતું તેને મોકલ્યો અને તેણે માહિમનો પ્રદેશ દક્ષણી સુલતાનના અમલમાં

માહિમ પાછું લીધું, ૧૪૨૯.

આણ્યો. સુલતાન અહમદશાહે આ ખબર જાણી ત્યારે પોતાના કનિષ્ટ પુત્ર ઝફરખાનને તથા મલેક ઇફ્તિખારખાનને તે તરફ મોકલ્યા. દીવ, ગોઘા તથા ખંભાત બંદરનાં વહાણો એકઠાં કરી ઝફરખાને ખુશકી તથા તરીએ થાણા ઉપર હલ્લા કરી એ શહેર કબજે કરી લીધું અને પછી માહિમ પાછું લીધું. ૧૪૩૧ માં સુલતાન અહમદશાહે ચાંપાનેર ઉપર ચઢાઈ કરેલી એવામાં અહમદ બ્રાહ્મણીએ બાગલાનનું પ્રગણું ઉજ્જડ કરી નાખ્યું. આ સાંભળી સુલતાન અહમદશાહ નંદરબાર ગયો અને રસ્તામાં નાંદોદ આવ્યું તેનો નાશ કર્યો. અહમદ બ્રાહ્મણી તંબોળના કિલ્લાને ઘેરો ઘાલી બેઠો, પણ સુલતાને ત્યાં જઈ પહોંચી તેને હરાવ્યો અને કિલ્લો છોડાવ્યો. પછી તે થાણે ગયો, થાણાનો કિલ્લો સમરાવ્યો અને સુલતાનપુર અને નંદરબારને રસ્તે થઇ ગુજરાત પાછો આવ્યો. ૧૪૩૨ માં પોતાના બેટા ફતેહખાનની માહિમના રાયની બેટી સાથે સાદી કરી સુલતાન નાગોર ગયો અને ડુંગરપુરના રાવળ પાસેથી ખંડણી તથા બક્ષિસ લીધી; ડુંગરપુરથી તે મેવાડ ગયો અને બુંદીકોટા ઉપર પોતાનો લાગો દાખલ કર્યો. પછી તે દેલવાડા ગયો અને હિંદુ દેવળોનો નાશ કરતો ચિતોડ ગયો અને ત્યાંના રાણાનો મહેલ તોડી પાડ્યો. પછી તેણે નાગોર ઉપર ચઢાઈ કરી અને રાઠોડોને તાબે કર્યા. ત્યારબાદ તે ગુજરાત પાછો આવ્યો અને પછીનાં થોડાં વર્ષ માળવામાં લઢાઈ ચલાવી. ફરિસ્તા પ્રમાણે માળવામાં તેના લશ્કરને દુકાળ અને મરકીથી ઘણું ખમવું પડ્યું.

ઈ. સ. ૧૪૪૧ માં સુલતાન અહમદશાહ મરણ પામ્યો. તેને અમદાવાદ શહેરના માણેકચોકમાં આવેલા હજીરામાં ભૂમિદાહ દેવામાં આવ્યો. મરણ પછી એને 'ખુદાએ ગાની મઘફૂર' એ ઉપનામ લગાડવામાં આવ્યું. એના રાજ્યની મુદત ફરિસ્તા પ્રમાણે ૩૨ વર્ષ ૬ માસ અને ૨૦ રોજ છે.

તે પોતાની રૈયતનું રક્ષણ કરવામાં અગ્રણી હતો, અને ઉમદા વિચારનો તથા યુક્તિ શોધક હતો; વળી તે ઘણો ધૈર્યવાન તથા ન્યાય આપવામાં ઘણો ચતુર હતો અને તેના સારા સ્વભાવથી આખી જીંદગીમાં લોકોને પ્રિય થયો હતો. તેના ન્યાયના બે દાખલા મિરાતે સિકંદરીમાં નોંધેલા છે. એક વખત સુલતાનના જમાઇએ જુવાનીના તોરમાં અને સુલતાનની સગાઈના જોરમાં એક ખુન કર્યું. સુલતાને તેને પકડી કાજી પાસે મોકલ્યો. કાજીએ જેનું ખુન થયું હતું તેના વારસને ખુની પાસેથી ૪૦ ઉંટ નુકસાની તરીકે અપાવી રાજી કર્યો અને સુલતાનની આગળ આણ્યો. સુલતાને કહ્યું, "ખુન થયેલા પુરૂષનો વારસ પુંજી લઈ રાજી થયો હશે પરંતુ હું તે સજા સ્વીકારતો નથી. આ કામમાં જેવો ગુન્હો છે તેવો જ બદલો આપવો જોઇએ." એમ કહી ખુનીને બજારમાં શૂળીએ ચઢાવવાનો હુકમ કર્યો. બીજો એક દાખલો એવો નોંધાયેલો છે કે સુલતાન એક દિવસ મહેલના જરૂખામાં બેઠો હતો ત્યાંથી સાબરમતીના પાણીમાં ડુબકાં ખાતી એક કોઠી તેણે જોઈ. કોઠી બહાર કઢાવી જોતાં માલમ પડ્યું કે તેમાં એક મુડદુ મૂકી મોં બંધ કરેલું છે. સુલતાને શહેરના તમામ કુંભારોને બોલાવ્યા અને એ કોઠી કોણે બનાવેલી છે એ પારખવાનું ફરમાવ્યું. કુંભારમાંના એક જણે કહ્યું કે એ કોઠી મેં બનાવેલી છે અને ફલાણા ગામના મુખીને વેચાતી આપી છે. સુલતાને તે પુરૂષને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તપાસ કરી તો માલમ પડ્યું કે તેણે એક વાણીઆને મારી નાખી કોઠીમાં ઘાલી તે કોઠી નદીમાં વહેતી મૂકી દીધી હતી. સુલતાને ખુનીને ફાંશીએ દેવાનો હુકમ કર્યો.

## ૪. મહમદશાહ ૨ જો, ૧૪૪૧–૧૪૫૨.

અહમદશાહની પછી તેનો પુત્ર સુલતાન મહમ્મદશાહ તખ્ત ઉપર બેઠો. એ એશઆરામમાં મસગુલ થઇ ગયો અને રાજ્યના કામકાજની બીલકુલ દરકાર રાખી નહીં; પરંતુ એ દાનનો ઉદાર હતો અને તેથી લોકો

એને સુલતાન 'જરબક્ષ' (ધનદાતા) કહેતા. ૧૪૪૫ માં તેણે ઇડરના વીરરાય ઉપર ચઢાઇ કરી, પણ તેણે પોતાની કુંવરી સાદીમાં આપવા કબુલ કર્યું તેથી તેને તેના રાજ્યનો માલેક કાયમ રાખ્યો. આ પછી તેણે ડુંગરપુરના રાવળ ઉપર ચઢાઈ કરી. રાવળ ડુંગરામાં ભરાઈ બેઠો પણ પછી પાછો આવી ખંડણી આપવા કબુલ થયો તેથી તેનો મુલક તેની પાસે રહેવા દેવામાં આવ્યો. સિંધ ઠઠ્ઠાના જામ જૂનાની બેટી બીબી મુઘલી સાથે મહમદશાહે સાદી કરી. આ બાઇને પેટ ફતેહખાન નામના પુત્રનો જન્મ થયો, કે જે મહમૂદ બેગડાના નામથી પાછળથી સુલતાન થયો. ૧૪૫૦ માં મહમ્મદશાહે ચાંપાનેર ઉપર ચઢાઈ કરી અને ત્યાંનો હેઠલો કિલ્લો લીધો; પરંતુ ચાંપાનેરના ગંગાદાસને માળવાના સુલતાન મહમૂદ ખિલજીની મદદ હતી તેથી મહમ્મદશાહ ગોધરા તરફ વળ્યો; તોપણ મહમૂદ ખિલજીએ ૮૦૦૦૦ ઘોડાં સાથે ગુજરાત ઉપર પોતાની કુચ જારી રાખી. મહમ્મદશાહ દીવ ભણી નાશી જતો હતો પણ અમીરોએ તેના હિચકારાપણાથી કંટાળી તેને ઝેરથી મારી નંખાવ્યો અને તેના બેટા જલાલખાનને કુતુબુદ્દીનશાહ એ નામથી ગાદીએ બેસાડ્યો.

## ૫. સુલતાન કુતુબુદ્દીનશાહ, ૧૪૫૧–૧૪૫૯.

અમીરોએ કુતુબુદ્દીનશાહને ગાદીએ બેસાડ્યો એ અરસામાં માળવાના સુલતાન મહમૂદ ખિલજીએ સુલતાનપુરને ઘેરો ઘાલ્યો. કુતુબુદ્દીનશાહના તરફથી મલિક અલાઉદ્દીન બીન સોરાબ નામનો સરદાર એ કિલ્લાનો બચાવ કરતો હતો તેને તાબે થવાની ફરજ પડી. એ સરદારને મહમૂદ ખિલજીએ આબરૂ સાથે માળવે મોકલી માંડુનો હાકેમ બનાવ્યો. પછી મહમૂદ ખિલજીએ સારસાપાસરી જઈ ભરૂચને સંભાળનારા સીદિ મરજાનને તાબે થવા કહેવરાવ્યું. સીદિએ ના કહી તેથી ભરૂચ આગળ બહુ મોડી થયું પરંતુ એમ જાણી માળવાનો સુલતાન વડોદરે લૂંટી નડીઆદ ગયો. નડીઆદના

કપડવણજની લડાઈ, ૧૪૫૪.

બ્રાહ્મણોએ એક ગાંડા હાથીને મારી નાખવામાં બહાદુરી બતાવી તેથી માળવાનો સુલતાન આશ્ચર્ય પામ્યો. કુતબુદ્દીનશાહ સામો આવ્યો અને કપડવણજ આગળ માળવાના સુલતાન સાથે લડાઈ કરી જીત મેળવી પણ લડાઈમાં માળવાના સુલતાને કુતબુદ્દીનશાહની છાવણીમાં ધસી તેનો તાજ તથા નંગે જડેલો કમરબંધ લઈ લીધો. એવું કહેવાય છે કે ધોળકાના રહેનારા જેઓ દરવાઝીઆ એ નામે ઓળખાતા તેઓની બહાદુરીથી કુતબુદ્દીનશાહને આ જીત મળી હતી. માળવાના સુલતાનને ગુજરાત ઉપર ચઢાઇ કરવાને ઉશ્કેરનારો મુઝફ્ફરખાન નામે હતો તેને પકડી ઠેર કરવામાં આવ્યો અને તેનું માથું કપડવણજના દરવાજા ઉપર ચોઢવામાં આવ્યું.

કાંકરીઉ તળાવ બાંધ્યું. ૧૪૫૪.

કપડવણજથી પાછા આવી કુતબુદ્દીનશાહે હોઝીકુતબ અથવા કાંકરીઉં તળાવ અમદાવાદની દક્ષિણે એક માઇલપર બંધાવ્યું.

નાગોરમાં લડાઈ, ૧૪૫૪-૧૪૫૯.

એજ વરસમાં સુલતાન મહમૂદ ખિલજીએ નાગોર જીતવાની તજવીજ કરી, પણ ત્યાંના હાકેમ ફિરોઝખાનની મદદે કુતબુદ્દીનશાહે ફોજ મોકલી તે સાંભર પહોંચી કે તરત સુલતાન મહમૂદ ખિલજી પાછો હઠ્યો; અને તે પછી થોડે દહાડે ફિરોઝખાન મરી ગયો. ફિરોઝખાનના ભાઈ મુઝાહિદખાને ફિરોઝખાનના દિકરા શમ્સખાનને કાઢી મૂકી નાગોરની હકુમત હસ્તગત કરી. શમ્સખાન ચિતોડના રાણાની મદદ લઈ નાગોર ઉપર ચઢી આવ્યો અને મુજાહિદને હાંકી કાઢ્યો. પણ ચિતોડના રાણાના કહ્યા પ્રમાણે શમ્સખાને નાગોરનો કોટ તોડી પાડવાની ના પાડી તેથી રાણો નાખુશ થયો અને લશ્કર ભેગું કરી નાગોર ઉપર ચઢી આવવાની તૈયારી કરવા લાગ્યો. પણ એટલામાં શમ્સખાને પોતાની બેટી કુતબુદ્દીનશાહને પરણાવી તેથી તેણે કેદ-

**ચિતોડ સાથે લઢાઇ, ૧૪૫૫-૧૪૫૯.**

લોક અમીરોને ફોજ સાથે રાણાની સામે મોકલ્યા. પણ લડાઈ થઈ તેમાં ગુજરાતની ફોજ હારી અને રાણો નાગોરની આસપાસનો મુલક ઉજાડ કરી ચિતોડ ગયો. વેર લેવાને કુત્બુદ્દીનશાહ ચિતોડ ઉપર ચઢાઈ કરવા નીકળ્યો. મારગમાં સિરોહીના રાજા દેવડાએ સુલતાનની છાવણીમાં જઈ અરજ કરી કે મારા બાપ દાદાના વખતનો આબુનો કિલ્લો રાણાએ મારી પાસેથી છીનવી લીધો છે તે મને પાછો અપાવો. સુલતાને પોતાના સરદાર મલિક શાબાનને આબુનો કિલ્લો લેવા મોકલ્યો અને પોતે કુંભલમેર ગયો. મલિક શાબાન આબુની ખિણમાં સપડાયો. તેની ઉપર ચારે બાજુથી દુશ્મનો ડુંગર ઉપરથી ઉતરી આવ્યા; અને લડાઈ થઈ તેમાં મલિક હાર્યો અને તેનાં ઘણાં માણસ માર્યા ગયાં; આ પછી રાણા સાથે સલાહ કરી સુલતાન પણ ગુજરાત પાછો આવ્યો. પછી માળવાના સુલતાને કુત્બુદ્દીનશાહને સમજાવ્યું કે આપણે બંનેએ મળી ચિતોડ ઉપર ચઢાઈ કરવી અને રાણાનો મુલક સરખે ભાગે વહેંચી લેવો. આ વાત કુત્બુદ્દીનશાહને ગમી તેથી તે ૧૪૫૬–૫૭ માં નીકળ્યો. આબુને રસ્તેથી જતાં તેણે આબુનો કિલ્લો લઈ લીધો અને કિશન દેવડાને આપ્યો. પછી કુંભામેરની આજુબાજુની જગો ઉજ્જડ કરી તે ચિતોડ તરફ ધસ્યો. રસ્તામાં રાણો તેને સામો મળ્યો, અને બંને વચ્ચે લઢાઈ થઈ. રાણો પાછો હઠી પોતાની રાજધાનીમાં ગયો, એટલે કુત્બુદ્દીનશાહે તેની રાજધાનીને ઘેરો ઘાલ્યો. પણ રાણાએ ખંડણી આપવાનું તથા નાગોરને ઈજા ન કરવાનું કબુલ કર્યું તેથી કુત્બુદ્દીનશાહ ઘેરો ઉઠાવી ગુજરાત પાછો આવ્યો. ત્યારે પછી ત્રણ માસમાં રાણાએ મંદીસોર* બક્ષીસ આપી માંડુના ખિલજી સુલતાન સાથે સલાહ કરી અને નાગોર ઉપર ચઢાઈ કરી. આ વખતે કુત્બુદ્દીનશાહ ફાક-પીપીને એવો નબળો થઈ ગયો હતો કે ઘોડા ઉપર બેશી શકતો નહીં,

---

* માળવામાં, એ નામના પ્રગણાનું મુખ્ય શહેર.

તોપણ ફોજ એકઠી કરી પાલખીમાં બેશી નીકળ્યો. ગુજરાતની ફોજ કુચ કરી આવે છે એવું સાંભળ્યું કે રાણો પાછો ફર્યો, અને તેથી કુતબુદ્દીનશાહ પણ અમદાવાદ પાછો આવ્યો. ઇ. સ. ૧૪૫૮ માં સિરોહિ અને કુંભલમેરને રસ્તે થઈ સુલતાન કુતબુદ્દીનશાહે ચિતોડ તરફ સ્વારી કરી અને મુલક ઉજાડ કર્યો. ત્યાંથી પાછો આવ્યા પછી થોડા વખતમાં (મે, ૧૪૫૯) તે મરી ગયો. દંતકથા પ્રમાણે તે અકસ્માતથી તરવાર વાગવાથી મરી ગયો, પણ બહાદુરશાહીનો લેખક એમ જણાવે છે કે તેની બેગમે તેને ઝેર દઈ મારી નાખ્યો. ફરિસ્તા કહે છે કે "તકસીર કરનારને પાણીદાર તલવાર શિવાય તથા ઉલટું વર્તન કરનારને પ્રાણહારક ખંજર શિવાય બીજી શિક્ષાની વાત તે કરતોજ નહીં. તેનામાં ક્ષમા અને સબુરીનું પક્ષી તેની આસપાસ ક્વચિતજ ઉડતું. એના રાજ્યનો સમય સાત વર્ષ અને સાત માસનો છે, તે તમામ લઢાઇ, ટંટા અને મસ્તીમાં વીત્યો છે, તથા એના હાથથી કોઇ દિવસ મદીરાનો પ્યાલો દૂર થયો નથી."

## ૬. દાઉદશાહ, ૧૪૫૯.

સુલતાન કુતબુદ્દીનના મરણ પછી તેનો કાકો દાઉદખાન, ઇમાદુલ્મુલ્ક વઝીર તથા બીજા અમીરોની સહાયથી તખ્ત ઉપર બેઠો. પરન્તુ બદફેલીમાં પડી તેણે પોતાની પાસે રહેનાર એક ફર્રાશ (બીછાયત કરનાર) ને ઇમાદુલ્મુલ્કનો ખિતાબ આપી એક મોટો અમીર બનાવ્યો; વળી બીજાં પણ એવાં કામ કર્યાં કે જે સુલતાનીને તથા પ્રજાપાલનને છાજે નહીં. ફર્રાશ શિવાય તેની પ્રકૃતિ બરોબર રહેતી નહીં. એ ઉપરથી કેટલાક દ્રઢ મનના તથા રાજ્યભક્ત પુરૂષોએ વઝીર ઇમાદુલ્મુલ્કની સાથે મસલત કરીને દાઉદખાનને તખ્ત ઉપર બેઠે સાત દિવસ થયા હતા છતાં, ઉઠાડી મૂકયો અને સુલતાન કુતબુદ્દીનના ચૌદ વર્ષની વયના નાના ઓરમાન ભાઈ (બીબી મુગલીના બેટા) ફતેહખાનને, મહમૂદશાહ નામ આપી તખ્ત ઉપર બેસાડયો.

## ૭. મહમૂદ બેગડા, ૧૪૫૯–૧૫૧૩.

સુલતાન મહમૂદશાહ બેગડા કહેવાયો તેનું કારણ મિરાતે સિકંદરીનો કર્ત્તા એવું જણાવે છે કે એક માણસ બીજાને મળતી વખતે જેમ હાથ પહોળા કરે છે તેમ જે બળદનાં શિંગડાં ડાબા જમણી લાંબાં હોય તેવા બળદને હિંદીમાં 'બેગડા' કહે છે; અને સુલતાનની મૂછો આવા બળદનાં શિંગડાંની પેઠે, બે બાજુએ લાંબી ફેલાયલી હતી માટે તે બેગડા કહેવાયો. બીજા કેટલાક લોકોનું કહેવું એવું છે કે સુલતાન મહમૂદે એક જૂનાગઢ અને બીજો ચાંપાનેર એ પ્રમાણે બે ગઢ જીતી લીધા હતા તે ઉપરથી તેને બેગડા નામ લગાડેલું છે.

જે સુલતાનો તેની પહેલાં થઈ ગયા અને જે તેની પાછળ થયા તે બધામાં મહમૂદ બેગડો અત્યુત્તમ ન્યાય, વિજયી, ધર્મ સંગ્રામ, ઈસ્લામ ધર્મ અને મુસલમાનોની અભિવૃદ્ધિ, શારિરીક સામર્થ્ય, અને ઉદારતામાં સર્વથી શ્રેષ્ઠ હતો. આટલા બધા રાજ્ય વૈભવ છતાં અને આખા દેશનો માલિક છતાં તેની પાચન શક્તિ ઘણી પ્રબળ હતી. તેનો રોજનો ખાવાનો રાએતો, જેનો એક શેર પંદર 'બહલુલી'* ની બરોબર થાય છે એવા એક ગુજરાતી મણનો હતો. ખાતી વખતે એકીવારે પાંચ શેર ખીચડી તે ઉડાવી જતો અને રાત્રે સુતી વખતે તેના પલંગની જમણી તથા ડાબી બાજુએ એકેક રકાબી સમોસાની ભરીને મૂકવામાં આવતી, કે જેથી જેણી તરફ તે પાસુ ફેરવે તેણી તરફથી સમોસા ખવાય. આ પ્રમાણે રાતમાં ઘણીવાર તે ખાતો અને સુઈ જતો. દરરોજ સવારમાં ઉઠીને નિમાજ પઢી એક કટોરો મધ તથા એક કટોરો ઘી તથા અઢીસેં સોનેરી કેળાં તે ખાઈ જતો.

બળવો બેસાડયો, ૧૪૫૯.

તખ્ત ઉપર બેઠા પછી મહમૂદશાહને દાઉદશાહની તરફેણના અમીરોએ કંઈ ત્રાસ આપ્યો, પણ થોડા વખતમાં દાઉદશાહ મરણ પામ્યો તેથી એ તરફની તેને કંઈ કાળજી રહી નહીં. તોપણ થોડા વખતમાં કેટ-

* અચ્છેરથી સહેજ વધારે.

લોક અમીરોએ વઝીર ઇમાદુલ્મુલ્કની સામે એક સંપ કરી એવી વાત ઉડાવી કે ઇમાદુલ્મુલ્કનો ઇરાદો પોતાના દિકરા શહાબુદ્દીન અહમદને ગુજરાતની ગાદી ઉપર બેસાડવાનો છે. એ વાત સુલતાન મહમૂદને કાને નાખી તેમણે ઇમાદુલ્મુલ્કને ભદ્રમાં કેદમાં નાખ્યો. પાછળથી સુલતાનને ખબર પડી કે ઇમાદુલ્મુલ્કને કેદમાં નાખનારા અમીરોજ રાજદ્રોહી છે અને સુલતાનના કાકા હબીબખાનને ગાદીએ બેસાડવાની તજવીજમાં છે, તે ઉપરથી તેણે ઇમાદુલ્મુલ્કને કેદમાંથી છૂટો કર્યો. બળવાખોર અમીરોને આ વાતની ખબર પડી ત્યારે તેમણે સુલતાનના મહેલ ઉપર ધસારો કર્યો. પણ જુવાન સુલતાનની હિમ્મતથી તેઓ ફાવી શક્યા નહીં. સુલતાને તેમની ઉપર પાંચસો છસો હાથીઓ પાસે સાથે હુમલો કરાવ્યો તેથી અમીરો વીલે મોંઢે નાશી ગયા અને તેમનાં માણસ શસ્ત્ર ઉતારી પોતપોતાને ઘેર જતાં રહ્યાં. આ વખતે સુલતાનનું વય માત્ર ચૌદ વર્ષનુંજ હતું તથાપિ તેણે એક વૃદ્ધ પુરૂષના જેવા વિચારથી એવું તો કામ બજાવ્યું અને બળવાખોરોને એવા તો મોતના દેશમાં મોકલી દીધા અને દાદ માગનારાઓની એવી તો દાદ પૂરી કે અત્યારથી તે ઠેઠ અંત લગી સુલતાનનો હુકમ તોડવાની કોઇની હિમ્મત ચાલતી નહીં.

ગુજરાતમાં આબાદીનો વધારો.

બળવાખોરો નષ્ટ થયા પછી સુલતાન મહમૂદે ગુજરાતની રાજ્યવ્યવસ્થા સુધારવા અને મજબૂત કરવા તરફ ધ્યાન આપ્યું. તેના વખતમાં ગુજરાત દેશમાં નવી તેજી આવી અને કોઇ દિવસ બની નહોતી એવી આબાદી થઇ. લશ્કરી માણસોની હાલત ઘણી સારી હતી. તમામ રૈયત નિરૂપદ્રવ હતી; સાધુ સંતો સ્થિર ચિત્તથી પ્રાર્થનામાં મશગુલ રહેતા અને વેપારીઓ સહીસલામત રીતે સારા નફાથી વેપાર કરી શકતા; દેશમાં સર્વત્ર ઠેકાણે શાંતિ અને નિર્ભય પ્રવર્ત્યાં; રસ્તા ઉપર લૂંટારૂનો ઉપદ્રવ રહ્યો નહીં. એક કવિતામાં કહ્યું છે કે "સોનાની કોથળી એકલો એકજ પુરૂષ પૂર્વથી પશ્ચિમ સુધી લઇ જાય છે; ઓ પાદશાહ, તારા ભયથી દુનિયાની તમામ દિશાઓ નિર્ભય છે."

મહમૂદશાહે કરેલા સારા ધારાથી ગુજરાતના સુલતાનોમાં તે સૌથી સારો કહેવાયો છે. તેણે એવો નિયમ ઠરાવ્યો કે બાપની જાગીર તેના મોત પછી તેના બેટાને કાયમ રહે, અને બેટો ન હોય તો જાગીરનો અડધો ભાગ બેટીને આપવો; તેને કદાચ દીકરી પણ ન હોય તો તેના આશ્રિતોના ગુજરાન વાસ્તે એવો બંદોબસ્ત કરી આપવો કે તેમને કંઈ હરકત પડે નહીં. જુલમી વર્ત્તણુંક શિવાય બીજા કોઈ કારણસર કોઈપણ જાગીરદારની જાગીર પાછી લઇ લેવામાં આવતી નહોતી અને સરકારનું મહેસુલ ઠરાવેલું હોય તેજ પ્રમાણે લેવામાં આવતું. આથી કરીને જમીનની ઉપજ, એ ત્રણ ઘણી અને કેટલેક ઠેકાણે તો દસ ઘણી વધી. સુલતાને વળી એક એવો નિયમ કર્યો કે ફોજનું માણસ વ્યાજે નાણું લે નહીં. એક ખાસ અમલદાર નિમવામાં આવ્યો હતો તે જેને નાણું જોઇએ તેને આગળથી આપતો અને પછી તેના પગારમાંથી હપ્તાથી વસુલ કરી લેતો. વળી અનેક જાતનાં વૃક્ષ જેવાં કે, આંબા, રાયણ, જાંબુ, મહુડા વગેરે જે 'પરમેશ્વરની મહેરબાની પામેલા ગુજરાત દેશમાં' અત્યંત છે તે આ સુલતાનના પ્રયત્ન અને ઉત્તેજનથીજ ઠામ ઠામ રોપાયાં હતાં. વળી એમ પણ કહેવાય છે કે આ સુલતાનના સમયમાં અનાજ બિલકુલ મોંઘું થયું નથી. સર્વ અનાજ એટલાં સોંઘાં હતાં કે ગુજરાતના લોકોએ ત્યાર પછી એવી સોંઘવારી કોઇ દિવસ દીઠી નથી.

દક્ખણના સુલતાનને મદદ કરી, ૧૪૬૧.

ઇ. સ. ૧૪૬૧ માં અથવા ફરિસ્તા પ્રમાણે ૧૪૬૨ માં દક્ખણના સુલતાન નિઝામશાહ બ્રાહ્મણી (ઇસ્વી સન ૧૪૬૧-૧૪૬૩) ના દેશ ઉપર માળવાના મહમૂદ ખિલજીએ સ્વારી કરી તેથી તેની સામે થવા તેણે ગુજરાતના સુલતાનની મદદ માગી. સુલતાન મહમૂદશાહ એકદમ મદદ કરવા નીકળ્યો અને રસ્તામાં નિઝામશાહનો બીજો કાગળ આવ્યો તેથી બુરાનપુરને રસ્તેથી ઉતાવળે આગળ ધસ્યો. ગુજરાતનો સુલતાન નિઝામશાહની મદદે આવતો હોવાની વાત મહમૂદ ખિલજીએ સાંભળી ત્યારે ગોંડવાનને રસ્તેથી પોતાના મુલક તરફ પાછો

હઠ્યો. રસ્તામાં પાણીની તંગીથી તથા ગોંડ લોકના ઠગાઇ ભરેલા હુમલાથી તેનાં પાંચ છ હજાર માણસ મરી ગયાં. દક્ષિણના સુલતાને ગુજરાતના સુલતાનનો આભાર માન્યો અને પછી ગુજરાતનો સુબો ગુજરાત પાછો આવ્યો. ૧૪૬૨ માં મહમૂદ ખિલજીએ ૯૦,૦૦૦ માણસની ફોજ લઇ દખ્ખણમાં બીજીવાર સ્વારી કરી અને દોલતાબાદ સુધીનો પ્રદેશ ઉજાડ કર્યો. દખ્ખણના સુલતાને ગુજરાતના સુલતાનની ફરીથી મદદ માગી, અને ગુજરાતનો સુલતાન આવે છે એમ સાંભળી મહમૂદ ખિલજી પાછો હઠ્યો. મહમૂદશાહે મહમૂદ ખિલજીને લખી જણાવ્યું કે હવેથી દખ્ખણ ઉપર ચઢાઇ કરવી નહીં અને જો કરશો તો હું એકદમ માંડુ ઉપર ધસ્યો આવીશ. આ પછી સુલતાન મહમૂદશાહે બારૂરના કિલ્લામાં તથા દૂન અથવા દહાણુંના બંદરમાં રહેતા ચાંચિયા જમીનદારો ઉપર ચઢાઇ કરી તેમનો કિલ્લો લઇ લીધો; થોડા દિવસ પછી ત્યાંના રાજા પાસેથી ખંડણી લઇ, તથા તેનો મુલક તેને પાછો સોંપી સુલતાન અમદાવાદ પાછો આવ્યો.

**જૂનાગઢ ઉપર સ્વારી, ૧૪૬૭.**

ઇ. સ. ૧૪૬૭ માં મહમૂદશાહે જૂનાગઢનો કિલ્લો જીતી લેવાનો મનસુબો કરી, જૂનાગઢ ઉપર ચઢાઇ કરી; ત્યાંના રાય મંડલીકને હરાવી, તેની પાસે તાબેદારી કબુલ કરાવી તે અમદાવાદ પાછો આવ્યો. બીજે વર્ષે તેના જાણવામાં આવ્યું કે જૂનાગઢના રાજાએ સોનાનું છત્તર તથા બીજાં રાજચિન્હ સાથે દહેરે પૂજા કરવા જવાનું બંધ કર્યું નથી તેથી તેણે જૂનાગઢ લશ્કર મોકલ્યું. રાજાએ છત્તર તથા બીજું કેટલુંક નજરાણું મોકલી દીધું. ૧૪૬૯ માં સુલતાને જૂનાગઢ અને ગિરનાર જીતી લેવાના ઇરાદાથી ફરીથી સોરઠ ઉપર ચઢાઇ મોકલી. રાય મંડલીકે સુલતાનને મળી પૂછ્યું કે મેં કશોએ વાંક કીધો નથી તે છતાં તમે મારો નાશ કરવા ઇચ્છો છો માટે તમે જે કહેશો તે હું કરીશ. સુલતાન મહમૂદશાહે જવાબ વાળ્યો કે મૂર્ત્તિ પૂજવા જેવો બીજો કોઈ ગુન્હો નથી માટે ઇસ્લામ ધર્મ અંગીકાર કરો. આથી રાવ ગભરાયો, રાતે નાઠો અને ગિરનારના કિલ્લામાં ભરાયો.

ગિરનાર લીધું, ૧૪૭૨.

સુલતાને તેને ઘેરો ઘાલ્યો. એ વર્ષ ઘેરો રહેથી રાવને ખોરાકની તંગી પડી, તેથી કિલ્લો છોડી ૧૪૭૨-૭૩ માં તે બહાર આવ્યો અને કુંચીઓ સુલતાનને સોંપી મુસલમાન થયો. રાવ ઉગર્યો ખરો પણ આ વખતથી સોરઠ ખાલસા કરવામાં આવ્યું અને સુલતાનનો અમલદાર જૂનાગઢમાં રહી હાકમી કરવા લાગ્યો. લઢાઈ પૂરી થયા પછી સુલતાને જૂનાગઢનો કોટ સમરાવ્યો; અને એ જગોની આસપાસના સુંદર દેખાવથી ખુશ થઈ સુલતાને સૈયદો તથા વિદ્વાનોને જૂનાગઢમાં અને સોરઠનાં બીજાં ગામોમાં વસાવ્યા. વળી અમીરો પાસે તેણે ત્યાં મકાનો બંધાવ્યાં; અને પોતે પણ એક મહેલ બાંધી, જૂનાગઢનું નામ બદલી મુસીફાબાદ પાડી તેને પોતાની એક રાજધાની કરી. આસપાસના ઠાકોરો પાસે તેણે પોતાની સર્વોપરી સત્તા કબુલ કરાવી. એ વાત ખરી છે કે આ ઠાકોરોએ તથા જૂનાગઢના રાવે સુલતાન અહમદશાહને ખંડણી આપી હતી; પણ મહમૂદશાહે અમદાવાદના સુલતાનની સત્તા એવી મજબૂત બેસાડી કે હવેથી ખંડણી ઉઘરાવવાનું કામ એક કાયમનો અમલદાર નિમી તેને સોંપવામાં આવ્યું. મિરાતિ સિકંદરીનો કર્ત્તા જણાવે છે કે આ વખતે જૂનાગઢની આસપાસ ઘાડુ જંગલ હતું અને તેમાં ખાંટ (જાટ) જાતના જંગલી લોક રહેતા હતા.

રાજધાનીથી પોતાની લાંબી ગેરહાજરીના વખતમાં સુલતાન મહમૂદશાહે, જમાલુદ્દીન મુહાફિઝખાનને અમદાવાદનો હાકેમ કીધો હતો. આ વખતે ચાંપાનેરના ગંગાદાસના દીકરા જેસિંગે પાવાગઢની આસપાસના મુલકમાં બંડ ઉઠાવવાનો ઈરાદો કરેલો તે ઉપરથી સુલતાને સંખેડા, ગોધરા, નોરખા તથા દાખના એ ઠેકાણે નવાં અમલદારોને ફોજ વધારી રાખ્યા. આ સાવચેતી જોઈ જેસિંગે બંડ ઉઠાવવાનું માંડી વાળ્યું. સુલતાને રાય મંડલીકને ખાનજહાનનો ખિતાબ, તથા કેટલીક જાગીર આપી; અને જૂનાગઢથી લૂટી આણેલી સોનાની મૂર્તિઓ ભાગી ફોજના આદમીઓને વહેંચી આપી.

પછી સુલતાન સિન્ધની સરહદ ઉપર કચ્છમાં તોફાની જાતો ઉપર ચઢાઈ લઈ ગયો. આ લોકો સુમ્રા અને સોઢા જાતના રજપૂત કહેવાતા, પણ જાડેજા હતા. તેઓ તરત તાબે થયા અને પોતાની જાતના

કચ્છ જીતી લીધું.

કેટલાકને, ગુજરાતમાં વસવા તથા મુસલમાની ધર્મમાં વાકેફ થવા જૂનાગઢ મોકલ્યા. ત્યાર પછી થોડા વખતમાં તેઓએ ફરીથી તોફાન મચાવ્યું તેથી સુલતાન તેમની સામે ગયો અને તેમને પૂરેપૂરા હરાવ્યા. આ અરસામાં મુલ્લાં મહમ્મદ સમરકંદી નામનો એક મુલ્લાં દખ્ખણમાંથી મધ્ય એશિયા તરફ જતો હતો. તેણે ફરીઆદ કરી કે જગત (દ્વારકાં) ના ચાંચિયા લોકે મને લૂંટી લીધો. તે ઉપરથી સુલતાને ત્યાં જઈ કિલ્લો લીધો અને દેવળમાંની મૂર્ત્તિઓનો નાશ કર્યો. ચાંચિયા શંખોદ્ધાર (બેટ) માં ભરાયા, પણ સુલાતને ત્યાં જઈ તેઓમાંના ઘણાને કતલ કર્યા અને બાકીનાઓને હાંકી મૂકયા; જગતમાં એક મસીદ બંધાવી, ત્યાંનો કારભાર ફર્હતુલ્મુલ્ક નામના એક અમલદારને સોંપી સુલતાન જૂનાગઢ આવ્યો. આ પહેલાં દ્વારકાં કદી જીતાયું નહોતું; દ્વારકાંના રાજા ભીમને સુલતાને અમદાવાદના હાકેમ મુહાફિઝખાન તરફ મોકલાવ્યો અને એવો હુકમ કર્યો કે તેને કાપીને કકડા કરવા અને એકેકો કકડો દરેક દરવાજે ચોટાડવો.

જગત (દ્વારકાં) નો નાશ કર્યો.

પછી સોરઠનો બંદોબસ્ત કરી સુલતાન અમદાવાદ આવતો હતો એવામાં તેણે સાંભળ્યું કે મલબાર કાંઠાના કેટલાક ચાંચિયા ગુજરાતના બંદરોમાં આવતાં વહાણોને લુંટે છે, તે ઉપરથી તેણે ઘોઘે આવી તેમની સામે કાફલો મોકલ્યો; પછી ખંભાત થઈ પોતે અમદાવાદ આવ્યો.

ઈ. સ. ૧૪૮૦ માં સુલતાન જૂનાગઢ હતો ત્યારે સરદાર ખુદાવંદખાન અને બીજાઓ, જે સુલતાનની હમેશ લડાઈ કરવાની ટેવથી કંટાળી ગયા હતા તેમણે, સુલતાનના વડા બેટા અહ-

અમદાવાદમાં કાવતરાં, ૧૪૮૦.

મહદને સુલતાન થઈ બેસવા ઉશ્કેર્યો. પણ સરદાર ઈમાદુલ્મુલ્ક આ કાવતરાંમાં સામેલ થયો નહીં, અને સુલતાન પાછો આવી પહોચ્યો તેથી આ કાવતરૂં એટલેથી અટક્યું. ગયા વર્ષમાં (૧૪૭૯) સુલતાને ચાંપાનેરનો મુલક ઉજડ વાળવા ફોજ મોકલી હતી, પણ હવે તે જીતી લેવાનો તેણે નિશ્ચય કર્યો. આ વખતે સુલતાનના સાંભળવામાં આવ્યું કે વાત્રક વાંકા ઉપર લૂટફાટ ઘણી ચાલે છે તેથી અમદાવાદથી દક્ષિણે અઢાર માઇલ ઉપર વાત્રક કાંઠે તેણે મહમૂદાબાદ વસાવ્યું. ૧૪૮૨ માં ગુજરાતમાં બરોબર વરસાદ ન થવાથી કેટલાક ભાગમાં દુકાળ પડ્યો અને અનાજ વગર ઘણા લોક મરી ગયા. ચાંપાનેરમાં દુકાળ નહીં હોવાથી સરહદપરના મોરાચલી અથવા રસુલાબાદના થાણદારે ચાંપાનેરના મુલકમાં વારંવાર હુમલા કર્યાં. તેથી ચાંપાનેરના રાજાએ તે થાણદાર ઉપર હુમલો કરી તેને હરાવ્યો, તથા તેનાં ઘણાંક માણસોને કાપી નાખ્યાં અને તેના બે હાથી તથા ઘણા ઘોડા પકડી પોતાના રાજ્યમાં આણ્યા. આ સાંભળી સુલતાન મહમૂદશાહ મોટી ફોજ લઇ વડોદરે આવ્યો. ચાંપાનેરના રાજાએ વકીલ મોકલી માફી માગી પણ સુલતાને માફી ન આપતાં એમ કહેવરાવ્યું કે "તરવાર તથા કટારી શિવાય બીજો કોઇ સંદેશો તમારી હમારી વચ્ચે ચાલશે નહીં." આ ઉપરથી રાજાએ પણ તૈયારી કરી અને માળવાના ગ્યાસુદ્દીન ખીલજીને મદદમાં બોલાવ્યો. ગ્યાસુદ્દીનને આવતો અટકાવવા, સુલતાન ચાંપાનેરના ઘેરાનું કામ અમીરોને સોંપી દોહદ ગયો. આ જાણી ગ્યાસુદ્દીન માંડુ તરફ પાછો વળ્યો. દોહદથી પાછા આવી સુલતાને ચાંપાનેર આગળ મસજીદ બંધાવવાનું શરૂ કરી એમ જણાવ્યું કે પાવાગઢનો કિલ્લો લીધા વગર હું પાછો ફરવાનો નથી. ઘેરો વીસ માસ ચાલ્યો. (એપ્રિલ ૧૪૮૩-ડિસેમ્બર ૧૪૮૪) ત્યાર પછી મુસલમાનોને ખબર પડી કે સવારમાં ઘણાખરા રજપૂતો નહાવા ધોવામાં

ચાંપાનેરના રાજા સાથે લઢાઇ, ૧૪૮૨-૧૪૮૪.

રોકાય છે તે ઉપરથી તેમણે સવારને વખતે હલ્લો કરી એક દરવાજો લીધો. અંદર પેસવાનો રસ્તો મળ્યાથી મલિક અયાઝ સુલતાની પોતાનાં માણસ લઇ અંદર દાખલ થયો અને મુખ્ય દરવાજો પણ લીધો. રાવળ અને તેના રજપૂતો શૂરથી લઢ્યા. તેઓ બૈરાં છોકરાંને તથા સરસામાનને બાળી નાખી દુશ્મન ઉપર તુટી પડ્યા પણ કંઇ વળ્યું નહીં. રાવળ અને તેનો દિવાન ડુંગરશી ઘવાયા અને દુશ્મનના હાથમાં પકડાયા. ઇસ્લામી ધર્મ અંગીકાર કરવાને તેમણે ના પાડી તેથી તેમને સુલતાને મરાવી નાખ્યા.

પાવાગઢ લીધું, ૧૪૮૪.

રાવળના કુંવરને સૈફુઉલ્મુલ્કને હવાલે કર્યો અને તેણે તેને મુસલમાની ધર્મ ભણાવ્યો. (પછી સુલતાન મુજફ્ફરશાહે (ઇ. સ. ૧૫૨૩-૧૫૨૬) પોતાની સુલતાનીના વખતમાં તેને નિઝામુલ્મુલ્કનો ઇલકાબ આપ્યો હતો] પાવાગઢ લીધા પછી સુલતાને ચાંપાનેરની આસપાસ કોટ બંધાવ્યો અને તેને મહમ્મદાબાદ નામ આપી પોતાની રાજધાની બનાવી. મિરાતિ સિકંદરીનો કર્ત્તા લખે છે કે "થોડા વખતમાં મહમ્મદાબાદ શહેર શણગારાઇ એવી રોનકમાં આવ્યું કે ગુજરાતના લોકો અમદાવાદને વીસરી ગયા અને સર્વ કબુલ કરવા લાગ્યા કે મહમ્મદાબાદના જેવી સુખાકારી અને આનંદની જગો ગુજરાતમાં નથી; બલ્કે આખી પૃથ્વીના તળ ઉપર નથી. એ શહેરમાં મોટી મોટી ઇમારતો બંધાઇ. વળી તે શહેરની જગો પણ આનંદકારી હતી તેથી મોટા મોટા લોકોનું તે વતન હતું અને દુનિયામાં સર્વથી સુંદર સ્ત્રીઓનું સ્થાન હતું. ત્યાંના બાગ અનેક પ્રકારનાં ફુલથી ભરપુર હતા; વળી નાના પ્રકારના મેવા પણ પુસ્કળ થતા હતા; તેમાં મુખ્યત્વે કરી કેરી, શેલડી, દાડમ, બદામ, સેબ, અંજીર, દ્રાક્ષ, કેળાં, અમૃતફળ, સદાફળ; નારંગી, રાયણ, તાડફળ, નાળિયેર, કકળ, બલબલ, કમરખ, ફાળસાં વગેરે ફળો દરેક જીવને આરામ કરે એવાં સ્વર્ગના બાગ જેવાં થતાં હતાં. વળી ઘણાં સુગંધી પુષ્પ જેવાં કે ગુલાબ, સેવતી, ચમેલી, ચંપા, વેલ, મોગરો, જાઇ, જુઇ, કરણ, કેવડો, કેતકી........ઘણાં થતાં હતાં."

ચાંપાનેર પાસે સુખડના ઝાડનું એક એવડું મોટું જંગલ હતું કે તેનાં લાકડાં લોકો ઇમારતના કામમાં વાપરતા. સુલતાનની આજ્ઞાથી ખોરાસાન દેશના એક પુરૂષે એક સુન્દર બાગ બનાવી તેમાં ફુવારા તથા વિચિત્ર જળ-પ્રવાહ રચ્યા. વળી હાલુર નામના એક ગુજરાતી સુથારે પેલા ખુરાસાની પાસેથી શીખી લઇ, એનાથી પણ સારો બાગ બનાવ્યો. તેની જગો હજી પણ તેના નામ ઉપરથી હાલોલ નામથી ઓળખાય છે.

વળતર લેવાની રીત.

લૂંટ ચોરીમાં વળતર લેવાની રીત સુલતાન મહમૂદશાહે દાખલ કરેલી જણાય છે. કેટલાક સોદાગરોએ ઇરાક તથા ખુરાસનથી ઘોડા તથા કેટલોક માલ આણેલો તે સિરોહીની હદમાં લુંટાયો. સુલતાને તેની કિમ્મત લખાવી લઇ સોદાગરોને પોતે આપી અને પછી સિરોહીના રાજા પાસેથી વસુલ કરી લીધી.

દક્ષિણના બ્રાહ્મણી સુલતાનનો એક અમીર, બહાદુરખાન ગીલાની, ગોવા અને દાભોલમાં* રહી ગુજરાતના બંદરોમાં ઘણી ખરાબી કરતો હતો. તેનો ત્રાસ એટલો બધો વધી ગયો કે ગુજરાતમાં સોપારી આવી શકી નહીં તેથી પાનની સાથે સોપારીને બદલે લોકો ધાણા ખાવા લાગ્યા. ઇ. સ. ૧૪૯૫ માં સુલતાન મહમૂદશાહ તેની સામે ફોજ લઇ નીકળ્યો, પણ એટલામાં બ્રાહ્મણી સુલતાને બહાદુરને પકડી તેનું ડોકું કાપી ગુજરાતના સુલતાનને મોકલી આપ્યું, તેથી તે પાછો ફર્યો.

૧૪૯૯–૧૫૦૦ માં સુલતાન મહમૂદશાહના સાંભળવામાં આવ્યું કે માળવાનો નાસીરૂદ્દીન પોતાના બાપ ગ્યાસુદ્દીનને મારી નાખી તખ્ત ઉપર બેઠો છે, તેથી તેની સામે ચઢાઇ કરવા તે તૈયાર થયો, પણ નાસીરૂદ્દીને

---

* એ બંદર રત્નાગિરી પ્રગણામાં વશિષ્ટ નદીને ઉત્તર તીરે હતું. ત્યાં આ દેશના અને પરદેશના વેપારી મળતા. ૧૫૦૨ માં તે ફિરંગીઓને હાથ ગયું. ૧૬૨૬ અને ૧૬૩૦ ની વચમાં અંગ્રેજોએ ત્યાં કોઠી ઘાલી, પણ સત્તરમા સૈકાની આખરમાં આ બંદર તુટયું.

દીનતા બતાવી તેથી વિચાર માંડી વાળ્યો. આ પછીનાં સાત વર્ષમાં સુલ્તાને કંઇ લડાઇ કરી નહોતી.

ઇ. સ. ૧૫૦૭ માં સુલતાન મહમૂદશાહ મહમ્મદાબાદમાં રહેતો હતો એવામાં તેને ખબર મળી કે ફિરંગી લોકો દરિયા કિનારા ઉપર હલ્લા કરી એવી ઇચ્છા રાખે છે કે કિનારા ઉપર કિલ્લા કરી ત્યાંના વતની થવું. રૂમનો સુલતાન તેમનો કટ્ટો શત્રુ હતો તેણે આ ખબર સાંભળી અનેક વહાણો તે લોકોની સાથે ધર્મ સંગ્રામ કરી તેમને નાબુદ કરવાના ઇરાદાથી હિન્દના કિનારા ઉપર મોકલ્યાં. તે વહાણો પૈકી કેટલાંક વહાણ ગુજરાતના કિનારા ઉપર આવ્યાં. સુલતાન મહમૂદશાહ જે ધર્મ સંગ્રામને માટે ઉત્સાહી હતો તે પણ દમણ અને માહિમ બંદરો તરફ રવાના થયો. જ્યારે તે દમણ પહોંચ્યો ત્યારે તેણે હુકમ કર્યો કે મલિક અયાઝ સુલતાનીએ કેટલાંક ખાસ વહાણ અસ્ત્રશસ્ત્રથી સજ કરી ફિરંગીઓનો વિનાશ કરવા જવું. અહીં જે વહાણો રૂમના સુલતાન તરફથી આવ્યાં હતાં તે પણ અયાઝને સામેલ થયાં. મહમૂદશાહ વસાઇ તરફ કુચ કરતો હતો એવામાં તેણે સાંભળ્યું કે ગુજરાતના કાફલાએ, તુરકી કાફલાની સાથે રહી ફીરંગીઓને હરાવી ચેઉલ* લીધું છે; અને તે ઉપરથી ગુજરાતના કાફલાના સરદાર મલિક અયાઝને બક્ષીસ આપી તે પાછો આવ્યો.

ફિરંગી લોકોની હાર, ૧૫૦૭.

આ સમયે આસીરનો રાજા દાઉદશાહ મરણ પામ્યો અને તે દેશમાં બળવાનો વંટોળ ઉઠયો. ઇ. સ. ૧૫૦૮ માં મહમૂદશાહે ત્યાંની ગાદીના ખટલામાં વચ્ચે પડી પોતાના ભત્રિજા મિરાન મહમ્મદ અદિલખાન ફારૂકીને ગાદીએ બેસાડયો. ઇ. સ. ૧૫૦૮ થી ઇ. સ. ૧૫૧૩ ના ડિસેમ્બરમાં પોતાના મરણ સુધી સુલતાન મહમૂદશાહ રાજધાનીમાં રહ્યો. ચોપન વર્ષ અને એક માસ રાજ્ય કરી સડસટ વર્ષની ઉમ્મરે તે મરણ પામ્યો.

---

* હાલનું રેવદંડા, ઇ. સ. ૧૫૦૧ થી ૧૬૫૦ સુધી વેપારનું મોટું મથક હતું.

મહમૂદશાહ બેગડો ઘણોજ પરાક્રમી અને મિલનસાર સુલતાન હતો. તેને મુસલમાનોનો સિદ્ધરાજ કહીએ તો ચાલે. તેના વિષે મુસલમાનોમાં અનેક કથા કહાણીઓ ચાલે છે. તેની બહાદુરી, કૌવત, ન્યાય, અને મુસલમાન ધર્મ ઉપર દૃઢ આકીન એ વખાણવા જેવા ગુણ હતા, તોપણ ધર્મના ઝનુનમાં હિન્દુઓનાં દેવળ તોડી પાડી તથા મૂર્ત્તિઓ ભાગી નાખી તેણે પોતાની કીર્ત્તિ ઝાંખી કરી છે. તેના દરબારમાં ઘણા વિદ્વાનો અને ધાર્મિક પુરૂષો માલમ પડતા. ગુજરાતમાં મુસલમાની વખતની કોઈ પણ ઈમારત એવી નથી કે જેની સાથે લોકો મહમૂદશાહ બેગડાનો સંબંધ જોડતા નથી.

મહમૂદશાહને ખલિલખાન, મહમ્મદ કાલ, આપાખાન, અને અહમદખાન એ પ્રમાણે ચાર પુત્ર હતા. તે પૈકી ખલિલખાન વડીલ હતો; મહમ્મદ કાલ, રાણી રૂપમંજરીને પેટ અવતર્યો હતો પણ તે તથા તેની મા મહમૂદશાહની હયાતીમાં મરણ પામ્યાં, રાણી રૂપમંજરીને માણેકચોકમાં ભૂમિદાહ કરેલી છે; એ જગો રાણીના હજીરા તરીકે હજી ઓળખાય છે, ત્રીજો પુત્ર આપાખાન એક અમીરના ઝનાનખાનામાં પેસતાં પકડાયો તેથી મહમૂદશાહે તેને ઝેર દઈ મારી નંખાવ્યો. જેને ખુદાવંદખાન, મહમૂદશાહની હયાતીમાં તખ્ત ઉપર બેસાડવા તજવિજ કરતો હતો તે અહમદખાન હતો.

## ૮. મુઝફ્ફરશાહ ૨ જો, ૧૫૧૩–૧૫૨૬.

સુલતાન મહમૂદશાહ બેગડા પછી તેનો પુત્ર ખલિલખાન મુઝફ્ફરશાહ નામ ધારણ કરી તખ્ત ઉપર બેઠો. એ મહિકાંઠાના નાગા રાણાની કુંવરી હિરાબાઈને પેટ અવતર્યો હતો. ગાદીએ બેઠો તે વખતે ખલિલખાન ૨૭ વર્ષનો હતો. પિતાની હયાતિમાં શાહજાદો ખલીલખાન થોડો વખત વડોદરામાં રહ્યો હતો. ગાદીએ બેઠા પછી થોડીવારે તે એ તરફ ગયો અને વડોદરાની નજીકમાં દોલતાબાદ નામનું ગામ વસાવ્યું.

પાટણનો હાકેમ ઐનુલમુલ્ક સુલતાનને મુજરો કરવા અમદાવાદ આવતો હતો એવામાં ઈડરના રાવે કંઈ ગરબડ મચા-

ઈડર ઉપર ચઢાઈ, ૧૫૧૪. વેલી, તેને માટે તેને શિક્ષા કરવા ઈડર તરફ વળ્યો. ઈડરના રાવ ભાણના પુત્ર રાવ ભીમે ૧૫૧૪ માં તેને હરાવ્યો. રાવને સપડાવવા જતાં ઉલટો ઐનુલ્મુલ્ક હાર્યો તેથી સુલતાને પોતે ઈડર તરફ કુચ કરી. પણ સુલતાન આવતો હોવાની વાત સાંભળી રાવ ઈડરમાંથી ખસી ગયો અને પછી ઘણી મુશ્કેલીએ, ભારે ખંડણી આપવા કબુલ કરી સુલતાન સાથે સલાહ કરી. પછી સુલતાન ગોધરે ગયો અને ત્યાંથી દોહદ થઈ ત્યાંનો કિલ્લો સમરાવી ધાર ગયો. આ વખતે અમીરો સામા થવાથી માળવાનો સુલતાન મહમૂદ માઠી સ્થિતિમાં આવી પડ્યો હતો. તેની આ સ્થિતિનો લાભ લેવો એ ઠીક નહીં સમજી સુલતાન મુઝફ્ફરશાહ થોડા વખતમાં મહમ્મદાબાદ (ચાંપાનેર) પાછો આવ્યો. આ વખતે ઈડરના મરહુમ રાવ ભીમનો ભત્રિજો રાયમલ્લ, જે ચિતોડના રાણા સાંગાનો જમાઈ થતો હતો તેણે સસરાની મદદથી, રાવ ભીમના પુત્ર રાવ ભારમલ્લને હાંકી કાઢી ઈડરની ગાદી લઈ લીધી. ચિતોડના રાણાએ કરેલી દરમ્યાનગિરી સુલતાન મુઝફ્ફરશાહને ગમી નહીં તેથી તેણે અહમદનગરના હાકેમ નિઝામખાનને હુકમ કર્યો કે રાયમલ્લને ઉઠાડી ભારમલ્લને ગાદી સોંપવી. તે ઉપરથી નિઝામખાને ઈડર લીધું અને ભારમલ્લને આપ્યું. રાયમલ્લ ડુંગરામાં નાશી ગયો. નિઝામખાન તેની પાછળ પડ્યો પણ પોતાના ઘણાં માણસ ખોઈ બેઠા. ચોમાસુ વિત્યાબાદ સુલતાન પોતે ઈડર ગયો. આ પછી અહમદનગરનો હાકેમ નિઝામખાન માંદો પડ્યો, તેથી ઝહિરૂલમુલ્કને ઈડર સોંપી હજુરમાં પાછો આવ્યો. ઈ. સ. ૧૫૧૭ માં રાયમલ્લ ફરીને ઈડર પ્રગણામાં દેખાયો અને ઝહિરૂલમુલ્કને હરાવી તેનાં ૨૭ માણસ મારી નાખ્યાં. આ ખબર સાંભળી સુલતાને નિઝામખાનને વીજાપુરનો નાશ કરવા હુકમ કર્યો. કારણ કે ફિતુરી લોકોને એ પ્રગણામાં ઘણું કરી હમેશ આશ્રય મળતો.

૧૫૧૭ માં માળવાના અમીરોએ મુઝફ્ફરશાહને કહેવરાવ્યું કે અમારા

**માળવામાં બખેડો, ૧૫૧૭.**

સુલતાન મહમૂદ ખિલજીનો હિન્દુ વઝીર મેદનીરાય ઘણો જૂલમ કરે છે અને સુલતાનને ઉઠાડી મૂકી પોતે તખ્ત ઉપર બેસવાની તજવિજમાં છે, માટે આપ વચમાં પડી કંઈ મદદ કરો. મુઝફ્ફરશાહે મદદ આપવા કબુલ કર્યું. થોડા વખત પછી મેદનીરાયના જાપ્તામાંથી છટકી સુલતાન મહમૂદ ખિલજી જાતે મદદ માગવા આવ્યો; તે ઉપરથી ૧૫૧૮ માં સુલતાન મુઝફ્ફરશાહ ઉપડ્યો અને ગોધરે થઈ માળવા ગયો; પણ તે ધાર પહોચ્યો કે તરત તે શહેર મેદનીરાયે ખાલી કર્યું અને માંડુ ગયો; પછી મુઝફ્ફરશાહે

**માંડુ લીધું, ૧૫૧૮.**

માંડુને ઘેરો ઘાલ્યો, એટલે મેદનીરાયે ચિતોડના રાણાને મદદમાં બોલાવ્યો. ચિતોડનો રાણો સારંગપુર લગી આવ્યો, પણ ત્યાં તેની સામે મુઝફ્ફરે મોકલેલી ફોજની ટુકડી આવી પહોચી એટલે તે પાછો ફર્યો. પછી ગુજરાતની ફોજે બહાદુરીથી લઢી માંડુ લીધું, અને કપડવણજની લઢાઈમાં જે કમરબંધ કુતબુદ્દીનશાહે ખોયો હતો તે પાછો મેળવ્યો. આ જીતથી માળવા દેશ વાસ્તવિક રીતે મુઝફ્ફરશાહના હાથમાં આવ્યો પણ તેણે તે આબરૂભેર સુલતાન મહમૂદ ખિલજીને સોંપી દીધો અને પોતે ગુજરાત તરફ પાછો ફરી મહમ્મદાબાદ આવ્યો.

**ચિતોડ સાથે લઢાઇ, ૧૫૧૯.**

બીજે વર્ષે ખબર આવી કે ચિતોડના રાણાએ સુલતાન મહમૂદ ખિલજીને હરાવી કેદ કર્યો છે, તેથી મુઝફ્ફરશાહે માંડુના બચાવ માટે ફોજ મોકલી. પણ એ ફોજથી કંઈ થઈ શક્યું નહીં. આ પહેલાં થોડા વખત ઉપર એક ભાટે ઈડરના હાકેમ નિઝામખાન આગળ બડાઈ મારી હતી કે ચિતોડનો સાંગો રાણો ઈડરના રાવ રાયમલ્લને મદદ કર્યા વગર રહેશે નહીં. આથી નિઝામખાન ગુસ્સે થયો અને બોલ્યો, "અમે અહિં છીએ ત્યાં સુધી એ કુતરાના શા ભાર છે કે રાયમલ્લને મદદ કરી શકે." નિઝામખાને સાંગા રાણાને કુતરો કહ્યો એટલું જ નહીં, પણ એક કુતરાનું

નામ સાંગો રાણો પાડી, તેને કિલ્લામાં બાંધ્યો અને રાણાને કહ્યું કે હાય હોય તો છોડાવી જાઓ. રાણાને આથી સ્વાભાવિક રીતે ઘણો ગુસ્સો ચઢયો અને એકદમ ચઢાઈ કરવા નીકળ્યો. આ વખતે નિઝામખાન ઈડરમાં થોડી ફોજ મૂકી અહમદનગર ગએલો હતો. સાંગો રાણો ઈડર આવ્યો ત્યારે નિઝામખાનની ફોજે લઢાઈ આપી પણ તેમાં તે બધી કપાઈ ગઈ. પછી રાણો અહમદનગર ગયો, નિઝામખાનને હરાવ્યો, અને અહમદનગર લુંટી, વડનગર ગયો; ત્યાંથી તે વીસલનગર ગયો અને વીસલનગર લૂંટી ચિતોડ પાછો ગયો. ૧૫૨૧ માં સોરઠના હાકેમ મલિક ઐયાઝ સુલતાનીને મોટી ફોજ સાથે આ બનાવનું વેર વાળવા રવાના કરવામાં આવ્યો; પણ ઐયાઝ સુલતાનીને ગુજરાતના સરદારો સાથે અબનાવ થવાથી ડુંગરપુર અને વાંસવાડા બાળવા અને લુંટવા ઉપરાંત તેનાથી કંઈ વિશેષ થઈ શક્યું નહીં. આથી સુલતાન મુઝફ્ફરશાહ ઘણો ગુસ્સે થયો અને ચિતોડ ઉપર ખુદ પોતે ચઢાઈ કરવા તત્પર થયો. પણ એટલામાં રાણાના તરફથી તેનો દીકરો નજરાણું લઈ અમદાવાદ આવ્યો અને સંલાહ કરી તેથી સુલતાને ચઢાઈ કરવાનો વિચાર માંડી વાળ્યો. આ પછી થોડા વખતમાં મલિક ઐયાઝ મરી ગયો. સુલતાને તેના બેટા મલિક ઈસ્હાકને તેનો દરજ્જો તથા જાગીર ભોગવવા દીધાં. સોરઠ એ મલિક ઈસ્હાકની જાગીર હોવાથી તે સોરઠમાંજ રહેતો. બીજે વર્ષે સુલતાને પોતાના મુલકમાં ફરી સરહદનાં થાણાં મજબૂત કરાવ્યાં, અને મોડાસાનો કિલ્લો ફરી બંધાવી ઘણો મજબૂત કર્યો.

**ચિતોડનો રાણો તાબે થયો, ૧૫૨૨.**

૧૫૨૪ માં શાહજાદો બહાદુરખાન પોતાની થોડી જાગીરથી નારાજ થઈ ગુજરાત છોડી હિન્દુસ્તાન ગયો; અને મુઝફ્ફરશાહ પોતાના બેટા સિકંદરખાનને પોતાનો વારસ ઠેરવી ૧૫૨૬ માં મરણ પામ્યો. તેણે ચૌદ વર્ષ અને નવ મહિના રાજ્ય કર્યું. તેના બાપની કબર પાસે તેને સરખેજમાં શેખ અહમદ ખત્તુના રોજામાં ભૂમિદાહ કરવામાં આવ્યો.

અમદાવાદના સુલતાનોમાં મુઝફ્ફરશાહ ઘણો વિદ્વાન્ અને ઘણો ધર્મી હતો. દારૂનો તેને એટલો તિરસ્કાર હતો કે તેણે પોતે તો કદી દારૂ પીધો નહોતો, પણ તેના એક વહાલા ઘોડાને દવા તરીકે દારૂ પાયો હતો તેથી તેની ઉપર તેણે કદી સ્વારી કરી નહીં. તે ગાયનમાં પ્રવીણ હતો, ઘોડા ઉપર સ્વારી કરવામાં કુશળ હતો અને તરવાર ફેરવવાનું કામ ઘણું સારૂં જાણતો. તેનો પોશાક ઘણો સાદો હતો. એવું કહેવાય છે કે તેની મહેર-ખાનીના એક ખિજમતગારને પોતાની પાઘડી બતાવી એક દહાડો તેણે કહ્યું: "આ કેવી મઝાની પાઘડી છે, અને મારે માથે કેવી શોભે છે!" ખિજ-મતગારે ઉત્તર દીધો, "જહાંપનાહ, જો મુલ્લાંની અને વહોરાની પાઘડી શોભીતી દેખાતી હોય તો, આપની પણ સમજવી." સુલતાને કહ્યું: "મુ-લ્લાંની પાઘડી સાથે મારી પાઘડી સરખાવવામાં હું માન સમજું છું પણ વહોરાની પાઘડી સાથે તેને તું શા માટે સરખાવે છે?" આસપાસના મા-ણસોને કદી દુઃખ નહીં લગાડવાને મુઝફ્ફરશાહ ખાસ સાવચેતી રાખતો. પીવાનું પાણી આપનાર ઉપર એક દહાડો તેને પાણીમાં ઝેર નાખ્યાનો વહેમ આવ્યો, પણ કંઈ બોલ્યો નહીં. ઝેરને નુકસાન કરે નહીં એવું બના-વનારી કુરાનમાંની કડી* બોલી તેણે ફક્ત પાણીમાં ફુંક મારી. એના વખ-તમાં ઝાલાવાડમાં એટલું બધું ખેડાણ વધી ગયું હતું કે ગોચરને માટે કેટ-લીક જમીન જબરજસ્તીથી રખાવવાની જરૂર પડી હતી. ૧૫૨૬ માં વર-સાદ વરસ્યો નહીં અને દુકાળ પડવાની તૈયારી હતી ત્યારે સુલતાને પ્રાર્થના કરી કે "ઓ અલ્લા, રાજાનાં પાપ માટે તું દેશને પીડતો હોય તો રાજાનો પ્રાણ લે પણ દેશના ગરીબ લોકોને બચાવ." મિરાતિ સિકંદરીનો કર્ત્તા કહે છે કે અલ્લાએ આ પ્રાર્થના સાંભળી અને વરસાદ વરસ્યો.

૯. શિકંદરશાહ.
૧૦. મહમૂદશાહ ૨ જો. } ૧૫૨૬.

---

* કુરાનના ૧૦૬ મા પ્રકરણની છેલ્લી કડી.

સિકંદરશાહે થોડા મહિના રાજ્ય કર્યું એટલામાં ઇમાદુલ્મુલ્ક ખુશકદમ નામના અમીરે તેને મારી નાખ્યો અને તેના નાનાભાઇ નાસિરખાનને મહમદશાહ ૨ જો, એ નામે ગાદી આપી, તેના તરફથી પોતે રાજ્ય કરવા લાગ્યો. પણ બીજા અમીરો સામા થયા અને બહાદુરખાન હિન્દુસ્તાનથી પાછો આવ્યો તેને મળી ગયા. બહાદુરખાનની તરફેણના અમીરોમાં ધંધુકાનો માલેક મલિક તાજખાન મૂખ્ય હતો. બહાદુરખાને એકદમ ચાંપાનેર તરફ કુચ કરી, ઇમાદુલ્મુલ્કને પકડી મારી નાખ્યો, અને નાસિરખાનને ઝેર દઇ, પોતે બહાદુરશાહ નામ ધારણ કરી ૧૫૨૭ માં તખ્ત ઉપર બેઠો.

## ૧૧. બહાદુરશાહ, ૧૫૨૭–૧૫૩૭.

બહાદુરશાહના ભાઇ લતીફખાને પાલના* રાજા ભીમની મદદથી ગાદીનો દાવો કર્યો, પણ હાર્યો, ઘાયલ થઇ બહાદુરશાહની ફોજના હાથમાં પકડાયો અને તેના જખમના દરદથી મુઓ; રાજા ભીમ પણ કતલ થઇ ગયો. ભીમના વારસ રાયસિંગે દોહદ લુંટયું તેથી ધંધુકાનો માલેક તાજખાન ફોજ લઇ તેની સામે ગયો, તેનો મુલક ઉજ્જડ કર્યો અને તેના કિલ્લાનો સરંજામ લઇ લીધો. આ પછી થોડા વખતમાં બહાદુરશાહ ખંભાત ગયો; ત્યાં તેને ખબર પડી કે મલિક ઐયાઝનો બેટો મલિક ઇસહાક ફીરંગીઓ સાથે ખટપટ કરી દીવ તેઓને આપી દેવાની તજવિજ કરે છે, તે ઉપરથી તેને કાઢી મૂકી બહાદુરશાહે કિવામુલ્મુલ્કને દીવ સોંપ્યું, મુઝાહિદખાનને જૂનાગઢ સોંપ્યું અને પછી અમદાવાદ આવ્યો. ૧૫૨૭ માં તેણે ઇડર અને તેની આસપાસના મુલકમાં ખંડણી લીધી. એ અરસામાં તે શિકારને સારૂ નાંદોદ ગયો ત્યારે ત્યાંના રાજાએ પણ નજરાણું આપ્યું. આ વખતે ફીરંગી લોકો સોરઠમાં પગપેસારો કરવાને અને દીવ લેવાને તજવિજો ચલાવતા હતા, તેથી તેમનો ઇરાદો પેશ ન જવા દેવા સારૂ સુલતાન ઘણુંખરૂં ખંભાત, દીવ અને ગોઘામાં રહેતો. વળી ભરૂચને કિલ્લો બંધાવવાનું તેણે

* બારીઆ અને ઉદાઉદેપુરના ડુંગરાનો પ્રદેશ.

ફરમાવ્યું. આ અરસામાં વરાડના ઈમાદુલ્મુલ્કની તરફથી આસીર બુરાનપુરના મહમદખાને બહાદુરશાહની મદદ માગી; તે ઉપરથી બહાદુરશાહ બુરાનપુર ગયો અને બુરહાન નિઝામશાહ અને ઈમાદુલ્મુલ્ક વચ્ચે સલાહ કરાવી ગુજરાત પાછો આવ્યો. ૧૫૨૮ માં બહાદુરશાહે દખ્ખણ ઉપર સ્વારી કરી; દોલતાબાદ આગળ લઢાઇ થઇ પણ તેમાં તેને જીત મળી હોય એમ જણાતું નથી. બીજે વર્ષે ઇમાદુલ્મુલ્કના બેટા ખિજરખાનની અરજ ઉપરથી સુલ્તાને ફરીથી દખ્ખણ તરફ કુચ કરી. રસ્તામાં બાગલાનના રાજાએ પોતાની કુંવરી તેને પરણાવી. બાગલાનથી તે અહમદનગર ગયો, અને અહમદનગરનો કિલ્લો લઇ ઘણાં મકાન તોડી નંખાવ્યાં. અહમદનગરથી બહાદુરશાહ બુરાનપુર આવ્યો. ત્યાં તેના સેનાપતિ કૈસરખાને, નિઝામશાહ, મલિક બેરિદ અને ઐનુલ્મુલ્કના સંયુક્ત લશ્કરને હરાવ્યું. અહમદનગર અને બુરાનપુરમાં પોતાના નામનો ખુતબો બોલાવી બહાદુરશાહ ગુજરાત આવ્યો, અને ત્યાર પછી કંઈ વખત સુધી દખ્ખણના મામલામાં તેણે ફરીથી હાથ ઘાલ્યો નહીં.

દખ્ખણનો મામલો, ૧૫૨૮-૧૫૨૯.

ઇ. સ. ૧૫૨૬ અને ૧૫૩૦ ની દરમ્યાન કેટલાક તુર્ક લોક મુસ્તફા નામના માણસની આગેવાની નીચે ગુજરાતમાં આવ્યા. કોઇ એમ કહે છે કે તેઓ વેપારને માટે આવ્યા હતા, અને કોઇ એમ કહે છે કે ફીરંગીઓના સામે થવા તુર્કી સરકાર કાફલો મોકલવાનો હતી તેમાંના-તે હતા. સુલ્તાને તેમને દીવમાં રાખ્યા અને એ ટાપુની હકુમત મલિક ઐયાઝના બેટા મલિક તુઘાનને આપી.

દીવમાં તુર્ક લોકો, ૧૫૨૬-૧૫૩૦.

૧૫૩૦ માં સુલ્તાન નાગોર ગયો. ત્યાં ડુંગરપુરના રાજા પૃથિરાજે તથા ચિતોડના રાણા રતનસીએ મોકલેલા એલચીઓએ તેની મુલાકાત લીધી. રાણાના એલચીઓએ ફરિયાદ કરી કે માળવાનો મહમૂદ અમારો મુલક દબાવે છે. મહમૂદે જણાવ્યું કે હું તમારી

**માંડુ સર કર્યું, ૧૫૩૦.** આગળ હાજર થઈ, મારી સામેના આરોપનો ખુલાસો કરીશ. પણ આખરે મહમૂદ આવ્યો નહીં તેથી બહાદુરશાહે જણાવ્યું કે હું જ તેની સામો જઈશ. તેણે માંડુને ઘેરો ઘાલ્યો. માંડુનો કિલ્લો સર કરી બહાદુરશાહે મહમૂદ ખિલજી તથા તેના સાત બેટાને કેદ પકડ્યા. માંડુ સર કરવામાં બહાદુરશાહે ઘણી બહાદુરી બતાવી. તે થોડાં માણસ સાથે કિલ્લાના એક ઉંચા ભાગ ઉપર ચઢી ગયો અને ત્યાંથી ઉતરી કિલ્લો હાથ કર્યો. એવું કહેવાય છે કે ગુજરાતના મુસલમાન રાજ્યકર્ત્તાઓમાં બીજા કોઇએ આ બહાદુરીની બરોબરી કરી નથી.

એજ વર્ષમાં ( ૧૫૩૦ ) હળવદના રાજા માનસિંગજીએ દસાડાના હાકેમને મારી નાખ્યો તેથી બહાદુરશાહે ખાનખાનાનને તેની સામે મોકલ્યો. વીરમગામ અને માંડલ ઝાલા રજપૂતોનાં હતાં તે આ વખતથી ખાલસા કરવામાં આવ્યાં. ચોમાસુ માંડુમાં ગાળી સુલતાને દક્ષિણ તરફ કુચ કરી. માળવાના સુલતાનને તથા તેના સાત પુત્રોને ચાંપાનેરમાં કેદ રાખવા લઈ જતા હતા ત્યારે પાલના રાજા રાયસિંગે તેમને છોડાવવાની ઘણી તજવિજ કરી; પણ તેમાં તે ફાવ્યો નહીં અને રખેવાળોએ કેદીઓને મારી નાખ્યા. ૧૫૩૧ માં બુરાનપુરથી ધાર પાછા આવતાં સુલતાને સાંભળ્યું કે માળવામાં રાયસિનના રજપૂત રાજા સિલેહદીએ માળવાના સુલતાન નાસિરૂદ્દીનના જનાનાની કેટલીક મુસલમાન સ્ત્રીઓને રાખી છે તેથી તેની ઉપર હલ્લો કર્યો અને તાબે થવાની તથા ઇસ્લામ ધર્મ અંગીકાર કરવાની તેને ફરજ પાડી. તે રાજાએ ચિતોડના રાણાની મદદ છુપી રીતે માગેલી તેથી રાયસિનનો કિલ્લો સોંપી દેતાં વાર લગાડી. પણ ચિતોડનો રાણો મદદે આવે છે એ વાત બહાદુરશાહે સાંભળી ત્યારે રાણાને અટકાવવા તેણે સામી ફોજ મોકલી, અને ઘેરો જારી રાખ્યો. પછી સિલેહદીએ કહ્યું કે મને રજા આપો તો હું કિલ્લામાંના રજપૂતોને સમજાવું કે તેઓ લઢે નહીં; તેથી બહાદુરશાહે તેને મોકલ્યો, પણ રજપૂતોએ તેનું માન્યું નહીં પણ ઉલટાં તેને મેણાં માર્યાં. તેથી તે પણ રજપૂતો સાથે સામેલ થઈ ગયો. બૈરાં છોકરાંને બાળી નાખી

તેઓ બધા હાથમાં તલવારો લઈ બહાર નીકળ્યા અને બધા કપાઈ ગયા ત્યાં સુધી લઢયા. રાયસિનનો કિલ્લો બહાદુરશાહના હાથમાં આવ્યો; અને એ પ્રગણું, અને ભિલ્સા તથા ચંદેરીનાં પ્રગણાં સુલતાન આલમ લોદીને સોંપવામાં આવ્યાં. પછી સુલતાન હાથીનો શિકાર કરવા ગોંડવાન ગયો; ત્યાં ઘણા હાથી પકડયા પછી પોતાની ફોજને તેણે ગાગ્રૌન* અને બીજા નાના નાના કિલ્લા તાબે કરવા મોકલી. ૧૫૩૨ માં તેણે ચિતોડને ઘેરો ઘાલ્યો, પણ રાણાએ ભારે અવેજ આપવો કબુલ કર્યો ત્યારે ઘેરો ઉઠાવ્યો. પછી તેની ફોજે રતનપુરનો+ કિલ્લો લીધો. આ વખતે એવી ખબર આવી કે ફીરંગી લોકો હકુમત બથાવી પડે છે, તેથી સુલતાન દીવ આવ્યો; પણ તે આવ્યો તે પહેલાં ફીરંગી લોકો નાશી ગયા હતા. તેમની પાછળ એક મોટી તોપ તેઓ મૂકી ગયા હતા તે ચાંપાનેર મોકલવાનો સુલતાને હુકમ કર્યો.

હુમાયુ સાથે લઢાઓ, ૧૫૩૨. ૧૫૩૨ માં બહાદુરશાહને દિલ્લીના બાદશાહ હુમાયુ સાથે અણબનાવ થયો. તેનું કારણ એ હતું કે બાદશાહ બાબરની પુત્રીના પૌત્ર સુલતાન મહમ્મદ ઝમાન મીરઝાને બહાદુરશાહે આશરો આપ્યો; અને તેમ ન કરવાને હુમાયુએ કહેવરાવ્યું ત્યારે મગરૂરી ભરેલો જવાબ મોકલ્યો. જોરાવર બાદશાહને પોતે દુશ્મન કર્યો છે એ વાતનો વિચાર કર્યા વગર બહાદુરશાહે ફરીથી ચિતોડને ઘેરો ઘાલ્યો.

ચિતોડ લીધું, ૧૫૩૫. રાણાની મદદે હુમાયુ ગ્વાલિયર સુધી આવી પહોચ્યો છે એવું સાંભળ્યા છતાં તેણે ઘેરો ઉઠાવ્યો નહીં. ૧૫૩૫ ના માર્ચ મહિનામાં ચિતોડ ગુજરાતના સુલતાને હાથ આવ્યું, પણ પછી તરતજ મંદાસુર આગળ તેની ફોજને હુમાયુએ હરાવી

---

* મધ્ય હિન્દુસ્તાનમાં, ૯૦ જનથી ૭૦ માઈલ છે. + જેપુરથી ઇશાનકોણમાં ૭૫ માઈલ છે.

પાછી કાઢી. કેટલાક કહે છે કે રૂમીખાન નામનો એક તુરક જે બહાદુરશાહના ગોલંદાજનો ઉપરી હતો તેણે દગો કર્યો; તેથી ગુજરાતની ફોજની હારમાં રૂમીખાનના દગાનો કંઇ અંશે ભાગ હશે એમ માનીએ તોપણ, હાર થવાનું બીજું કારણ એ હતું કે ગુજરાતની ફોજ, હિમ્મત, જોર, કાયદાસર રહેણી અને કવાયતમાં મોગલ ફોજથી ઉતરતી જ હતી. બહાદુરશાહનો આ પહેલોજ પરાજય હતો તેથી તે નાહિંમત થઈ જઈ માંડુના કિલ્લામાં ભરાયો. એ કિલ્લો હુમાયુએ તરતજ લઇ લીધો તેથી ત્યાંથી નાસી બહાદુરશાહ ચાંપાનેર ગયો અને ચાંપાનેરથી દીવ ગયો. હુમાયુએ ચાંપાનેર લીધું અને સોરઠ સિવાય તમામ ગુજરાત તેના તાબામાં આવ્યું. આ વખતે શેરશાહ સૂરે બહાર તથા જૌનપુરમાં બંડ ઉઠાવ્યું તેથી હુમાયુ તેનો બંદોબસ્ત કરવા આગ્રે ગયો. પોતાના ભાઈ હિન્દાલ મીરઝાને અમદાવાદમાં, કાસમબેગને, ભરૂચમાં અને યાદગાર નાસિર મીરઝાને તે પાટણ મૂકતો ગયો.

મોગલોએ ગુજરાત જીતી લીધું, ૧૫૩૫.

મોગલોને કાઢી મૂક્યા, ૧૫૩૬.

હુમાયુ ગયો કે તરત આખું ગુજરાત મોગલોની સામું થયું; જુના અમીરોએ બહાદુરશાહને તેડાવ્યો અને તેણે મહેમદાબાદ પાસે કનીજ આગળ મોગલ ફોજને હરાવી ગુજરાતમાંથી હાંકી મૂકી.

હુમાયુએ જીત મેળવી અને બહાદુરશાહને દીવ જતું રહેવું પડ્યું તેથી બહાદુરશાહને ફીરંગીઓ સાથે દોસ્તી કરવાની જરૂર પડી, તે વખતે તેણે દીવમાં કોઠી બાંધવાને ફીરંગીઓને પરવાનગી આપી; પણ કોઠીને બદલે તેમણે કિલ્લો બાંધ્યો. બહાદુરશાહે મોગલોને હરાવી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું ત્યારે ફીરંગીઓ સાથે દોસ્તી કર્યાનો તેને પસ્તાવો થયો; ગોવાથી પોતાની મદદે તેણે ફીરંગીઓનું લશ્કર બોલાવ્યું હતું

દીવમાં ફીરંગીઓ, ૧૫૩૬.

**બહાદુરશાહનું મરણ, ૧૫૭૬**

તે પાછું કાઢવાને તે સોરઠ ગયો. દીવમાં ફીરંગીઓની પાંચ છ હજાર ફોજ આવી પહોંચી હતી તે કાવાદાવાથી પાછી કાઢવાને સુલતાને દીવ જઈ, તેમના ઉપરીને મેળવી લેવાની કોશીશ ચલાવી. તેણે ફીરંગી લશ્કરના ઉપરીને ઇજન કર્યું પણ તે બહાનું બતાવી આવ્યો નહીં અને ઉલટ સુલતાનને પોતાનું વહાણ જોવાને નોંતર્યો. બહાદુરશાહ વહાણ જોઈ હોડીમાં પાછો આવતો હતો એટલામાં કેટલાક જણે તેના ઉપર ધસીને તેને કાપી નાખ્યો. આ વખતે તેની ઉમ્મર ૩૧ વર્ષની હતી અને તેને ગાદીએ બેઠાને અગીયારમું વર્ષ ચાલતું હતું. બહાદુરશાહને મારી નાખવાનું કારણ મિરાતી સિકંદરીનો કર્ત્તા એવું બતાવે છે કે તેણે ફીરંગીઓની સામે થવાને દક્ષિણના રાજાઓને કાગળ લખ્યો હતો અને એ કાગળ દીવવાળા ફીરંગીઓના હાથમાં આવ્યો હતો. ગેઝિટિયરના ઇતિહાસનો કર્ત્તા જણાવે છે કે બહાદુરશાહને મારી નાખવાનું કારણ ગમે તે હશે તોપણ આટલી વાત તો સ્પષ્ટ છે કે બંને બાજુવાળા કાવાદાવા ચલાવતા પણ કોઈ પોતાનું ધાર્યું કરી શકતું નહીં. આખરે સામસામો શક વધી જવાથી ઉતાવળમાં ફીરંગીઓએ બહાદુરશાહને મારી નાખ્યો.

**બહાદુરશાહના વખતનું અને ત્યાર પછીનું ગુજરાત.**

હુમાયુ બાદશાહે બહાદુરશાહને હરાવ્યો ત્યાં સુધી ગુજરાતની સત્તા તેના ઉંચામાં ઉંચે શિખરે હતી. ચિતોડના રાણા સાંગાનો ભત્રિજો પૃથ્વીરાજ, ગ્વાલીયરના રાજાનો પીતરાઈ નારસીંગદેવ અને બીજાં પ્રતિષ્ટિત રજપૂત ઘરાણાંના કુમારો, ગુજરાતના સુલતાનની નોકરી કરવામાં માન સમજતા. બાગલાનના રાજાએ પોતાની કુંવરી ખુશીથી બહાદુરશાહ વેરે પરણાવી હતી. સિંધ ઠઠાનો જામ ફિરોજ અને બહલુલ લોદીના પુત્રો બહાદુરશાહના દરબારમાં અરજ કરતા આવ્યા હતા; માળવાનો સુલતાન, અહમદનગરનો નિઝામશાહી અને બુરાનપુરનો

નાસિરખાન, બહાદુરશાહને પોતાનો અધિપતિ ગણતા હતા; અને ખાનદેશના ફારૂકીને વારંવાર તેની મદદ લેવી પડતી હતી. પણ આ બધી મોટાઈ બહાદુરશાહની સાથેજ જતી રહી. તેની પછીનાં સાડત્રીસ વર્ષમાં જે સુલતાન થયા તેમાંના ઘણાખરા બાળક હતા અને માત્ર નામનાજ સુલતાન હતા; અમીરો સત્તા માટે માંહોમાંહે લડતા; દેશમાં ગેર બંદોબસ્ત ફેલાયો; લોકોના ઉમેદ થઈ ગયા, અને ગુજરાતે પડોશનાં રાજ્યોમાં જે સર્વોપરી સત્તા મેળવી હતી તે જતી રહી.

## ૧૨. મહમ્મદશાહ, ૩ જો, (આસીરી) ૧૫૩૬.

બહાદુરશાહના મરણ પછી અમીરોએ તેના ભાણેજ મહમ્મદશાહ આસીરીને, ૧૫૩૬ માં તખ્ત ઉપર બેસાડ્યો. પણ તે થોડા વખતમાં મરી ગયો, તેથી બહાદુરશાહના ભાઈ લતીફખાનના બેટા મહમૂદખાનને અમીરોએ ગાદી આપી.

## ૧૩. મહમૂદશાહ ૩ જો, ૧૫૩૬–૧૫૫૪.

ગાદીએ બેઠો ત્યારે મહમૂદશાહ અગીઆર વર્ષનો હતો; દરિયાખાન અને ઈમાદુલ્મુલ્ક રાજ્યકારભાર ચલાવતા અને સગીર સુલતાનને સખ્ત જાપતામાં રાખતા. ઈમાદુલ્મુલ્કને ખસેડી સર્વ સત્તા પોતાને હાથ રાખવા દરિયાખાને મનસૂબો કર્યો. આ મતલબથી, શિકારને બહાને તે સુલતાનને અમદાવાદ બહાર લઈ ગયો અને ત્યાંથી તેની પાસે હુકમ લખાવ્યો કે ઈમાદુલ્મુલ્કે ઝાલાવાડમાં પોતાની જાગીરમાં જઈ રહેવું, ૭ માસ પછી, સુલતાનને સાથે લઈ દરિયાખાન ફોજ સાથે ઝાલાવાડ ગયો અને ઈમાદુલ્મુલ્કને પાટડી આગળ હરાવી, બુરાનપુર સુધી તેની પાછળ પડ્યો. ત્યાં ઈમાદુલ્મુલ્કના મળતીઆ ખાનદેશના રાજાને હરાવી, ઈમાદુલ્મુલ્કને માળવા તરફ નાસી જવાની તેણે ફરજ પાડી, આ ફતેહ પછી દરિયાખાન મોજશોખમાં ગરક થઈ ગયો, અને રાજ્ય કારભાર આલમખાન લોદીને કરવા દીધો. સુલતાને

પોતાના હાલથો નારાજ થઈ એવું બહાનું બતાવ્યું કે હું કંઈ રાજકાજમાં હાથ ઘાલનાર નથી. દરિયાખાનની ગેરકાળજી જોઈ આલમખાન લોદીને લોભ લાગ્યો; તેથી તેને કાઢી પોતે સર્વોપરી થવાનો તેણે મનસૂબો કર્યો. ધંધુકાની પોતાની જાગીરમાં જઈ તેણે સુલતાનને ત્યાં નોતર્યો. દરિયાખાનના જાપ્તા-માંથી છૂટવાનું ધારી સુલતાન ગુપચુપ સટકી ધંધુકે ગયો. સુલતાન નાઠો તેથી ખીજવાઈને દરિયાખાને અહમદશાહના એક વંશજને મુઝફ્ફરશાહ નામ આપી ગાદીએ બેસાડ્યો અને તેના નામના શિક્કા પડાવ્યા. પછી ફોજ લઈ તે ધંધુકે ગયો. ધોળકા પરગણાના ખૂર ગામ આગળ લડાઈ થઈ તેમાં આ-લમખાન લોદી અને મહમૂદશાહ હાર્યા. મહમૂદશાહ રાણપુર નાસી ગયો અને ત્યાંથી પેટલાદ ગયો, અને આલમખાન સાદરે જતો રહ્યો. દરિયાખાને ધંધુકા લીધું, પણ પછી તેની ફોજ તેને છોડી કેટલીક આલમખાનને અને કેટલીક મહમૂદશાહને મળી ગઈ. આ પછી આલમખાન અને મહમૂદશાહ એકઠા થઈ અમદાવાદ આવ્યા. અહીં દરિયાખાન આગળથી આવેલો પણ શહેરના લોકોએ દરવાજા બંધ કરી તેને પેસવા દીધો નહીં. સુલતાન આવે છે એમ સાંભળી દરિયાખાન પોતાનું કુટુંબ તથા માલમિલકત ચાંપાનેર મૂકી બુરાનપુર જતો રહ્યો. સુલતાન અમદાવાદમાં દાખલ થયો અને પછી થોડા વખતમાં ચાંપાનેરનો કિલ્લો લીધો. આલમખાનના કહેવાથી સુલતાને ઈમાદુ-લ્મુલ્કને પાછો બોલાવ્યો અને ભરૂચની જાગીર અને સુરતનું બંદર એ બે તેને આપ્યાં.

થોડા વખત પછી મહમૂદશાહ હલકા માણસો ઉપર મહેરબાની બતા-વવા લાગ્યો. છરજી નામના એક વાઘરી ઉપર ખુરબાન થઈ સુલતાને તેને મુહાફીઝખાનનો ખિતાબ આપ્યો અને અમીર બનાવ્યો; એના કહેવાથી મ-હમૂદશાહે અલાઉદ્દીન લોદી અને સુજાઅતખાન એ નામના બે અમીરોને મરાવી નાખ્યા. આ બાબતમાં અમીરોની સલાહ લીધેલી નહીં તેથી તેઓ ગુસ્સે થયા અને બધા સાથે મળી સુલતાનના મહેલપર ગયા અને મહેલને

ઘેરો ઘાલી એવી માગણી કરી કે અમને મુહાફીઝખાન સોંપી દો; પણ સુલતાને તેને આપ્યો નહીં. અમીરોએ રૂબરૂમાં મુલાકાત માગી; સુલતાને મુલાકાત આપી. આ વખતે હાજર નહીં રહેવાને મુહાફીઝખાનને ચેતાવવામાં આવ્યો હતો તોપણ તેણે હાજર રહેવાની બેવકુફાઈ કરી. આલમખાને સુલતાનના દેખતાં પોતાના આદમીઓને સાન કરી મુહાફીઝખાનને મરાવી નાખ્યો. આ વખતે સુલતાન આપઘાત કરવા જતો હતો તેને અટકાવી અમીરોએ જાપ્તામાં રાખ્યો અને મુખ્ય મુખ્ય અમીરો વારાફરતી ચોકી કરવા લાગ્યા. પછી આલમખાનને મુઝાહિદખાન તથા તેના ભાઈ સાથે ટંટો થયો. મુઝાહિદખાન અને તેના ભાઈએ સુલતાનને જાપ્તામાંથી ખસેડ્યો અને આલમખાન તથા તેના સંબંધીઓનાં ઘર લૂટ્યાં. આલમખાન પેથાપુર જતો રહ્યો. આલમખાને દખ્ખણમાંથી દરિયાખાનને તેડાવ્યો અને સુરતના ઈમાદુલ્મુલ્ક અને ધોળકાના અલ્પખાન પાસેથી પૈસાની મદદ મેળવી. ઈમાદુલ્મુલ્કે સુલતાનને પત્ર લખી બળવાખોરોને માટે માફી માગી. સુલતાનનું મન પીગળ્યું પણ તે માફી આપે તે પહેલાં આલમખાન તથા દરિયાખાને ફરીથી બળવો મચાવ્યો. આ બળવામાં ઈમાદુલ્મુલ્કે જે ભાગ લીધો તેથી નાખુશ થઈ સુલતાને તેને ચાંપાનેર બોલાવ્યો અને ત્યાં પોતે અખાડા કરી તેની છાવણી લુંટાવી. પણ આ બાબતની પોતાને જાણ હોવાનું સુલતાન પાછળથી ઈનકાર ગયો અને પછી ઈમાદુલ્મુલ્કની વિનંતિ ઉપરથી તેને મક્કે હજ કરવા જવા દીધો. ૧૫૪૫ માં તે મક્કે જવા નીકળવાની તૈયારીમાં હતો એવામાં સુલતાને તેને મરાવી નાંખ્યો. તેના પછી સુરતની હાકેમી ખુદાવંદ રૂમીને મળી. એ ઈસમ પ્રથમ ઈમાદુલ્મુલ્કના તાબામાં હતો અને ફીરંગી લોકો સામે છતાં પાંચ વર્ષ ઉપર તેણે સુરતનો કિલ્લો બંધાવ્યો હતો. આલમખાન અને દરિયાખાનને ગુજરાતમાંથી હાંકી કાઢવામાં આવ્યા તેથી તેઓ દિલ્લીના બાદશાહને આશરે જઈ રહ્યા. સુલતાને હવે માજી સુલતાન બહાદુરશાહના વજીર અફઝલખાનને પોતાનો વજીર નીમ્યો. અફઝ-

લખાન એકાંત વાસમાં રહેતો તોપણ અગત્યના કામમાં સુલતાન તેના સલાહ લેતો. આ વખતે સૈયદ મુબારક ફતેહખાન બલોચ અને અબદુલ્લ કરીમખાનઃ મોટા અમીરો પૈકીના હતા. અબદુલ્લ કરીમખાનને સુલતાને ઇતિમાદખાનનો ઇલ્કાબ આપ્યો; અને તેની સાથે એટલો બધો હળી ગયો કે તેને ઝના-નામાં પણ દાખલ કરતો.

મહમૂદશાહે અફઝલખાનને પુછ્યું કે માળવા ઉપર ચઢાઈ કરીએ તો કેમ? અફઝલખાને એવી સલાહ આપી કે

**અસંતોષ અને બેદીલી, ૧૫૪૫.** "આપના તાબામાં જેટલો મુલક છે તેટલાનું જ સારી રીતે રક્ષણ કરી ઉપજ વધારો તો માળવા દેશ મળ્યા જેટલું ઉત્પન્ન વધશે. આપણા દેશમાં વાંટાની તથા ગી-રાસની જમીનો જે જાગીરદાર લોક ફોકટમાં ખાય છે તેમના પાસેથી વસુલ લેવામાં આવે તો પચીસ હજાર ઘોડેસ્વારનું ખર્ચ નીકળે." સુલતાનને આ સલાહ પસંદ પડી તેથી તેણે જાગીરદારોની જમીન ખાલસા કરી સરકારમાં દાખલ કરાવી. આથી કરીને બધે અસંતોષ ફેલાયો. સિરોઈ, ડુંગરપુર, ઈડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીંપળા, દોહદ અને મહીકાંઠાના ગીરાસીઆઓએ સુલતાનના વિરૂદ્ધ બંડ કર્યું. એ લોકો બહારવટે નીકળી સુલતાનના મુલકમાં ઉપદ્રવ કરવા લાગ્યા. સુલતાને ગુસ્સે થઈ એવો હુકમ કર્યો કે રજપુત, કોળી વગેરે બંડખોર લોક જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં તેમને નિર્મુળ કરી નાખવા. જે રજપુત અને કોળી લોક સુલતાનને શરણે આવી તેની નોકરીમાં રહ્યા અથવા વેપાર રોજગાર કરી તેના મુલકમાં રહ્યા તેમને મહમૂદશાહે અભય વચન આપ્યું, અને ઓળખને માટે તેમના હાથપર લાલ પટી બંધાવી; બાકીના હિંદુ લોકો ઉપર તેણે ઘણો જુલમ કરવા માંડ્યો. હિંદુઓ પાસે એશઆરામ કે સુખની વસ્તુ તે જોતો કે તરતજ તેમનાં ઘર લૂંટાવતો. કોઈ ઘોડાપર બેઠેલો માલમ પડે તો મુસલમાનોનો પીત્તો ઉકળી જતો અને તેને નીચે દોળા પાડતા. આથી કરીને બધા હિંદુઓ કંગાળ અને ભીખારી જેવા

દેખાવા લાગ્યા. કોઈના શરીરપર સારાં કપડાં અથવા દાગીના દેખાતા નહીં. દીવાળી અને હોળીના તહેવાર સુલતાને બંધ કરાવ્યા, અને સહેજ બાનું મળે તો હિંદુઓને મરાવી નાખવા માંડ્યા. સુલતાનનો આ વર્તણુંકથી રાજા પ્રજા વચ્ચે પ્રેમ રહ્યો નહીં, અને તે એક બીજાને શત્રુ તરીકે લેખવા લાગ્યા.

૧૫૫૫ માં બુર્હાન નામના એક નોકરે સુલતાનને મારી નાખી પોતે ગાદીએ બેસવાનો મનસુબો કર્યો. તેને સુલતાનને કાંઈ કેફી વસ્તુ પાઈ અને તે ઉંઘતો હતો ત્યારે તેના છાતીમાં ખંજર માર્યું. પછી સુલતાનના નામથી તેણે મુખ્ય અમીરોને બોલાવ્યા, અસફખાન વઝીર અને બીજા બાર જણને મારી નાખ્યા, અને પોતાને સુલતાન તરીકે કબુલ કરાવવા કોશીશ કરી; પણ કોઇએ તેને મદદ કરી નહીં. જે તેના સાથી હતા તે પણ તેને છોડી ગયા. ઈમાદુલ્મુલ્ક રૂમી, અલઘખાન અને બીજા કેટલાક અમીરો તેની સામા થયા, તેમની સાથે તે લડવા જતો હતો એવામાં શીરવાનખાને તેને મારી નાખ્યો. મહમૂદશાહના જુલમથી તેના વિષે હિંદુઓમાં એટલો બધો તિરસ્કાર ફેલાયો હતો કે બુર્હાનને તેઓ પોતાનો ઉદ્ધાર કરનાર ગણવા લાગ્યા, અને તેના મરણ પછી પથ્થરની એક મૂર્ત્તિ બનાવી તેના નામથી પૂંજવા લાગ્યા.

**મહમૂદશાહનું મરણ, ૧૫૫૪.**

મહમૂદશાહે પોતાની રાજધાની અમદાવાદથી મહેમદાવાદ આણી અને ત્યાં એક મહેલ બનાવ્યો તથા હરણનો શીકાર કરવાનો એક બાગ બનાવ્યો. આ બાગને દરેક ખૂણે તેણે એકેક મહેલ ચણાવ્યો. આ મહેલોની ભીંતો અને છત સોનેરી નકશી કામથી શણગારવામાં આવી હતી. મહમૂદશાહ સાર્વજનિક નીતિ તરફ એટલું બધું ધ્યાન આપતો કે રોજામાં સ્ત્રીઓને આવવાની તેણે મનાઈ કરી, કારણ કે તેમના આવવાથી અનીતિ ચાલતી. મહમૂદશાહ મૂઓ ત્યારે તેનું વય અઠાવીસ વર્ષનું હતું.

## ૧૪. અહમદશાહ ૨ જો, ૧૫૫૪-૧૫૬૧.

બુર્હાન મુવા પછી અમીરોએ અહમદશાહના અહમદખાન નામના

એક વંશજને, અહમદશાહ ર જો, એ નામથી ગાદીએ બેસાડ્યો; એ નાનો હતો તેથી અમીરોએ ઇતિમાદખાનને સઘળો રાજકારભાર સોંપ્યો અને સરહદનું રક્ષણ કરવાનું, તથા દેશમાં બંદોબસ્ત રાખવાનું માથે લઇ, દેશની પોતપોતામાં વહેંચણ કરી લીધી. આ લાગ સારો છે, એમ ધારી ખાનદેશનો મુબારકશાહ ગાદી ઉપર બેસવાનો પોતાનો દાવો બતાવી સરહદ ઉપર ચઢી આવ્યો. જુવાન સુલતાન સાથે મુખ્ય મુખ્ય અમીરો ફોજ લઇ તેની સામે ગયા અને ભરૂચ જીલ્લાના રાનપુર કોત્રીઆ આગળ તેને મળ્યા. ગુજરાતના લશ્કરની છાવણી નર્મદાને ઉત્તર કિનારે અને ખાનદેશના લશ્કરની દક્ષિણ કિનારે હતી. નાસિરૂલ્મુલ્ક નામનો ગુજરાતનો અમીર, પોતાના કેટલાક મિત્રોને પક્ષમાં લઇ, લઢાઇ પૂરી થતા સુધી તટસ્થ રહેવાનો, અને પછી થાકેલી ફોજ ઉપર હલ્લો કરી ગુજરાત અને ખાનદેશ બંનેનો માલેક થઇ બેસવાનો મનસુબો કરી બેઠો. સૈયદ મુબારક નામનો અમીર ગુજરાતની ફોજને મોખરે હતો તે નાસિરૂલ્મુલ્કનો મનસુબો જાણી ગયો, તેથી ખાનદેશના મુબારકશાહને સમજાવી તેણે પાછો વાળ્યો. નાસિરૂલ્મુલ્કે સર્વોપરી સત્તા મેળવવાનો પોતાનો ઇરાદો કાયમ રાખી, કેટલાક અમીરોને પોતાના કરી લીધા અને વડોદરા પાસે ઇતિમાદખાન તથા સૈયદ મુબારક ઉપર એકાએક હલ્લો કરી તેમને હરાવ્યા. સૈયદ મુબારક પોતાની જાગીર કપડવણંજમાં હતી ત્યાં જતો રહ્યો અને ઇતિમાદખાન પણ તેને ત્યાં જઇ મળ્યો. નાસિરૂલ્મુલ્ક સુલતાન અહમદશાહને લઇ અમદાવાદ પાછો આવ્યો અને સઘળો રાજકારભાર પોતાને હાથ કરી લીધો. થોડા વખત પછી તેણે ફોજ ભેગી કરી અને સૈયદ મુબારક અને ઇતીમાદખાનના સામે ગયો. પચાસ હજાર ઘોડાની સરદારી હેઠળ તેણે અમદાવાદથી ઈશાનકોણમાં દશ માઇલને છેટે મુકામ કર્યો. આવી મોટી ફોજ ઉપર હલ્લો કરવાને ઇતીમાદખાન ડર્યો, પણ સૈયદ મુબારકને અલઘખાન અને ઇમાદુલ્મુલ્કના અણબનાવની ખબર હોવાથી તેણે નાસિરૂલ્મુલ્કના ફોજ ઉપર રાત્રે છાપો માર્યો. નાસિરૂલ્મુલ્કે

ધારણ કરેલી સત્તાથી અલ્લઘખાનને ઇમાદુલ્મુલ્ક કંટાળી ગયા હતા, તેથી તેઓએ તેને તજી દીધો અને જુવાન સુલતાનને સાથે લેઈ સૈયદ મુબારક અને ઇતીમાદખાનને મળી ગયા. નાસિરૂલ્મુલ્કને નાશી જવાની ફરજ પડી અને થોડા વખત પછી પાલના ડુંગરામાં તે મરણ પામ્યો. ઇક્તિયાર-ઉલ્મુલ્ક ફતેહખાન બલુચ અને હસનખાન દખણી એમણે અહમદના વંશનો શાહુ નામનો બીજો સુલતાન ઉભો કર્યો. પણ મહેમદાવાદ આગળ લઢાઈ થઈ તેમાં શાહુ તથા તેના સાથી હાર્યા અને હસનખાન દખણી કતલ થયો. લઢાઈ થતા પહેલાંથીજ ફતેહખાન બલુચે શાહુને છોડી દીધો અને લઢાઈમાં હાર્યા પછી ઇક્તિયાર-ઉલ્કમુલ્ક અને શાહુ નાઠા પછી અમીરોએ નીચે પ્રમાણે ગુજરાતનો મુલક વહેંચી લીધો :—

**અમીરોએ ગુજરાતનો મુલક વહેંચી લીધો.**

| | |
|---|---|
| અહમદશાહના ખાનગી ખર્ચ સારૂ. | અમદાવાદ અને દસક્રોઈ. |
| ઇતીમાદખાન અને તેની ટોળીના. | કડી, ઝાલાવાડ, પેટલાદ, નડીઆદ, ભીલ રાધનપુર, સમી, મુજપુર, ગોધરા, અને સોરઠ. |
| સૈયદ મુબારક અને તેની ટોળીના. | પાટણ અને ખંભાત, તેનાં ચોરાશી ગામો સાથે, ધોળકા, ગોધા અને ધંધુકા, ચાંપાનેર, સરનાલ, વાડાશીનોર અને કપડવણજ. |
| ઇમાદુલ્મુલ્ક રૂમી તથા તેની ટોળી. | ભરૂચ, વડોદરા, અને સુરત ( સુલતાનપુર તથા નંદરબારની સરહદ સુધી. ) |
| ઇતીમાદખાનના તાબાના બીજા અમીરો. | મોડાસા અને તેની આસપાસનાં પ્રગણાં. |

આ હિસ્સા પૈકી ઇતીમાદખાને સોરઠનો પ્રદેશ તાતારખાન ઘોરીને

આપ્યો; રાધનપુર, સમી, અને મુજપુર ફતેહખાન બલુચીને આપ્યાં; નડીઆદ મલિક ઉશ શાર્કને આપ્યું, અને ઝાલાવાડના તાબાનો કેટલોક પ્રદેશ અલફખાન હબશીને આપ્યો. સૈયદ મુબારકે પાટણનું પ્રગણું મુસાખાન અને શેરખાન ફૌલાદિને આપ્યું. ઈમાદુલમુલ્ક રૂમીએ વડોદરાનું પ્રગણું અલફખાન હબશીને આપ્યું અને સુરત બંદર પોતાના સાળા ખુદાવંદખાન રૂમીને આપ્યું.

અમીરોનાં રંટા.

આ સમયમાં (૧૫૫૨) આલમખાન પાછો આવ્યો, અને સૈયદ મુબારકના વગથી તેને ગુજરાતમાં રહેવા દેવામાં આવ્યો. સૈયદ મુબારકે તેને તથા આઝમ હુમાયુને ચાંપાનેર આપ્યું અને ઈતીમાદખાને આલમખાનના સાથી અલ્પખાન ખત્રીને ગોધરા આપ્યું. આલમખાને અને ઈતીમાદખાને થોડા વખત પછી અલફખાન હબશીને ઝાલાવાડમાંથી કાઢી મૂક્યો. તેથી તે ઈમાદુલમુલ્ક રૂમી પાસે ભરૂચ ગયો, અને તેની દરમીઆનગીરીથી તેને ભીલ પ્રગણું મળ્યું. અલફખાન હબશી સામે આલમખાન ફાવ્યો તેથી હવે ઈતીમાદખાનને કાઢી તેનો પ્રદેશ લેઈ લેવાનું તેને મન થયું. ઈતીમાદખાન તેનો ઈરાદો જાણી ગયો તેથી તેને શહેરમાંથી કાઢી આસાવલમાં પોતાને ઘેર રહેવાની ફરજ પાડી. આલમખાને હવે ઈમાદુલમુલ્ક રૂમી સાથે દોસ્તી કરી તેને પોતાના પક્ષમાં લીધો. એક દહાડો આલમખાને ઈમાદુલમુલ્ક રૂમીને જણાવ્યું કે તમારી મરજી હોય તો ઈતીમાદખાનનું કાટલું કાઢીએ, પણ ઈમાદુલમુલ્ક રૂમીને એ વાત ગમી નહીં તેથી આલમખાને તેને છોડી સૈયદ મુબારકને ખરાબ કરવા પ્રયત્ન કરવા માંડયો. સૈયદ મુબારકે ગુજરાતની ફોજ પોતાની સામે આવતી જોઈ તહ કર્યું અને આ બધું કરાવનાર આલમખાન છે એમ ખબર પડ્યાથી તેની ઉપર હુમલો કરી તેને નાશી જવાની ફરજ પાડી. આલમખાન વરાડ ગયો અને મુબારકશાહની મદદ માગી. મુબારકશાહ ફોજ લઈ ગુજરાતની સરહદ

ઉપર આવી પહોંચ્યો. ગુજરાતના અમીરો સુલતાન અહમદશાહને સાથે લઈ તેની સામે ગયા અને તેથી તે પાછો ફર્યો. હવે આલમખાન શેરખાન ફૌલાદિ પાસે પાટણ ગયો, અને તેને સાથે લેઇ ઈતીમાદખાનનું કડી પ્રગણું લેઈ લીધું; પણ ઇક્તિયાર ઉલમુલ્કના પ્રયાસથી આલમખાન કપાઇ મૂઓ અને શેરખાન ફૌલાદિ પાટણ પાછો વળ્યો. ઇમાદુલ્મુલ્ક રૂમી અને ઇતીમાદખાન હવે રાજ્યકારભાર ચલાવવા લાગ્યા, પણ તેમની વચ્ચે ટંટો થયો, તેથી ઈતીમાદખાન ખાનદેશમાં મુબારકશાહ પાસે ગયો અને ગુજરાતપર ચઢાઇ કરવા તેને કહ્યું. અમીરો આથી ડરી ગયા તેથી તેઓએ સલાહ કરી એમ ઠરાવ્યું કે સુલતાનપુર અને નંદરબાર મુબારકશાહને આપવાં અને ઇતીમાદખાનને તેની અસલ જાગીર પાછી આપવી; આ સાલથી સુલતાનપુર અને નંદરબાર એ બે પ્રગણાં ગુજરાતમાંથી ગયાં અને ખાનદેશ સાથે જોડાયાં, અને આજ સુધી ખાનદેશમાંજ ગણાય છે. સુલતાન અહમદશાહની ઉપર હવે વધારે સખત જાપ્તો રહેવા માંડયો તેથી જાપ્તામાંથી છટકી તે સૈયદ મુબારકને મળ્યો. સૈયદ મુબારક ગુસ્સે તો થયો પણ સુલતાનને આશરો આપવાનું ના કહી શકયો નહીં. આ વખતે હાજીખાન નામનો દિલ્લીનો એક અમીર હુમાયુને મદદ કરવા ચિતોડથી જતાં રસ્તામાં ગુજરાત આવ્યો અને પાટણ મુકામ કર્યો. ગુજરાતના અમીરોને અને ખાસ કરીને ઇતીમાદખાન અને ઇમાદુલ્મુલ્ક રૂમી એ બે જણને સૈયદ મુબારક ઉપર એવો શક આવ્યો કે એણેજ હાજીખાનને ફોજ સાથે બોલાવ્યો હશે અને સુલતાનને નસાડવાના કાવતરામાં પણ એજ હશે. એ ઉપરથી તેઓએ લઢાઇ કરી મહેમદાવાદ આગળ સૈયદ મુબારકને હરાવ્યો. લઢાઇમાં સૈયદ કતલ થયો અને

**સુલતાનપુર અને નંદરબાર ખાનદેશના મુબારકશાહને આપ્યાં, ૧૫૬૦.**

**સૈયદ મુબારકની હાર તથા મરણ.**

તેની જાગીર લઈ લેવામાં આવી, પણ પાછળથી ધોળકા તેના બેટા સૈયદ મીરાનને પાછું મળ્યું.

ઈતીમાદખાન તથા ઈમાદુલમુલ્ક રૂમી ફોજ સાથે અમદાવાદ પાછા આવ્યા. અહીં તેઓની વચ્ચે ફરીથી તૂટ પડી. રૂમીએ ભરૂચથી પોતાના બેટા ચંગીઝખાનને બોલાવ્યો અને ઈતીમાદખાને તાતારખાન ઘોરીને સોરઠથી બોલાવ્યો. તાતારખાન પ્રથમ આવી પહોંચ્યો અને ઈતીમાદખાનને પાટણથી ફોલાદિ અને રાધનપુરથી ફતેહખાન બલુચની કુમક મળી તેથી તેણે ઈમાદુલમુલ્ક રૂમીને હુકમ કર્યો કે તું તારી જાગીરમાં જઈ રહે. ઈમાદુલમુલ્ક રૂમીએ જોયું કે આટલી બધી કુમકવાળા સામે થઈ શકાશે નહીં, તેથી મુગે મોંદે ભરૂચ જઈ રહ્યો. સુરતના લોકે પોતાના હાકેમ ખુદાવંદખાનના જુલમથી કંટાળી ઈમાદુલમુલ્ક રૂમીને તેડ્યો તેથી એ ફોજ લઈ સુરત ગયો; પણ ખુદાવંદખાને તેને મીજબાનીમાં તેડી મારી નંખાવ્યો. ચંગીઝખાને બાપનું વેર લેવાને સુરત ઉપર ચઢાઈ કરી, પણ કિલ્લો બહુ જબરો જણાયો તેથી તેણે દમણ* તથા સંજાણ એ બે પ્રગણાં આપવાનાં કરી ફીરંગીઓને મદદમાં બોલાવ્યા. ફીરંગીઓએ પોતાનો કાફલો તાપીમાં આણ્યો અને ખોરાકની આવક બંધ કરી તેથી ખુદાવંદખાનને તાબે થવાની જરૂર પડી અને ચંગી-

ઈમાદુલમુલ્ક રૂમીનું મરણ.

દમણ પ્રગણું ફીરંગીઓને મળ્યું, ૧૫૫૯.

---

* દમણનો કિલ્લો ૧૫૩૦ માં ફીરંગીઓને હાથ આવ્યો અને ફીરંગીઓના હેવાલ પ્રમાણે આજુબાજુનો મુલક તેમને ૧૫૫૯ માં મળ્યો. મિરાતી અહમદી પ્રમાણે ચંગીઝખાને ફીરંગીઓને આપેલા મુલકમાં ૭૦૦ ગામ હતાં અને તેની ઉપજ [illegible] હતી. [illegible]

[illegible]

ઝખાને તેને ડોકું કાપી નાખ્યું. થોડીવાર પછી ચંગીઝખાને વડોદરાના ઝુંઝારખાન હબશી સાથે કજીયો કર્યો; તેનું કારણ એ હતું કે હબશીએ ચંગીઝખાનને પુછ્યા વગર પોતાના ભત્રીજા અને આલીફખાન હબશીના બેટાને ગાદીએ બેસાડ્યો હતો. ઝુંઝાર અને તેનો ભત્રીજો હાર્યા અને ઈ-તીમાદખાન પાસે ગયા. ઈતીમાદખાને તેઓને જાગીર આપી. આ સમયે રાધનપુર અને સમીનો માલેક ફતેહખાન બલુચ ઈતીમાદખાનના પક્ષમાં મુખ્ય હતો; તેની મદદથી ઈતીમાદખાને ભરૂચમાં ચંગીઝખાનને ઘેરો ઘાલ્યો. રખેને ઈતીમાદખાનનું જોર બહુ વધી જાય એવી બીકથી તાતારખાન ઘોરી અને બીજા અમીરોએ સલાહ કરાવવા કોશીશ કરી પણ કંઈ ન વળ્યું ત્યારે તાતારખાને ફોલાદિને લખ્યું કે તમે ફતેહખાન બલુચ ઉપર હુમલો કરો કે જેથી ઈતીમાદખાન ભરૂચનો ઘેરો ઉઠાવી પાછો વળે. ફોલાદીએ તેમ કર્યું તેથી ફતેહખાન રાધનપુર આગળ હારી દુબકોટમાં ભરાયો અને ઈતીમાદખાન ભરૂચનો ઘેરો ઉઠાવી વહેલો વહેલો અમદાવાદ આવ્યો. અહીં સુલતાન અહમદશાહ સ્વતંત્ર થવાની ખટપટ કરતો હતો તેને અટકાવમાં રાખવાને ઈતીમાદખાન ગુંથાયો; પણ પછી ૧૫૬૦-૬૧ માં વાજીહુલ્મુલ્ક અને રઝીઉલ્મુલ્ક એ બેની સલાહથી ઈતીમાદખાને સુલતાન અહમદશાહને મરાવી નાખ્યો. આ ખુન વજીહુલ્મુલ્કના ઘરમાં થયું; પણ ખુનીઓએ સુ-લતાનનું શબ સાબરમતીની રેતીમાં નાખી એવી વાત ચલાવી કે સુલ-તાનને ચોરોએ મારી નાખ્યો છે. સુલતાન અહમદશાહ બીજાએ આઠ વરસ નામનું રાજ કર્યું.

## ૧૫. મુઝફ્ફરશાહ ૩ જો. ૧૫૬૧-૧૫૭૨.

અહમદશાહને મારી નાખ્યા પછી ઇતિમાદખાને, એક છોકરાને, મુ-ઝફ્ફરશાહ ૩ જો, એ નામ આપી ગાદી ઉપર બેસાડયો. તેણે એમ જણાયું કે એ છોકરો મહમૂદશાહ મુઆ પછી જન્મેલો મહમૂદશાહનો છોકરો છે. આબુલફજલ જણાવે છે કે તેનું મૂળ નામ નથુ હતું અને તે હલકી વર્ણમાં

જન્મેલો હતો. પછી ઇતિમાદખાન, ફોલાદી ઉપર વેર લેવાને પાટણ ગયો; પણ અમીરોને બીક લાગી કે કાલે આપણી પણ એવી દશા થાય, તેથી તેઓ ફોલાદીને મળી જઈ લડાઈ વખતે ખશી ગયા, તેથી ઇતિમાદખાન હારીને અમદાવાદ પાછો આવ્યો. આ વખતે અમીર લોકો પોતપોતાના

ઇતિમાદખાન અને ફોલાદી.

તાબાનાં પ્રગણાંમાં સ્વતંત્ર રીતે વર્તતા હતા અને સુલતાનનું ઉપરીપણું તો માત્ર નામનુંજ રહ્યું હતું. ઇતિમાદખાને ફોલાદીને મારવા ફ-રીથી પાટણ તરફ કુચ કરી, પણ જોટાણા આગળ લડાઈ થઈ તેમાં હારીને તે અમદાવાદ પાછો આવ્યો. હજી વેર લેવાનો વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો તેથી તેણે ઇમાદુલમુલ્કના બેટા ચંગીઝખાન રૂમીને મદદ માટે બોલાવ્યો. બીજા અમીરોની પેઠે ચંગીઝખાન પણ ઢીલોપોચો રહ્યો; વળી ઇતિમાદખાન પાટણ ઉપર ચઢાઈ લઈ જતો હતો એવામાં મૂસાખાન ફો-લાદી મૂઓ તેથી ચંગીઝખાને આગળ નહીં વધવાને એવું બહાનું બતાવ્યું કે દુખિયા લોક સામે લઢવું ઘટે નહીં, તેથી ઇતિમાદખાનને અમદાવાદ પાછા આવવાની ફરજ પડી.

જો કે અહમદશાહને મારી નાખી તથા ફોલાદી ઘરાણાં સાથે અદાવત કરી ઇતિમાદખાને અમીરોને કંટાળો આપ્યો હતો, તોપણ સુલતાન મુઝફર-શાહ તેના કબજામાં હતો અને રાજધાની તેને હસ્તક હતી, તેથી દેશનો

મીરઝાઓ, ૧૫૬૧.

રાજ્યકારભાર તેના હાથમાં હતો. આ વખતે મીરઝાઓ* જેઓને દિલ્લીના અકબર બાદશાહ

---

*તેઓ ખુરાસનના શાહ મહમદ સુલતાન મીરઝાના બેટાના બેટા હતા. મહમદ સુલતાન મીરઝાને ખુરાસનમાંથી કાઢી મૂક્યો ત્યારે તેણે હિન્દુસ્તાનમાં આશરો લીધો તે પણ તૈમૂરના વંશનો હોવાથી બાબરે (૧૫૨૬--૧૫૩૧) અને પછી હુમાયુંએ (૧૫૩૧—૧૫૫૬) તેમને આશરો આપ્યો. અકબર બાદશાહ પણ મોટો થતા પહેલાં તેમને બહુ માન આપતો.

સાથે ટંટો થયો હતો તેઓ ગુજરાતમાં આવ્યા અને ચંગીઝખાનને મળ્યા. ચંગીઝખાને શેરખાન ફૌલાદીને સમજાવ્યો કે ઇતિમાદખાનને કાઢી આપણે ગુજરાત વહેંચી લઇએ; અમદાવાદ અને સાબરમતીની દક્ષિણનો પ્રદેશ ચંગીઝખાને લેવો અને સાબરમતીની ઉત્તરનો પ્રદેશ શેરખાન ફૌલાદીએ લેવો એમ તેમની વચ્ચે ઠર્યું. પછી ચંગીઝખાન અને શેરખાન ફૌલાદી અમદાવાદ ઉપર હલ્લો કરવા નીકળ્યા. સૈયદ મીરાને ફૌલાદીને સમજાવી કાઢી રાખ્યો; પણ ચંગીઝખાને તેનું માન્યું નહીં અને આગળ વધ્યો. અમદાવાદની દક્ષિણે આઠ માઇલ છેટે ખારી નદીને જમણે કિનારે ઇતિમાદખાન અને સૈયદ મીરાન તથા ચંગીઝખાન વચ્ચે લડાઈ થઈ તેમાં ઇતિમાદખાન હાર્યો અને સુલતાન મુઝફ્ફરશાહને લઈ મોડાસા નાસી ગયો. ચંગીઝખાને અમદાવાદ લીધું. શેરખાન ફૌલાદી હવે સાબરમતી આગળ આવ્યો અને ઠરાવ પ્રમાણે મુલકની વહેંચણ કરી કરી પાછો ગયો. ઇતિમાદખાને ખાનદેશના સુલતાન મીરાન મહમ્મદશાહની મદદ માટે આજીજી કરી, તેથી તે ફોજ લઇને આવ્યો. ચંગીઝખાને ઇતિમાદખાનને પાછો તેડાવ્યો. તે મહેમદાવાદ આગળ આવ્યો ત્યારે સાંભળ્યું કે ખાનદેશનો સુલતાન હાર ખાઈ પોતાને દેશ પાછો ગયો છે; પછી મુઝફ્ફરશાહને સાથે લઇ ઇતિમાદખાન મોડાસા પાછો ગયો અને ત્યાંથી ડુંગરપુર ગયો. ચંગીઝખાન અમદાવાદમાં અને શેરખાન ફૌલાદી કડીમાં એ પ્રમાણે રહ્યા. ગુજરાતના મોટા મોટા અમીરો હવે ચંગીઝખાનને મળી ગયા, અને ચંગીઝખાન સર્વોપરી થઈ ગયો, તેથી શેરખાન ફૌલાદીને તાબે કરી નાખવાનો તેણે વિચાર કર્યો. શેરખાન ફૌલાદી પણ ચંગીઝખાનની ધાસ્તીમાંજ હતો. એવામાં એવું બન્યું કે બીજલીખાન નામના હબશી પાસેથી ખંભાતની જાગીર ચંગીઝખાને પાછી લઈ લીધેલી તેથી તેણે અલીફખાન તથા ઝંઝારખાન હબશીને સમજાવ્યા કે ચંગીઝખાન તમને મારી નાખવાનો છે. તે ઉપરથી એ લોકોએ ચંગીઝખાનને ચોગાન (પોલો) ખેલવા નોતર્યો. ચંગીઝખાને જવાનું કબુલ કર્યું.

ચંગીઝખાનનું મરણ.

પછી ત્રણ દરવાજા અને ભદરની વચ્ચે ફર્હ-તુલ્મુલ્ક મસીદ આગળ ચંગીઝખાન આવ્યો ત્યારે અલીફખાન ઝુઝારખાનને સાન કરી, ચંગીઝખાનનું ધ્યાન પોતાના તરફ ખેંચીને બોલ્યો કે, છેલ્લીવાર ઇરાની અખાતમાંથી આણેલા ઘોડાઓમાં આ સૌથી સરસ છે. ચંગીઝખાન ઘોડા તરફ જુવે છે એટલામાં ઝુઝારખાને તેનું ડોકું કાપી નાખ્યું; પછી એ બે જણે ચંગીઝખાનનું ઘર લુંટી લીધું; આ વખતે મીરઝાઓએ દક્ષિણમાં ભરૂચ, વડોદરા અને ચાંપાનેરનો કબજો કરી લીધો. શેરખાન ફૌલાદી કડીથી અમદાવાદ આવ્યો અને હબશીઓ પાસે અમદાવાદ માગ્યું. એઓએ તેની સાથે કોલકરારનો ખટપટ જારી રાખી છૂપી રીતે ઇતિમાદખાનને બોલાવ્યો; ઇતિમાદખાન મુઝફ્ફરશાહ સાથે અમદાવાદ આવ્યો. એવું ઠરાવવામાં આવ્યું કે ચંગીઝખાનનો જેટલો મુલક હતો તેટલો ઇતિમાદખાન લે અને શેરખાન ફૌલાદીનો મુલક તેની પાસે કાયમ રહે. ત્યાર બાદ ઇતિમાદખાન એ બે હબશીઓથી કંટાળી રાજકાજથી દૂર રહેવા લાગ્યો; અને ચંગીઝખાનનો મુલક આપસ આપસમાં વહેંચી લેવામાં એ બે હબશીઓ (અલફખાન અને ઝુઝારખાન) પણ લઢી પડયા. અલફખાન અમદાવાદ છોડી, શેરખાન ફૌલાદીને મળ્યો અને એણે આવી અમદાવાદને ઘેરો ઘાલ્યો. હવે ઇતિમાદખાને મીરઝાઓને મદદમાં બોલાવ્યા, તેથી મીરઝા ઇબ્રાહિમ હુસેન ભરૂચથી આવ્યો, અને શેરખાન ફૌલાદીની ફોજને પીડવા લાગ્યો. ઇતિમાદખાને વળી દિલ્લીના અકબર બાદશાહની મદદ પણ માગી.

ઇતિમાદખાને અકબર બાદશાહની મદદ માગી, ૧૫૭૨.

મીરઝાઓને ગુજરાતમાંથી કાઢવાનું બહાનું અકબર શોધતોજ હતો, એટલામાં ઇતિમાદખાનનું ઇજન આવ્યું, તેથી તેણે તરતજ ૧૫૭૨ ના જુલાઇમાં અમદાવાદ તરફ કુચ કરી. અકબર બાદશાહ ગુજરાતમાં આવ્યો ત્યારથી ગુજરાતના સુલતાનોના સ્વતંત્ર રાજ્યનો અંત આવ્યો.

અમીરોનો અંદર અંદરનો ઝઘડો ચાલી રહ્યો હતો એવામાં ખબર આવી કે અકબર બાદશાહ ડીસે આવી પહોંચ્યો છે. મીરઝા ઇબ્રાહિમ હુસેન ભરૂચ પાછો ગયો. અને ફૌલાદીની ફોજ વેરાઈ ગઈ. ડીસેથી બાદશાહ ફોજ સાથે પાટણ આવ્યો. સુલતાન મુઝફ્ફરશાહ* ઇતિમાદખાનને છોડી પાટણના હાકેમના પક્ષમાં ભરાયો હતો. તે નજીકમાં ભટકતો ફરે છે એમ અકબર બાદશાહને ખબર પડવાથી ફોજ મોકલી તેને પકડી મંગાવ્યો. તેની ઉપર દયા લાવી બાદશાહે તેને જીવતો રાખ્યો અને કરમઅલી નામના પોતાના એક અમીરને જાપ્તામાં રાખવા સોંપ્યો. પછી બાદશાહ કડી આવ્યો. અહીં ઇતિમાદખાન, ઇખ્તિયારખાન, અલફખાન, અને ઝુઝારખાન બાદશાહને મળ્યા અને સૈયદ હામીદખાન હાજીપુરમાં મળ્યો. બાદશાહે અલફખાન તથા ઝુઝારખાન હબશીને કેદ કર્યા અને બીજા અમીરોની તારીફ કરી. ઇખ્તયારઉલ્મુલ્ક લુણાવાડા તરફ જતો રહ્યો. બીજા અમીરો પણ એમજ કરશે એવી બીકથી બાદશાહે ઇતિમાદખાનને ખંભાત મોકલ્યો અને તેને શાહબાઝખાન કમ્બોના જાપ્તામાં રાખ્યો. અમદાવાદથી બાદશાહ ખંભાત આવ્યો. આ વખતે ઇબ્રાહિમ મીરઝાને તાબે વડોદરા હતું, મહમ્મદ હુસેન મીરઝાને તાબે સુરત હતું અને શાહ મીરઝાને તાબે ચાંપાનેર હતું. મીરઝાઓને હાંકી કાઢવાને ખંભાત છોડતી વખતે બાદશાહે મીરઝા આઝીઝ કોકલતાશને પોતાના તરફનો ગુજરાતનો પહેલો સુબો નિમ્યો. વડોદરામાં અકબરશાહે સાંભળ્યું

---

* મુઝફ્ફરશાહને અકબર બાદશાહ પોતાની સાથે આગ્રે લઇ ગયો, અને ૨૦ લાખ રૂપીઆની ઉપજનાં, સારંગપુર અને ઉજ્જન પ્રગણાં તેને જાગીર તરીકે આપ્યાં. જ્યારે મુનીમખાન ખાનખનાન બંગાળે જતો હતો ત્યારે અકબરશાહે, મુઝફ્ફરશાહ તેને સોંપ્યો; પણ થોડા વખત પછી તેના ઉપર શક જવાથી, તેને કેદમાં નાખ્યો. આ૦ ગ૦ જોઇ મુઝફ્ફરશાહ, ફરિસ્તા પ્રમાણે ૧૫૮૧ માં અને મિરાતી સિકન્દરી પ્રમાણે ૧૫૮૩ માં ગુજરાત આવતો રહ્યો આ સંબંધની હકીકત આગળ મોગલ બાદશાહના ઈતિહાસમાં આપેલી છે.

કે ઇબ્રાહિમ મીરઝાએ, ચંગીઝખાન તરફના ભરૂચના હાકેમ રુસ્તમખાન રૂમીને દગો કરી મારી નાખ્યો છે. સુરત સામે મોકલેલી ફોજ બાદશાહે પાછી બોલાવી અને ઠાસરા આગળ મીરઝાને પકડી પાડ્યો; તેની સાથે લડાઈ કરી બાદશાહે તેને હરાવ્યો. મીરઝા અહમદનગર થઇ સિરોહી જતો રહ્યો અને અકબર વડોદરામાં પોતાની છાવણીમાં પાછો આવ્યો. પછી શાહરૂમીખાનની સરદારી હેઠળ તેણે સુરતને ઘેરો ઘાલવા ફોજ મોકલી, અને પોતે પણ પાછળથી ત્યાં જઇ સુરતના ગોપી તલાવ નામના પરામાં છાવણી નાખી. એક માસ અને સત્તર દિવસ સુધી બચાવ કરી, હમ્ઝબાનની× ફોજ તાબે થઇ. હમ્ઝબાને ફીરંગી લોકો સાથે સલાહ કરી હતી, તેથી તેના બોલાવ્યાથી સુરતના ઘેરાની વખતે ફીરંગીઓની મોટી ફોજ આવી હતી, પણ બાદશાહી ફોજ ઘણી મોટી જોઈ ફીરંગીઓએ એમ જણાવ્યું કે અમે તો એલચી તરીકે આવ્યા છીએ માટે અમને મુલાકાત આપો. બાદશાહ સુરત હતો ત્યારે બાગલાણના રાજા બીહારજી* પાસેથી તેણે કેદ કરેલો શરફુદ્દીન હુસેન મીરઝા તેને મળ્યો. ફીરંગીઓના કિલ્લા તોડી પાડવાને તુર્ક લોકો મોટી સુલેમાની તોપ લાવ્યા હતા અને સુરતમાં મૂકી ગયા હતા, તે સુરતના ઘેરા પછી બાદશાહે આગ્રે મોકલાવી. સુરતનો હવાલો બાદશાહે કલીજખાનને સોંપ્યો. પછી તે અમદાવાદ આવ્યો; અહીં ચંગીઝખાનની માએ ફરિયાદ કરી કે મારા બેટાને ઝુઝારખાને મારી નાખ્યો તેનો ઈનસાફ આપો. અકબર બાદશાહે હુકમ કર્યો કે ઝુઝારખાનને હાથીના પગ તળે નાખી કચરી નાખવો. શેરખાન ફોલાદીનો બેટો મહમદખાન ઇડરના ડુંગર તરફ નાશી

---

× એ હુમાયુંનો ગુલામ હતો, પણ પાછળથી મીરઝાઓને મળી ગયો હતો.

* તુઝકે જહાંગીરીમાં જહાંગીર બાદશાહ જણાવે છે કે બીહરજી અથવા વીહરજી બાગલાણના રાજાનું કુળ નામ હતું, તેના વખતના બાગલાણના રાજાનું નામ પ્રતાપ હતું.

ગયો હતો તે હવે પાછો આવ્યો અને બાદશાહી હાકેમ સૈયદ અહમદ ખાનને કિલ્લામાં ઘેરી પાટણ લઈ લીધું. આ વખતે મીરઝા મહમ્મદ હુસેન ધંધુકા પાસે રાણપુરમાં હતો. શેરખાન ફૌલાદી સોરઠ નાશી ગયો હતો તેને મહમ્મદખાન પાટણ પાછો આવ્યાની ખબર પડી ત્યારે તે મીરઝા મહમ્મદ હુસેનને મળ્યો, અને એ બંને પોતાની ફોજ એકઠી કરી મહમ્મદખાન પાસે પાટણ આવ્યા. બાદશાહનો સુબો મીરઝા આઝીઝ કોકલતાશ બીજા અમીરોને લઇને પાટણ આવ્યો. અહીં એક જબરી લડાઈ થઈ તેમાં બાદશાહના ઘણા અમીરો કપાઇ મુઆ, પણ આખરે મીરઝા અઝીઝ કોકલતાશને ફતેહ મળી. શેરખાન ફૌલાદી ફરીથી સોરઠ જતો રહ્યો અને તેનો છોકરો મહમ્મદખાન ઈડરના ડુંગર ભણી નાઠો અને મીરઝા મહમ્મદ હુસેન ખાનદેશ તરફ જતો રહ્યો. આ પ્રમાણે ગુજરાતની ફતેહ પુરી કરી અકબર બાદશાહ આગ્રે ગયો.

## ગુજરાતના સુલતાનોની વંશાવળી:—

- વજીહુલમુલ્ક.
  - ૨. મુઝફ્ફરશાહ ૧ લો, (ઝફરખાન) ૧૪૦૭--૧૪૧૧.
    - ૧. મહમ્મદશાહ ૧ લો, (તાતારખાન) ૧૪૦૩-૧૪૦૪.
      - ૩. અહમદશાહ ૧ લો, ૧૪૧૧-૧૪૪૧.
        - ૪. મહમ્મદશાહ ૨ જો, ૧૪૪૧--૧૪૫૨.
          - ૫. કુત્બુદ્દીનશાહ ૧૪૫૧-૧૪૫૯.
          - ૭. મહમૂદશાહ ૧ લો, ૧૪૫૯-૧૫૧૩.
        - ૬. દાઉદશાહ, ૧૪૫૯.
  - શમ્સખાન.

૮. મુઝફ્ફરશાહ ૨ જો, ૧૫૧૨–૧૫૨૬.

દીકરી=આદિલખાન. ૯ સિકંદરશાહ, ૧૫૨૬. ૧૦ મહમૂદશાહ, ૨ જો, ૧૫૨૬. ૧૧ બહાદુરશાહ, ૧૫૨૬–૧૫૩૬. લતીફખાન.

.૧૨. મહમ્મદશાહ ૩ જો, ૧૫૩૬.

૧૩. મહમૂદશાહ ૩ જો, ૧૫૩૬–૧૫૫૪.

૧૪. અહમદશાહ ૨ જો, (અહમદશાહ ૧ લાના વંશનો). ૧૫૫૪–૧૫૬૧.

૧૫. મુઝફ્ફરશાહ ૩ જો, (ખોટો ઉભો કરેલો છોકરો નથુ) ૧૫૬૧–૧૫૭૩.

# પ્રકરણ ૩ જું.

## મોગલ બાદશાહોની કારકીર્દી.

ઈ. સ. ૧૫૭૩-૧૭૫૮.

ગુજરાત જીતી લઈ અકબર બાદશાહે ઈ. સ. ૧૫૭૩ માં મોગલ રાજ્યના પ્રદેશ તરીકે જોડી દીધું ત્યારથી તે ઈ. સ. ૧૭૫૮ માં મરેઠા લોકોએ અમદાવાદ લીધું ત્યાં સુધી ગુજરાતમાં દિલ્લી દરબારના મોકલેલા સુબેદારોએ રાજકારભાર કર્યો. અમદાવાદના બાદશાહોના અમલની પેઠે મોગલ બાદશાહોના અમલનાં આ ૧૮૪ વર્ષના બે ભાગ પાડી શકાય છે. ઈ. સ. ૧૫૭૩ થી તે ઈ. સ. ૧૭૦૭ સુધીનાં, એટલે કે ઔરંગઝેબ બાદશાહના મરણ પર્યન્તનાં, ૧૩૪ વર્ષ રાજ્યસત્તા ઠીક ચાલી અને સારો બંદોબસ્ત રહ્યો. પરંતુ ઈ. સ. ૧૭૦૭ થી ૧૭૫૮ સુધીનાં ૫૧ વર્ષમાં સુબેદારોની સત્તા ઘટતી ચાલી અને ઠેકાણે ઠેકાણે ગેરબંદોબસ્ત અને બખેડા ફેલાઈ રહ્યા.

### ૧. અકબર બાદશાહ, ઈ. સ. ૧૫૭૩-૧૬૦૫.

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ગુજરાતની જીત પૂરી કર્યા પછી અકબરે સઘળો રાજકારભાર મિરઝા આઝીઝ કોકલતાસને સોંપ્યો. વળી તેણે પોતાને મદદ કરનારાઓને જાગીરો આપી.

મિરઝા આઝીઝ કોકલતાશ. ૧ લો સુબેદાર, ૧૫૭૩-૧૫૭૫

અમદાવાદ, પેટલાદ તથા બીજાં કેટલાંક પરગણાં ગુજરાતનો રાજકારભાર ચલાવવાને નિમાયલા સુબેદાર મીરઝા આઝીઝને આપ્યાં; ખાન-ઈ-કલાન મીર મહમ્મદખાનને પાટણનો પ્રદેશ આપ્યો; નવાબ નૌરંગખાનને વડોદરા આપ્યું; કુતબુદ્દિન મહમ્મદને ભરૂચ આપ્યું; અને સૈયદ હામીદ તથા સૈયદ

મહમૂદ બુખારીને ધોળકા, ખાનપુર અને સામી આપ્યાં. પછી અકબર બાદશાહ આગ્રે ગયો. બાદશાહ ગુજરાતમાંથી ગયો કે તરત ઈક્તિયારઉલ્મુલ્ક અને શેરખાનનો પુત્ર મહમ્મદખાન જેઓ ઈડરના ડુંગરામાં ભરાયા હતા તેઓ બહાર આવ્યા અને તેઓને અટકાવવાને મીરઝા આઝીઝ અહમદનગર ગયો. મિરઝા મહમ્મદ હુસેન નંદરબાર તરફની સરહદથી ઉતાવળો આવ્યો, ભરૂચનો કિલ્લો લીધો અને ત્યાંથી ખંભાત ગયો. ખંભાતનો હાકેમ હુસેનખાન કર્કરાહ, ઈક્તિયારઉલ્મુલ્કની સામે અહમદનગર અને ઈડર તરફ ગએલો હોવાથી મિરઝા મહમદ હુસેનને હાથ ખંભાત સહેલાઈથી આવ્યું. સૈયદ હામીદ બુખારી, નવાબ નૌરંગખાન તથા બીજાઓને મીરઝાં આઝીઝે હુકમ કર્યો કે તમારે કુતબુદ્દિન મહમ્મદખાનને મળી ખંભાતને ઘેરો ઘાલવો. તેઓએ ખંભાત જઈ ઘેરો ઘાલ્યો, પણ મિરઝા મહમ્મદ ત્યાંથી જઈ ઈક્તિયારઉલ્મુલ્ક અને મહમ્મદખાનને જઈ મળ્યો. દુશ્મનોને વિખેરી નાખવાને કેટલાક નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી મીરઝા આઝીઝ અમદાવાદ પાછો આવ્યો, એટલે બંડખોરોએ એ શહેરને પણ ઘેરો ઘાલ્યો. તોપણ કુતબુદ્દિનખાન સૈયદ મિરાન અને બાદશાહની તરફના બીજા શહેરમાં દાખલ થઈ શક્યા અને લશ્કરને મળી શક્યા. આ બળવાની ખબર અકબર બાદશાહને તે ફતેહપુરમાં હતો ત્યાં મળી કે તરતજ તે ગુજરાત તરફ નીકળી પડ્યો અને નવ દહાડામાં ૬૦૦ માઈલની મુસાફરી કરી અમદાવાદ આવી પહોંચ્યો. બાદશાહ આવી પહોંચ્યો ત્યારે ઘેરો ઘાલ્યાને બે માસ થયા હતા. બાદશાહે એકદમ લડાઈ કરી બળવાખોરોને હરાવ્યા અને વિખેરી નાખ્યા. બળવાખોરોના બે મુખ્ય સરદાર, મિરઝા મહમ્મદ હુસેન તથા ઈક્તિયારઉલ્મુલ્ક આ લડાઈમાં કપાઈ મુવા. અગીઆર દહાડા રહી, તથા ગુજરાતનો કારભાર મીરઝા આઝીઝ કોકાને ફરીથી સોંપી, અકબર પાછો આગ્રે ગયો. મીરઝા આઝીઝે ૧૫૭૫ સુધી ગુજરાતની

અકબરે બળવો બેસાડી દીધો, ૧૫૭૩.

હાકમી કરી પણ પછી બાદશાહ સાથે કંઈ વાંધો પડવાથી તેણે રાજીનામું આપ્યું અને બાદશાહે બહેરામખાનના પુત્ર, મીરઝાખાનને ગુજરાતનો સુબેદાર નિમ્યો. મીરઝાખાન પુખ્ત ઉમરનો નહોતો અને આ તેની પહેલીજ ચાકરી હતી તેથી તેને સલાહ આપવાને બાદશાહે વઝીરખાનને તેનો નાયબ નિમ્યો. એ વર્ષ સુધી રાજ્યકારભારનું બધું કામ વઝીરખાને કર્યું.

મીરઝાખાન, ૨ જો સુબેદાર, ૧૫૭૫ ૧૫૭૭.

ઈ. સ. ૧૫૭૩ નો બળવો શમ્યા પછી બાદશાહે ગુજરાતની જમીનની વસુલાત નક્કી કરવા રાજા તોડરમલને મોકલ્યો. તેણે ઘણી બુદ્ધિ વાપરી પોતાનું કામ સારી રીતે બજાવ્યું. ઈ. સ. ૧૫૭૫ માં જમીનની સાપણીનું કામ પૂરૂં થયું ત્યારે બાદશાહે સુબેદારથી ઉતરતો દિવાનનો નવો દરજ્જો કાઢયો. દિવાન બધા મુલકી કામનો ઇનસાફ ચુકવતો. પહેલો દિવાન વાજી ઉલ્મુલ્ક ગુજરાતી હતો. કેટલાક ઇતિહાસ કર્તા કહેછે કે ઈ. સ. ૧૫૭૬ માં મીરઝા આઝીઝ કોકા પછી વઝીરખાન સુબેદાર થયો, પરન્તુ મિરાતિ અહમદી પ્રમાણે મિરઝાખાન સુબેદાર હતો. અને વઝીરખાન તો માત્ર તેના નાયબ તરીકે હતો વાજી ઉલ્મુલ્ક પછી પ્રાગદાસ નામનો કોઈ હિન્દુ દિવાન થયો. નાંદોદ અને ઇડરનાં પ્રગણાં તાબે કરવાને લશ્કર મોકલવામાં આવ્યું અને પાટણના થાણદાર તરસુખાને સિરોહીનો કિલ્લો જીતી લીધો. ત્યારબાદ પહાડખાન ઝલોરીની દરમ્યાનગિરીથી સિરોહીના રાજાએ તોડરમલને ૧૨૦૦૦ રૂપિયા અને બીજી કેટલીક ચીજો નઝર કરી, તેથી ૧૫૦૦ ઘોડાં સાથે ગુજરાતના સુબેદારની નોકરી કરવાના કામ ઉપર તેને રાખવામાં આવ્યો.

તોડરમલે જમીનની વસુલાત નક્કી કરી.

ઇબ્રાહિમ હુસેન મિરઝાના પુત્ર મુઝફ્ફર હુસેન મિરઝાએ વઝીરખાનની કારકીર્દીમાં ગુજરાતમાં બળવો ઉઠાવ્યો. અકબરે સુરતને ઘેરો ઘાલ્યો તે પહેલાં થોડા વખત ઉપર આ મુઝફ્ફર મીરઝાને તેની આશ્યાવસ્થામાં સુરતથી

દખ્ખણમાં લઈ જવામાં આવ્યો હતો. ત્યાં તે થોડો વખત શાન્ત બેસી રહ્યો પણ પાછળથી મ્હેરઅલી નામના એક નોકરની ઉશ્કેરણીથી તેણે લશ્કર ભેગું કર્યું અને નંદરબારમાં દાખલ થયો. આ વખતે તોડરમલ પાટણમાં જમાબંદીનું કામ કરતો હતો. વઝીરખાનને પોતાના લશ્કર ઉપર ભરોંસો બેઠો નહીં તેથી તે એક કિલ્લામાં ભરાઈ બેઠો અને તોડરમલ્લને ખબર લખી જણાવી. મુઝફ્ફર મિરઝાએ નંદરબારમાં બાદશાહી લશ્કરને હરાવ્યું. ત્યાર પછી તે ખંભાત ઉપર ચઢી આવ્યો, પણ તે હાથ ન લાગવાથી, બારોબાર અમદાવાદ ઉપર ચઢી આવ્યો. તોડરમલ્લ ફોજ લઈ સામો આવ્યો ત્યારે મિરઝા ધોળકે જતો રહ્યો. તોડરમલ્લ અને વઝીરખાન તેની પાછળ લાગ્યા એટલે મિરઝા જૂનાગઢ જતો રહ્યો. પછી તોડરમલ્લ પાછો ફર્યો એટલે મિરઝા પણ પાછો ફર્યો અને તેને અમદાવાદમાં ઘેરી લીધો. શહેરનો કિલ્લો ઓળંગી જવામાં મ્હેરઅલી મરણ પામ્યો. પછી મુઝફ્ફર મિરઝા ખાનદેશ જતો રહ્યો અને આ પ્રમાણે તેણે ઉઠાવેલા બળવાનો અંત આવ્યો.

શહાબુદ્દિન, ૩ જો સુબેદાર, ૧૫૭૭-૧૫૮૩.

વઝીરખાને રાજ્યકારભારનું કામ ફતેહમંદીથી ચલાવ્યું નહીં તેથી ઈ. સ. ૧૫૭૭ માં, માળવાના સુબેદાર શહાબુદ્દિન અહમદખાનને ગુજરાતનો સુબેદાર નિમવામાં આવ્યો. શહાબુદ્દિને પહેલું કામ એ કર્યું કે નવાં લશ્કરી થાણાં સ્થાપન કર્યાં અને જૂનાં હતાં તે સમરાવ્યાં. આ વખતે આમીનખાન ઘોરીના સેનાપતિ ફતેહખાનને તેના ધણી સાથે ટંટો થએલો હોવાથી તે શહાબુદ્દિન પાસે આવ્યો અને કહ્યું કે હું તમને જૂનાગઢનો કિલ્લો જીતી આપું. શહાબુદ્દિને આ વાત પસંદ કરી અને પોતાના ભત્રીજા મીરખાનને ૪૦૦૦ ઘોડેસવારો સાથે ફતેહખાન સાથે મોકલ્યો. આ લશ્કર સોરઠની હદ ઓળંગી આગળ વધ્યું એટલે આમીનખાને એલચીઓ મોકલી એમ કહેવરાવ્યું કે જૂનાગઢનો કિલ્લો અને તેને લગતી જમીન, જાગીર તરીકે મારી પાસે રહેવા દો તો બીજો પ્રદેશ

સોંપી દેવા તથા ખંડણી ભરવા હું કબુલ છું. મીરઝાખાને આ વાત કબુલ રાખી નહીં અને જૂનાગઢ તરફ કુચ જારી રાખી. આમીનખાને તેની સામે ટક્કર લીધી અને નવાનગરના જામની મદદ માગી. આ અણીને વખતે ફતેહખાન મરી ગયો અને મીરઝાખાને માંગરોળને ઘેરો ઘાલ્યો. જામનો પ્રધાન દસા ૪૦૦૦ ઘોડેસ્વારો સાથે આમીનખાનની મદદમાં આવ્યો એટલે આમીનખાન જૂનાગઢ છોડી માંગરોળ તરફ ઉપડયો. તે આવ્યાની વાત સાંભળી મીરઝાખાન કોડીનાર જતો રહ્યો. અહીં એક ઉગ્ર લઢાઈ થઈ તેમાં મીરઝાખાન હાર્યો અને તેનો બધો સરસામાન ખોઈ બેઠો. તેનાં ઘણાં માણસ કપાઈ મુવા અને તે પોતે પણ ઘાયલ થએલો હોવાથી મહા મુશીબતે અમદાવાદ નાસી આવ્યો. જૂનાગઢ લેવાને ફોજ મોકલી ત્યાર પછી શહાબુદ્દિન પોતે જમીનની ખરી માપણી તથા તે સંબંધી વસુલાતનું કામ કરતો હતો. પણ જૂનાગઢ મોકલેલી ફોજની કોડીનાર આગળ હાર થઈ તેથી બાદશાહે શહાબુદ્દિનને એકદમ પાછો બોલાવી લીધો અને તેની જગાએ ઇતિમાદખાન ગુજરાતીની નિમણુક કરી.

**ઇતિમાદખાન ગુજરાતી, ૪ થો સુબેદાર, ૧૫૮૩–૮૪.**

ઇ. સ. ૧૫૮૩ માં ઇતિમાદખાનની સુબેદાર તરીકે નિમણુક થઈ તેજ વર્ષમાં, ગુજરાતનો પદભ્રષ્ટ થએલો બાદશાહ મુઝફ્ફર દિલ્લીમાં કેદી તરીકે હતો ત્યાંથી નાશી આવી ગુજરાતમાં દેખાયો. થોડો વખત રાજપીપળાના રાજાને ત્યાં અને થોડો વખત કાઠીઆવાડમાં તે છાનો રહ્યો. મુઝફ્ફરની સામે શહાબુદ્દિન જઈ શકે તે પહેલાં તેને પાછો બોલાવી લીધો અને ઇ. સ. ૧૫૮૩ માં અથવા તબકાતિ અકબરી પ્રમાણે ઇ. સ. ૧૫૮૪ માં ઇતિમાદખાન ગુજરાતીને સુબાગિરી ઉપર નિમવામાં આવ્યો. આ વખતે વઝીરખાની કહેવાતા સાતસેં આઠસેં મોગલો શહાબુદ્દિનથી છૂટા પડયા અને નવો સુબો નોકરીમાં રાખશે એવી આશાએ ગુજરાતમાં રહ્યા. પણ ઇતિમાદખાને તેમને નોકરીમાં રાખવાને ના પાડી તેથી તેઓ

**મુઝફ્ફરશાહે અમદાવાદનો કબજો કરી લીધો, ૧૫૮૩.**

મુઝફ્ફરશાહને મળ્યા. તેઓને તથા ત્રણ ચાર હજાર કાઠી ઘોડેસ્વારોને લઇને મુઝફ્ફરશાહ અમદાવાદ ઉપર ચઢી આવ્યો. આ સાંભળીને ઇતિમાદખાન પોતાના પુત્ર શેરખાનને અમદાવાદ સોંપી, શહાબુદ્દિનની પાછળ કડી સુધી ગયો અને પાછા આવવાને તેને વિનંતિ કરી. શહાબુદ્દિને પ્રથમ તો એમ કહ્યું કે મેં મારો હોદ્દો છોડ્યો છે માટે હું શું કરવા આવું, પણ બે દિવસ સુધી ઇતિમાદખાને આજીજી કરી ત્યારે તેણે જણાવ્યું કે જો તમે એમ લખી આપો કે દેશ ખોઇ બેસાય એવી બારીકાઇનો વખત આવ્યો છે અને મારાથી (ઇતિમાદખાનથી) દેશ કબજે રહી શકે એમ નથી માટે તમને (શાહબુદ્દિનને) તમારો હોદ્દો પાછો સોંપુંછું, તો હું તમારી સાથે પાછો આવું. ઇતિમાદખાને એ પ્રમાણે લખી આપ્યું તેથી શહાબુદ્દિન પાછો આવ્યો. પણ એટલામાં મુઝફ્ફરશાહ અમદાવાદ આવી પહોંચ્યો અને તેને નબળો બચાવ જોઇ થોડીકવાર લઢીને શહેરનો કબજો કરી લીધો. ઇતિમાદખાન અને શહાબુદ્દિન પાછા વળ્યા તે વખતે મુઝફ્ફરશાહે અમદાવાદને ઘેરો ઘાલ્યો હતો. તેઓ શહેરની નજીક આવી પહોંચ્યા ત્યારે તેમને ખબર મળી કે મુઝફ્ફરે શહેર કબજે કરી લીધું છે. તોપણ તેઓએ શહેર તરફ પોતાની કુંચ જારી રાખી અને અમદાવાદ આવી મુઝફ્ફર સાથે લઢાઈ કરી, પણ તેમાં તે હારી ગયા અને બધો સરંજામ ગુમાવ્યો. લઢાઈનું આવું પરિણામ આવ્યું તેથી તેમની ફોજનો મોટો ભાગ તેમને છોડીને મુઝફ્ફરની તરફનો થઈ ગયો; અને ઇતિમાદખાન તથા શહાબુદ્દિન થોડા માણસ સાથે પાટણ નાસી ગયા. કુતબુદ્દિન મહમ્મદખાન નામનો બાદશાહી લશ્કરનો સેનાપતિ આ વખતે ખાનદેશની સરહદ ઉપર હતો તે વહેલો વહેલો વડોદરે આવ્યો. મુઝફ્ફરશાહ મોટું લશ્કર લઈ તેની સામે ગયો; કુતબુદ્દિને શહેરનો થોડો વખત બચાવ કર્યો; પણ આખરે જીતવાની આશા રહી નહીં ત્યારે, પોતાના જાનની ખાત્રી લઈ કોલકરાર કરવાને તે મુઝફ્ફરની છાવણીમાં ગયો. મુઝફ્ફરે પ્રથમ તો તેનો આદર સત્કાર

કર્યો, પણ પાછળથી દગો કરી તેને કેદ કર્યો અને મારી નંખાવ્યો. આ પછી ભરૂચનો કિલ્લો પણ ત્યાંના કિલ્લેદારોએ લુટી જઈ મુઝફ્ફરશાહને આપી દીધો.

મીરઝા અબ્દુર રહીમ-ખાન (ખાનખાનાન), ૫ મો સુબેદાર, ૧૫૮૩-૧૫૮૭.

ગુજરાતમાં બંડ થયાની ખબર સાંભળી બાદશાહે મીરઝાખાન જે ઈ. સ. ૧૫૭૫ માં સુબેદાર થઇ આવ્યો હતો તેને ઈ. સ. ૧૫૮૩ ની આખરે ફરીથી સુબેદાર નિમી મોકલ્યો. ભરૂચનો ખજાનો તથા માલમિલ્કત લૂંટી, મુઝફ્ફર ભરૂચમાં નિરાંતે બેઠો હતો એવામાં તેને ખબર મળી કે બાદશાહી ફોજ લઇને મીરઝાખાન આવે છે. આ ખબર સાંભળીને તે એકદમ અમદાવાદ આવ્યો, અમદાવાદ

મુઝફ્ફરની હાર, ૧૫૮૪.

આગળ, સરખેજ અને શાહભીખાનની કબર વચ્ચે, મોટી લઢાઇ થઇ તેમાં મુઝફ્ફર હાર્યો. અને ખંભાત તરફ નાઠો. મીરઝાખાન તેની પાછળ પડયો. મુઝફ્ફરને ખબર મળી કે નૌરંગખાન અને બીજા અમીરો, માળવેથી આવેલા બાદશાહી લશ્કર સાથે મીરઝાખાનની ભેગા થયા છે ત્યારે તે ખંભાતથી નાઠો અને રાજપીંપળામાં ભરાયો. રાજપીંપળાના ડુંગરામાં બીજી લઢાઈ થઈ તેમાં પણ તે હાર્યો એટલે ત્યાંથી પણ નાઠો, અને પ્રથમ પાટણ, પછી ઇડર અને છેવટે લુણાવાડીમાં જઈ રહ્યો. આ પ્રમાણે મીરઝા અબ્દુલ રહિમ-ખાને એ ફતેહ કરી તેથી બાદશાહે તેને ખાન ખાનાન (ઉમરાવમાં મોટો) એ ખિતાબ આપ્યો. ભરૂચ પણ હવે તાબે થયું અને મુઝફ્ફરે જૂનાગઢના અમીનખાન ઘોરીનો આસરો માગ્યો તેથી તેણે ગોંડલનું ખંડેર નગર તેને રહેવા આપ્યું. આ પછી પોતાની સત્તા સ્થાપન કરવા મુઝફ્ફરે ફરીથી પ્રયત્ન કર્યો. તે મોરબી ગયો અને ત્યાંથી રાધનપુર ઉપર હલ્લો કરી એ શહેર લુંટયું. પણ બાદશાહી ફોજ આવી પહોંચવાથી તે પાછો કાઠીઆવાડમાં જતો રહ્યો અને જમીનદારોની મદદ માગતો ફરવા લાગ્યો. મુઝ-

ફરશાહને જીતવાની આશા નથી એમ અમીનખાનને જણાયું, ત્યારે તેને મદદ કરવાનું બહાનું બતાવી તેની પાસેથી તેણે બે લાખ મહમુદી* કઢાવી લીધી. રૂપિયા મળ્યા પછી બહાનાં બતાવી અમીનખાન મદદ કરવાની વાત ઉડાવવા લાગ્યો. મીરઝા ખાનખાનાન મોટું લશ્કર લઇ મુઝફ્ફરની પાછળ સોરઠમાં ગયો. બાદશાહી ફોજ આવે છે એમ જોઇ નવાનગરના જામ તથા અમીનખાને વકીલ મોકલી ખાનખાનાનને જણાવ્યું કે અમે મુઝફ્ફરને આશરો આપ્યો નથી; એ તો પોતાની મેળે એકલો બહારવટે ફરે છે. મુઝફ્ફરને મદદ કે આશરો આપવો નહીં એવી સરત તેમની પાસે કબુલ કરાવી, તેમને કંઈ પજવણી કર્યા વગર ખાનખાનાન મુઝફ્ફરને શોધતો નીકળ્યો. તેણે ઉપલેટા જઈ ત્યાંથી બરડાના પહાડ ખોળ્યા; પણ મુઝફ્ફર નવાનગર થઇ પાછો ગુજરાતમાં દાખલ થઈ ગયો હતો. પ્રાંતીજ આગળ રાખેલા બાદશાહી લશ્કરે તેને હરાવ્યો તેથી તે રાજપીંપળાના ડુંગર તરફ બીજીવાર નાસી જઇ ભરાયો. ખાનખાનાનને ખબર થઇ કે પોતાનાં બૈરાં છોકરાં જામને ત્યાં મૂકી મુઝફ્ફર ગુજરાતમાં દાખલ થઈ ગયો છે, તેથી જામને સજા કરવા તે જામનગર તરફ ચાલ્યો. જામનગર ચાર કોસ દૂર રહ્યું એટલે જામે માફી માગી તેથી દંડ તરીકે એક હાથી તથા કેટલાક કિમતી ઘોડા તેની પાસેથી લઈ ખાનખાનાન અમદાવાદ પાછો આવ્યો. ઝાલોરના ધઝનીખાને મુઝફ્ફરને મદદ કરી હતી તેથી તેની સામે તેણે લશ્કર મોકલ્યું. પણ ધઝનીખાન શરણ થઈ ગયો તેથી તેની ઉપર વધારે સખ્તી કરી નહીં.

ઇસ્માઈલ કુલિખાન, ૬ ઠો સુબેદાર, ૧૫૮૭.

ઈ. સ. ૧૫૮૭ માં બાદશાહે ખાનખાનાનને પાછો બોલાવી લીધો. અને તેની જગાએ ઇસ્માઇલ કુલિખાન નામના માણસને નિમ્યો. આ ઇસમનો કારભાર માત્ર થોડા માસજ ચાલ્યો. તેને પાછો બોલાવી બાદશાહે મીરઝા આઝીઝ કોકલતા-

* મહમુદીની કિમ્મત ૨/૫ થી ૧/૩ રૂપિયા સુધી હેરફેર રહેતી હતી.

મીરઝા આઝીઝ કોકલતાશ, ૭ મો સુબેદાર. ૧૫૮૮-૧૫૯૨.

શને બીજીવાર સુબેદાર નિમ્યો. ઈ. સ. ૧૫૯૧ માં મુઝફ્ફર કાઠીઆવાડમાં પાછો આવ્યો. નવાનગરનો જામ, કચ્છનો ખેંગાર અને જૂનાગઢના જાગીરદાર અમીનખાનનો છોકરો

મુઝફ્ફર કાઠીઆવાડમાં પાછો આવ્યો.

દૌલતખાન, એ બધા મળી મુઝફ્ફરને મદદ કરે છે એમ સાંભળી મીરઝા આઝીઝ મોટું લશ્કર લઇ સોરઠ તરફ ઉપડ્યો. વીરમગામ મુકામ કરી, નૌરંગખાન, સૈયદ કાસીમ અને બીજાઓ સાથે લશ્કરની એક ટુકડી તેણે આગળ મોકલી. મોરબી સુધી

મુઝફ્ફર ઉપર બાદશાહી લશ્કરની ચઢાઇ.

આવ્યા પછી નૌરંગખાન જામ સાથે કોલકરારની વાત ચલાવી, પણ તેની માગણી જામે કબુલ રખી નહીં. આ બનાવ બન્યા બાદ મીરઝા આઝીઝ બાકીના લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો અને પછી નવાનગર ઉપર ઉપડ્યો. નવાનગરની પાસે ધોકર નામના ગામડા આગળ મુઝફ્ફર અને જામ તેની સામે આવ્યા. એક ભારે લઢાઇ થઇ તેમાં જામનો દિકરો તથા પ્રધાન કપાઈ ગયા અને દૌલતખાન ઘાયલ થયો. હાર થયાથી મુઝફ્ફર, જામ તથા દૌલતખાન નાસીને જૂનાગઢના કિલ્લામાં ભરાયા. મીરઝા આઝીઝે નવાનગર જઈ નવાનગર લૂંટી લીધું અને પોતે ત્યાંજ રહી, નૌરંગખાન, સૈયદ કાસીમ અને ગુજરખાનને જૂનાગઢ તરફ મોકલ્યા. બાદશાહી લશ્કર જૂનાગઢ આવી પહોંચ્યું તેજ દહાડે દૌલતખાન પોતાના જખમની વેદનાથી મરણ પામ્યો. તોપણ બાકી રહેલા બળવાખોરો સામા થયા તેથી કિલ્લો હાથ આવ્યો નહીં. આ સાંભળી મીરઝા આઝીઝ પોતે પણ જૂનાગઢ આવ્યો, તોપણ લશ્કરને અનાજ મળ્યું નહીં તેથી કિલ્લો લેવાયો નહીં. મીરઝા અમદાવાદ પાછો આવ્યો. સાત આઠ મહીના પછી જૂનાગઢ ઉપર તેણે ફરીથી કુચ કરી; આ વખતે જામ નાસભાગ કરતો હતો. તેણે એલચી મોકલી મીરઝાને કહેવરાવ્યું કે મારો પ્રદેશ પાછો આપો તો તમને મદદ કરૂં. જૂના-

ગઢનો કિલ્લો લેવાતા સુધી જામે ફોજ તથા અનાજ પૂરૂં પાડવું એ સરતે મીરઝાએ આ કહેણુ કબુલ રાખ્યું, પછી જામે અનાજ પૂરૂં પાડ્યું તેથી આઝીઝે ત્રણ મહીના ઘેરો રાખી કિલ્લો સર કર્યો.

ત્યાર પછી એવી ખબર આવી કે મુઝફ્ફર દારકાંમાં છે એટલે આઝીઝે નૌરંગખાનને ત્યાં મોકલ્યો. મુઝફ્ફર નાસીને કચ્છ ગયો. કચ્છના ખેંગારે કહેવરાવ્યું કે મારા દેશ ઉપર ચઢી આવો નહીં અને મારા વડીલોની માલકીનું મોરબી મને આપો તો મુઝફ્ફર સંતાઇ બેઠો છે તે બતાવું. આ સરતો આઝીઝે કબુલ રાખી તેથી ખેંગારે મુઝફ્ફરને પકડી તેને ખોળતી ફોજને હવાલે કર્યો. એ ફોજ મુઝફ્ફરને કેદી તરીકે લઇ ઉતાવળી મોરબી આવતી હતી એવામાં ધ્રોળ આગળ પીશાબને બહાને થોડેક છેટે જઇ મુઝફ્ફરે અસ્ત્રાવડે પોતાનું ગળુ કાપી નાખ્યું. આઝીઝે તેનું માથુ બાદશાહને મોકલ્યું. આ વખતે બાદશાહે આઝીઝને પાછો બોલાવ્યો પણ ફીરંગીઓને નરમ કરવાનું બહાનું બતાવી તેણે જવાને વિલંબ કર્યો. અંદરખાનેથી તેનો વિચાર મક્કે હજ કરવા જવાનો હતો. ફીરંગીઓ પાસેથી જરૂરની રજા લઇ તે ૧૫૯૨ માં વેરાવળથી મક્કે જવા ઉપડ્યો.

મુઝફ્ફરે આપઘાત કર્યો, ૧૫૯૧-૯૨.

મીરઝા આઝીઝ કોકાની આ બીજી વારની સુબેદારીના વખતમાં એક બાદશાહી ફરમાન એવું થયું હતું કે જમીનના ઉત્પન્નમાંથી સરકારે નીમે ભાગ લેવો અને નીમે ભાગ ખેડુતને માટે રહેવા દેવો; અને આ બંને ભાગમાંથી સેંકડે પાંચ ટકા ગામના મુખીને માટે કાપી લેવા. આ શિવાય બીજા કર ગેરકાયદે છે એમ એ ફરમાનને આધારે જાહેર કરવામાં આવ્યું. જ્યારે જમીન અથવા ઘરનું વેચાણ થાય ત્યારે સરકારની અડધી લાગત વેચનારે આપવી અને અડધી ખરીદ કરનારે આપવી એમ પણ ઠરાવવામાં આવ્યું.

જમીનના ઉત્પન્નમાં સરકારી ભાગ સંબંધી ફરમાન.

આઝીઝના જવાથી ગુસ્સે થઈ બાદશાહે પોતાના યુવરાજ સુલતાન મુરાદબક્ષને તેની જગો ઉપર નિમ્યો; અને મહમ્મદ સાદિકખાનને તેનો દિવાન નિમ્યો. ૧૫૯૩-૯૪ માં મીરઝા આઝીઝ હજ કરી પાછો આવ્યો અને બાદશાહને મળ્યો. બીજે વર્ષે સુલતાન મુરાદબક્ષને દક્ષિણમાં જવું પડ્યું તેથી સુરજસિંગને તેનો નાયબ નિમી ગુજરાતમાં રાખ્યો. ઈ. સ. ૧૫૯૪-૯૫ માં મુઝફ્ફરના બેટા બહાદુરે બંડ ઉઠાવ્યું તે સુરજસિંગે બેસાડી દીધું.

સુલતાન મુરાદબક્ષ, ૮ મો સુબેદાર, ૧૫૯૨-૧૬૦૦.

ઈ. સ. ૧૬૦૦ માં સુલતાન મુરાદબક્ષ મરી જવાથી, મીરઝા આઝીઝને બાદશાહે ત્રીજીવાર ગુજરાતનો સુબેદાર નિમ્યો. તેણે પોતાના નાયબ તરીકે શમસુદીન હુસેનને અમદાવાદ મોકલ્યો. ૧૬૦૨ માં આઝીઝે પોતાના વડા બેટાને પોતાના નાયબ તરીકે અમદાવાદ મોકલ્યો, પોતાના બીજા બેટાને જૂનાગઢનો ફોજદાર (હાકેમ) નિમ્યો અને સૈયદ બયાઝિદને પોતાનો દિવાન નિમ્યો. ત્યાર પછી સોરઠ અને જૂનાગઢનો કારભાર પોતાના બેટા પાસેથી લઈને પોતાના ભાઈને આપ્યો.

મીરઝા અઝીઝ કોકલતાશ, ૯ મો સુબેદાર, ૧૬૦૦-૧૬૦૬.

## ૨. જહાંગીર બાદશાહ, ૧૬૦૫-૧૬૨૭.

ઈ. સ. ૧૬૦૫ માં અકબર બાદશાહ મરણ પામ્યો તેથી તેનો શાહજાદો નુરૂદ્દીન મહમ્મદ જહાંગીર ગાદીએ બેઠો. ગાદીએ બેઠા પછી થોડા વખતમાં તેણે કેટલાક કર માફ કરવાનો હુકમ કાઢ્યો; અને જબરીની ચોરીના સંબંધમાં એવું ફરમાન કર્યું કે જે ઠેકાણે એવી ચોરી થઈ હોય તે ઠેકાણાના જમીનદારોએ તેનું વળતર ભરી આપવું. લશ્કરના સિપાઈઓ જબરીથી ખેડુતોનાં ઘરમાં પેસી જઈ રહેતા એ ચાલ બંધ કરવા અકબરે હુકમ કાઢ્યો હતો તે આ બાદશાહે તાજો કર્યો, અને મોટાં શહેરોમાં દવાખાનાં ઉઘડાવ્યાં. જહાંગીર બાદશાહના રાજ્યની શરૂઆતમાં અમદાવાદની આસપાસ મુઝફ્ફરના બેટા બહાદુરે બંડ મચાવ્યું, તે બેસાડી દેવાને બાદ-

શાહે પત્રદાસ રાજા વિક્રમજીતને સુબો નિમી ગુજરાતમાં મોકલ્યો કે તરત બળવાખોરો વેરાઈ ગયા, તેમાંના કેટલાક શરણે આવ્યા તેમને તેની જગોએ ફરીથી દાખલ કરવામાં આવ્યા અને બીજા પહાડોમાં ભરાઇ બેઠા. દેશમાં શાન્તિ કરી પત્રદાસ રાજા પાદશાહ પાસે પાછો આવ્યો, ત્યારે બાદશાહે કાલિજખાનને ગુજરાતનો સુબેદાર નિમ્યો, પણ એણે ગુજરાતમાં ન આવતાં મીરઝા આઝીઝને કામ કરવા દીધું. ૧૬૦૬ માં મીરઝાની બદલી લાહોરની સુબેદારી ઉપર થઇ તેથી તેને લાહોર જવું પડ્યું. ત્યારે બાદશાહે સૈયદ મુર્તઝાખાન બુખારીને ગુજરાતનો સુબેદાર ઠરાવ્યો, પણ સૈયદ બયાઝિદને દિવાન તરીકે કાયમ રાખ્યો. સૈયદ મુર્તઝાએ, જહાંગીરના બેટા ખુશરૂનો બળવો બેસાડી દેવામાં હોંશિયારી બતાવી હતી તેથી તેને થોડા વખત ઉપર જ ઉમરાવની પદ્વી આપવામાં આવી હતી. આથી કરીને તેમજ તેણે એક કિમતી માણેક બાદશાહને ભેટ મોકલ્યું હતું તેથી બાદશાહની તેના ઉપર ઘણી મહેરબાની હતી અને તે વિદ્વાન્ પણ હતો તોપણ તેનામાં રાજકારભાર કરવાના ગુણ નહોતા. તેણે કડીનો કિલ્લો સમરાવ્યો. એની કારકીર્દીમાં બખેડા થયા તે બેસાડવાને રાજા તોડરમલનો દિકરો રાવ ગોપીનાથ તથા જોધપુરનો રાજા સુરસિંગ, એ બંને જણ બાદશાહના હુકમથી, માળવા, સુરત અને વડોદરાને રસ્તે થઈ ગુજરાતમાં આવ્યા. તેમણે એકવાડના+ કલ્યાણને હરાવી કેદ કર્યો પણ માંડવાના× ઠાકોરે તેમને હરાવ્યા તેથી અમદાવાદ આવતા રહ્યા. ફોજને કુમક મળવાથી ગોપીનાથ માંડવા સામે ફરીથી ગયો અને તેના ઠાકોરને હરાવી પકડ્યો. પછી તે કાંકરેજના

કાલિજખાન, ૧૦ મો સુબેદાર, ૧૬૦૬.

સૈયદ મુર્તઝાખાન બુખારી ૧૧ મો સુબેદાર, ૧૬૦૬–૧૬૦૯.

* બહાદુર, આશરે ઈ. સ. ૧૬૧૪ માં મરણ પામ્યો.

+ રેવાકાંઠામાં ઉમેટાના ઠાકોરનું ગામ.

× કપડવણજની પાસે, ગાયકવાડ સરકારના આતરસુંબા પેટામહાલમાં માંડવા ગામ છે તે હશે અથવા નર્મદા ઉપર ચાંણોદ પાસે માંડવા છે તે હશે.

તોફાની કોળીયો સામે ગયો અને તેમના સરદારને કેદ કરી, ફરીથી તોફાન ન કરવાની સરતે છોડયો.

ગુજરાત સાથે અંગ્રેજ લોકોનો પહેલવહેલો સંબંધ, ૧૬૦૮.

ગુજરાત સાથે અંગ્રેજ લોકોનો પહેલવહેલો સંબંધ સૈયદ મૂર્તઝાની સુબેદારીના વખતમાં થયો. ઈ. સ. ૧૬૦૮ માં તેણે કેપ્ટન હોકિન્સને સુરતમાં માલ વેચવાની પરવાનગી આપી.*

મીરઝા આઝીઝ કોકલતાશ, ૧૬મો સુબેદાર, ૧૬૦૯-૧૬૧૧.

ઈ. સ. ૧૬૦૯ માં ખાન ઈ. આજમ મીરઝા આઝીઝ કોકલતાશ, ચોથીવાર ગુજરાતનો સુબેદાર નિમાયો. બાદશાહની પરવાનગી મેળવી તે બાદશાહની હજુરમાંજ રહ્યો અને પોતાની તરફથી પોતાના દિકરા જહાંગીર કુલીખાનને પોતાના નાયબ તરીકે ગુજરાતમાં મોકલ્યો. નાયબ તરીકે બીજાને મોકલી ગુજરાતનો રાજકારભાર ચલાવવાની બુરી રસમ આ વખતથી દાખલ થઈ અને આગળ જતાં બાદશાહના હકને ઘણી નુકસાન કર્ત્તા નિવડી.

---

* સુરત સાથે વેપાર કરવાને ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ ૧૬૧૧ માં વહાણો મોકલ્યાં; ફિરંગી લોકો હથીઆર લઈ સામા થયા પણ હાર્યા. ૧૬૧૨—૧૩ માં અંગ્રેજોએ સુરતમાં કોઠી ઘાલી અને તેની સંભાળ માટે ૧૬૧૪ માં તાપી નદી ઉપર વહાણોનો કાફલો રાખ્યો. ૧૬૧૫ માં સર ટૉમસ રોએ માત્ર સુરતમાં નહીં પણ ભરૂચ, ખંભાત અને ગોઘામાં કોઠીઓ ઘાલવાનો જહાંગીર બાદશાહનો પરવાનો મેળવ્યો. ગોઘામાં પહેલવહેલી કોઠી ૧૬૧૩ માં ઘાલી હશે, એમ જણાય છે. ગોઘાના અંગ્રેજ વેપારીઓ પાસેથી ભારે કિમ્મત આપી ગુજરાતના સુબા મુકરબખાને (૧૬૧૬-૧૬૧૮) એક ટર્કી પક્ષી તથા બીજી વસ્તુઓ ખરીદ કર્યાની નોંધ જહાંગીર બાદશાહે કરેલી છે. ૧૬૧૮ માં સર ટૉમસ રોએ બાદશાહ પાસેથી કેટલાક કિમતી હક્ક મેળવ્યા. તેની રૂઈએ સુરતનો હાકેમ અંગ્રેજોને વહાણની મદદ કરે, અંગ્રેજો હથીઆર રાખી શકે, ઘર બાંધી શકે, પોતાનો ધર્મ પાળી શકે અને પોતાની તકરારોનો ફેંસલો પોતે લાવે, એવા હક મળ્યા. અંગ્રેજ પછી વલંદા લોક પણ તરતજ આવ્યા અને ૧૬૧૮ માં સુરતમાં કોઠી ઘાલી.

૧૬૦૯ માં, નિઝામશાહના દરબારનો અમીર અને દૌલતાબાદનો હાકેમ મલિક આમ્બર ૫૦૦૦૦ ઘોડાં સાથે ગુજરાત ઉપર ચઢી આવ્યો, અને સુરત તથા વડોદરાનાં પ્રગણાં લૂંટી, આવ્યો હતો તેવોજ ઉતાવળો પાછો ગયો. હવે પછી આવું ન થાય એટલા માટે દખ્ખણની સરહદે રામનગરમાં પચાસ હજાર ફોજ ચાર વર્ષ સુધી રખવામાં આવી. એ ફોજ નીચે પ્રમાણે એકઠી કરવામાં આવી હતી:—

મલીક આમ્બરે સુરતને ઘેરો ઘાલ્યો, ૧૬૦૯.

| | | |
|---|---|---|
| અમદાવાદના સુબાનાં ... ... | ૪૦૦૦ | માણસ. |
| તેની કચેરીના અમીરનાં ... ... | ૫૦૦૦ | ,, |
| સાલેર તથા મુલ્હેર (બાગલાન) ના રાજાનાં. | ૩૦૦૦ | ,, |
| કચ્છના રાજાના કુંવરનાં ... ... | ૨૫૦૦ | ,, |
| નવાનગરના જામનાં ... ... | ૨૫૦૦ | ,, |
| ઇડરના રાવનાં ... ... ... | ૨૦૦૦ | ,, |
| ડુંગરપુર તથા વાંસવાડા રાજાનાં બે બે હજાર મળી ... ... ... ... | ૪૦૦૦ | ,, |
| રામનગરના રાજાનાં ... ... ... | ૧૦૦૦ | ,, |
| રાજપીંપળાના રાજાનાં ... ... ... | ૧૦૦૦ | ,, |
| અલીરાજપુરના સરદારનાં ... ... | ૩૦૦ | ,, |
| મોહન (છોટા ઉદેપુરની જૂની રાજધાની) ના સરદારનાં ... ... ... ... | ૩૫૦ | ,, |

એકંદર ૨૫૬૫૦ માણસો.

ઈ. સ. ૧૬૧૧ માં અબદુલ્લાખાન બહાદુર ફિરોજજંગ, ૧૩ મો સુબેદાર નિમાયો અને ગ્યાસુદ્દિન તેનો દિ-

અબદુલ્લાખાન ફિરોઝજંગ, ૧૪ મો સુબેદાર, ૧૬૧૧-૧૬૧૬.

વાન નિમાયો. મલિક અમ્બરની ચઢાઈનું વેર વાળવાને દક્ષિણમાં ફોજ લઈને જવાનો તેને હુકમ આપવામાં આવ્યો હતો, તે પ્રમાણે તે ગયો પણ કંઈ ન વળેથી પાછો આવ્યો. ૧૬૧૬ માં શાહજાદા શાહજહાન સાથે ફરીથી દક્ષિણમાં જવાનો તેને હુકમ થયો. આ બીજીવારની ચઢાઈ ફતેહમંદ નીવડી, ને મલિક અમ્બર સિવાય બીજા બધા અમીરો બાદશાહને તાબે થયા. અબદુલ્લાખાનના વખતમાં બાદશાહે એવો હુકમ કર્યો કે સરહદ ઉપરના તથા બીજાં દુરનાં પ્રગણામાં અમીરો, બાદશાહી નોકરોને પત્ર લખે તેમાં પોતાની મહોર કરે નહીં.

મુકરબખાન, ૧૪ મો સુબેદાર, ૧૬૧૬.

મુકરબખાન નામનો એક હકીમ અકબર બાદશાહની દવા કરતો હતો, તેને જહાંગીરે અમીર બનાવ્યો હતો. આ ઇસમ ૧૬૦૮ થી સુરત અથવા ખંભાતની હાકેમી કરતો હતો. ઇ. સ. ૧૬૧૬ માં બાદશાહે તેને ગુજરાતનો સુબેદાર નિમ્યો અને મહમ્મદ સફીને તેનો દિવાન નિમ્યો. બીજે વર્ષે (૧૬૧૭) જહાંગીર બાદશાહ દોહદના જંગલમાં હાથીનો શિકાર કરવા ગુજરાત આવ્યો. ઝાડી ઘીચ હોવાથી માત્ર બાર હાથી પકડાયા; પછી ત્યાંથી બાદશાહ ખંભાત આવ્યો. બાદશાહ પોતાની નોંધમાં લખે છે કે ખંભાતના બંદરમાં માત્ર નાનાં વહાણ આવી શકે છે. ખંભાત મુકામે બાદશાહે, સોનાની મહોર કરતાં વીસગણા વજનના સોના અને રૂપાના ટાંક પાડવાનો હુકમ કર્યો. ખંભાત દસ દહાડા મુકામ રાખી બાદશાહ અમદાવાદ આવ્યો અને ત્યાં ઇડરના રાજાની મુલાકાત લીધી. અમદાવાદની* હવા માફક નહીં આવ-

* જહાંગીરને અમદાવાદ પસંદ ન પડવાથી તેને ગર્દાબાદ (ધુળનું ઠેકાણું) નામ આપ્યું હતું. અમદાવાદમાં તાવ આવ્યા પછી અમદાવાદ માટે તેણે [illegible] અને તે જણાવે છે કે આ શહેરને સમુમિસ્તાન, બિમારિ-

વાથી બાદશાહ મહીકાંઠે જઇ રહ્યો. અહીં નવાનગરના જામે આવી ૫૦ કચ્છી ઘોડા, ૧૦૦ મહોર, અને સો રૂપિયા નજરાણું આપ્યું. બાદશાહે તેને પોશાક આપ્યો. પછી બાદશાહ અમદાવાદ પાછો આવ્યો ત્યારે તેને કચ્છના રાય ભારાએ ૧૦૦ ઘોડા, ૧૦૦ અશરફીઓ+ અને ૨૦૦૦ રૂપિયા નજર કર્યા. એ રાય નેવું વર્ષનો હતો અને આગળ તેને કોઇપણ બાદશાહને આવું માન આપ્યું નહોતું તેથી બાદશાહે ખુશ થઇ પોતાનો ઘોડો, હાથી હાથણીનું જોડું, એક કટારી, હીરાની મુઠવાળી એક તલવાર અને કિમતી હીરાની ચાર વીંટીઓ એ પ્રમાણે તેને સામી બક્ષીસ આપી. અમદાવાદની હવા માફક નહી આવવાથી બાદશાહ આગ્રે પાછો નીકળ્યો. તે વખતે (૧૬૧૭-૧૮) ગુજરાતમાં દોહદ§ મુકામે તેના પૌત્ર પ્રખ્યાત ઔરંગઝેબ (અબુલ મુઝફર મુહિયુદ્દિન મહમદ ઔરંગઝેબ)નો જન્મ થયાની વધામણી બાદશાહને મળી. આ બનાવની ખુશાલીમાં શાહજહાને ઉજ્જનમાં મોટી જ્યાફત કરી.

**શાહજાદો શાહજહાન ૧૫મો સુબેદાર. ૧૬૧૮-૧૬૨૨.**

મુકરબખાન બરાબર રાજકારભાર ચલાવી શકતો નહીં અને અંગ્રેજ વેપારીઓ સાથે તે છોકરવાદીથી વર્તતો તે બાદશાહને પસંદ નહોતું તેથી ગુજરાત છોડતી વખતે બાદશાહે શાહજાદા શાહજહાનને તેની જગોએ સુબેદાર નિમ્યો, અને મહમ્મદ સફીને દિવાન તરીકે કાયમ રાખ્યો. શાહજહાનને ઉજ્જનમાં રહેવું પસંદ

---

સ્તાન, ગર્દુમદાર, કે જહાંનમાબાદ એ પૈકી કયું નામ આપવું એ મને સુઝતું નથી. બાદશાહ આવ્યો ત્યારે કાંકરિયું તળાવ તથા ભદ્રનો મહેલ નાદુરસ્ત સ્થિતિમાં તેને જણાયો હતો. બાદશાહ આવ્યો ત્યારે તેને આવકાર દેવા લોકો ભેગા થયા હતા અને શહેર શણગાર્યું હતું, પણ શહેરની ધુળ, સાંકડા રસ્તા અને બેડોળ દુકાનો જોઇ બાદશાહે શહેરને માટે ઘણો હલકો વિચાર બાંધ્યો હોય એમ લાગે છે.

+ સોનાનો દસ રૂપિયાનો સિક્કો; રૂપિયો એટલે હાલના આઠ આના કે દસ આનાનો કિંમતી રૂપિયો સમજવાનો છે.

§ ઔરંગઝેબના જન્મની જગો ઉપર બંધાવેલી મસીદ હજી દોહદમાં છે.

હતું તેથી તેણે રૂસ્તમખાનને પોતનો નાયબ નિમ્યો. રૂસ્તમખાનની નિમણુક બાદશાહને પસંદ પડી નહીં તેથી તેણે તેને બદલે રાજા વિક્રમાજીતને નિમ્યો.

**શાહજહાને બળવો ઉઠાવ્યો, ૧૬૨૨—૧૬૨૩.**

થોડા વખત પછી એટલે ઈ. સ. ૧૬૨૨-૨૩ માં શાહજહાને બળવો ઉઠાવ્યો તેથી તેની સામે લડાઈઓ થઈ, તેમાંની એકમાં રાજા વિક્રમાજીત કપાઈ મુઓ. શાહજહાનની સુબેદારીના વખતમાં અમદાવાદમાં શાહિબાગ બંધાવવામાં આવ્યો. શાહજહાનનો બળવો ચાલતો હતો એવામાં બાદશાહે શાહજાદા ખુશરૂના બેટા સુલતાન દાવરબક્ષને સુબેદાર નિમ્યો અને મહમદ સફીને દિવાનની જગો ઉપર કાયમ રાખ્યો.

**સુલતાન દાવરબક્ષ, ૧૬ મો સુબેદાર, ૧૬૨૨—૧૬૨૪.**

આ વખતે શાહજહાન માંડુમાં હતો; તેણે પોતાની તરફથી અબદુલ્લાખાન બહાદુર ફિરોજ જંગને સુબો અને અબદુલ્લાખાન નામના એક ખોજાને દિવાન નિમ્યો. બાદશાહે નિમેલા સુબેદાર સુલતાન દાવરબક્ષની સાથે કામની માહિતી આપવા ખાન ઈ-આઝમ મીરઝા આઝીઝ કોકલતાશ આવ્યો હતો. શાહજહાને પોતાના દિવાન અબદુલ્લાખાનને હુકમ કર્યો હતો તેથી એ દિવાને સઘળી દોલત શાહજહાનને મોકલવાની તજવીજ ચલાવી, પણ મહમ્મદ સફીએ બુદ્ધિ વાપરી શાહજહાનની ટોળીવાળાને પકડ્યા તેમાં અબ્દુલ્લાખાન ખોજો પણ હતો. શાહજહાનને આ ખબર માંડુમાં મળી કે તરત તેણે અબદુલ્લાખાન બહાદુરને ફોજ સાથે વડોદરાને રસ્તે ગુજરાત મોકલ્યો, પણ મહમ્મદ સફીએ તેને હરાવી પાછો વાળ્યો. આ બહાદુરીના બદલામાં મહમ્મદ સફીને સૈફખાનનો ખિતાબ મળ્યો અને તેનો પગાર સાતસેં રૂપિયાનો હતો તે વધીને ત્રણ હજારનો થયો; વળી તેને ૩૦૦૦ ઘોડાની સરદારી મળી. આ પછી સુલતાન દાવરબક્ષ તથા ખાન-ઈ-આઝમ મીરઝા આઝીઝ આવી પહોંચ્યા અને રાજકારભાર પોતાને હસ્તક લીધો. ઈ. સ. ૧૬૨૪ માં

ખાન-ઈ-આઝમ મરણ પામ્યો અને તેને સરખેજમાં દાટવામાં આવ્યો. સુલતાન દાવરબક્ષને પાછો બોલાવી ખાનજહાનને નાયબ સુબેદાર અને યુસફખાનને દિવાન ઠેરવ્યો. ખાનજહાન અમદાવાદ આવ્યો કે તરત શાહજહાને તેને નોકરીમાં રાખી પોતાના વકીલ દાખલ બાદશાહ હજુર મોકલ્યો. તેની જગોનું કામ સૈફખાને કર્યું. ૭ સાત વર્ષથી ગુજરાતમાં કર્તા કારવતા સૈફખાન હતો અને ૧૬૨૭ માં જહાંગીર બાદશાહ મરણ પામ્યો ત્યાં સુધી વાસ્તવિક રીતે તેણે ગુજરાતના સુબેદારના હોદ્દાનું કામ કર્યું તેથી તે ગુજરાતનો ૧૭ મો સુબેદાર ગણી શકાય.

**સૈફખાન, ૧૭ મો સુબેદાર, ૧૬૨૪—૧૬૨૭.**

### ૩. શાહજહાન બાદશાહ, ૧૬૨૭-૧૬૫૮.

જહાંગીરશાહ પછી શાહજહાન બાદશાહ થયો. તેનું આખું નામ અબુલ મુઝફર શહાબુદ્દિન શહાજહાન હતું. સૈફખાન તેની સામો થયો હતો એ વાત યાદ રાખી તેણે તુરતજ સૈફખાનને કેદ કરાવ્યો અને શેરખાન તૂઆરને ૧૮ મો સુબેદાર ઠરાવ્યો તથા તેના દિવાનની જગો ખ્વાહ હયાનને આપી. બાદશાહ સુરત નજીક આવ્યો ત્યારે તેણે મીર શમ્સુદ્દીનને સુરતના કિલ્લાનો હાકેમ નિમ્યો. ૧૬૨૭માં દિલ્લી જતાં બાદશાહ રસ્તામાં અમદાવાદ આગળ આવ્યો અને કાંકરીયા તળાવ પાસે છાવણી નાંખી. શેરખાનને ૫૦૦૦ ફોજનો સરદાર બનાવી બાદશાહે તેના પગારમાં વધારો કર્યો અને તેને કેટલીક બક્ષીસો આપી. ખાન જહાનને તેના દિવાનની જગો આપી અને મીરઝા ઇસા તરખાનને સિંધમાં ઠઠ્ઠાનો હાકેમ નિમ્યો. ખ્વાઝ અબુલહસનને નાસિક તથા સંગમનેરનો પ્રદેશ જીતવાને બાદશાહે મોકલ્યો હતો. તેણે નાશકનો પ્રદેશ ઉજ્જડ કરી દીધો, ચાંદોદનો કિલ્લો લીધો અને બાગલાનના હાકેમ પાસે ખંડણી લીધી. ૧૬૩૦ માં જમાલખાન કરાવળે ગુજરાત-ખાનદેશની સરહદ ઉપર

**શેરખાન, તુઆર, ૧૮ મો સુબેદાર, ૧૬૨૭—૧૬૩૨.**

આવી સુલતાનપુરના જંગલમાંથી ૧૩૦ હાથી પકડ્યા અને તેમાંથી એક લાખ રૂપિયાની કિમ્મતના ૭૦ હાથી દિલ્લી મોકલી દીધા.

**સત્યાસીઓ દુકાળ, ૧૬૩૧-૩૨.**

ઈ. સ. ૧૬૩૧-૩૨ માં ગુજરાતમાં મોટો દુકાળ પડ્યો જે સત્યાસીઓ (સંવત્ ૧૬૮૭) કહેવાય છે. એ દુકાળ એવો ભારે હતો કે બાદશાહનામા પ્રમાણે રોટલાને માટે લોકો પોતાની પત્ની અને પોતાનાં વહાલાં બાળકો પણ આપી દેતા અને કંઈ ન મળે તો પોતાનાં છોકરાંને પણ ખાઈ જતા. બાદશાહે સુરત અને અમદાવાદમાં સદાવ્રત ચાલતાં કરાવ્યાં અને ૫૦૦૦ રૂપીઆ વહેંચી દેવાનો હુકમ કર્યો.

**ઇસ્લામખાન, ૧૯ મો સુબેદાર, ૧૬૩૨.**

ઈ. સ. ૧૫૩૨ માં શેરખાનને પાછો બોલાવવામાં આવ્યો, પણ એટલામાં તે મરી ગયો. ઇસ્લામખાન નવો સુબેદાર થઇને આવ્યો અને ખ્વાઝજહાન તેનો દિવાન થયો. ઇસ્લામખાનનો માસિક પગાર રૂ. ૪૦૦૦ નો હતો અને તેની સરદારી પાંચ હજાર ઘોડાંની હતી તે વધારીને ૭ હજાર ઘોડાંની કરવામાં આવી. ૧૬૩૨ માં ખ્વાઝજહાન મક્કે હજ કરવા ગયો તેથી તેની દિવાનની જગો ઉપર અફ્ઝલખાન એ નામથી આગા અફ્ઝલ નિમાયો. થોડા વખતમાં અફ્ઝલખાન વડોદરાનો હાકેમ નિમાયો તેથી દિવાનની જગો રૈયતખાનને મળી. બાદશાહના દરબારનો જે અમીર બાદશાહને કિમતી નજરાણાં આપે તેને હવે ગુજરાતના સુબેદારની જગો અપાવા માંડી. નજરાણાંથી દરજ્જો મળતો થયો એટલે રાજ્યની હાક નરમ પડી; કાંકરેજના કોળી લૂંટ ચોરી કરતા થયા અને નવાનગરના જામે ખંડણી આપવી બંધ કરી. આ વખતે બાકરખાને બે લાખ રૂપિયાની કિમ્મતના હીરા

**બાકરખાન, ૨૦ મો સુબેદાર, ૧૬૩૨.**

મોતીના દાગીના બાદશાહને નજર કરી ગુજરાતની સુબેદારી મેળવી. તખ્તી-તૌસ નામનું મયૂરાસન ક્રોડ રૂપિયા ખર્ચી બનાવવામાં આવ્યું

હતું તે રાખવા જેવા ભભકાદાર, સોનાના થાંભલાવાળા, તથા ભરત ભરેલા મખમલના કિંમતી તંબુ સિપાહદરખાને બાદશાને નજર કર્યા તેથી ઈ. સ. ૧૬૩૩ માં બાદશાહે તેને ગુજરાતનો સુબેદાર નિમ્યો.

સિપાહદરખાન. ૨૧ મો સુબેદાર, ૧૬૩૩.

એજ પ્રમાણે ૧૬૩૫ માં સૈફખાંન સુબેદાર થયો. સોરઠ પ્રાન્ત જે તેના હાકેમોની ગફલતને લીધે ઉજડ બની ગયો હતો તે, સૈફખાનના વખતમાં મીરઝા ઈસાતરખાનને જાગીર તરીકે આપી દેવામાં આવ્યો. સૈફખાન એક વર્ષ કરતાં વધારે વખત સુબેદારી ઉપર રહ્યો નહીં એટલામાં તેને પાછો બોલાવી લેવામાં આવ્યો. તે નીકળવાની તૈયારી કરતો હતો એવામાં અમદાવાદમાં મરી ગયો અને શાહઆલમના રોજામાં દફનાયો.

સૈફખાન, ૨૨ મો સુબેદાર. ૧૬૩૩-૧૬૩૫.

ઈ. સ. ૧૬૩૫ માં આઝમખાન ગુજરાતનો ૨૩ મો સુબેદાર થયો. તેનો દિવાન પ્રથમ રૈયતખાન અને પછી મીરમહમ્મદ સાબીર હતો. આઝમખાનની પહેલાં થોડાં વર્ષ ઉપર નજરાણાં આપી જે સુબેદાર નિમાયા હતા તે નબળા હોવાથી ગુજરાતના લુંટારૂ ઠાકરડા તથા કોળીઓને દાબમાં રાખી શક્યા નહોતા. આથી કરીને બાદશાહે આઝમખાન જેવા હોશિયાર માણસને પસંદ કર્યો હતો. ગુજરાતમાં ચાલતી અવ્યવસ્થા ઝટ લઈ દૂર કરવામાં ન આવે તો કેવું પરિણામ આવે એ આઝમખાન તુરત સમજી ગયો તેથી જેટલા જોઈએ તેવા સખ્ત ઉપાય લઈ બંદોબસ્ત કરી નાખવાનો તેણે નિશ્ચય કર્યો. તે સિદ્ધપુર આવી પહોચ્યો કે તરત વેપારીઓએ ફરિયાદ કરી કે સુંવાળનો કાનજી કોળી ઉઘાડે છોક માલ લૂંટી લે છે. શરૂઆતથીજ દાબ બેસાડવાના વિચારથી આઝમખાને અમદાવાદ જવાને બદલે બારોબાર સાંથીજ

આઝમખાન, ૨૩ મો સુબેદાર, ૧૬૩૫-૧૬૪૨.

કોળીને સજા કરી.

કાનજી કોળી પછવાડે દોડ કરી. કાનજી એ-રાળુ તાલુકાના ભાદર ગામે નાસી ગયો, પણ આઝમખાન તેની પુઠે લાગ્યો. આખરે કાનજી શરણ થયો; તેણે લુંટેલો માલ રજુ કરી દીધો, અને દરસાલ દસ હજાર રૂપીઆ ખંડણી આપવાનું કબુલ કરી ફરીથી લુંટ કે ચોરી નહીં કરવાને જામીન આપ્યા. આઝમખાને કોળીના મુલકમાં બે કિલ્લા બાંધી ગામ વસાવ્યાં. તેમાં એકનું પોતાના નામ ઉપરથી આઝમાબાદ અને બીજાનું પોતાના છોકરાના નામ ઉપરથી ખલીલાબાદ એ પ્રમાણે નામ પાડ્યાં. પછી તે કાઠીઆવાડ ગયો અને કાઠી લોકો ધંધુકાની પાસેનો મુલક ઉજડ

કાઠીનો બંદોબસ્ત કર્યો.

કરતા હતા તેનો બંદોબસ્ત કર્યો તથા એ બંદોબસ્ત કાયમ રહેવાને માટે ચુડા રાણપુરની પાસે શાહપુરનું થાણું બંધાવ્યું. આગા ફઝલ (ફાજલખાન) જે એક વખત દિવાન હતો ને ૧૬૭૬ માં વડોદરાનો હાકેમ થયો હતો તેને ખાસ ઘોડેસ્વારની ફોજ જે શાહજાદા ઔરંગજેબની હજુરમાં રહેતી તેનો સરદાર બનાવ્યો; મીરમહમ્મદ સાબરને દિવાન બનાવ્યો અને ૧૬૩૮ માં મુઇઝુલ્મુલ્કને ફરીથી સુરતની કિલ્લેદારી ઉપર નિમ્યો. આઝમખાન બાદશાહનો માનીતો થયો. તેની બેટીની સાદી શાહજાદા મહમ્મદ સૂજા બહાદુર સાથે થઇ. ઈમારતો બાંધવાના તેના શોખને લીધે આઝમખાન 'ઉદૈ' કહેવાતો. ૧૬૩૯ માં કોળી તથા કાઠીના મુલકમાં નવાં થાણાં કરી, ઝાલાવાડ, કાઠીઆવાડ, નવાનગર અને કચ્છમાં મુસાફરી કરનારા લોકનો લૂંટાવાનો ભય તેણે મટાડ્યો. પણ જામ થોડાં વર્ષથી

નવાનગરના જામનો બળવો, ૧૬૪૦.

સ્વછંદીપણે ચાલતો હોવાથી તેને આ વાત પસંદ પડી નહીં; ૧૬૪૦ માં તેણે ખંડણી આપવી બંધ કરી, કોરી નામના શિક્કા પાડવા માંડ્યા. આ સાંભળી આઝમખાને નવાનગર

જઇ જામને ખૂબ સપડાવ્યો

અને ચઢેલી ખંડણી આપી દેવાનો તથા શિક્કા

પાડવાનું બંધ કરવાનો હુકમ કર્યો. વળી એવો પણ હુકમ કર્યો કે એ તરફના મુલકમાં કંઈ ગરબડ થાય તો જામે પોતાના બેટાને અમદાવાદ મોકલી હકીકત જણાવવી; અને ગુજરાતના કોઈપણ ભાગમાંથી જે કોઈ નાસી જામના મુલકમાં આવે તેમને તરત કાઢી મૂકવા. આ સઘળું જામે કબુલ કર્યું અને ચઢેલી ખંડણી આપી તેથી આઝમખાન અમદાવાદ પાછો આવ્યો.

આ પ્રમાણે આઝમખાને બંદોબસ્ત કર્યો પણ તેથી તેને ઘણા દુસ્મન થયા; તેઓએ કાચા કાનના બાદશાહને ભંભેર્યો તેથી બાદશાહે આઝમખાનને જાતે હુકમ લખી પાછો બોલાવ્યો અને સોરઠના હાકેમ મીરઝા ઇસાતરખાનને કારભાર સોંપ્યો. આઝમખાને પોતાના વખતમાં સારો બંદોબસ્ત કરી નાખ્યો હતો તેથી

મીરઝા ઇસાતરખાન, ૨૪ મો સુબેદાર, ૧૬૪૨-૧૬૪૪.

નવા સુબાને શાન્તિનો વખત મળ્યો. એ શાન્તિના વખતમાં તેણે વસુલાતના કામમાં મન ઘાલ્યું અને ભાગવટાઈનો ધારો નવો દાખલ કરી તે રીતે સરકારનું વસુલ લેવા માંડ્યું. મીરઝા ઇસાતરખાનને સુબેદારી મળી ત્યારે તેનો બેટો ઇનાયતુલ્લા જૂનાગઢનો ફોજદાર નિમાયો અને મુઇઝુલ્મુલ્ક દિવાન નિમાયો. એના વખતમાં ગુજરાત દેશમાં અને ખાસ કરી સુરતમાં ઘણી આબાદી હતી. સુરતના બંદરની ઉપજ પ્રથમ અઢી લાખ હતી તે વધીને હવે પાંચ લાખ થઈ. પરન્તુ મીરઝા ઇસાતખાનનો કારભાર ઘણો લાંબો વખત ચાલ્યો નહીં. ૧૬૪૪ માં બાદશાહે તેની જગો ઉપર શાહજાદા મહમ્મદ ઔરંગઝેબની નિમણુંક કરી અને મુઇઝુલ્મુલ્કને દિવાન કાયમ રાખ્યો.

શાહજાદા ઔરંગઝેબની કારકીર્દી બે વર્ષ ચાલી (૧૬૪૪–૧૬૪૬) તેમાં ધર્મ સંબંધી ઝઘડા ચાલ્યા. ૧૬૪૪ માં હિન્દુ અને મુસલમાનો વચ્ચે દંગો થયો તેમાં શાહજાદાના હુકમથી અમદાવાદના સરસપુર નામના પરામાં આવેલું ચિંતામણનું નવું બાંધ

શાહજાદો ઔરંગઝેબ, ૨૫ મો સુબેદાર, ૧૬૪૪-૧૬૪૬.

ઘેલું દેરૂં ( ૧૬૩૮ ) હતું તે ગાયનો વધ કરી અપવિત્ર કરવામાં આવ્યું; પછી તેને ભાંગી નંખાવી શાહજાદે મસીદ બંધાવી, પણ બાદશાહે હિન્દુઓને તેમનું દેવળ પાછું આપવાનો હુકમ કર્યો. બીજા એક મકાનમાં બંને પક્ષકાર મુસલમાન હતા તેમાં પણ શાહજાદે એકનો ધર્મ ખરો અને બીજાનો પાખંડી એમ માની, પાખંડી ધર્મમાં ગએલા સૈયદ રાજુને મરાવી નાખ્યો. અમદાવાદના પિંજારા, અને દુધવાળા હજી લગણ સૈયદ રાજુને પીર તરીકે માને છે. આ પ્રમાણે ઔરંગઝેબે ઝઘડા ચલાવ્યા તેથી બાદશાહે સુબેદારનું કામ શૈસ્તખાનને આપ્યું અને ખંભાત તથા સુરતની હાકેમી ઇસ્પહાનના અલી અકબરને આપી. આ અલી અકબર ઇરાની ઘોડાનો વેપારી હતો અને શુદ્ધ ઇરાની જાતના સાત ઘોડા આગ્રે લાવ્યો હતો. આ પૈકી છ ઘોડાની કિમ્મત બાદશાહે ૨૫૦૦૦ રૂપિયા આપી અને સાતમાથી તે એટલો રીઝ થઈ ગયો કે તેના ૧૫૦૦૦ રૂપિયા આપ્યા અને તેનું 'અમુલ્ય હિરો' નામ પાડી તબેલામાંના બધા ઘોડામાં તેને માનીતો ઠરાવ્યો. ૧૬૪૬ માં અકબરઅલીને કોઇ હિન્દુએ મારી નાખ્યો. મુઇઝુલ્મુલ્ક ખંભાત તથા સુરતનો હાકેમ થયો.

શૈસ્તખાન, ૨૬ મો સુબેદાર, ૧૬૪૬–૧૬૪૮.

શૈસ્તખાન ગુજરાતના કોળીલોકોને વશ રાખી શક્યો નહીં, તેથી ઈ. સ. ૧૬૪૮ માં બાદશાહે તેની બદલી માળવે કરી અને શાહજાદા દારા શેકોને ગુજરાત આપ્યું, તથા ઘૈરતખાનને નાયબ અને હાફીજ મહમ્મદ નાસીરને દિવાન નિમ્યો. જ્યારે શાહજાદો દારા ગુજરાતનો સુબેદાર હતો ત્યારે તુર્કસ્તાનના સુલતાન ૪ થા મહમ્મદ ( ઈ. સ. ૧૬૪૮–૧૬૮૭ ) નો એલચી સુરત આવ્યો હતો.

શાહજાદો મહમ્મદ દારા શેકો, ૨૭ મો સુબેદાર, ૧૬૪૮—૧૬૫૨.

ઈ. સ. ૧૬૫૨ માં શાહજાદા દારાની બદલી કંદહાર થઈ અને શૈસ્તખાન ફરીથી ગુજરાતના સુબેદાર તરીકે આવ્યો. બીજે વર્ષે બાદશાહનો હુકમ આવ્યો

શૈસ્તખાન, ૨૮ મો સુબેદાર, ૧૬૫૨–૧૬૫૪.

કે ફોજના તથા બીજા ઘોડેસ્વારોના પગારમાં ઘટાડો કરવો. તે ઉપરથી એ લોકો બેદિલ થઈ બખેડો કરતા થયા. એ વર્ષમાં અમલદારોની પણ બહુ ફેર બદલી કરવામાં આવી. આઝમખાન ગયા પછી ચુંવાળના કોળીઓ ધોળકા, કડી, અને વીરમગામ એ ગામોમાં લૂંટ કરતા; તેમની સામે જઈ શૈસ્તખાને બંદોબસ્ત કર્યો, તોપણ ૧૬૫૪ માં બાદશાહે તેની જગો ઉપર શાહજાદા મુરાદાબક્ષની નિમણુંક કરી.

**શાહજાદો મુરાદબક્ષ; ૨૯ મો સુબેદાર, ૧૬૫૪–૧૬૫૭.**

શાહજાદો જાંબુએ આવ્યો ત્યારે ત્યાંના સરદારે પંદર હજાર રૂપિયા ખંડણી દાખલ આપ્યા; અને અમદાવાદ આવી પહોંચ્યો ત્યારે કાનજી કોળી પણ દસ હજારની ખંડણી આપવી કબુલ કરી તાબે થયો. શાહજાદાને જૂનાગઢ પ્રગણાની જાગીર મળી. એના વખતમાં પણ અમલદારોની ફેરબદલીઓ બહુ થઈ. શાહજાદા મુરાદબક્ષની કારકીર્દીમાં પીરજી નામના સુરતના એક ધનાઢ્ય વેપારીએ બાદશાહને ચાર આરબ ઘોડા નજર કર્યા અને શાહજાદા મુરાદે ગુજરાતના બળદની નવ જોડ મોકલાવી.

ઇ. સ. ૧૬૫૭ માં બાદશાહની બિમારી વધી ગઈ છે એમ સાંભળી મુરાદે મુરાવવાઝુદ્દિન નામ ધારણ કરી પોતાને બાદશાહ કહેવરાવ્યો અને પોતાના નામના શિક્કા પડાવ્યા તથા તથા પોતાના નામની કુતબો બોલાવી.

**મુરાદે પોતાને બાદશાહ કેહેવરાવ્યો, ૧૬૫૭.**

પછી તેણે દિવાન અલી નકીને મારી નંખાવ્યો તથા સુરતની હાકેમ સાહિબા બેગમની માલમતા લૂંટી લેવાને પોતાના માણસોને હુકમ કર્યો. પછી તેણે સતીદાસ ઝવેરીના દિકરાઓ પાસેથી સાડાપાંચ લાખ રૂપિયા ઉછીના લીધા; સતીદાસના ભાગીયા રવિદાસ પાસેથી ૪૦ હજાર, ને સામળ અને બીજાઓ પાસેથી ૮૮ હજાર લીધા. એ રૂપિયાથી તેણે ફોજ ઉભી કરી અને પોતાના ભાઈ ઔરંગઝેબ સાથે મળી જઈ જોધપુરના જસવંતસિંહ સામે તથા કાસમખાન સામે લડાઈ કરી. બાદશાહે જસવંતસિંહને માળવાનો અને કાસમખાનને ગુજરાતનો

કાસમખાન, ૩૦ મો સુબે-દાર, ૧૬૫૭-૧૬૫૯.

સુબેદાર નિમ્યો હતો અને બંનેએ સાથે મળી શાહજાદા સામે લડવું એવો બાદશાહનો હુકમ હતો. મુરાદ તથા ઔરંગઝેબે જસવંતસિંહ સામા લડાઈ કરી જીત મેળવીને ઉજ્જન લીધું. અહિંથી મુરાદે હુકમ લખ્યો કે સૌથી પહેલાં માણેકચંદને દોઢ લાખ સુરતની ઉપજમાંથી, ૧ લાખ ખંભાતથી, ૧ લાખ પેટલાદથી, પોણો લાખ ધોળકેથી, પચાસ હજાર ભરૂચથી, પીસતાળીસ હજાર વીરમગામથી અને ત્રીસ હજાર મીઠાની ઉપજમાંથી એ પ્રમાણે મળીને સાડાપાંચ લાખ રૂપિયા આપી દેવા. એ પ્રમાણે રવિદાસ તથા સામળનું દેવું આપવાને પણ લખ્યું હતું. ઉજ્જનથી બંને શાહજાદા આગ્રે જવા ઉપડયા: ધોલપુર આગળ, શાહજાદા દારાની સરદારી નીચેના બાદશાહી લશ્કર સાથે ભારે લડાઈ થઈ તેમાં દારા હારીને દિલ્હી તરફ નાસી ગયો. પછી મુરાદ અને ઔરંગઝેબ આગ્રે ગયા અને એ શહેર કબજ કરી લીધું. ત્યાં ઔરંગઝેબે પોતાના બાપને કેદ કરી લીધો અને પછી મથુરાં ગયો. મુરાદની હવે જરૂર રહી નહોતી તેથી અહીં તેને પકડી ઔરંગઝેબે કેદ કર્યો. પછી તે દિલ્હી ગયો, પણ તેના આવતા પહેલાં દારા દિલ્હીથી ખસી લાહોર જતો રહ્યો હતો.

ઔરંગઝેબે મુરાદને કેદ કર્યો, ૧૬૫૮.

## ૪. ઔરંગઝેબ બાદશાહ, ૧૬૫૮–૧૭૦૭.

શાહજહાન બાદશાહ જીવતો છતાં, ૧૬૫૮ માં તેનો પુત્ર ઔરંગઝેબ પોતાને બાદશાહ કહેવડાવી ગાદીએ બેઠો. ૧૬૫૯ માં તેણે શાહ નવાઝખાન સફાનીને ગુજરાતનો સુબેદાર નિમ્યો અને રહેમતખાનને તેનો દિવાન નિમ્યો. શાહ નવાઝખાન ઔરંગઝેબ તથા મુરાદનો સસરો થતો હતો. મુરાદની ઓરત પોતાના બાપને મળવા અમદાવાદ આવી હતી એવામાં દારા જે કચ્છના રાવને મળી પાછો આવતો હતા તે એકાએક ગુજરાતમાં આવ્યો. નવાઝખાનની બેટીએ બાપને

શાહ નવાઝખાન સુફાની ૩૧ મો સુબેદાર, ૧૬૫૯.

સમજાવ્યો કે દારાની ફતેહ થશે તો તે મારા ખાવિંદને છૂટો કરશે તેથી નવાઝખાન દારાને મળી ગયો. તેણે અમદાવાદ તથા સુરતમાંથી નાણાં ભેગાં કરી ફોજ ઉભી કરી અને સૈયદ અહમદને પોતાનો નાયબ બનાવ્યો. પછી રાજ્ય મેળવવામાં પોતાનું નસીબ ફરીથી અજમાવી જોવા તે અજમેર ગયો પણ હારીને અમદાવાદ લગી પાછો નાસી આવ્યો. અહિં સરદારખાને સૈયદ અહમદને કેદ કરી શહેરના દરવાજા બંધ કરી દીધા; નાઉમેદ થઈ દારા કચ્છ ગયો પણ ત્યાંથી મદદ મળી નહીં. કચ્છથી તે સિંધ નાઠો પણ ત્યાં જ્યુનના સરદારે તેને દગાથી પકડી ઔરંગઝેબને સોંપી દીધો. જસવંતસિંગ ઉજ્જનમાં ઔરંગઝેબની સામો થયો હતો તેને માફી આપી ઔરંગઝેબે જસવંતસિંહને ગુજરાતનો સુબેદાર બનાવ્યો. સરદારખાને બતાવેલી વફાદારી માટે બાદશાહે તેને સાબાશી આપી, અને તેને ખંભાતનો હાકેમ બનાવ્યો; એજ પ્રમાણે સોરઠના હાકેમને તથા કચ્છના રાવને તેમની વફાદારીને માટે બક્ષીસો આપી. ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારે જે બેદિલી ફેલાઈ હતી તે આ કૃત્યોથી ગુજરાતમાંથી જતી રહી.

**જસવંતસિંહ, ૩૨ મો સુબેદાર, ૧૦૫૯થી૧૬૬૨.**

બાદશાહે દિવાન રહેમતખાન ઉપર ભાંગનું વાવેતર બંધ કરવાનો હુકમ કાઢયો, અને દારૂ અને બીજી કેફી વસ્તુઓનો ઉપયોગ કરવાની મનાઇ કરી, એ મનાઇનો અમલ કરવા અધિકારીઓ નિમ્યા. ઈ. સ. ૧૬૫૮–૫૯ માં ઔરંગઝેબ રીતસર ગાદીએ બેઠો ત્યારે તેના નામની કુતબો બોલાવવાને અમદાવાદના કાઝીને હુકમ થયો. કાઝીએ એવો વાંધો ઉઠાવ્યો કે શાહજહાન હયાત છે ત્યાં સુધી એમ થઈ શકે નહીં. શેખ અબદુલ વહાબ નામનો પાટણનો એક સુની વહોરો ઘણો વિદ્વાન હોવાથી ઔરંગઝેબે તેને પોતાની છાવણીનો કાઝી નિમ્યો હતો. આ ઇસમે એવી દલીલ આણી કે શાહજહાન ઘરડો અને નબળો થયો છે. માટે ગાદી ઉપર બીજા કોઇએ બેસવું જોઇએ. વહોરાની દલીલ સ્વીકારાઈ તેથી ઔરંગઝેબના નામથી અમદાવાદમાં પ્રાર્થના થઈ.

સન ૧૬૬૨ માં જસવંતસિંહને હુકમ મળ્યો કે તેણે સોરઠના હાકેમ કુતુબુદ્દિનને ગુજરાત સોંપી મરેઠી સરદાર શિવાજી સામે જવા દખ્ખણ જઈ શાહજાદા મુઆઝમને મળવું. આ વર્ષમાં મહાબતખાનને બાદશાહે ગુજરાતનો સુબેદાર નિમ્યો અને ૧૬૬૩ માં ભરૂચના સરદારખાનને કંટર તરફ થએલો બખેડો બેસાડવા મોકલ્યો.

જસવંતસિંહને શિવાજી સામે મોકલ્યો, ૧૬૬૨.

મહાબતખાન, ૩૩ મો સુબેદાર, ૧૬૬૨-૧૬૬૮.

૧૬૬૪ માં નવાનગરનો જામ રણમલજી મરી ગયો. લાખા નામના રાઠોડ રાણીના એક કુંવરને તેની પાછળ ગાદીએ બેસાડવાની તજવીજ થએલી, પણ રણમલનો ભાઈ રાયસિંગ, કચ્છના રાવ તથા બીજા જાડેજાની મદદથી ગાદીએ બેઠો. લાખાની તરફેણનો મલિક ઇસા નામનો નોકર લાખાને લઈ અમદાવાદ આવ્યો અને સુબાની મદદ માગી. કુતુબુદ્દિને નવાનગર જઈ લડાઈમાં રાયસિંગને હરાવી કાપી નાખ્યો, નવાનગર કબજે કરી લીધું અને તેનું નામ બદલી ઇસ્લામપુર પાડ્યું. રાયસિંગનો છોકરો તમાચી નાની ઉમરનો હતો તે નાશી ગયો અને કચ્છમાં આશરો લઈ રહ્યો. એજ સાલમાં (૧૬૬૪) કોઈ બલોચે હું દારા શેકો છું એમ કહી ચુંવાળના કોળીઓને મળી મોટો બખેડો મચવ્યો. શેરખાન બાબીની મદદથી મહાબતખાને આ બખેડો સમાવ્યો અને એક ખંભાત પાસે ગાજનામાં અને બીજું પેટલાદ પાસે બેલપારમાં એ પ્રમાણે બે લશ્કરી થાણાં બંધાવ્યાં.

૧૬૬૪ માં બાદશાહે એક ફરમાન મોકલી નીચે જણાવેલી ગેર રીતો બંધ કરાવીઃ—બંદોબસ્તી અધિકારીઓએ લાંચ લેવાની રીત; રૈયત પોતાનાં ઝાડ કાપે ત્યારે તેની ઉપર લેવાતો કર; સરકારી અમલદારોએ જબરજસ્તીથી ખરીદી કરવાની રીત; કેટલાક ધંધા કરનાર ઉપર સ્થાનિક અધિકારીઓ લેતા હતા તે વેરા; ભારદારી ગાડાં અને વેચવાનાં ઢોર ઉપર લેવાતો કર; જૈન પચ્યુસણ અને હિન્દુ એકાદ-

ઔરંગઝેબે કરેલા સુધારા ૧૬૬૪.

શીને દહાડે દુકાનો બંધ કરવાની રીત; વેઠ; નવું અનાજ ખરીદ કરવાનો વસુલાતિ અધિકારીઓનો ખાસ હક્ક; પોતાના બાગમાં થતાં શાકભાજી અને બીજી ચીજો વેચવાનો અધિકારીઓનો ખાસ હક્ક; જાનવરોના વેચાણ ઉપર લેવાતા કર ઉપરાંત, તેમને હલાલ કરતી વખતે લેવાતો કર; અહમદનગરની મસીદમાં બંદગી કરતાં મુસલમાનોને અટકાવવા કોળી લોકોને અપાતી રકમ; હોળી અને દિવાળીમાં બોલાતું ભાંડ; મુસલમાનોના તહેવાર વખતે, હિન્દુઓ હાથી અને ઘોડાનાં રમકડાં વેચતા હતા તે; કેટલાક પૈસાદાર વાણીઆ ચોખા વેચવાનો ખાસ હક્ક ભોગવતા હતા તે; ગુલાબ જળ બનાવવાને સરકારના અધિકારીજ ગુલાબનાં ફુલ ખરીદ કરી શકે એવો ખાસ હક્ક હતો તે; મસીદોમાં સ્ત્રી અને પુરૂષોનું એક વખતે ભેગું થવું; નેઝા બેસાડવાની તથા બજારમાં તથા રસ્તામાં વેશ્યાઓને બેસવાની રીત; વસુલાતી અધિકારીઓ દુકાળના ભાવ લેતા હતા તે; પ્રાન્તિજ, મોડાસા, વડનગર, વિસનગર અને હરસોલના મુસલમાનોને આંબાનાં ઝાડ ઉપર લાગત આપવી પડતી હતી તે; સુરત અને અમદાવાદ એ બંને જગોએ અંગ્રેજ અને વલંદા લોકો પાસે દાણ લેવાતી હતી તે.*

શિવાજીએ સુરત લૂંટ્યું, ૧૬૬૪.

૧૬૬૪ માં સુરત શહેર ઉપર શિવાજી ચઢી આવ્યો અને શહેર લૂંટી લીધું. એ વખતે સુરતને કિલ્લો નહોતો. શિવાજીની લૂંટથી આખા ગુજરાતમાં ગભરાટ થઈ રહ્યો. સુબો મહોબતખાન ઘણા સરદારો સાથે સુરત આવ્યો. સાણંદનો જાગીરદાર જગમાલ, ધોળકાનો હાકેમ, ઇડરનો સરદાર શાદીમલ અને હાકેમ સૈયદ હસનખાન, કડીના બસે મોટા જાગીરદાર સાથે મહમ્મદ અબીદ, ડુંગરપુરનો રાજા, વઢવાણનો સબળસિંગ, ઝાલાવાડના સરદારો, માંડવાનો લાલ કલ્યાણ, અહમદનગરના તાબાના એલાવનો ઠાકોર, હલદરવાસનો પ્રથીરાજ અને બેલપાડનો ઠાકોર એ વગેરે મહાબતખાનની સાથે હતા. મહાબતખાન અને તેની સાથેના

---

* મિરાતિ એહેમદી.

સરદારો આવી પહોંચ્યા તે પહેલાં શિવાજી બધી લૂંટ લઈ રાયગઢ જતો રહ્યો હતો. ત્રણ મહીના સુરત રહી તે તરફના જમીનદારો પાસેથી ખંડણી લઈ મહાબતખાન અમદાવાદ પાછો આવ્યો. સુરતના વસુલાતી અધિકારી ઇનાયતખાને મહાબતખાનના હુકમથી સુરતને ફરતો કોટ બંધાવ્યો. આ અરસામાં સોરઠના હાકેમ કુતુબુદ્દિનને જસવંતસિંહની મદદે દખ્ખણમાં મોકલવામાં આવ્યો અને તેની જગોએ સરદારખાનને નિમવામાં આવ્યો. ૧૬૬૬ માં શિવાજીએ ફરીથી સુરત લૂંટયું અને એજ સાલમાં શાહજહાન બાદશાહ પણ મરણ પામ્યો. ઔરંગઝેબે, અંગ્રેજો પાસે યૂરોપિયન ગોલંદાજ વગેરે તોપો ફોડનાર માણસો અને ઇજનેરો માગ્યા પણ તેમણે તે વાત ઉડાવી અખાડા કર્યા. ગુજરાતમાં જૂના લોઢાના શિક્કા ચાલતા હતા તે કાઢી નાખી, મહાબતખાને ૧૬૬૬ માં તાંબાના

ગુજરાતમાં તાંબા નાણું ચાલુ થયું, ૧૬૬૬.

શિક્કાનું ચલણ ચલાવ્યું. જૂનાગઢના હાકેમ સરદારખાનના તાબામાં ઇસ્લામનગર (નવાનગર) સોંપવામાં આવ્યું અને તેના તાબામાં પાંચસે ઘોડાં વધારે રાખવામાં આવ્યાં. અમીરો અને બીજા નોકરીમાં રાખવાં જોઇએ તે કરતાં ઓછાં ઘોડાં રાખે નહીં એટલા માટે ઘોડાને ડામી નિશાન પાડવાનો જાપ્તો શરૂ કરવામાં આવ્યો. વળી એજ સાલમાં સરકારી ધારો ભરનાર ખેડુત તેના જમીનનો માલેક કબુલ રાખવામાં આવ્યો અને ખેતીના સુધારા માટે, સધર જામીન લઈ તગાવી આપવાનો રીવાજ દાખલ કરવામાં આવ્યો.

૧૬૬૮ માં અલાહાબાદનો સુબેદાર બહાદુરખાન ખાનજહાન, ગુજરાતનો સુબેદાર નિમાયો, અને હાજી સફીખાન અને ખ્વાજમહમ્મદ હાશીમ અનુક્રમે તેના દિવાન થયા. ખાનજહાન ૧૬૬૯ માં ગુજરાતમાં આવી રાજકારભાર કરવા લાગ્યો.

ખાનજહાન, ૩૪ મો સુબેદાર, ૧૬૬૮-૧૬૭૧.

ત્યાર પછી ૧૬૭૦ માં શિવાજીએ ત્રીજીવાર સુરત લુંટયું. બીજાપુરના

સીદિ દરિયાઈ સેનાપતિની રાજધાની જંજીરા ઉપર શિવાજીએ ૧૬૭૦ નજર ફેરવી તેથી જંજીરાનાં સેનાપતિ સીદિ યાકુદે સુરતના હાકેમની મદદ માગી. સીદિ યાકુદે બાદશાહનો ખંડીયો થવાનું અને પોતાનાં વહાણ બાદશાહની સેવામાં મુકવાનું કબુલ કરવાથી બાદશાહે તેને યાકુદખાનનો ખિતાબ આપ્યો અને સુરતની તીજોરીમાંથી દોઢલાખ રૂપિયાનું સાલીયાણું બાંધી આપ્યું. સૈયદ દિલેરખાન જે જસવંતસિંહની સાથે દક્ષિણમાં ગયો હતો તેને આ અરસામાં ખાનજહાને પાછો બોલાવી જૂનાગઢ મોકલ્યો અને જૂનાગઢના હાકેમ સરદારખાનને ઇડર મોકલ્યો. પણ બાદશાહે સૈયદ દિલેરખાનને દખ્ખણની બાબતોની મસલત કરવા પોતાની હજુર બોલાવ્યો અને પછી તેને દક્ષિણમાં લડાઈની જગોએ મોકલ્યો અને સરદારખાનને સોરઠ પાછો મોકલ્યો.

૧૬૭૧ માં બહાદુરખાન ખાનજહાન દક્ષિણનો સુબો નિમાયો અને ગુજરાતમાં મહારાજા જસવંતસિંગ બીજીવાર આવ્યો. ધંધુકા અને પેટલાદ પ્રગણાં તેને જાગીરમાં મળ્યાં. જસવંતસિંગની ભલામણ ઉપરથી બાદશાહે રાયસિંગના દિકરા જામ તમાચીને પોતાના મુલકમાં વ્યવસ્થા રાખવાની તથા બાદશાહના સુબાને મદદ કરવાની સરતે, નવાનગરની ગાદી પાછી આપી. તોપણ બાદશાહ જીવ્યો ત્યાં લગી નવાનગર મુસલમાન અમીરનાજ હાથમાં હતું. જામ તો નવાનગરથી ૩૦ માઈલ દૂર ખંભાળીઆ છે ત્યાંજ રહેતો. ઔરંગઝેબ મુઆ પછી જામને નવાનગરમાં રહેવાની પરવાનગી મળી. ઔરંગઝેબ જીવ્યો ત્યાં લગી કચ્છના અખાતમાં મોતીની છીપો જામ કાઢી શકતો નહીં પણ બાદશાહના મુવા પછી તેણે પોતાની એ પેદાશ ચાલતી કરી. ૧૬૭૪ માં મુસલમાનો પાસેથી રાહદારી નહીં લેવાનો હુકમ થયો અને જકાત, માછલી, શાકભાજી, ઘાસ, બળતણ, અને બીજી જંગલની પેદાશ ઉપરનો કર, મુસલમાન કારીગર પાસેથી લેવાનો કર અને બીજા ઘણા

**મહારાજા જસવંતસિંગ, ૩૫ મો સુબેદાર, ૧૬૭૧-૧૬૭૪.**

પરચુરણ વેરા બંધ કરવામાં આવ્યા. આ વખતે મોરબી ખાલસા પ્રગણાં પૈકીનું હતું; તેથી તેના અધિકારીને તેની વસ્તી તથા ઉપજ વધારવાનો હુકમ કરવામાં આવ્યો. એજ પ્રમાણે પોરબંદર પણ ખાલસા પ્રગણાં પૈકીનું હતું અને તેના સરદારને નોકરી કરવાની અને બંદરનું રક્ષણ કરવાની સરતે ઉપજનો ચોથો ભાગ આપવામાં આવતો હતો. આ અરસામાં હિન્દુઓના તાબાની વજીફા જમીન ખાલસા કરવાનો હુકમ અમલમાં મૂકવામાં આવ્યો તેથી દેશમાં ઘણો અસંતોષ અને બેદિલી ફેલાયાં.

મહમ્મદ અમીનખાન, ૩૬ મો સુબેદાર, ૧૬૭૪-૧૬૮૩.

૧૬૭૪ ની સાલ આખરે મહારાજા જસવંતસિંગને ગુજરાતની સુબેદારી ઉપરથી છૂટો કરી કાબુલ મોકલવામાં આવ્યો અને મહમ્મદ અમીનખાન ઉમદતુલ્મુલ્ક કાબુલમાં હારી ગુજરાતનો સુબો થઈ આવ્યો. એને પાટણ તથા વીરમગામના પ્રગણાંની જાગીર મળી. એની કારકીર્દીમાં સાદરાનો કિલ્લો નવો બંધાયો; શેરખાન બાબીનો એક છોકરો કડીનો હાકેમ અને બીજો કડી તાબાનો થાણદાર થયો. બાબી કુટુંબની આબાદી દિનપ્રતિદિન વધતી ચાલી. ૧૬૭૬ માં જૂનાગઢનો કિલ્લો સમરાવવામાં આવ્યો, અને કાંકરેજના કોળીઓએ બળવો ઉઠાવ્યો હતો તે બેસાડી દઈ કોળીઓને તાબે કરી લેવામાં આવ્યા. ૧૬૭૮ માં બાદશાહનો મુકામ અજમેર હતો ત્યાં ગુજરાતનો સુબેદાર મળવા ગયો. બાદશાહે હુકમ કર્યો કે દંડ કરવો એ મુસલમાની ધર્મ વિરૂદ્ધ છે માટે આયંદેથી મુસલમાન અધિકારીની કસુર પડે તો તેનો દંડ કરવો નહીં; તેનો દરજ્જો ઉતારવો અથવા તેને કેદ કરવો. એજ વખતે વિસલનગર પાડવાનો હુકમ થયો.

આ વખતે ઉદેપુરના રાણા અને મારવાડના રાઠોડને નરમ પાડવાની બાદશાહ તજવીજ કરતો હતો. બાદશાહ ચિત્તોડ હતો તે વખતે ઉદેપુરના રાણાના નાના કુંવર ભીમસિંગે ગુજરાતમાં ઉતરી વડનગર, વિસનગર અને બીજાં ગામ લૂંટી લીધાં. ઈડરના રાયે જોયું કે મારી સ્વતંત્રતા પાછી મે-

ઇડરનો બળવો, ૧૬૭૯.

ળવવાનો આ ઠીક લાગ છે તેથી તેણે ઇડરમાંથી મુસલમાન ફોજને હાંકી મૂકી અને પોતે ઇડરનો કબજો લીધો. મહમ્મદ અમીનખાને, મહમ્મદ બહલોલખાનને તેની સામે મોકલ્યો; તેણે પ્રાંતીજના કસ્બાતીઓની મદદથી ઈડર ફરીથી લીધું અને રાયની પાછળ પડી તેને ડુંગરામાં નસાડી મૂક્યો. અહીં દરરોજના બંધારણ પ્રમાણે અફીણ મળ્યું નહીં તેથી રાય પગ ઘસતો મરી ગયો. તેનું મડદુ કોઇ કાઢીએ દીઠું તેથી તેનું ધડ કાપી બહલોલખાન પાસે લાવ્યો. આ ધડ રાયની રાણીએ ઓળખ્યું અને ત્યારથી વૈધવ્ય પાળવા માંડયું. બહલોલખાને કરેલી આ ફતેહથી તેનાં ઘણાં વખાણ થયાં અને તે ઇડર સંભાળવાને નિમાયો.

ઔરંગઝેબ બાદશાહે મુસલમાની ધર્મ નહીં પાળનાર ઉપર ઝઝીયા વેરો આ વખતે નાખ્યો. મુસલમાનો પાસેથી ઝકાત અથવા ગરીબવેરો લેવાના નિયમ આ અરસામાં થયા. ઇ. સ. ૧૬૮૧ માં અમદાવાદમાં ભારે દુકાળને લીધે લોકોએ ભારે ગરબડ મચાવી મૂકી. સુબેદાર મહમ્મદ અમીનખાન ઇદને દિવસ મસીદમાંથી આવતો હતો, એવામાં અબુબકર નામના એક અમદાવાદી શેખે, લોકોને ઉશ્કેરી તેની ઉપર પથરા તથા ધુળ નંખાવ્યાં. સુબેદારના અંગરક્ષકોએ લોકોનું ટોળું વિખેરી નાખ્યું, પણ સુબેદારે એ સહનશીલતા બતાવી કોઇનો જીવ લીધો નહીં. બાદશાહે આ વાત સાંભળી ત્યારે અમદાવાદને લશ્કરી કાયદા નીચે મૂકવાનો હુકમ કર્યો; પણ સુબેદાર મહમ્મદખાને દીર્ઘ દૃષ્ટિ વાપરી તેમ ન કર્યું અને અબુબકર અને બીજાઓને જમવા બોલાવ્યા. જમણ પછી તેણે અબુબકરને ઝેર દીધેલી કાકડીનો કકડો ખવરાવ્યો તેથી તે મરી ગયો અને તેની સબંડનો પણ અંત આવ્યો. મિરાતે અહમદી પ્રમાણે ગુજરાતના સુબેદારોમાં મહમ્મદ અમીનખાન સૌથી સારા પૈકીનો હતો. બાદશાહ કહેતો કે "અમીનખાનના જેવો બંદોબસ્ત બીજો કોઈ સુબેદાર રાખતો નથી." ઈ. સ. ૧૬૮૩ માં અમીનખાન મરણ પામ્યો.

અમીનખાન પછી મુખતારખાન, ગુજરાતનો સુબેદાર નિમાયો અને અબ્દુલ લતીફ દિવાન થયો. અમદાવાદ શહેરમાં ફળ, ઘાસ, લાકડાં અને એવી બીજી પેદાશ આવે તેની ઉપર જકાત નહીં લેવાને ફરીથી હુકમ કરવામાં આવ્યો. ગરીબ કેદીઓને સરકારને ખર્ચે ખવડાવવાનો તથા કપડાં પૂરાં પાડવાનો હુકમ થયો. ઈ. સ. ૧૬૮૩ માં સાબરમતીમાં એટલું બધું પુર આવ્યું કે ત્રણ દરવાજા સુધી પાણી આવી પહોંચ્યું. સોરઠમાં બળવો જાગવાથી ત્યાં મોકલવાનું લશ્કર તૈયાર કરવા સુબેદારે, દિવાન પાસે નાણાં માગ્યાં; પણ બાદશાહના હુકમ વગર નાણાં આપવા દિવાને ના પાડી. આ ઉપરથી બાદશાહ પાસે તકરાર ગઈ તેમાં છેવટ એમ ઠર્યું કે જરૂરિયાત પ્રસંગે દિવાને, સુબેદાર માગે તેટલાં નાણાં આપવાં. સોરઠ પ્રાન્ત બાદશાહના બીજા શાહજાદા મહમ્મદ આઝમશાહ બહાદુરને જાગીર તરીકે આપવામાં આવ્યો. ઈ. સ. ૧૬૮૪ માં દુકાળ પડવાથી અમદાવાદમાં અનાજના ભાવ એટલા બધા વધી ગયા કે ભાવ નક્કી કરનાર કાઝીના બેટા શેખમુહિયુદ્દીન ઉપર લોકોએ હુમલો કર્યો. આ સાલમાં મુખતારખાન પણ મરણ પામ્યો.

**મુખતારખાન, ૩૭ મો સુબેદાર, ૧૬૮૩–૧૬૮૪.**

**દુકાળ ૧૬૮૪.**

મુખતારખાનના મરણ પછી બાદશાહે શાહજાદા મહમ્મદ આઝમશાહને ગુજરાતનો સુબેદાર નિમ્યો અને સોરઠનો હાકેમ કારતલબખાનને તેનો નાયબ નિમ્યો. શાહજાદો ગુજરાત આવી સુબેદારીનો હવાલો લે તે પહેલાં કારતલબખાન સુબેદાર નિમાયો અને મહમ્મદ તાહીર દિવાન થયો. કારતલબખાનને ગુજરાતની સુબેદારી ઉપરાંત, જોધપુરનો હવાલો મળ્યો. ૧૬૮૯ માં જોધપુરનો હાકેમ ઈનાયતખાન મરી ગયો તેથી જોધપુરના

**સુજાતખાન (કારતલબખાન), ૩૮ મો સુબેદાર, ૧૬૮૪–૧૭૦૩.**

કામનો બંદોબસ્ત કરવા કારતલબખાન જોધપુર ગયો. એ ગયો કે તુરત એવી બુમ ફેલાઈ કે હવે નવો સુબેદાર આવે છે. લોકોમાં તેમજ ફોજમાં કારતલબખાન ઘણો પ્રિય થઈ પડયો હતો તેથી ફોજનાં આદમી ફીતુરી થયા. કારતલબખાન એકદમ અમદાવાદ આવ્યો અને તોફાન સમાવી દીધું. તેની દઢતાથી ખુશી થઈ બાદશાહે તેને સુજાતખાનનો ખિતાબ આપ્યો અને જોધપુરના હાકેમને તેના તાબામાં મૂકયો. દુર્ગાદાસ જેણે શાહજાદા અકબરને ઉશ્કેરી બંડ કરાવેલું તે તથા જસવંતસિંગનો પુત્ર અજતસિંગ એ બે જોધપુર પ્રાન્તમાં બહુ તોફાન મચાવતા તેનો અટકાવ કરવાને સુ-જાતખાને જોધપુર જઈ કાસમબેગ નામના બહાદુર મુસલમાનને પોતાનો નાયબ ઠરાવી ત્યાં રાખ્યો; અને પોતે અમદાવાદ પાછો આવ્યો. ૧૬૯૦ માં દિવાન અમાનતખાનને ઈતીમાદખાનનો ઈલકાબ આપી સુરતનો લસ્કરી હાકેમ બનાવ્યો.

પગાર ઠરાવ્યા.

સુજાતખાનના વખતમાં પચાસ ઘોડાંના જમાદારનો રૂ. ૧૦૦), બે ઘોડાંવાળા સીપાઈનો રૂ. ૬૦) અને એક ઘોડાવાળાનો રૂ. ૩૦) એ પ્રમાણે પગાર નક્કી કરવામાં આવ્યા. વળી એવો હુકમ થયો કે માલ ઉપરની જકાત માલ ખરીદ કરતી વખતે ખરીદ કરવાની જગોએ નહીં પણ માલના વેચાણ ઉપર માલ વેચતી વખતે લેવી; પણ આથી ઉપજમાં ઘટાડો થયો તેથી જૂની રીત ફરીથી ચાલતી કરવામાં આવી.

મતિયા અને મોમનાનું બંડ, ૧૬૯૧.

મુસલમાની ધર્મની એક શાખા દાબી દેવાને બાદશાહે ઇ. સ. ૧૬૯૧ માં પ્રયત્ન કર્યો તેથી ગુજરાતમાં એક ભારે બંડ થયું. ખાનદેશના મતિયા અને ગુજરાતના મોમનાનો ધર્મગુરૂ સૈયદ શાહજી નામે હતો; મતિયા અને મોમના કાઠિયાવાડના ખોજાની પેઠે હિંદુમાંથી વટલીને મુસલમાન થયેલા હતા. મહમ્મદ બેગડાના વખતમાં સૈયદ ઈમામુદ્દિન નામનો એક ઉપદેશક ઈસમાલિયાથી આવ્યો હતો તેના

ઉપદેશથી આ લોકો વટલેલા હોવાથી ધર્મગુરૂ તરીકે તેને માન આપતા હતા. આ વખતે તેમનો ધર્મગુરૂ સૈયદ શાહજી હતો. મતિયા અને મોમના તેને અંગુઠે ચુંબન કરી માન આપે છે એ વાત બાદશાહના સાંભળવામાં આવી ત્યારે તેને પોતાની હજુર બોલાવી બીજા ધર્મગુરૂઓ સમક્ષ તેની પરીક્ષા લેવાનો હુકમ કર્યો. આ પરીક્ષાનું પરિણામ માઠું આવશે એવી ધાસ્તીથી સૈયદ શાહજીએ આપઘાત કર્યો. તેને માનનાર લોકોએ આ ઉપરથી બંડ ઉઠાવ્યું અને ભરૂચનો કિલ્લો લઈ ત્યાંના હાકેમને મારી નાંખ્યો. વળી વડોદરાનો હાકેમ તેઓને સજા કરવા ભરૂચ આવ્યો તેની સામા પણ તેઓએ ઘણીવાર ટકાવ રાખ્યો, પણ આખરે ઘેરો ઘાલનારમાંથી કેટલાક ગુપચુપ કોટ ઉપર ચઢી ગયા અને દરવાજા ઉઘાડી પોતાના સાથીઓને અંદર દાખલ કર્યા. પછી મોમનાઓ સાથે લઢાઈ થઈ તેમાં મોમનાઓ કપાઇ મુવા.

કાઠીઆવાડમાં બખેડો, સન ૧૬૯૨.

સન ૧૬૯૨ માં સુજાતખાન ઝાલાવાડ તથા સોરઠ ખંડણી ઉઘરાવવા ગયો તે વખતે એ મુલકમાં લૂંટ તથા ચોરી કરનાર કાઠીઓનું મુખ્ય ઠેકાણું થાન નામનો કિલ્લો હતો તે તેણે તોડી પાડયો, અને પછી અમદાવાદ પાછો આવ્યો. ગુજરાતના સુબાઓમાં સુજાતખાન ઘણો બળવાન હતો. તે જોદ્ધપુરના કામમાં એટલું બધું ધ્યાન આપતો કે દરસાલ ૭ માસ તે મારવાડમાં રહેતો. લાલ દરવાજા પાસે તેના નામથી ઓળખાતી મદ્રેસા તથા મસજીદ બંધાવી તેણે અમદાવાદને શોભાયમાન કર્યું. ૧૬૯૨ માં પાટણનાં ખંડેરોમાંથી બસેં ગાડાં આરસપહાણ ખોદાવી સફદરખાનબાબીએ અમદાવાદ મોકલાવ્યો અને જણાવ્યું કે જો હજાર ગાડાંની જરૂર હોય તો તેટલો પણ આરસપહાણ મળી શકશે. આ વખતે પાલણપુર તથા ઝાલોર પ્રગણાના હિંદુઓ પાસેથી ઝઝીયાવેરો લેવા બાદશાહના હુકમથી શેખ અક્રામુદ્દિન આવ્યો. એને મદદ કરવાને સુબેદારે પાલણપુરના હાકેમ કમાલખાન ઝાલોરીના બેટાને મોકલ્યો.

વળી મારવાડમાં દુર્ગાદાસ રાઠોડે ફરીથી બખેડો ઉઠાવ્યો તેનો બંદોબસ્ત સુજાતખાન જોધપુર જઈ કરી આવ્યો. ૧૬૯૩ માં સોરઠના હાકેમ શેર અફઘાનખાનની સૂચનાથી દ્વારકાંના કિલ્લાનો કોટ સમરાવ્યો; અને પાટણના સફદરખાન બાબીની અરજ ઉપરથી ખાંબોઈ તથા સાંપરા એ બે કિલ્લા સમરાવ્યા. આ પછી સુજાતખાન જોધપુર જઈ આવ્યો. ૧૬૯૪ માં તેણે આઝમાબાદનો કોટ સમરાવ્યો. કોટ સમરાવવામાં થયેલા ખર્ચ પૈકી સાત હજાર રૂપીઆની રકમ વિષે હજુરમાં વાંધો ઉઠયો હતો તે ઉપરથી જણાય છે કે પ્રાંતોના હિસાબ ઉપર હજુરમાં ઘણી બારીક દેખરેખ રહેતી. ગુજરાતના ખર્ચનો હિસાબ તપાસતાં આ રકમ માલમ પડવાથી એવું ઠરાવવામાં આવ્યું કે એ રકમ મંજુર કરવામાં આવતી નથી. જે કોટ સમરાવ્યો હોય તેની ઉપજમાંથી એ રકમ ખર્ચ થવી જોઈતી હતી માટે તેની ઉપજમાંથી પાછી ભરી દેવી. બાદશાહની હજુરથી કામદારો પ્રગણાંમાં જઈ દેસાઈઓના જમા ખર્ચના આંકડા ઉતારી લાવતા અને તે સુબેદારો તરફથી આવેલા આંકડાઓ સાથે મેળવી જોતા. અજીતસિંગ અને દુર્ગાદાસ બંડ ઉઠાવવાના છે એમ બાદશાહને ખબર પડવાથી બંદોબસ્તને માટે તેણે સુજાતખાનને જોધપુર મોકલ્યો. મહમ્મદ મુબારીઝબાબીને તેજ વખતે વડનગરનો હાકેમ નિમ્યો અને વળી એવો હુકમ કર્યો કે પાટણની ઉપજ બાદશાહી ખજાનામાં ન ભરતાં સુજાતખાનને આપવી, બાદશાહના હુકમથી સુબેદારે મહમ્મદ મુબારીઝબાબીને વડનગરના નાગર બ્રાહ્મણોનું હાટકેશ્વર મહાદેવનું દેરૂં તોડી નાખવાનો હુકમ આ અરસામાં કર્યો. ૧૬૯૬ માં વડોદરાનો હાકેમ મહમદ બહલોલ શિરવાણી મરી જવાથી તેની જગાએ મહમ્મદ બેગખાન નિમાયો. એજ વર્ષમાં સુબેદાર ફરીથી જોધપુર ગયો અને ત્યાં કેટલાક માસ રહ્યો. ૧૬૯૭ માં નવાનગરના વારસા બાબત તથા સોરઠના લોકોએ કરેલી ફરિયાદ બાબત નીકાલ કરવાને બાદશાહનો ચોપદાર બુલાખીબેગ ગુજરાતમાં આવ્યો. ૧૬૯૬ માં બાદશાહે પ્રાંતના બધા સુબેદારોને હુકમ કર્યો કે શાહજાદો અકબર બળવો ઉઠાવી બેઠો છે માટે

તેને પકડવો અથવા મારી નાખવો અને તેમ કરવામાં તે શાહજાદો છે એ-ટલાજ કારણથી પાછા હઠવું નહીં. એ અરસામાં દુર્ગાદાસે સુજાતખાનને જણાવ્યું કે મારી પાસે શાહજાદા અકબરનો બેટો તથા બેટી છે તે મારે જાતે બાદશાહ પાસે જઈ બાદશાહને સોંપવાં છે, તે ઉપરથી બાદશાહે તેને બોલાવ્યો. એ બાળકો આખુ કુરાન મોંઢે બોલી ગયાં તેથી બાદશાહ દુર્ગાદાસની ઉપર પ્રસન્ન થયો અને જોધપુર તાબાની મરથાની જાગીર તેને હતી તે ઉપરાંત ધંધુકા તથા ગુજરાતનાં બીજાં પ્રગણાં જાગીર તરીકે આપ્યાં.

આ વર્ષમાં બાદશાહને એવી ખબર મળી કે અમદાવાદના શરાફો ગરીબ લોકોને ઘસાયલા રૂપિયા આપે છે અને એવા રૂપિયા પોતે પાછા લે ત્યારે વટાવ માગે છે. તે ઉપરથી તેણે એવો હુકમ કર્યો કે જે રૂપિયો ઘસાઈ બે રતી ઓછો થયો હોય તે ગાળી નાખવો.

ઈ. સ. ૧૬૯૮ માં વરસાદ ન પડવાથી મારવાડ અને ગુજરાતમાં દુકાળ પડયો. તે વખતે સિનોરના એક બ્રાહ્મણે સુબેદારને અરજ કરી કે આવા વખતમાં અમને કોઈ વેઠે ન પકડે એવો બંદોબસ્ત કરો.

**દુકાળ, ૧૬૯૮.**

કેટલીક વસુલાતી અને દીવાની બાબતોમાં સુજાતખાન અને પાટણના નાયબ હાકેમ સફદરખાનબાબી એ બે વચ્ચે મતભેદ થયો; તે ઉપરથી સફદરખાને રાજીનામું આપ્યું અને નવો હાકેમ નિમાય ત્યાંસુધી કામ ચલાવવાને મહમ્મદ બહલોલ શિરવાણીની નિમણુંક થઈ. એજ વર્ષમાં બાદશાહે સોરઠની હાકેમી મહમ્મદ બેગખાનને આપી. ૧૬૯૯ માં દુર્ગાદાસ રાઠોડે મહારાજા જસવંતસિંગજીના પુત્ર અજીતસિંગને માટે બાદશાહ પાસેથી માફી મેળવી, એટલુંજ નહીં પણ મારવાડમાં ઝાલોર અને સાંચોરનાં પ્રગણાં તેને જાગીરમાં અપાવ્યાં. આ પ્રગણાં મુજહિતખાન ઝાલોરી નામના એક જુના વખતથી ચાલતા આવેલા જમીનદારના તાબામાં હતાં તેથી એ પ્રગણાંને બદલે પાલણપુર અને ડીસાની જમીન તેને આપવામાં આવી; હજીસુધી તે તેના વંશજોને કબજે છે. ઈ. સ. ૧૬૯૯ માં સુરતનો હાકેમ અમાન-

તખાન મરી ગયો અને એ તરફ મરેઠાઓ પ્રગણાં લુંટતા આવી પહોચ્યા તેથી તેમને હાંકી કાઢવાને સુજાતખાને નઝરઅલીખાનને મોકલ્યો.

ઈ. સ. ૧૭૦૦ માં જોધપુરનો નાયબ હાકેમ ફિરોજખાન મેવાતી મરી ગયો તેથી તેની જગોએ સુબેદારે વીરમગામથી મહમ્મદ ઝાહિદને મોકલ્યો. ધંધુકાના કોળીઓ લૂંટ ચોરી કરતા હતા તેથી દુર્ગાદાસ તરફના વ્યવસ્થાપકે કાઠીઓની સામા થવા સુજાતખાનની મદદ માગી; તે ઉપરથી સુજાતખાને સોરઠના હાકેમ મહમ્મદ બેગને કાઠીઓ સામે મોકલ્યો. ગુજરાત અને મારવાડનો કારભાર સત્તર વર્ષ સુધી ઘણી સારી રીતે ચલાવ્યા પછી સુજાતખાન ઈ. સ. ૧૭૧૩ માં ઘણાજ બારીક વખતમાં મરણ પામ્યો.

**શાહજાદો મહમ્મદ આઝમ, ૩૬ મો સુબેદાર, ઇ. સ. ૧૭૦૩-૧૭૦૫.**

શાહજાદો મહમ્મદ આઝમશા આ વખતે ધારમાં હતો. સુજાતખાનની જગાએ બાદશાહે તેને ગુજરાતનો સુબેદાર નીમ્યો. અને એ ઉપરાંત અજમેર અને જોધપુરની હાકેમી પણ તેને આપી. શાહજાદો ગુજરાત આવી પહોંચે ત્યાં સુધી ગુજરાતનો રાજકારભાર ખ્વાઝાહ અબ્દુલ હમીદખાને ચલાવવો એમ ઠર્યું. સુજાતખાને જુદાં જુદાં થાણામાં મૂકેલી ફોજ આ વખતે પાછી બોલાવી લેવામાં આવી તેથી પાટણ પ્રગણામાં અવ્યવસ્થા શરૂ થઈ, અને કોળી લોકોએ ફરીથી લૂંટફાટ ચલાવવા માંડી.

શાહજાદો અમદાવાદ આવતો હતો તે વખતે રસ્તામાં જાંબુઆના હાકેમે સોળ હજાર રૂપીઆ નજરાણો આપ્યો. અમદાવાદ આવી શાહજાદાએ ગોઠવણો કરી તેમાં જાફર કુલીને જોધપુરનો નાયબ હાકેમ અને દુર્ગાદાસ રાઠોડને પાટણનો હાકેમ બનાવ્યો. દુર્ગાદાસ રાઠોડ રજપુતોને

**દુર્ગાદાસ રાઠોડ સામે કાવતરાં, ૧૭૦૩.**

બાદશાહ સામે ઉશ્કેરે છે એવો તેની ઉપર શક આવવાથી બાદશાહે હુકમ કર્યો કે દુર્ગાદાસને પકડી શાહજાદાની હજુરમાં આણી

કેદ કરવો અને તેમ નહીં બને તો તે જ્યાં મળે ત્યાં કાપી નાખવો. સફ્દરખાન બાબી માળવે જઈ રહ્યો હતો તેણે આ કામ માથે લીધું. દુર્ગાદાસે અમદાવાદ આગળ આવી બારેજા ગામ પાસે સાબરમતીને કિનારે પોતાની છાવણી નાખી. જે દિવસે તે શાહજાદા પાસે આવવાનો હતો તે દિવસે શાહજાદે શિકારને બહાને લશ્કરની એક ટુકડી હાજર રાખી. બધી તૈયારીઓ થઇ ગઈ અને સફ્દરખાન બાબી અને તેના છોકરા બખ્તર પહેરી હાજર થયા ત્યારે શાહજાદે દુર્ગાદાસને તેડવા મોકલ્યું; પણ તે દહાડે અગીઆરસનો અપવાસ હોવાથી દુર્ગાદાસે જણાવ્યું કે બીજે દિવસે પારણાં કરી આવીશ. પણ પછી દગો છે એવું એકાએક તેના જાણવામાં આવવાથી તે પોતાના તંબુ બાળી નાઠો; બાદશાહી ફોજ સાથે બાબી તેની પૂઠે પડયો. બાદશાહી ફોજે તેને પકડી પાડયો હોત પણ તેના પૌત્રના કહેવાથી તે નાઠો અને તેનો પૌત્ર બાબી સામે બહાદુરીથી લડયો તેમાં આખરે તે મરાયો. દુર્ગાદાસ પાટણ ગયો અને ત્યાંથી પોતાના કુટુંબને લઈ મારવાડ જઈ રહ્યો. બાદશાહી ફોજ તેની પાછળ પાટણ આવી, પાટણ લીધું અને શહેરની પોલીસના વડા અમલદારને મારી નાખ્યો પણ દુર્ગાદાસ હાથ આવ્યો નહીં.

ઔરંગઝેબ બાદશાહ ઘરડો થતો ગયો તેમ વધારે ધર્મચુસ્ત થતો ગયો. ૧૭૦૨ માં તેણે હુકમ કર્યો કે પંચાંગ બનાવવાં એ મુસલમાની ધર્મ વિરૂદ્ધ છે માટે તે બનાવવાં નહીં; વળી કોઈ હિંદુએ મુસલમાનને નોકર રાખવો નહીં.

સુરત, ૧૭૦૦-૧૭૦૩.

આ અરસામાં ( ૧૭૦૦ ) એવી ખબર આવી કે મરેઠા ૧૦૦૦૦ ઘોડાંની ફોજ લઈ સુરત લૂંટવા આવે છે. શાહજાદાએ સુરતની સંભાળ રાખવાને ઘોડેસ્વારની એક ટુકડી મોકલી. વળી આ વખતે બાદશાહી સરકાર અને ફિરંગીઓ વચ્ચે વાંધા ચાલવાથી ગુજરાતના ધ-

ધાને ઘણું નુકસાન લાગ્યું. ૧૭૦૧ માં સુબેદારને હજુરમાંથી એવો હુકમ મળ્યો કે સોમનાથનું દેવળ ફરીથી બાંધી શકાયજ નહીં એવી રીતે તેને ભાગી નાખવું. એ હુકમમાં એવું જણાવ્યું હતું કે આવો હુકમ ઔરંગઝેબની કારકીર્દિની શરૂઆતમાં પણ આપવામાં આવ્યો હતો. ૧૭૦૩ માં ગુજરાતના વેપારીઓની અરજ ઉપરથી તથા ફિરંગીઓ વહાણોને સુરતથી અડચણ કર્યા વગર જવા દે અને મક્કે હજ કરી પાછા આવતા મુસલમાનોને તેમણે કેદ કર્યા હતા તેમને છોડે એવી મતલબથી હુકમ કરવામાં આવ્યો કે ફિરંગીઓને જે માલ જપ્ત કરવામાં આવ્યો છે તે તેઓને પાછો આપી દેવો. એજ સાલમાં બાદશાહનો હુકમ આવ્યો કે કીનખાબ વણવાનો હુન્નર અમદાવાદમાં ચાલે છે તેને ઉત્તેજન આપવું. ૧૭૦૪ માં સફ્દરખાન બાબીને વીજાપુરનો હાકેમ બનાવવામાં આવ્યો. એજ વર્ષમાં મરેઠાઓ સુરતને ધાસ્તી આપતા હતા તેથી ભરૂચના હાકેમને ૧૦૦૦ ઘોડાં સાથે સુરતનું રક્ષણ કરવા મોકલવામાં આવ્યો.

શાહજાદો મહમ્મદ આઝમ ગુજરાતનો સુબેદાર હતો તે વખતે ઔરંગઝેબ બાદશાહે તેને જે કાગળ લખ્યા હતા તે ઉપરથી જણાઇ આવે છે કે પ્રાન્તોના સુબેદારો કેવી રીતે રાજકારભાર કરે છે એ તરફ બાદશાહ ઘણું લક્ષ આપતો. એક કાગળમાં તે લખે છે કે “સોરઠની હાકેમી ફતેહજંગખાન બાબી પાસેથી લઈ લેવી અને તારા હજુરીઆને આપવી એ તારે પોતાને હાથે કાચનું સોજું વાસણ ભાગવા બરોબર છે. આ બાબીઓ ઘણા પ્રાચીન કાળથી ગુજરાતમાં માન પામતા આવ્યા છે અને લઢાઇમાં બહાદુર છે. સોરઠની હાકેમી બાબી શિવાય બીજા કોઇને આપવી એમાં કાંઈ માલ નથી. સોરઠ એ એવો પ્રાન્ત છે કે હસનઅલીખાન અને સફ્શીકનખાન જેવા ૫૦૦૦ ફોજના સરદારોને પણ તે વશ રાખવો એ મુશ્કેલ પડ્યું છે; જો તારા અધિકારીઓ મરહુમ સુજાતખાને નક્કી કરેલા ધોરણ પ્રમાણે ચાલે તો ઠીક છે; પણ જો તેમ ન ચાલે તો ગુજરાત એવો દેશ છે કે જેમાં એક અથવા બે જગોએ બખેડા થાય તો પછી શાંતિ

કરવી ઘણું મુશ્કેલ થઈ પડશે. બીજી વાતોમાં તને ગમે તે કરજે. હું એમ નથી કહેતો કે આ કર અથવા પેલું કર. સારી ધારણા રાખવી અને તે સૌથી સરસ રસ્તે પાર પાડવી." એજ પ્રમાણે બીજા એક કાગળમાં કપડવણજ અને બીજી જગોએ કોળી લોકો ધોરી રસ્તે લૂંટ કરતા હતા તેનો બંદોબસ્ત કરવાને તથા થાણદારો તરીકે હલકા નોકરોને રાખવાને બદલે બાબી જેવા કુળવાન અને બહાદુર લોકોને રાખવા ભલામણ કરી હતી.

ઇબ્રાહીમખાન ૪૦ મો; સુબેદાર ૧૭૦૫.

શાહજાદા આઝમને ગુજરાતની હવા માફક ન આવી તેથી ઈ. સ. ૧૭૦૫ માં કાશ્મિરનો સુબો ઈબ્રાહીમખાન ગુજરાતનો સુબેદાર નીમાયો, અને તેનો છોકરો ઝબરઝસ્તખાન અજમેર અને જોધપુરનો સુબેદાર નિમાયો. શાહજાદો આઝમ એકદમ બરાનપુર ગયો. પણ નવો સુબો આવી પહોંચ્યો નહોતો તેથી તે આવે ત્યાં સુધી દીવાન અબદુલ હમીદખાને કામ ચલાવવું એમ ઠર્યું. આ વખતે દુર્ગાદાસ રાઠોડે માફી માગી તેથી તેને માફ કરી તેની જાગીર પાછી આપવામાં આવી. ૧૭૦૫ માં બાદશાહને ખબર પડી કે ઇસ્લામીઆ વહોરાના વડા મુલ્લાં ખાનજીએ લોકોને પોતાના ધર્મમાં વટલાવવા બાર ઉપદેશકો મોકલ્યા છે અને પોતાના ધર્મના જે કેદમાં હતા તેમને છોડાવવા ૧,૧૪,૦૦૦ રૂપિયા એકઠા કર્યા છે; તે ઉપરથી તેણે હુકમ કર્યો કે એ બાર ઉપદેશકોને પકડી હજુરમાં મોકલી દેવા; અને વહોરાઓનાં ગામમાં ઉપદેશ કરવા અને વહોરાઓનાં છોકરાંને સુન્ની ધર્મના કરવા સુન્ની મુલ્લાંઓને ઉપદેશક તરીકે મોકલવા.

મરેઠા ગુજરાતમાં દાખલ થયા, ૧૭૦૫.

મરેઠાઓ સરહદ ઉપર ઝઝુમી રહ્યા હતા તે ૧૭૦૫ માં ધનાજી જાધવ નામના સરદારના હાથ નીચે પંદર હજાર ઘોડાં સાથે દક્ષિણ ગુજરાતમાં દાખલ થયા અને ત્યાંની ફોજને હરાવી મુલક ઉજડ કર્યો. અબદુલ હમીદખાને પ્રગણાના હાકેમો તથા

ચાણુદારોને પોતાના આદમીઓ સાથે સુરત જવા ફરમાવ્યું. આ પ્રમાણે એકઠી થયેલી ફોજ નઝરઅલીખાન અને સફદરખાન બાબીની સરદારી નીચે હતી પણ એ બે સરદારો વચ્ચે અદેખાઈ ચાલતી હતી. મરેઠાઓ ક્યાં છે એ વાતની તેમને ખબર ન હોવાથી તેઓએ નર્મદા ઉપર બાબા પ્યારાના પાર આગળ મુકામ નાખ્યો. મરેઠાઓની શોધમાં બાતમીદાર મોકલ્યાં કરી, અહીંઆં તેઓ દોઢ મહિના સુધી પડી રહ્યા. આખરે જ્યારે મરેઠા દેખાયા ત્યારે તેઓએ દારૂ ગોળો તથા બીજો સરંજામ મંગાવ્યો; અબદુલ હમીદે તેમને જવાબ આપ્યો તેમાં દોઢ મહિનો આળસુ પડી રહેવાને માટે તેમને ઠપકો આપ્યો અને એકદમ કુચ કરવાનો હુકમ કર્યો. આ ઉપરથી તેઓએ લશ્કરને આગળ ચાલવાનો હુકમ આપ્યો.

**રતનપુરની લઢાઇ, મુસલમાનોની હાર, ૧૭૦૫.**

રાજપિપળામાં રતનપુર આગળ લશ્કરે છાવણી કરી. બંને સરદારો વચ્ચે બનાવ ન હોવાથી તેઓએ એક બીજાથી દૂર જૂદા જૂદા મુકામ નાખ્યા. દુશ્મનનું લશ્કર આ પ્રમાણે છેટે છાવણી કરી પડેલું જોઈ મરેઠા લશ્કરના સરદાર ધનાજી જાધવે પ્રથમ સફદરખાનની છાવણીપર હલ્લો કર્યો અને તેની ફોજને હરાવી તેના દીકરાને મારી નાખ્યો તથા તેને પોતાને કેદ કરી લીધો. પછીથી મરેઠાઓએ મહમ્મદ પુરદીલખાન શીરવાણીની છાવણી ઉપર હલ્લો કર્યો અને તેને હરાવ્યો. નઝરઅલીખાન પોતાના તંબુઓ બાળી દેઈ ભરૂચ નાશી ગયો.

**બાબા પ્યારાના પારની લઢાઈ, મુસલમાનોની બીજી વખતની હાર, ૧૭૦૫.**

પછી મરેઠાઓએ બાબા પ્યારાના પાર આગળથી નર્મદા ઉતરી આવી છાવણી કરી, ને તેજ દહાડે અબદુલ હમીદખાન તથા સફદરખાનના બેટાઓ તથા બીજાઓ પણ ત્યાં આવી પહોચ્યા. આખી રાત મરેઠાઓએ મુસલમાનોને વીતાડચું, અને સવારે લઢાઈ થઈ. મુસલમાનો આખી રાત જાગવું પડવાથી થાકી ગયા હતા, સફદરખા-

નની હારથી નાસીપાસ થઈ ગયા હતા, અને દુશ્મનની ફોજ કરતાં તેમનો ફોજની સંખ્યા થોડી હતી તેથી તેઓ હાર્યા. સફદરખાનના બેટા મુશીબતથી નાઠા; અબ્દુલ હમીદ તથા નઝરઅલી તથા બીજાઓ કેદ પકડાયા. મરેઠાઓએ મુસલમાનોની છાવણી લૂંટી, ખંડણી લેવાનો પોતાનો હક જણાવ્યો, અને કેદીઓ પાસેથી છુટકારાના બદલામાં ભારે અવેજ કઢાવ્યો. અબ્દુલ હમીદખાનના છુટકારા માટે તેઓએ ત્રણ લાખ રૂપીઆ લીધા.

**કોળી લોકોના બખેડા.**

ગુજરાતની આ હાલત જોઈ કોળી લોકોએ લૂંટફાટ ચલાવવા માંડી. તેઓએ બે દહાડા સુધી વડોદરૂં લૂંટયું. મહમદ બેગ ખાન સોરઠનો હાકેમ નીમાયો હતો, પણ આ બારીક વખતે અમદાવાદ શહેરનું રક્ષણ કરવા તેને પાછો બોલાવવામાં આવ્યો. બાબા પ્યારા આગળ મુસલ્માનોની હાર થયાની ખબર બાદશાહને પહોંચી એટલે તેણે મરેઠાઓને હાંકી કાઢવા શાહજાદા મહમ્મદ બિદારબખ્તને મોટી ફોજ લઇ મોકલ્યો. પણ આ ફોજ આવી પહોંચી તે પહેલાં મરેઠાઓ ગુજરાત છોડી પોતાના દેશમાં જતા રહ્યા હતા.

**શાહજાદો મહમ્મદ બિદારબખ્ત, ૪૧ મો સુબેદાર, ૧૭૦-૧૭૦૫.**

શાહજાદો મહમ્મદ બિદારબખ્ત ૧૭૦૫ માં ગુજરાતનો સુબેદાર થઇ આવ્યો. એણે અમાનતખાનને સુરત તથા ખંભાત બંદરોનો હાકેમ નીમ્યો. શાહજાદાને એવી ખબર મળી કે જોધપુરનો અજીતસિંગ અને રાજપિંપળાનો વેરીસાલજી બંડ કરવાના છે તેથી તેનો અટકાવ કરવા શાહજાદે ગોઠવણ કરી રાખી. દ્વારકાંના મુસલમાન થાણદાર ઉપર હુમલો કરવામાં આવ્યો છે એવું બાદશાહના સાંભળવામાં આવ્યાથી બાદશાહે દ્વારકાંનું દેરૂં ભાગી નાંખવાનો હુકમ કર્યો પણ તે અમલમાં આવ્યો હોય એમ જણાતું નથી. નઝરઅલીખાનને ઝાલાવાડમાં હળવદની જાગીર હતી ત્યાંથી તેને વાંકાનેરના ચંદ્રસિંગે હાંકી કાઢયો.

પણ ચંદ્રસિંગને કાઢી મુકવાની નઝરઅલીખાને કબુલાત આપી તેથી તે જાગીર તેને પાછી આપવામાં આવી. પોતાના બેટા ફિરોજખાનને થોડાં માણસ સાથે પાલણપુરનું રક્ષણ કરવા મૂકી કમાદખાન ઝાલોરી મરેઠાથી અમદાવાદનું રક્ષણ કરવા અમદાવાદ આવી પહોંચ્યો. તેણે એવી અરજ કરી કે મારી ફોજ બાદશાહની નોકરીમાં હોય ત્યારે ગુજરાતના રીવાજ પ્રમાણે તેમને ખાવાનું મળવું જોઇએ. આ અરજ બાદશાહે મંજુર કરી અને તેની માગણી પ્રમાણે આપવાનો હુકમ કર્યો. આ અરસામાં દુર્ગાદાસ રાઠોડ ફરીથી અજીતસિંગને મળી ગયો અને બળવો ઉઠાવવાની તજવીજ કરી તેથી તેની સામે ફોજ મોકલવામાં આવી. અજીતસિંગે જાફરકુલી પાસેથી જોધપુર છીનાવી લીધું અને દુર્ગાદાસે કોળીઓને લઇ પાટણના નાયબ હાકેમને મારી નાખ્યો તથા ચુંવાળમાં ચનીઆર આગળ વીરમગામના હાકેમને હરાવ્યો. સફદરખાન બાબીએ જણાવ્યું કે મને પાટણની હાકેમી આપવાનું વચન આપો તો હું દુર્ગાદાસને પકડી લાવું અથવા મારી નાખું. તેના માગ્યા પ્રમાણે તેને વચન આપવામાં આવ્યું હતું અને આ વખત પછી દુર્ગાદાસનું નામ ફરીથી જણાયું નથી તેથી સફદરખાન તેને મારી નાખવામાં ફતેહમંદ નીવડયો હશે એમ લાગે છે.

**દુર્ગાદાસ રાઠોડે ફરી બળવો ઉઠાવ્યો.**

ઈ. સ. ૧૭૦૬ માં આ પ્રમાણે ગુજરાતમાં બખેડા વધી જવાથી કારભારીઓની નવી ગોઠવણ કરવાની બાદશાહને જરૂર જણાઈ, તેથી ઇબ્રાહીમખાન જેની ગઈ સાલ સુબેદારી ઉપર નીમણુંક થઈ હતી તેને પોતાની જગોપર હાજર થવાનો હુકમ થયો. ઇબ્રાહીમખાનની મરજી નહોતી તોપણ બાદશાહના તાકીદના હુકમ પ્રમાણે ઈ. સ. ૧૭૦૬ માં તે ગુજરાતમાં આવ્યો.

**ઇબ્રાહીમખાન, ૪૨ મો સુબેદાર, ૧૭૦૬.**

## ૫. બહાદુરશાહ ૧ લો, બાદશાહ, ૧૭૦૭–૧૭૧૧.

ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ બાદશાહ મરણ પામ્યો ત્યારથી દિલ્લીના રાજ્યની સત્તા નરમ પડી. અકબર બાદશાહનો દાખલો લઈ જહાંગીર અને શહાજહાન બાદશાહે રાજ્ય કંઈક સારી રીતે ચલાવ્યું. હિંદુ રાજાઓ સાથે અકબર જેવો સંબંધ અને મિત્રાઈ રાખતા તેવોજ એ બે બાદશાહોએ રાખ્યો, તેથી કરીને તેમનાં વખતમાં જમીનદારોમાં અસંતોષ ન હોવાથી દેશમાં બધે આબાદી અને આનંદ ચાલતો હતો. રાજ્ય સત્તા તથા દોલત દિનપ્રતિદિન વધતી જોવામાં આવતી હતી. હિંદુસ્તાનમાં તે વખતે આવેલા યુરોપિયન લોક દિલ્લીના મોગલ બાદશાહથી ઘણુજ ડરતા. તોપણ જહાંગીર અને શહાજહાનના વખતમાં નબળાઇનું બીજ રોપાયા વગર રહ્યું નહોતું. દરબારના સર્વ લોક–બાદશાહ અને અમીર–મોજશોખ અને એશઆરામમાં પડી ગયા હતા. જહાંગીર બાદશાહનું મન અને વિચાર નુરજહાનના પ્યારમાં લપટાઈ ગયાં હતાં. શહાજહાને એક રત્ન જડીત મયૂરાસન બનાવવામાંજ કરોડો રૂપિયા ખરચી નાખ્યા હતા. શહાજહાનની પછી ઔરંગજેબ જેવો પ્રપંચી અને પહોંચેલો બાદશાહ થયો ન હોત તો મોગલ સત્તાનો અંત ક્યારનો આવી ગયો હોત. ઔરંગજેબે પોતાનું રાજ્ય કૌવતથી ચલાવી તાબાના અમલદારો તથા જમીનદારોને હમેશ બ્હીતા રાખ્યા હતા, તોપણ મોગલ રાજ્યની આખર આણવાનાં બીજ તેનાજ વખતમાં રોપાયાં હતાં એમ કહીએ તો ચાલે. ઔરંગજેબનો મોટો દુર્ગુણ ધર્માંધપણું હતું. તેણે હિંદુઓ ઉપર કેટલાક જુલમ ભરેલા કર નાખ્યા તથા તેમનાં દેવળ ભાગી નંખાવ્યાં તેથી બધી વર્ણના હિંદુ બાદશાહ તરફ અસંતોષની નજરથી જોતા હતા. આવા વખતમાં દક્ષિણમાં શિવાજીએ હિન્દુ રાજ્ય સ્થાપ્યું હતું તેનું જોર દિનપ્રતિદિન ઘણું વધતું ચાલ્યું. શિવાજીને હિંદુ લોકોની પૂર્ણ સહાય હતી અને તે ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ કહેવાવાને ઘણો ઉત્સુક હતો. શિવાજીને તોડી પાડવા ઔરંગજેબે ઘણી મહેનત કરી પણ

તે બર આવી નહીં અને આખરે એજ મરેઠા સરદાર દિલ્લીની બાદશાહીની આખર આણવાનું કારણ થઈ પડયો.

ઔરંગજેબની પછી જે જે બાદશાહ થયા તેમાં કોઈ લાયક નીવડયો નહીં. તેઓનામાં જાતનું ડહાપણ નહોતું એટલુંજ નહીં પણ ડાહ્યા લોકોની સલાહ પ્રમાણે ચાલવાની સમજ પણ નહોતી. આથી કરીને અમીરોની સત્તા ઘણી વધી પડી. તેઓ બાદશાહોને પુતળાની માફક ગણતા અને પોતાની મરજી પ્રમાણે ઘડી ઘડીમાં બદલી નાખતા.

ઈ. સ. ૧૭૦૭ ની શરૂઆતમાં ઔરંગઝેબ મરણ પામ્યો કે તર્તજ મરેઠાઓ બાલાજી વિશ્વનાથની સરદારી નીચે પૂર્વ ગુજરાતમાં દાખલ થયા. જાંબુઆ તથા ગોધરે થઈ તેઓ મહુધે આવ્યા અને મહુધા લૂંટી નડીઆદને રસ્તે અમદાવાદ તરફ કુચ કરવા લાગ્યા.

**મરેઠાઓ અમદાવાદ આવી પહોચ્યા અને ખંડણી લીધી, ૧૭૦૭;**

સુબેદારે તેઓની સામા થવાની તૈયારી કરી શહેર બહાર કાંકરીઆ તળાવ આગળ છાવણી નાખી. આઠ હજાર મુસલમાન ઘોડેસ્વાર, ત્રણ હજાર પેદલ, અને ચાર હજાર રજપુતો અને કોળીઓ ત્રણ દહાડામાં કાંકરીઆની છાવણીમાં ભેગા થયા. નઝરઅલીખાન સફ્દરખાન બાબી અને બીજા થાણદારો પોતાના રસાલા અને તોપો સાથે આવી પહોંચ્યા. મરેઠાઓ લૂટફાટ કરતા સુબેદારની છાવણીથી ત્રણ ગાઉ ઉપર બાટવા ગામ આગળ આવી પહોંચ્યા. સુબેદારનું લશ્કર સંખ્યામાં વધારે હતું તોપણ મરેઠાઓ સામે જીત મેળવી શકશે એમ તેને લાગ્યું નહીં. અમદાવાદ શહેરમાં હાહાકાર થઈ રહ્યો. ઈ. સ. ૧૫૮૩ માં મુજફ્ફરે અમદાવાદનો કબજો કરી લીધો ત્યારથી આજ સુધી અમદાવાદના શહેરીઓએ લઢાઈ જોઈ નહોતી. જેટલી બને તેટલી માલ મત્તા લઈ બૈરાં, છોકરાં અને મરદો પરાંમાંથી શહેરમાં આવી ભરાયાં. શહેરની શેરીઓ લોકોથી ભરાઈ ગઈ. આગળ મરેઠાઓએ હાર ખવરાવેલી તેથી સુબેદારની ફોજ નાહિંમત થઈ ગયેલી હતી. આ બધા સંજોગ જોઇ સુબેદાર પણ ગભરાયો અને તેણે

બાલાજી સાથે કોલકરાર કર્યા. ૨,૧૦,૦૦૦ રૂપિયાની ખંડણી લેઈ બાલાજી પાછો ફર્યો. આ અરસામાં દિલ્લીની ગાદીને માટે ઔરંગઝેબના શાહજાદાઓ આપસઆપસમાં ઝઘડો મચાવી રહ્યા હતા તેમાં શાહજાદો મહમ્મદ આઝમશાહ હાર્યો અને મરાયો અને શાહજાદો મહમ્મદ મોઆઝમશાહ બહાદુરશાહ નામ ધારણ કરી તખ્ત ઉપર બેઠો. તેણે ઇબ્રાહીમખાનને સુબેદારીની જગો ઉપર કાયમ રાખ્યો; પણ મેં મરઠાઓને ખંડણી આપી છે તેથી બાદશાહ નારાજ થયો હશે એમ જાણી ઇબ્રાહીમખાન પોતાની વર્તણુંકનો ખુલાસો કરવા દિલ્લી ગયો, અને ત્યાં આખરે રાજીનામું આપી દીધું.

**ગાઝીઉદ્દિન, ૪૩ મો સુબેદાર, ૧૭૦૮–૧૭૧૦.**

ઇબ્રાહીમખાને રાજીનામું આપ્યું તેથી ઈ. સ. ૧૭૦૭ માં ગાઝીઉદ્દિનખાન બહાદુર ફિરોઝજંગ ગુજરાતનો ૪૩ મો સુબેદાર નિમાયો. નવો બાદશાહ શિયા મતનો હતો તેથી તેણે હુકમ કર્યો કે શુક્રવારી પ્રાર્થનામાં ચોથા ખલિફ અલીના નામ પછી 'પેગંબરનો કાયમ વારસ' એટલા શબ્દ વધારવા. આથી બધે અસંતોષ પેદા થયો અને અમદાવાદમાં એક નાનું સરખું બંડ પણ જાગ્યું. પહેલેજ શુક્રવારે તુરાની અથવા તર્ક સિપાઇઓએ મુલ્લાંને જણાવ્યું કે જો એ પ્રમાણે વધારીને બોલશો તો તમને મારી નાખીશું. બીજે શુક્રવારે મુલ્લાંએ તેઓની ધમકી તરફ લક્ષ આપ્યું નહી તેથી તુરાનીઓએ તેને તેના આસન ઉપરથી ખેંચી પાડયો અને તેનું માથું ભાગી નાખ્યું. ઈ. સ. ૧૭૦૮ માં બાદશાહના સાંભળવામાં આવ્યું કે શાહિઆલમના વારસ પાસે મુસ્સા રઝા (ઈ. સ. ૯૧૦–૯૨૭) ના બેટા ઈમામ આલી તકીનું લખેલું કુરાન છે તેથી તે જોવાની બાદશાહે ઇચ્છા દેખાડી. સુબેદારે સૈયદ આકીલ અને સલાબતખાન બાબીની સાથે એ કુરાન બાદશાહને જોવા મોકલી આપ્યું. આ વખતે માળવાના અજીતસિંગે બળવો કર્યો અને જોધપુર લઈ લીધું. બાદશાહ અજમેર આવવાનો હોવાથી ગુજરાતના સુબેદારને પોતાની ફોજ સાથે ત્યાં જઈ બાદશાહને મળવાનો હુકમ થયો. આ વખતે ઘોડેસ્વારનો પગાર ૩૪) રૂપીઆ

અને પેદલનો ૪) રૂપીઆ હતો. ફિરોઝજંગે પોતાના કારભારની વખતે પોતાની આપ અખત્યારીથી અનાજ, કાપડ અને શાકભાજી ઉપર દાણ લેવાનો રીવાજ દાખલ કર્યો. ધીમે ધીમે આ દાણ ભેગી કરવાનો હક સુબેદારનાં માણસો લઇ પડ્યાં. ૧૭૧૦ માં સુબેદાર ખંડણી ઉઘરાવવા નીકળ્યો હતો એવામાં દાંતા આગળ માંદો પડ્યો તેથી અમદાવાદ પાછો આવ્યો અને ત્યાં મરણ પામ્યો. ફિરોઝજંગે બરોબર હિસાબ મોકલેલો નહીં તેથી તેની મિલકત જપ્ત કરવામાં આવી અને સુરતના હાકેમ અમાનતખાનને શાહમતખાનનો ઇલકાબ આપી નાયબ સુબેદાર ઠરાવવામાં આવ્યો. એ કડી તથા વિજાપુર પ્રગણામાં ખંડણી ઉઘરાવતો હતો એવામાં તેણે સાંભળ્યું કે મરેઠા નર્મદા નદીના બાવા પ્યારાના પાર આગળ આવી પહોચ્યા છે તેથી તે એકદમ તેમની સામે ગયો અને સોરઠના હાકેમ સૈયદ આહમદ ગિલાનીને પોતાની સાથે લેતો ગયો. તે અંકલેશ્વર પહોચ્યો ત્યારે મરેઠા તેની સામે આવ્યા; અને લઢાઈ થઈ તેમાં હાર્યા. પછી શાહમતખાન સુરત ગયો અને તે શહેરની સલામતીનો બંદોબસ્ત કરી અમદાવાદ પાછો આવ્યો. જો કે મરેઠા અંકલેશ્વર આગળ હાર્યા હતા તોપણ આ સાલથી તેઓએ દરસાલ ગુજરાતપર હલ્લો કરવાનું શરૂ કર્યું.

### ૬. જહાનદારશાહ, બાદશાહ, ૧૭૧૨–૧૭૧૩.

ઈ. સ. ૧૭૧૨ માં બાદશાહ બહાદુરશાહ મરણ પામ્યો અને તેનો બેટો અબુલ-ફતેહ મોઇઝુદ્દિન જહાનદારશાહ ગાદીએ બેઠો. આ નવા બાદશાહે અસિફ-ઉદ-દૌલા અસદખાન બહાદુરને ગુજરાતનો ૪૪ મો સુબેદાર નિમ્યો. શાહમતખાનની માળવાના સુબેદાર તરીકે બદલી થઈ અને મહમ્મદ બેગખાન નવા સુબેદારનો માનીતો હોવાથી નાયબ સુબેદાર નિમાયો. ત્યાર બાદ મહમ્મદ બેગખાન સુરતનો હાકેમ નિમાયો અને સરબુલંદખાન બહાદુર નાયબ સુબેદાર થઈ

**અસિફ-ઉદ-દૌલા, ૪૪ મો સુબેદાર, ૧૭૧૨–૧૭૧૩.**

અમદાવાદ આવ્યો. ગુજરાતમાં આવતાં સરબુલંદખાન રાજપીંપળાની પૂર્વે સારાબારાના જંગલમાં લૂંટાયો. ગુજરાતમાં આવી તેણે ચુંવાળના કોળીઓને તાબે કર્યા. સાલ આખર એવી ખબર આવી કે માજી બાદશાહના બીજા બેટા આઝિમ–ઉસ–શાનનો બેટા ફરૂખશિયર મોટી ફોજ લઈ દિલ્લી ઉપર કુચ કરે છે તેથી સરબુલંદખાન દિલ્લી પાછો ગયો.

**૭. ફરૂખશિયર, બાદશાહ. ૧૭૧૩–૧૭૧૯.**

ફરૂખશિયર દિલ્લીપર કરેલા હલ્લામાં ફતેહ પામ્યો. તેણે જહાનદારશાહ બાદશાહને મારી નાખ્યો અને પોતે ૧૭૧૩ માં તખ્ત ઉપર બેઠો. સૈયદ હુસેનઅલી અને સૈયદ અબદુલ્લાખાન એ બે અમીરોએ બાદશાહને ગાદી લેવામાં મદદ કરી હતી તેથી બાદશાહ એ બે જણના કહેવા પ્રમાણે ચાલવા લાગ્યો. મારવાડના રાજા અજીતસિંગની સામે હુસેનઅલીને મોકલવામાં આવ્યો. તેણે અજીતસિંગ સાથે કોલકરાર કર્યા. અજીતસિંગે પોતાના કુંવરને હજુરમાં મોકલવાનું અને પોતાની કુંવરી બાદશાહ સાથે પરણાવવાનું કબુલ કર્યું. બાદશાહે અજીતસિંગના કુંવર અભેસિંગને સોરઠનો હાકેમ બનાવ્યો તોપણ અભેસિંગ હજુરમાંજ રહ્યો અને પોતાના નાયબ તરીકે કાયસ્થ ફતેસિંગને જૂનાગઢ મોકલ્યો. અબદુલ હમીદખાન સુરતનો વસુલાતી અધિકારી નિમાયો. થોડા વખત પછી આ જગાનું તેણે રાજીનામું આપ્યું અને પછી હજુરમાં ગયો. હજુરે તેને શેખ અહમદખત્તુ દરગાનો ઉપરી નિમ્યો તેથી તે અમદાવાદ પાછો આવ્યો. ઈ. સ. ૧૭૧૩ માં શાહમતખાન ગુજરાતનો ૪૫ મો સુબેદાર નિમાયો હતો પણ ઈ. સ. ૧૭૧૪ ની શરૂઆતમાં દાઉદખાન પન્ની સુબેદાર થઇને આવ્યો. દાઉદખાન પન્ની પોતાની બહાદુરીને માટે આખા હિંદુસ્તાનમાં જાણીતો થયો હતો. લઢાઇની વખતે તે માત્ર મલમલનું એક કુરતુ પહેરતો અને પોતાના દુશ્મનને તિરસ્કારથી જોતો હોય એમ જણા-

**શાહમતખાન, ૪૫ મો સુબેદાર, ૧૭૧૩.**

**દાઉદખાન પન્ની, ૪૬ મો સુબેદાર, ૧૭૧૪–૧૭૧૫.**

ચતો. તેનો બંદોબસ્ત એવો સખ્ત હતો કે જ્યાં તેનો મુકામ થતો ત્યાં તેના અફ્ઘાન સીપાઇઓ ખેતરોમાંના પાકના પાંદડા સરખાને પણ અડી શકતા નહીં. અમદાવાદમાં તે રહ્યો તે દરમિયાન કોળીઓને વીખેરી નાખતો અથવા પોતાનાં કુતરાં લઇને શિકારે નિકળતો. ભદરના મહેલમાં રહેવાને બદલે સાબરમતી નદીની રેતીમાં તંબુ નાંખીને રહેવાનું તે વધારે પસંદ કરતો. દીવાની કામ દખણી બ્રાહ્મણો અને પંડિતોને સોંપ્યું. ભાંગ પીવાનો તેને બહુ શોખ હતો. દાઉદખાનના આવતા લગી અબદુલ હમીદખાને સુબેદારનું કામ કરવાનું ઠર્યું હતું, તેથી શાહમતખાન પાસેથી તેણે સુબેદારના હોદ્દાનો હવાલો લીધો. આ વખતે નાગોરના રાજા મોકમસિંગની બાંહેધરી ઉપરથી દુર્ગાદાસ રાઠોડના ભાઇને પચાસ હજાર રૂપીઆ આપવામાં આવ્યા.

ફિરોઝજંગની સાથે ઉત્તર હિંદુસ્તાનથી મદન ગોપાળ નામનો એક સરાફ ખજાનચી તરીકે આવ્યો હતો. હરીરામ નામનો તેનો ગુમાસ્તો ઇ. સ. ૧૭૧૪ માં પોતાના કેટલાક દોસ્તદારો સાથે હોળી રમતો હતો તે વખતે તેણે એક મુસલમાન ગૃહસ્થે પકડયો અને હોળીની ગમ્મતને બહાને તેને ટપેર્યો. આથી ગુસ્સે થઈ તે મુસલમાને મહમ્મદઅલી નામના એક મુલ્લાંને ફરિયાદ કરી. મુલ્લાં તેને લઇ મસીદમાં ગયો અને સુન્ની વહોરાની જમાતના મુખ્ય મુલ્લાં અબદુલ હાઝીઝને તેડવા મોકલ્યું, તે પોતાનાં માણસો લઇ આવ્યો અને રસ્તામાં ઘણા મુસલમાન ભાઇઓ અને શહેરીઓ તેની સાથે સામેલ થયા. દીનદીન પોકારતા તેઓ મસીદમાં ગયા અને તે અપમાન પામેલા ગૃહસ્થને, મુલ્લાંને, તથા વહોરાજીને કાઝી ખૈરૂલ્લાને ત્યાં લઈ ગયા. તેમને જોઈ કાઝીએ પોતાનાં ઘરનાં બારણાં બંધ કરી દીધાં તેથી કાઝીને ગાળો દેતા તથા રસ્તામાં જે મળે તેમને મારતા અને લૂંટતા તેઓ ઝવેરી મહોલ્લામાં ગયા. ત્યાં આગળ મદનગોપાળની હવેલીની આસપાસ તેઓ ફરી વળ્યા. નગરશેઠ કપુરચંદ ભણસાલીએ હવેલીના મજબૂત દરવાજા બંધ કર્યા અને પોતાના મુસલમાન સીપાઇઓ લઇને સામો

થયો, આ વખતે સુબેદાર શાહીબાગમાં હતો; તેને આ વાતની ખબર પડી એટલે લોકોને વીખેરી નાખવા પોતાના સીપાઇઓને તેણે મોકલ્યા. બંને કોમના આગેવાનો વચ્ચમાં પડવાથી લોકો વેરાઈ ગયા અને બખેડો નરમ પડયો. આ તોફાનની વાત બાદશાહની છાવણીમાં પહોંચી ત્યારે હિંદુઓએ હડતાળ પાડી અને મુલ્લાં મહમ્મદઅલી અને શેખ અબદુલ આઝીઝ ગુજરાતની વિરૂદ્ધ બૂમ પાડીને ફરિયાદ કરવા માંડી. બાદશાહે ચોપદારોને ગુજરાત મોકલ્યા અને હુકમ કર્યો કે મુસલમાન અગ્રેસરોને અને નગરશેઠ ભણુસાલીને મારી હજુર લઈ આવો, આ ખબર કેટલાક વહોરાઓએ અમદાવાદ આગળથી મોકલી આપી તેથી મુલ્લાં, વહોરાજી શેઠ અને તેઓની પાછળ ભણુસાલી બાદશાહની છાવણીમાં જવા નીકળ્યા. ત્યાં ગયા પછી મુલ્લાંએ છટાદાર શબ્દોમાં લોકોને ઉપદેશ કર્યો. તેની કીર્તિની બાદશાહને ખબર પડી ત્યારે બાદશાહે તેને પોતાની હજુર બોલાવ્યો અને ઉપદેશ કરવા ફરમાવ્યું. મુલ્લાં અને વહોરાજી શેઠ એ બંનેએ બાદશાહને પોતાના કામની હકીકત એવી ખુબીથી સમજાવી કે બાદશાહે ભણુસાલીને કેદમાં નાખ્યો. એવું કહેવાય છે કે મુલ્લાં પાસે દરમીયાનગીરી કરાવી ભણુસાલી આખરે છુટયો અને તે અને વહોરાજી ગુજરાત પાછા આવ્યા, પણ મુલ્લાંજી તો માનમરતબા સાથે દરબારમાંજ રહ્યા અને ત્યાં મરી ગયા.

આ વરસમાં સાબરમતીમાં ભારે રેલ આવવાથી ઘણું નુકસાન થયું.

અભેસિંગની જગોએ અબદુલ હમીદખાન સોરઠનો હાકેમ નિમાયો અને મોમીનખાન સુરતનો હાકેમ નિમાયો. વળી વડોદરા, ભરૂચ, પેટલાદ, ધોળકા અને નડીઆદ એ પણ મોમીનખાનના હવાલામાં સોંપવામાં આવ્યાં. સુબેદાર દાઉદખાન ખંડણી ઉઘરાવવા કાઠીઆવાડ અને નવાનગર ગયો અને અમદાવાદ આવતાં હળવદના ઠાકોરની કુંવરીને પરણ્યો. એવું કહેવાય છે કે દાઉદખાન મરી ગયો ત્યારે આ બાઇના પેટમાં ગર્ભ હતો; પોતાના ખાવીંદના મરણની વાત સાંભળી તેણે પોતાની જીંદગીના જોખમે ઉદર ફાડી બાળક બહાર કાઢયું. દાઉદખાન સારો લઢવૈયો હતો અને બંદોબસ્ત

પણ સારો રાખતો તોપણ દીવાની રાજકારભારમાં તેણે કંઇ નામ કાઢ્યું નહીં. ગુજરાતમાં સરકારી નોકરીમાં દખણી પંડિતોને તેણે દાખલ કર્યા. એ લોકો જમીનદારો પાસે ચીઠીઆમણ નામનો લાગો લેતા અને સૈયદ અને બીજાઓ પાસે દસ્તુરી લેતા તેથી ઘણા અપ્રિય થઈ પડ્યા.

આ વખતે સુરતનો હાકેમ મોમીનખાન ગુજરાતમાં આવી પહોચ્યો અને પેટલાદ, ધોળકા, વડોદરા અને નડીઆદમાં પોતાના નાયબો મુકી પોતે ૧૭૧૫ માં સુરત ગયો. સુરતનો કિલ્લેદાર ઝિયાખાન તેની સામે થયો પણ આખરે હારીને તાબે થયો.

**અમદાવાદમાં તોફાન, ૧૭૧૫.**

આ વખતે કેટલાક મુસલમાન સીપાઇઓએ અમદાવાદમાં હિંદુ વેપારીઓની દુકાનો લૂંટી લીધી તેથી શહેરમાં તોફાન જાગ્યું અને ઘણી બેદિલી ફેલાઈ. આ અને બીજાં કારણોને લીધે દાઉદખાનને પાછો બોલાવી લેવામાં આવ્યો, અને નવો સુબેદાર આવી પહોચે ત્યાંસુધી ગઝનીખાન ઝાલોરીએ કામ ચલાવવું એવો હુકમ થયો.

**મહારાજ અજીતસિંગ, ૪૭ મો સુબેદાર, ૧૭૧૫-૧૭૧૯.**

૧૭૧૫ માં મહારાજા અજીતસિંગ ગુજરાતનો ૪૭ મો સુબેદાર નિમાયો અને તેનો કુંવર અભેસિંગ સોરઠનો હાકેમ નિમાયો. પોતે ગુજરાત આવે ત્યાં સુધી પોતાનું કામ ચલાવવા અજીતસિંગે વજેરાજ ભંડારીને પોતાનો નાયબ ઠરાવી મોકલ્યો; અને ફતેસિંગ કાયસ્થને સોરઠનો હાકેમ નિમ્યો. આ વખતની અજાયબ જેવી નિમણુક હૈદરકુલીખાનની હતી; તે દીવાન નિમાયો તેમજ વડોદરા, નાંદોદ, તથા અરહરમાતર* અને સુરત તથા ખંભાતનાં બંદરોનો થાણદાર નિમાયો. હૈદરકુલીએ પોતાની વતી દીવાનનું કામ કરવા એક જણને નિમ્યો અને

---

* મિરાતિ અહમદી પ્રમાણે અરહરમાતર હાલનું ખેડા જીલ્લાનું માતર છે.

બીજાં થાણામાં પોતાની તરફના નાયબ અધિકારીઓ નિમી પોતે સુરત જઈ રહ્યો.

અમદાવાદ આવ્યા પછી મહારાજા અજીતસિંગે ગઝનીખાન ઝાલોરીને પાલણપુરનો હાકેમ અને જવાનમર્દખાનને રાધનપુરનો હાકેમ નિમ્યો. આ વર્ષમાં બાદશાહનો હુકમ આવ્યો કે સોરઠ તથા ગોહિલવાડ ફતેસિંગ પાસેથી લઈ હૈદરકુલીખાનને હવાલે આપવાં; આ હુકમ પહોચતાંજ હૈદરકુલીખાને સૈયદ આકીલને પોતાનો નાયબ નિમી ત્યાં મોકલ્યો. આ માણસે સોરઠ જતાં રસ્તામાં પાલીતાણા ઉપર હુમલો કરી પાલીતાણા લૂંટી લીધું. સુબેદારને હૈદરકુલી સાથે ઠીક નહોતું અને વળી આવો બનાવ બન્યો તેથી તેણે એવો સંદેશો મોકલ્યો કે સોરઠને જો કંઈ નુકસાન થશે તો હુમલો કરનારાઓને સખત સજા કરવામાં આવશે. આથી તેની અને હૈદરકુલીખાનની વચ્ચે અણબનાવ વધ્યો. બંને જણ તામસી સ્વભાવના હોવાથી તેમની વચ્ચે લઢાઇઓ પણ ચાલત પણ ગોહિલવાડનો નાયબ સલાબતખાન બાબી વચમાં પડયો તેથી બેઉ સમજ્યા. પછી ફતેસિંગે હૈદરકુલીખાનના નાયબને જૂનાગઢ આપી દીધું. હૈદરકુલીખાન અને વડોદરાનો હાકેમ કાઝીમબેગ એ બંને જણે મળી રાધનપુર તાબાના મુજપુરના સરદારને હરાવી ખંડણી લીધી. બાદશાહની ખંડણી ઉઘરાવવા અજીતસિંગ સોરઠ ગયો. ત્યાં નવાનગરના જામ પાસે ભારે રકમ માગવાથી જામ સામો થયો. આખરે ખંડણીનો આંકડો નક્કી થયો અને દ્વારકાંની જાત્રા કરી અજીતસિંગ અમદાવાદ પાછો આવ્યો.

**સમસામુદૌલાખાન દૌરાન નસરત જંગ બહાદુર, ૪૮ મો સુબેદાર, ૧૭૧૬–૧૭૧૯.**

ઇ. સ. ૧૭૧૬ માં અજીતસિંગ દ્વારકાંમાં હતો તે વખતે તેની તથા તેના મારવાડી નોકરો સામે બાદશાહ હજુર ફરિયાદો જવાથી બાદશાહે સમસામુદૌલાખાન દૌરાન નસરત જંગબહાદુરને ગુજરાતનો ૪૮ મો સુબેદાર નિમ્યો. અજીતસિંગ લઢયા વગર રાજકારભાર સોંપી દેશે નહીં એમ જણાયાથી

નવા સુબેદારને હવાલો સોંપી દેવાની તેને ફરજ પાડવા લશ્કર તૈયાર કરવામાં આવ્યું. લશ્કર આવી પહોંચ્યું એટલે અજીતસિંગ પાધરો અમદાવાદ ગયો અને સરખેજ છાવણી નાંખી; પણ નાહરખાને તેને સમજાવ્યો તેથી લઢયા સિવાય હવાલો સોંપી તે જોધપુર જઈ રહ્યો. હૈદરકુલીખાન નાયબ સુબેદાર નિમાયો હતો તેથી ૧૭૧૭ માં સુરત છોડી તે અમદાવાદ જવા નીકળ્યો. તે પેટલાદ આવ્યો ત્યારે સફદરખાન બાબી અને અમદાવાદના બીજા અમીરો તેને લેવા સામા ગયા. પેટલાદમાં હૈદરકુલીખાનના ભીસ્તી અને બાબીની ફોજના ભીસ્તી વચ્ચે ટંટો થયો તે એટલો બધો વધી પડયો કે બંનેની ફોજ સામ સામા લઢી અને તેમાં બાબીનો સરંજામ લૂંટાયો. આ ઉપરથી બાબીએ અમદાવાદ જઈ ફોજ ઉભી કરી અને હૈદરકુલીખાન સામે લઢાઈ કરી. લઢાઈમાં સફદરખાન હાર્યો અને આતરસુંબા નાશી ગયો. પછીથી તે અને બીજા બાબીઓ પાલણપુર જઈ રહ્યા. પાલણપુરનો હાકેમ મહમ્મદ ફિરોજ ઝાલોરી જેને ધઝનિખાનનો ખિતાબ મળ્યો હતો તેણે વચમાં પડી બાબીઓ અને હૈદરકુલીખાન વચ્ચે સલાહ કરાવી.

**દુકાળ ૧૭૧૯.**

ઈ. સ. ૧૭૧૯ માં ગુજરાતમાં એક મોટો દુકાળ પડયો. અબદુલ હમીદખાન જેણે ગુજરાતમાં ઘણા હોદ્દા ભોગવ્યા હતા તે આ વખતે દિલ્લી ગયો અને ત્યાંથી સોરઠનો હાકેમ નિમાયો. મહીકાંઠાના કોળીઓ તોફાન કરતા હોવાથી હૈદરકુલીખાને તેમની ઉપર ચઢાઇ કરી. એવામાં નવો સુબેદાર નિમાયાની ખબર આવી અને પાલણપુરના હાકેમ ધઝનિખાનને હુકમ થયો કે તેણે અમદાવાદના રક્ષણ માટે અમદાવાદ જઈ રહેવું.

## ૮, ૯,-૧૦. રફિયા-ઉદ-દરજ્જાત, રફિયા-ઉદ-દૌલા અને મહમ્મદશાહ, બાદશાહો.

ઈ. સ. ૧૭૧૯–૧૭૪૮.

ઈ. સ. ૧૭૧૯ માં સૈયદોએ ફરૂખશિયરને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને મારી નાખ્યો. તેઓએ રફિયા-ઉદ-દરજ્જાત નામના તેના પૌત્રને ગાદીએ બેસાડયો. પણ ત્રણ માસ પછી તેને પણ મરાવી નાખી તેના ભાઈ રફિયા-ઉદ-દૌલાને ગાદીએ બેસાડયો. આ ઈસમ થોડા દિવસ રાજ્ય કરી મરણ પામ્યો. તેની પછી સૈયદોએ શાહજાદા રોશન અખ્તરને મહમ્મદશાહ નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો. ફરૂખશિયરના મરણ પછી દિલ્લીની નજીક મારવાડનો અજીતસિંગ એકલો સૌથી બળવાન રાજા રહ્યો હતો. તેને પોતાની તરફનો કરી લેવા સૈયદોએ ગુજરાતની સુબેદારી આપી, અને તે આવી પહોંચે ત્યાં સુધી કામ કરવા મીર અલ્લીખાનની નિમણુંક કરી. વળી સલાબત મહમ્દખાન બાબીના બેટા મહમ્મદ બહાદુર બાબીને અમદાવાદની આસપાસના પ્રદેશનો મુખ્ય પોલીસ અધિકારી નિમવામાં આવ્યો. થોડા વખત પછી મહારાજા અજીતસિંગના લાગવગથી મીર અલ્લીખાનને બદલે નાહરખાન નાયબ સુબેદાર થયો. નાહરખાનને તાબે ધોળકા, દોહદ, અને પેટલાદ પણ સોંપવામાં આવ્યાં અને જકાતનો મુખ્ય અધિકારી પણ તે નિમાયો. આ વખતે દિલ્લી દરબારે ઝઝીઆવેરો કાઢી નાખ્યો અને હુકમ લખ્યો કે હવેથી ગુજરાતમાં પણ તે ન લેવો.

મહારાજા અજીતસિંગ, ૪૯ મો સુબેદાર, ૧૭૧૯–૧૭૨૧.

ઝઝીઆવેરો કાઢી નાંખ્યો, ૧૭૧૯.

ઈ. સ. ૧૭૧૯ માં પીલાજી ગાયકવાડ મોટી ફોજ લઈ સુરત

**પીલાજી ગાયકવાડ, સોનગઢમાં, ૧૭૧૯.**

ઉપર ચઢી આવ્યો. તેણે બાદશાહી ફોજના સેનાપતિ સૈયદ અકિલ અને મહમ્મદ પનાહને હરાવ્યા. વળી મહમ્મદ પનાહને કેદ કરી લીધો અને ઘણો અવેજ આપ્યો ત્યારે છોડયો. ગુજરાતમાં સહેલથી જીત મળતી જોઈ પીલાજીએ વારંવાર ચઢાઇઓ કરી અને સોનગઢ જીતી લઈ ત્યાં પોતાનો વાસ કર્યો.

**બાદશાહી સત્તાની પડતી, ૧૭૨૦.**

આ વર્ષથી ગુજરાતમાં મોગલ રાજ્યનો અંત આવવાનું ભવિષ્ય નક્કી થયું. જ્યાં ત્યાં અવ્યવસ્થા ચાલી રહી, અને બાબી અને ઝાલોરી ખાનદાનવાળા તથા નવો આવેલો મોમીનખાન સ્વતંત્ર થવાના અથવા સર્વોપરી સત્તા મેળવવાના વિચાર કરવા લાગ્યા. અજીતસિંગને મુસલમાની સત્તા ઉપર એટલો બધો તિરસ્કાર હતો કે તે છૂપી રીતે મરેઠાઓને મદદ કરતો હતો. વળી ગુજરાતનો જે પ્રદેશ મારવાડને લગતો હતો તે પ્રદેશ ઉપર પોતાની સત્તા સ્થાપન કરવાનો પ્રયત્ન પણ તે કરતો હતો. આગળ જતાં સરબુલંદખાને બાદશાહી સત્તા ફરી સ્થાપન કરવાને જબરો પ્રયત્ન કર્યો, પણ કુસંપનાં બી ક્યારનાંએ રોપાઈ ગયાં હતાં તેથી મોગલ સત્તા પાછી મેળવવાનો કંઈપણ પ્રયત્ન નકામો હતો.

૧૭૨૦ માં સુબેદાર અજીતસિંગે અનોપસિંગ ભંડારીને પોતાના નાયબ તરીકે ગુજરાતમાં મોકલ્યો. આ વર્ષમાં ઉજ્જનના સુબેદાર નિઝામુલ્મુલ્કની જગો સૈયદ દિલાવરખાને લીધી. દિલાવરખાન માળવાની સરહદ ઉપર હતો તે વખતે દખ્ખણ કબજે કરી લેવાના ઈરાદાથી નિઝામ બુરાનપુર ગયો. દિલાવરખાન તેની પાછળ પડયો અને લઢાઈ થઈ તેમાં મરાયો. પછી નિઝામ ઔરંગાબાદ જતો રહ્યો. દખ્ખણના નાયબ સુબેદાર આલમ અલીખાને તેની સામે જવાનો હુકમ થયો, અને ઉત્તર ગુજરાતમાંથી અનોપસિંગ ભંડારીએ ૧૦૦૦૦ ઘોડેસ્વારો સુરત મોકલવા અને ગુજરાતના નાયબ સુબેદાર નાહિરખાને જાતે ત્યાં જવું એવો પણ હુકમ થયો. નિઝામ

અને આલમ અલીખાન, વરાડમાં બાલાપુર આગળ સામસામા આવી ગયા. લઢાઈ થઈ તેમાં નિઝામ જીત્યો અને આલમ અલીખાન ભરાયો. આ અરસામાં અનોપસિંગ ભંડારીએ ઘણાં જુલમનાં કામ કર્યાં. તેમાં મુખ્ય એ હતું કે અમદાવાદના મોટા વેપારી કપુરચંદ ભણસાલીનું તેણે ખુન કરાવ્યું. કપુરચંદનું ખુન કરાવવાનું કારણ એ હતું કે તેણે કેટલાંક હથીઆરબંધ માણસો રાખ્યાં હતાં તે અનોપસિંગના હુકમ સામે થતાં, અને તેણે ગેરવાજબી રીતે કેદમાં નાખેલાં માણસોને છુટાં કરતાં. પોતાની સત્તામાં આ રીતે નડતર કરનાર માણસને દુર કરવા અનોપસિંગે તેને મરાવી નાખ્યો. ૧૭૨૧ માં નિઝામુલ્મુલ્ક બાદશાહનો મુખ્ય પ્રધાન થયો; અને અબ્દુલ હમીદખાનને સોરઠથી પાછો બોલાવી, અસદ કુલીખાનને અમીર ઉલ ઉમ્રાનો ખિતાબ આપી સોરઠનો હાકેમ નિમવામાં આવ્યો. તેણે મહમ્મદ શરીફખાનને પોતાની વતી સોરઠમાં રાજકારભાર કરવા મોકલ્યો.

**હૈદર કુલીખાન, ૫૦ મો સુબેદાર, ૧૭૨૧-૧૭૨૨.**

૧૭૨૧ માં હૈદર કુલીખાને, મહમ્મદ આમીન અને સઆદતખાનની સહાયથી સૈયદોને મારી નાખી બાદશાહને તેમની જાળમાંથી છુટો કર્યો. આ સેવાના બદલામાં તેને ગુજરાતની સુબેદારી અને મુઈઝ-ઉદ-દૌલા હૈદર કુલીનખાન બહાદુર ઝફરજંગ, એવો ખિતાબ મળ્યો. તેના ભાઈ જાફર કુલીખાનને તેણે દિવાનની જગો અપાવી. મઆસુમ કુલીખાનને સુજાતખાનના ખિતાબ સાથે નાયબ સુબેદારી મળી. આ ફેરફારની ખબર જાહેર થઇ કે તરત અનોપસિંગ ઉપર બળી રહેલા અમદાવાદના લોક ભદરમાં તેના મહેલમાં ગયા અને તેની ઉપર હુમલો કર્યો. અનોપસિંગ મહામુશ્કેલીએ જીવ લઈને નાઠો.

**અમદાવાદમાં અવ્યવસ્થા, ૧૭૨૧.**

હૈદર કુલીખાનને મારવાડીઓ સાથે બનાવ નહોતો તેથી અજીતસિંગના દિવાન નાહિરખાનના ઘર ઉપર નાયબ સુબેદાર સુજાતખાને હુમલો કર્યો, અને લાખ રૂપીઆ આપી શહેર છોડી જવાની

તેને ફરજ પાડી. પછી ગોધરાના નાયબ હાકેમ સફદરખાન બાબી અને તેના ભાઇઓની જમીનમાં સુજાતખાને દરમ્યાનગીરી કરી તેથી એક ભાઇએ દિલ્લી જઈ હૈદરકુલીખાનને ફરિયાદ કરી. હૈદરકુલીખાન પોતે મુસલમાન હતો અને ગુજરાતના મુસલમાન અમીરો સાથે સારો સંબંધ રાખી પોતાનું જોર વધારવા ઇચ્છતો હતો તેથી બાબીઓની જમીન પાછી આપી દેવાનો તેણે હુકમ કર્યો. આ હુકમથી સુજાતખાન અને બાબીઓ વચ્ચે વેર ઉત્પન્ન થયું, અને જ્યારે સુજાતખાન ખંડણી ઉઘરાવવા ગયો ત્યારે તેણે ખેડાના હાકેમ મહમ્મદખાન બાબી પાસે દસ હજાર રૂપિયા ખાસ દંડ તરીકે લીધા. આ પછી થોડે વખતે સુબાનો એક અમલદાર કાસમ અલીખાન પેથાપુરના કોળીઓ સામે ગયો હતો ત્યાં મરાયો. સુજાતખાને પેથાપુર બાળી નાખી કાસમ અલીખાનના મોતનું વેર વાળ્યું. પછી તે સોરઠમાં ગયો અને ત્યાંથી ખંડણી ઉઘરાવી કચ્છ ગયો. કચ્છનો રાવ સામો થયો પણ લઢાઈ થઈ તેમાં હાર્યો તેથી સવાબે લાખ રૂપિયા* દંડ તરીકે આપવા પડ્યા.

**હૈદરકુલીખાન ગુજરાતમાં આવ્યો, ૧૭૨૨.**

નિઝામુલ્મુલ્ક ૧૭૮૧ માં મુખ્ય વજીર નિમાયો હતો પણ વજીરાતનું કામ તેણે ૧૭૨૨ માં કરવા માંડ્યું. હૈદરકુલીખાન સાથે તેને બન્યું નહીં. તેને પહોચી વળાય એમ ન હોવાથી હૈદરકુલીખાન દિલ્લી છોડી ગુજરાત આવ્યો અને પોતાનું સુબેદારીનું કામ કરવા લાગ્યો. ગુજરાત આવતાં રસ્તામાં ડભાલીના લોક તેની સામે થયા અને અલીબેગખાન નામના તેના મુખ્ય નોકરને મારી નાખ્યો. હૈદરે ગામ બાળી નાખ્યું અને ગામના બધા લોકને મારી નાખ્યા. આ સખ્ત પગલાથી તેની એટલી ધ્હે પડી ગઈ કે તેની કારકીર્દીમાં ખંડણી ઉઘરાવતાં કે લુંટ ચોરીનો બંદોબસ્ત કરતાં કંઈ મુસ્કેલી નડી નહીં. તેણે

---

* ૬૭૫૦૦૦ મહમુદી. ચંગીઝીની પેઠે મહમુદીની કિમ્મત $\frac{1}{3}$ થી $\frac{1}{2}$ રૂપિયા સુધી હેરફેર રહેતી.

ચુંવાળના કોળીઓને તાબે કર્યા અને રૂસ્તમ અલીખાનને ત્યાંનો હાકેમ નિમ્યો.

હૈદરકુલીખાને ગુજરાતનો ધણી થવા તજવીજ કરી.

આ વખતે હૈદરકુલીખાન ગુજરાતનો ધણી થઈ પડવા તજવીજ ચલાવતો હતો, બાદશાહને માટે ઘોડા ખરીદી અમદાવાદ થઈને લઈ જતા તે તેણે પડાવી લીધા; ઘણી જાગીરો તેણે લઇ લીધી અને પોતાનાં માણસોને આપી. ડુંગરપુરના રાજા પાસે ખંડણી લેવા જતાં રસ્તામાં તેણે લુણાવાડામાંથી ૮૦૦૦૦ રૂપિયા લીધા; ઉદેપુરનો રાણો વચમાં પડ્યો અને ડુંગરપુરના રાવળે એક લાખ રૂપિયા આપવા કબુલ કર્યું, તેથી તે બચ્યો. પછી તે વિજાપુર ગયો. પણ તેને ખબર પડી કે જાગીરો આપવાની અને લઈ લેવાની સત્તા મેં ધારણ કરી છે તેથી બાદશાહ ગુસ્સે થયો છે, તેથી તે અમદાવાદ પાછો આવ્યો અને જપ્ત કરેલી ઘણી જાગીરો તેમના માલેકોને પાછી આપી દીધી. તો પણ બાદશાહને તેની ઉપર ભરોંસો પડ્યો નહીં તેથી ઇ. સ. ૧૭૨૨ માં, તેણે જુમલાતુલ્મુલ્ક નિઝામુલ્મુલ્કને ગુજરાતનો સુબેદાર નિમ્યો. હૈદરકુલી-

નિઝામ-ઉલ્મુલ્ક, ૫૧ મો સુબેદાર, ૧૭૨૧.

ખાન ગુસ્સે તો થયો પણ નિઝામને પુરો પડાય તેમ નહોતું તેથી મુંગે મોંઢે ડુંગરપુરને રસ્તે થઈ ગુજરાત છોડી ચાલ્યો. સુજાતખાન અને રૂસ્તમ અલીખાન ડુંગરપુર સુધી તેને વળાવી અમદાવાદ પાછા આવ્યા. એટલામાં નિઝામુલ્મુલ્ક ઉજ્જન લગી આવી પહોચ્યો. ત્યાંથી તેણે લખ્યું કે હું આવું ત્યાં સુધી સફદરખાન બાબીએ કામ ચલાવવું. વળી તેણે હામીદખાનને નાયબ સુબેદાર અને ફિદ્વિખાનને દિવાન નિમ્યો. ગુજરાતમાં આવ્યા પછી નિઝામુલ્મુલ્કે પોતાના ભરોંસાના આદમીઓની નિમણુંકો કરી, તેમાં મોમીનખાનને સુરતનો હાકેમ બનાવ્યો. પછી તે પાછો દિલ્લી ગયો. પણ દરબારે તેનો મરતબો સાચવ્યો નહીં તેથી નાખુશ થઈ તે દક્ષિણમાં ગયો અને હૈદરાબાદને પોતાની રાજ-

ધાની બનાવી, ધીમે ધીમે સ્વતંત્ર સત્તાધારીની પેઠે વર્ત્તવા લાગ્યો. એવામાં ગુજરાતમાં હામીદખાન અને બીજા અધિકારીઓ વચ્ચે ટંટો ઉત્પન્ન થયો, પણ લઢાઈ થયા વગર સમાધાનથી તેનો અંત આવ્યો. વાત્રક કાંઠાના સરદારો પાસેથી અને મોઢેરાથી ખંડણી લેવામાં આવી; તોફાની કોળીઓનું એક ગામ બાળી નાખવામાં આવ્યું અને કોળીઓના મુલકમાં રખવાળીને માટે ફોજ રાખવામાં આવી.

**મરેઠાની સત્તાનો વધારો ૧૭૨૩.**

પીલાજીરાવ ગાયકવાડ અત્યાર સુધી સરહદ ઉપર ભટકતો હતો તે ૧૭૨૩ માં સુરત ઉપર ચઢી આવ્યો. મોમીનખાન તેની સામે થયો પણ હાર્યો. સુરતની આસપાસના પ્રદેશમાંથી ખંડણી ઉઘરાવી તે પોતાને મુખ્ય મથક, સોનગઢ ગયો. અહીંથી તેણે સુરતનો ઘણો પ્રદેશ ઉજાડ કર્યો અને રાજપીંપળાના પ્રદેશમાં કેટલાક કિલ્લા બાંધ્યા. એજ અરસામાં કાન્તાજી કદમ બાન્ડે નામનો મરેઠો સરદાર દાહોદ તરફથી હુમલા કરવા લાગ્યો અને ખંડણીના આંકડા નક્કી કરી ઉઘરાવવા લાગ્યો. આ પહેલાં મરેઠાઓએ વખતોવખત ખંડણી ઉઘરાવેલી ખરી પણ ખંડણીની રકમ નક્કી કરી ઉઘરાવવાનો વહીવટ તેમણે પહેલ વહેલો ૧૭૨૩ થી પાડયો. આ વખતે મોમીનખાન ગુજરાતનો દિવાન નિમાયો અને રૂસ્તમ અલીખાન સુરતનો હાકેમ નિમાયો. બાદશાહની પરવાનગી લીધા વગર નિઝામ દખ્ખણમાં ગયો હતો તેથી બાદશાહે મુબારિઝ ઉલ-મુલ્ક સરબુલંદખાન બહાદુર દિલાવરજંગને ગુજરાતનો પર મો સુબેદાર નિમ્યો.

**સરબુલંદખાન, પર મો સુબેદાર, ૧૭૨૩-૧૭૩૦.**

સરબુલંદખાને સુજાતખાનને નાયબ સુબેદાર નિમ્યો અને ગુજરાતનો રાજ્ય કારભાર ચલાવવા બીજી નવી નિમણુકો કરી. માજી નાયબ સુબેદાર હામીદખાન, નિઝામનો કાકો થતો હતો તે સામો થયો, પણ સલાબતખાન, સફદરખાન અને જવાન મર્દખાન બાબીઓએ સમજાવ્યાથી ભદર ખાલી કરી દોહદ જઈ રહ્યો. પછી સુજાતખાન ખંડણી ઉઘરાવવા

નીકળ્યો; ઇબ્રાહિમ કુલીખાનને તે અમદાવાદ મૂકી ગયો, અને હામીદખાન શું કરે છે તે ઉપર નજર રાખવા રામરાય નામના માણસને મહુધામાં રાખી ગયો. સરબુલંદખાનને નાણાંની જરૂર પડી તેથી જંબુસર, મકબુલાબાદ (આમોદ) ધોળકા અને ભરૂચ જીવણ જુગલ નામના એક સાહુકારને તેણે ઇજારે આપ્યાં. મિરાતે અહમદીના કર્તાનો બાપ અલીમહમ્મદખાન, સરબુલંદખાનનો ખાનગી દિવાન હતો, તેની સાથે સરબુલંદખાન ૧૭૨૪ માં અમદાવાદ આવ્યો.

**નિઝામુલ્મુલ્ક અને સરબુલંદખાન.**

સુરતના હાકેમ રૂસ્તમ અલીખાને પીલાજી ગાયકવાડના હાથ નીચેના મરેઠાઓને બે ત્રણ વાર હરાવ્યા હતા તેથી આ વખતે તેણે જણાવ્યું કે ૨૦ હજાર ફોજ અમારા હુકમ નીચે આપો તો હું અને મારો ભાઈ સુજાતખાન કુચ કરી નિઝામ સામા જઇએ. બાદશાહે આ માગણી કબુલ રાખી અને બે લાખ રૂપિયા સુરતની ત્રીજોરીમાંથી રૂસ્તમ અલીખાનને આપવા હુકમ કર્યો. રૂસ્તમ અલીખાને પોતાના ભત્રીજા અહમદકુલીની મદદથી ફોજ તૈયાર કરી. આ વખતે નિઝામ પણ કંઈ આળસુ બેસી રહ્યો નહોતો. તેણે કંતાજી કદમ બાન્ડે સાથે એવો ઠરાવ કર્યો કે જો કંતાજી હામીદખાનની મદદથી મુબારિઝ ઉલ્મુલ્ક પાસેથી ગુજરાત જીતાવી આપે તો ગુજરાતની ઉપજમાંથી ચોથ કંતાજીને આપવી. આ વખતે સુજાતખાન કડી હતો. તેના દિવાને તેને સલાહ આપી કે દુર ન જતાં કપડવણજ મુકામ નાખી હામીદખાન શું કરે છે તે જોવું. પણ આ સલાહ તરફ તેણે ધ્યાન આપ્યું નહીં અને છેટેના પ્રદેશમાં ગયો. આ લાગ જોઈ હામીદખાને પોતાની ફોજ કંતાજીની ફોજ સાથે એકત્ર કરી અને પછી કપડવણજ ઉપર કુચ કરી. આ વાત સાંભળી સુજાતખાન અમદાવાદ તરફ આવ્યો અને અમદાવાદથી ૭ માઇલ મોટામેદ્રા આગળ મુકામ કર્યો. અહીંથી તેની ફોજનાં ઘણાં માણસ વગર રજાએ પોતાનાં સગાંને મળવા શહેરમાં ગયાં, એવામાં મરેઠાઓએ પાછ-

ળથી આવી છાપો માર્યો. સુજાતખાનનાં માણસે નાસવા માડયું. સુજાતખાન પાસે ઘણાંજ થોડાંજ માણસ છે એમ જોઇ હામીદખાને તેની અને શહેરની વચ્ચે કુચ કરી; લઢાઇ થઈ તેમાં સુજાતખાન કપાઈ પડયો અને તેના બેટા હસનકુલી અને મુસ્તફાકુલી કેદ પકડાયા. સુજાતખાનનું ડોકું કાપી નાખી, તેનો પુત્ર ઇબ્રાહિમકુલી અમદાવાદની ફોજની સરદારી ઉપર હતો તેને મોકલવામાં આવ્યું. હામીદખાને શાહીબાગમાં મુકામ કર્યો અને અમદાવાદ શહેર શિવાય તેની આસપાસનો મુલક કબજે કરી લીધો. આ પછી તેણે બાદશાહને એવો સંદેશો મોકલ્યો કે સુજાતખાનને હરાવી ગુજરાત લઇ લેવામાં મરેઠા ફતેહમંદ નિવડયા છે પણ અમદાવાદ મેં તેમને લેવા દીધું નથી. આથી ખુશ થઇ બાદશાહે તેને માટે પોશાક મોકલાવ્યો. પણ થોડા દહાડામાં બાદશાહને ખબર પડી કે હામીદખાને જણાવેલી વાત ખોટી છે. હવે મરેઠાઓએ દેશમાં ફરી ઉપજની ચોથ અને સરદેશ મુખી ( દસમો ભાગ ) ઉઘરાવવા માંડી. કંતાજીએ વીરમગામને ઘેરો ઘાલ્યો પણ ત્યાંના શેઠ શાહુકારે સાડાત્રણ લાખ રૂપિયા આપવા કબુલ કર્યાં ત્યારે ત્યાંથી ખસ્યો. હામીદખાન હવે સ્વતંત્ર થયો હતો તેથી લોકોને જમીન અને જાગીરો આપવા લાગ્યો. તેણે આપેલી જાગીરો પાછળના સુબેદારો પાછી લઈ શકયા જ નહીં. સુજાતખાનના બેટા ઈબ્રાહીમ કુલીએ હામીદખાનને મરાવી નાખવાની તજવીજ કરી, પણ તેમાં ફાવ્યો નહીં અને ઉલટો પોતે કપાઈ મુઓ.

**રૂસ્તમઅલીએ મરેઠાને મદદમાં બોલાવ્યા.**

સુરતના હાકેમ રૂસ્તમઅલીખાને હામીદખાન ઉપર વેર લેવા પીલાજી ગાયકવાડને મદદમાં બોલાવ્યો અને એમ ઠરાવ્યું કે બંનેએ નર્મદાને ઉત્તર કિનારે મળવું. પીલાજીએ રૂસ્તમઅલીખાનને મદદ કરવા હા પાડી, અને બંનેની ફોજ એકઠી મળીને ઓળંગી અડાસ આગળ છાવણી કરી પડી. રૂસ્તમઅલીખાનની સામે

**અડાસની લઢાઈ, ૧૭૨૩** થવા, મીર નથુ, મહમ્મદ સલાબત રોહિલ્લ અને કંતાજી કદમને સાથે લઈ હામીદખાન આવ્યો. હામીદખાને વળી પીલાજી સાથે છૂપા કોલકરાર કરવા તજવીજ ચલાવી. પીલાજીએ એવો ઠરાવ કર્યો કે કોઇને મદદ ન કરતાં તટસ્થ રહેવું અને જે જીતે તેની તરફ થઇ જવું. લઢાઈ થઇ તેમાં પીલાજીએ કંઈ ભાગ લીધો નહીં તોપણ હામીદખાન હારીને નાઠો અને મીર નથુ કપાઇ પડયો. રૂસ્તમઅલીખાને લઢાઇના મેદાનમાં રહી પોતાના ભત્રીજાને કેદમાંથી છોડાવ્યા અને હામીદખાનની છાવણી લુંટી ચાલતો થયો; અને હામીદખાનની છાવણીમાં જે રહ્યું હતું તે કંતાજી કદમ ઉઠાવી ગયો. એ બંને મરેઠા સરદારની મતલબ રૂસ્તમઅલીનો નાશ કરવાની હતી. તેઓએ હામીદખાન સાથે મળી જઈ તેને ખોરાક પહોચતો અટકાવ્યો; રૂસ્તમઅલી આઠ દહાડા ઘેરામાં રહ્યો; પણ પછી દુશ્મનની ફોજમાં થઇને નાપાડ ગયો ને ત્યાંથી પેટલાદ પાસે નાપા ગયો. મરેઠાઓ તેની પુઠેજ હતા. તેઓ નડીઆદ પાસે વસો ગામે ગયા. ત્યાં લઢાઈ થઈ તેમાં રૂસ્તમઅલી હાર્યો અને કપાઇ મુઓ. મરેઠા સરદારોની સાથે હામીદખાન આવ્યો. મરેઠાઓએ જોયું કે ગુજરાતમાં કાયમનો પગ ઘાલવાનો રસ્તો હામીદખાનને મદદ કરવામાં રહેલો છે. મહીની ઉત્તરના પ્રદેશની ઉપજની ચોથ હામીદખાને કંતાજીને આપી અને મહીની દક્ષિણના વડોદરા અને સુરતવાળા પ્રદેશની ચોથ પીલાજીને આપી. આ પછી હામીદખાને ઘણો જુલમ કરવા માંડયો. તવંગર લોકો પાસેથી તેણે જબરજસ્તીથી નાણું કઢાવ્યું અને સુજાતખાનના બે બેટાને ઝેર દેવડાવ્યું. કંતાજી અને પીલાજીને મળેલી ફતેહની ખબર દક્ષિણમાં પહોંચી ત્યારે ખંડેરાવ સેનાપતિનો દિકરો ત્રિંબકરાવ દાભાડે મોટી ફોજ લઈ ગુજરાતમાં આવ્યો અને ખંભાતને ઘેરો ઘાલ્યો. આ ઘેરાની દરમ્યાન મરેઠા સરદાર અંદર અંદર લઢી મુઆ, અને ઘણા જણ મરાયા, તેમાં દાભાડે પણ ઘાયલ થયો*

* મિરાતિ અહમદીનો કર્તા જણાવે છે કે ત્રિંબકરાવ કપાઇ મુઓ હતો,

તેથી તેને પાછા ફરવું પડ્યું.

રૂસ્તમઅલીની હારની તથા તેના મોતની ખબર દિલ્લી પહોચી ત્યારે બાદશાહે મુબારિઝઉલ્મુલ્ક સુરબુલંદખાનને હુકમ કર્યો કે તમારે જાતે મોટી ફોજ લઈ ગુજરાત જવું અને હામીદખાનને તથા મરેઠાઓને હાંકી કાઢવા. જોધપુરનો મહારાજા અભેસિંગ, બુંદેલખંડમાં નરવરનો ચતરસિંગ, ગંભ્રપસિંગ અને ઉદેપુરના મહારાણા એઓની મદદથી મોટી ફોજ સાથે સરબુલંદખાને ગુજરાત તરફ કુચ કરી. જ્યારે તે અજમેર આવી પહોચ્યો ત્યારે તેનો ખાનગી દિવાન અલીમહમ્મદખાન તેને લેવા સામે આવ્યો. પછી અલીમહમ્મદખાન રાધનપુરમાં જવાન મર્દખાન બાબીને મળ્યો અને એ બનેની ફોજ ત્યાંથી સરબુલંદખાનની ફોજ સાથે એકત્ર કરવામાં આવી. અજમેરથી સરબુલંદખાન ગુજરાતની સરહદ ઉપર આવી પહોચ્યો, એટલે હામીદખાન અમદવાદ આવ્યો. રૂપસિંગ તથા સરદાર મહમદ ઘોરણીને અમદાવાદ સોંપી હામીદખાન પોતે મહેમદાવાદ જતો રહ્યો. સરબુલંદખાને, શેખ અલિયારખનને ફોજ સાથે આગળથી અમદાવાદ મોકલ્યો. હામીદખાને મરેઠાઓને લાંચ આપી આણેલા હોવાથી મહમ્મદ ઘોરણી તેની સાથે નાખુશ થએલો હતો; તેથી શેખ અલિયારખાન અમદાવાદ આવી પહોચ્યો ત્યારે તેણે રૂપસિંગને અમદાવાદ છોડી જતા રહેવાને સમજાવ્યો. આ વખતે સરબુલંદખાન સિદ્ધપુર આવી પહોંચ્યો હતો. હામીદખાન મરેઠાની ફોજની એક ટુકડી લઇ મહેમદાવાદથી અમદાવાદ આવ્યો પણ મહમ્મદ ઘોરણીએ શહેરના દરવાજા બંધ કરી તેને અંદર આવવા દીધો નહીં; એટલામાં સરબુલંદખાન મહેસાણા સુધી આવી પહોચ્યો. તેનો ખાનગી દિવાન અલીમહ-

સરબુલંદખાન ગુજરાતમાં આવ્યો, ૧૭૨૫.

પણ આ ભૂલ જણાય છે. પાછળથી એજ ગ્રંથકર્તા જણાવે છે કે ત્રિંબકરાવ ૧૭૩૧ માં મરાયો. ત્રિંબકરાવ ૧૭૩૧ માં મરાયો એમ ગ્રાન્ટ ડફ પણ જણાવે છે.

મ્મદખાન આ વખતે તેની સાથે હતો તેણે તેને સમજાવ્યું કે બાબી કુટુંબવાળા ગુજરાતમાં સારો વગ ધરાવે છે માટે તેમને સંતોખવા. તે ઉપરથી સરબુલંદખાને બાબીઓ પૈકી સલાબત મહમ્મદખાન બાબીને વીરમગામનો હાકેમ નિમ્યો અને જવાન મર્દખાનને પાટણનો હાકેમ નિમ્યો; પછી તરતજ હામીદખાનનો ગુજરાતી દિવાન મુરલિધરદાસ તેને છોડી ચાલતો થયો. સરબુલંદખાન પેથાપુર આવી પહોચ્યો ત્યારે કંતાજી કદમ મહેમદાવાદ ચાલ્યો ગયો. ૧૭૨૫ ની સાલ પૂરી થતાં પહેલાં સરબુલંદખાન અમદાવાદ આવી પહોચ્યો ત્યારે અમલદારોએ તથા વેપારીઓએ તેનો સારો સત્કાર કર્યો.

હામીદખાન અને કંતાજી આ વખતે મહી નદીને કાંઠે આવી પહોચ્યા હતા. ત્યાં તેમને પીલાજી ગાયકવાડ મળ્યો. મરેઠા સરદારોએ જોયું કે ગુજરાતમાં આપણો પગ કાયમ રાખવાને હામીદખાનનો પક્ષ લેવો એજ ઉત્તમ છે, તેથી તેઓએ હામીદખાનની ફોજ સાથે પોતાની ફોજ એકત્ર કરી અને પાછા વળી અમદાવાદ તરફ કુચ કરી. સરબુલંદખાને પોતાના બેટા ખાન્હઝાદખાનને ફોજ લઈ તેમની સામે મોકલ્યો, અને અમલદારોમાં કેટલાક ફેરફાર કરી અલીમહમ્મદખાનને દિવાન બનાવ્યો. સોજીત્રા આગળ, ખાન્હઝાદખાનને મરેઠા મળ્યા. તેણે તેમને હરાવ્યા અને મહી સુધી તેમની પાછળ પડી નસાડયા. ત્યાંથી પાછો ફરી તે પોતાના ભાઈ શાહ નવાઝખાનની છાવણીમાં આવ્યો. મરેઠાઓએ પણ પાછા ફરી કપડવણજ આગળ મુકામ કર્યો તેથી ખાન્હઝાદખાન પોતાના ભાઇની કુમક સાથે કપડવણજ ગયો અને ત્યાં આગળ મરેઠાઓને ફરીથી હરાવ્યા અને છોટા ઉદેપુરના ડુંગરા સુધી હાંકી કાઢયા. ખાન્હઝાદખાને, હસનુદ્દિનને વડોદરા, ભરૂચ, જંબુસર અને મકબુલાબાદ (આમોદ) નો હાકેમ ઠેરવ્યો, એટલામાં વળી અંતાજી ભાસ્કર

સોજીત્રા અને કપડવણજ આગળ મરેઠાઓની હાર, ૧૭૨૫.

મરેઠાઓએ વડનગરને ઘેરો ઘાલ્યો, ૧૭૨૫.

નામના મરેઠા સરદારે ઇડર તરફથી આવીને વડનગરને ઘેરો ઘાલ્યો. અહીં શ્રીમન્ત નાગર બ્રાહ્મણો રહેતા હતા તેમણે મદદ માટે સરબુલંદખાનને અરજ કરી પણ તે વેળા તેના બંને બેટા ફોજ લઈ મરેઠા પાછળ ગએલા હોવાથી તેની પાસે ફોજ નહોતી, તેથી તે મદદ કરી શકયો નહીં. મદદની આશા રહી નહીં ત્યારે નાગરોએ ચાર લાખ રૂપીઆ આપી અંતાજી ભાસ્કરને પાછો કાઢયો. અંતાજીને આ સ્વારીમાં મળેલી રકમથી લોભાઇને કંતાજી અને પીલાજી પણ જૂદે જૂદે ઠેકાણેથી ગુજરાતમાં આવ્યા. કંતાજીએ વડનગરને ઘેરો ઘાલ્યો પણ આ વખતે તેને કંઈ આપવાને નાગરો શક્તિમાન નહોતા તેથી તેઓ પોતાનો સરસામાન અને મિલકત પડતાં મૂકી રતોવઈ નાઠા. કંઈ સંતાડેલું હોય તો જડે એવા ઇરાદાથી કંતાજીએ વડનગર બાળી નાખ્યું. થોડા વખત પછી કંતાજીએ ઉમરેઠ ગામના પણ એવાજ હાલ કર્યા. પીલાજી લૂંટતો લૂંટતો વડોદરા લગી આવેલો પણ સુબેદાર સરબુલંદખાનના બેટા ખાન્હઝાદખાને તેની સામા થઈ તેને ખંભાત ભગાડયો. ખંભાતથી તે સોરઠમાં જતો રહ્યો. ખાન્હઝાદખાને કરેલી સેવાઓ માટે બાદશાહે તેને ધાલીબજંગનો ખિતાબ આપ્યો. એ વખત અમલદારોમાં કેટલીક ફેરફારીઓ થઈ તેમાં અલીમહમદખાનને દિવાનની જગોએથી રૂકસદ મળી પણ થોડી મુદતમાં તેને ધોળકાનો હાકેમ બનાવવામાં આવ્યો.

સરબુલંદખાને મરેઠાને ખંડણી આપી, ૧૭૨૯.

મરેઠાઓ થોડીવાર દક્ષિણમાં જઈ રહ્યા, પણ ઈ. સન ૧૭૨૬ માં પાછા આવ્યા અને હામીદખાને આપવા કબુલ કરેલી ચોથની માગણી કરી, તે આપવા સરબુલંદખાન પૈસાની ઘણી તંગીમાં આવી પડયો. દિલ્લી દરબાર તરફથી તેને કંઈ મદદ મળી નહીં અને નિર્માલ્ય થઈ ગયેલાં પ્રગણાંમાંથી તેને કંઇ પૈસા મળ્યા નહીં તેથી

અમદાવાદના શહેરીઓ ઉપર નવા કર નાખવાની અને વળી મહીકાંઠાના ઠાકોરો પાસેથી ખંડણી ઉઘરાવવાને લશ્કર મોકલવાની તેને ફરજ પડી. સરબુલંદખાન અને પીલાજી વચ્ચે થયેલા કરારનો એક ભાગ એવો હતો કે મહીની દક્ષિણનાં પ્રગણાંની ઉપજનો ચોથો ભાગ પીલાજીને આપવો; પણ પીલાજી ઉપર પેશ્વા બાજીરાવ બલ્લાલનો દ્વેષ હતો કારણ કે પેશ્વાના પ્રતિસ્પર્ધી ખંડેરાવ દાભાડેનો પીલાજી કારભારી હતો; તેથી કરીને પીલાજીને હાંકી કાઢવાને પેશ્વાએ ઉદાજી પવારને મોકલ્યો. આ કામમાં ઉદાજી ફતેહ પામ્યો, અને પીલાજીને કંતાજી કદમની મદદ માગવાની જરૂર પડી. કંતાજીએ જોયું કે જો પેશ્વા સર્વોપરી થશે તો મારી સ્વતંત્રા પણ રહેશે નહીં તેથી તે પીલાજી સાથે મળી ગયો. પીલાજી અને કંતાજી બંનેએ મળી વડોદરાના મુસલમાન હાકેમ સદ્રુદ્દિનખાનને શહેરમાં દાખલ થતો અટકાવવાની તજવીજ કરી, પણ તેમાં તે ફાવ્યા નહી. આ વખતે પૈસાની તંગીને લીધે સરબુલંદખાને ધોળકા પ્રગણાનો મોટો ભાગ જુદા જુદા જાગીરદારોને વેચી દીધો.

બીજે વર્ષે એટલે ૧૭૨૭ માં બાજીરાવ પેશ્વાએ સરબુલંદખાન સાથે કોલકરાર કરવાની શરૂઆત કરી અને જણાવ્યું કે ગુજરાતની ઉપજમાંથી ચોથો તથા દસમો હિસ્સો મને આપવાની કબુલત આપવામાં આવે તો ગુજરાતપર ચઢી આવનાર બીજા સરદારો સામે હું ગુજરાતનો બચાવ કરૂં. આ શરત સરબુલંદખાને કબુલ કરી નહી પણ એટલી વાત કબુલ રાખી કે પીલાજીને હાંકી કાઢવામાં ઉદાજી પવારને વડોદરાનો હાકેમ મદદ કરશે; અને તે પ્રમાણે પીલાજીની સામા ઉદાજીને મદદ આપવાને વડોદરાના હાકેમને તેણે લખ્યું, પણ પીલાજી અને કંતાજીએ દાવપેચ કરી ઉદાજીને વડોદરાના હાકેમ સાથે મળવા દીધો નહીં. આથી કરીને આખરે વડોદરાના હાકેમને વડોદરૂં શહેર તથા ડભોઈ એ બંને આપી દેવાની ફરજ પડી; અને ઉદાજી માળવે જતો રહ્યો. પીલાજી ગાયકવાડે વડોદરાનો કબજો કર્યો. સરબુલંદખાન હજી સુધી પૈસાની તંગીમાં હોવાથી ખંડણી ઉઘરાવવા સોરઠ ગયો. તે વીરમગામ પહોચ્યો ત્યારે નવા-

પીલાજી ગાયકવાડને વડોદરા અને ડભોઈ મળ્યાં, ૧૭૨૭.

નગરના જામ તરફથી સલાબત મહમ્મદખાન બાબીએ એક લાખ રૂપિયા આપ્યા. આ સેવાના બદલામાં સુબેદારે તેને એક હાથી ભેટ આપ્યો. ત્યાંથી ઉપડી સુબેદાર પોરબંદરના રાણાનું મુખ્ય નગર છાયા ગામે ગયો. ખંડણી આપવી પડે નહીં એટલા માટે પોરબંદરનો રાણો વહાણમાં બેશી કંઈ દૂર જઈ રહ્યો પણ તેનો મુલક સુબેદાર ખાલસા કરવાનો છે એવું સાંભળી તે પાછો આવ્યો અને ૪૦૦૦૦* રૂપિયા આપવા કબુલ કર્યા. પછી અમદાવાદ પાછા આવતાં સુબેદાર ઝાલાવાડમાં હળવદ આવ્યો અને ત્યાંના ઠાકોર ઝાલા પ્રતાપસિંગની દીકરી વેરે પરણ્યો અને તેને ખંડણી માફી આપી. આ વખતે બાદશાહે સુબેદાર ઉપર હુકમ લખ્યો કે તેણે જપ્ત કરેલી કેટલીક જમીન તેના માલીકોને પાછી આપી દેવી; પણ સુબેદાર આ હુકમ પ્રમાણે ચાલ્યો નહીં તેથી બાદશાહે તેની પંજાબમાંની કેટલીક જાગીર લેઈ લીધી. આ અરસામાં કંતાજીના દીકરા

મરેઠાઓએ ચાંપાનેર લીધું. ૧૭૨૮.

કૃષ્ણાએ એકાએક ચાંપાનેર ઉપર હલ્લો કરી એ કિલ્લો લીધો અને ત્યારથી કંતાજીના કારભારીઓ ખંડણીનો હિસ્સો ઉઘરાવવાને ગુજરાતમાં રહેવા લાગ્યા. ૧૭૨૮ માં વજીર મોમીનખાન મરી ગયો અને તેની જગોએ બાદશાહે તેના ભાઈ અબદુલ ગનીખાનને નિમ્યો. એજ વખતે જુનાગઢનો હાકેમ અસદઅલીખાન પણ મરી ગયો. મરતી વખતે સલાબતમહમ્મદખાને બાબીને તેણે જુનાગઢનો નાયબ હાકેમ નિમ્યો. સલાબતમહમ્મદખાને પોતાને બદલે એ જગોનું કામ કરવા પોતાના દીકરા શેરખાન બાબીને મોકલ્યો. અસદઅલીના મરણની ખબર બાદશાહને થઈ ત્યારે તેણે અસદઅલીના બેટા ગુલામ મોહીયુદ્દિનખાનને જુનાગઢનો હાકેમ નિમ્યો. ગુલામ મોહીયુદ્દિન જુનાગઢ જાતે ગયો નહીં પણ શેરખાન બાબીને પોતાના નાયબ તરીકે કાયમ રાખી કામ ચલાવ્યું.

સરબુલંદખાને જોયું કે કંતાજીએ કે પીલાજીએ ગુજરાતનું કાંઈ રક્ષણ

* ૧,૨૫,૦૦૦ મહમુદી.

**સરબુલંદખાને પેશ્વાને ખંડણી આપવા કબુલ કર્યું. ૧૭૨૯.**

કર્યું નહીં પણ ઉલટું તેને લૂંટી ખાધું તેથી તેઓની સાથે વ્યવહાર બંધ કરી તેણે ૧૭૨૯ માં બાજીરાવ પેશ્વાની માગણી કબુલ કરી અને ગુજરાતની ઉપજનો ચોથો અને દસમો હિસ્સો તેને આપવા કબુલ કર્યું. આ ઉપરથી પેશ્વાએ તરતજ પોતાના ભાઈ ચીમનાજીરાવને ખંડણી ઉઘરાવવા મોકલ્યો. ચીમનાજીએ ધોળકા અને ચાંપાનેરની પાસેનો મુલક લુંટયો અને સરબુલંદખાને વાત્રક કાંઠાના જાગીરદારો પાસેથી ખંડણી લીધી. આ વખતે કંતાજી ગુજરાતમાં દાખલ થયો અને ચીમનાજી અને સુબેદાર તેની સામે થવાને એકત્ર થાય તો ચઢાઈ કરવાને માટે તૈયારી કરી. પણ તેને કોઈએ અટકાવ કર્યો નહી તેથી ખંડણીનો પોતાનો હિસ્સો ઉઘરાવી તે સોરઠ ગયો. આ વખતે સુબેદારે કોળીઓ સામે જઈ ઘણાકનો બૈરાં છોકરાં સાથે નાશ કર્યો અને પછી મોડાસા અને અહમદનગર થઇ અમદાવાદ આવ્યો. સોરઠનો હાકેમ ગુલામ મોહીયુદ્દિનખાન જે હજી સુધી પોતાની જગાએ દાખલ થયો નહોતો તેણે આ વખતે પોતાનો બીજો નાયબ નિમ્યો, પણ સુબેદારના લાગવગથી આ નિમણુંક મંજુર રહી નહીં, અને સલાબત મહમ્મદખાનના બેટા શેરખાન બાબીના હવાલામાં જુનાગઢનો કિલ્લો કાયમ રહ્યો.

**મુલ્લાં મહમ્મદઅલીએ સુરતમાં તોફાન મચાવ્યું, ૧૭૨૯.**

૧૭૨૯ માં સુરતમાં મોટી રેલ આવી અને એક તોફાન પણ થયું. એ તોફાનનું કારણ મુલ્લાં મહમ્મદઅલી નામનો એક તવંગર વેપારી હતો. આ ઇસમે આ વખતની ગેરવ્યવસ્થાનો લાભ લઈ નવાબ થઈ બેસવાની તજવીજો કરી. ગોઘા આગળ પીરમના ટાપુમાં જઈ વસવાનો તેણે વિચાર કર્યો અને એ ટાપુને કિલ્લાથી મજબૂત કરવા તથા તેને પોતાના કુલ અખત્યાર તળે વસાવવા તેણે ઘણું નાણું ખરચ્યું; પણ ત્યાં વસ્તી થઈ નહી તેથી તાપીના મુખ આગળ સુરતથી ત્રણ માઇલ છેટે અઠવા ગામ છે ત્યાં કિલ્લો બંધાવવા માંડ્યો; સોરા-

બખાન તે વખતે સુરતનો હાકેમ હતો તેણે તે કિલ્લો બાંધતાં તેને અટકાવ્યો, પણ આથી પાછા ન હઠતાં મુલ્લાંએ સુરતના કિલ્લેદાર બેગખાનને મોટી મોટી ભેટો આપી હાથમાં લીધો અને તેની સાથે એવી ગોઠવણ કરી કે બેગ્લર બેગખાન સોરાબખાનના મહેલ ઉપર તોપોનો માર ચલાવે તો બાદશાહ ઉપર વગ ચલાવી બેગ્લર બેગખાનના ભાઇ તેગબખ્તખાનને મુલ્લાંએ હાકેમી અપાવવી. આથી કરીને બીજે દહાડે બેગ્લરખાને હાકેમના મહેલ ઉપર તોપોનો માર ચલાવ્યો અને એવું જાહેર કર્યું કે મારો ભાઈ તેગબખ્તખાન આજથી હાકેમ નિમાયો છે. આખરે મુલ્લાં મહમ્મદઅલીએ સુરતના આગેવાન શહેરીઓ પાસે બાદશાહને અરજી કરાવી સોરાબખાનની બદલી કરવાનું માગણું કરાવ્યું અને બાદશાહનો હુકમ આવી પહોચતા લગી સોરાબખાનને ફરજ પાડી તેનો રહેવાનો મહેલ તેગબખ્તખાનને અપાવ્યો.

**પેટલાદ ઇજારે આપ્યું. ૧૭૨૯.** એજ વર્ષમાં ( ૧૭૨૯ ) જવાનમર્દખાન પેટલાદનો હાકેમ નિમાયો, અલીમહમ્મદખાન અમદાવાદનો વસુલાતી અધિકારી નિમાયો અને તેનો બેટો, મિરાતિ અહમદીનો કર્ત્તા, અને તેનો ભાઈ અમદાવાદ પ્રગણાની જકાતના મુખ્ય અધિકારી થયા. અલીમહમ્મદખાને થોડા વખતમાં રાજીનામું આપ્યાથી તેની જગો તેના ભાઇ રૂઈનખાનને મળી. આ વખતે જવાન મર્દખાન બાલોરના* કોળીઓ સામે ગયો, તેમાં એક કોળીએ તેને મારી નાખ્યો. આ ઉપરથી બાલોર ગામ લુંટી લેવામાં આવ્યું. જવાનમર્દખાનના મરણ પછી, સલાબત મહમ્મદખાન બાબીની અરજ ઉપરથી તેના વડા બેટા કમાલુદ્દિનખાન બાબીને સમી અને મુંજપુરનાં પ્રગણાં તથા જવાન મર્દખાનનો ખિતાબ આપવામાં આવ્યાં; વળી તેનો બેટો મહમ્મદ અન્વર સફદરખાનના ખિતાબથી, રાધનપુરનો હાકેમ નિમાયો. ત્યારબાદ સરબુલંદખાન નડીઆદ ગયો, અને

* ઘણું કરીને ભરૂચની પૂર્વે પંદર માઇલ છેટે આવેલું બાલોદ.

જવાન મર્દખાનના કારભારી રાય કસનદાસને પેટલાદ પ્રગણું ઈજારે આપ્યું. નડીઆદથી તે ભાદરવાના ઠાકોર સરદારસિંગ પાસે ખંડણી લેવા ગયો. થોડીકવાર લઢાઇ કરી, ભાદરવાના ઠાકોરે ૨૦ હજાર રૂપીઆ આપવા કબુલ કર્યા. પછી સુબેદાર અમદાવાદ તરફ પાછો ફર્યો અને રસ્તામાં ઉમેટાના ઠાકોર પાસેથી ખંડણી લીધી. પેટલાદના ઇજારા માટે રાય કસનદાસે જે રકમ આપવા કબુલ કર્યું હતું તે આપી શકયો નહીં તેથી તેને કેદમાં નાખવાનો હુકમ થયો; પણ આ ફજેતીમાંથી બચવાને તેણે આપઘાત કર્યો.

કંતાજી સોરઠમાં ખંડણી ઉઘરાવવા ગયો હતો ત્યાંથી પાછા આવતાં સાણંદમાં તે મુકામ કરવાનો હતો. મુકામ કરી રાખવાને તેનાં માણસ અગાઉથી આવેલાં તેમણે સુબેદારના કેટલાક હાથી જે ત્યાં ચરતા હતા તે લઇ લીધા. હાથી પડાવી લેવા તેમની પાછળ બીજાં માણસ મોકલવામાં આવ્યાં, પણ મરેઠા નાસી ગયા તેથી કંઈ વળ્યું નહીં. આ અરસામાં

અઠવાનો કિલ્લો, ૧૭૩૦.

સુરતમાં મુલ્લાં મહમ્મદઅલીએ અઠવાનો કિલ્લો બંધાવવાનું કામ જારી રાખ્યું હતું. આખરે તેના મદદગાર અને સુરતના કિલ્લેદાર બેગ્લરખાને જોયું કે અઠવાનો કિલ્લો પૂરો થશે તો સુરત બંદરના વેપારમાં મુલ્લાં ખલેલ પહોચાડી શકશે, તેથી તેણે હુકમ કર્યો કે કિલ્લો બાંધવાનું કામ બંધ કરવું. એમ છતાં મુલ્લાંએ સોરાબખાનને સમજાવ્યું કે તમને સુરતનો હાકેમ નિમાવીશ અને તેની મદદથી કિલ્લાનું કામ જારી રાખ્યું. આખરે કિલ્લો પૂરો થયો અને સોરાબખાન સુરતનો હાકેમ પણ થયો. પરંતુ આ કિલ્લો બંદરમાં પેસતાં પહેલો હોવાથી સુરત બંદરની ઉપજ ઘણી ઘટી ગઇ.

સુબેદાર કાઠીઆવાડ અને કચ્છ ગયો, ૧૭૩૦.

૧૭૩૦ માં સરબુલંદખાન ગોહિલવાડમાં ગયો અને સિહોરના ઠાકોર ભાવસિંગ પાસે ખંડણી લીધી. ત્યાંથી તે પોરબંદરના તાબાના માધુપુર ગામે ગયો અને એ ગામ ઉજડ કર્યું. અહીંથી તે કચ્છ તરફ

ગયો. કચ્છના રાવે દશ લાખ મહમુદીની વાર્ષિક ખંડણી આપવા કહ્યું પણ તે કબુલ ન રાખતાં સુબેદારે ભૂજ ઉપર કુચ કરી. રણ ઓળંગતાં તેને ઘણી મુશીબતો નડી. રાવે એવો પાકો બંદોબસ્ત કર્યો હતો કે તેને ખોરાક પણ મળી શક્યો નહીં. વળી એટલામાં અમદાવાદમાં બંડ થયાની ખબર આવી તેથી દોઢ મહીના પછી સુબેદારને પાછા ફરવાની ફરજ પડી. રાધનપુર મુકામ નાખી, સુબેદારે મિરાતિ અહમદીના કર્ત્તાને અમદાવાદ જઇ બંડ બેસાડી દેવાનો હુકમ કર્યો. આ બંડ કેટલાક નવા કર નાખ્યાથી ઉઠયું હતું તે બેસાડી દેવામાં ફતેહ મળવાથી, મિરાતિ અહમદીના કર્ત્તાને હસન મહમ્મદખાનનો ઈલકાબ મળ્યો. આ વર્ષમાં વીરમગામના દેસાઇ ઉદેકરણનું અલી નામના કસ્બાતીએ* ખુન કર્યું તેની તપાસને માટે સુબેદારે સલાબત મહમ્મદખાન બાબીને મોકલ્યો પણ તે ત્યાં જતાં સાબરમતીના કાંઠા ઉપરના પાલડી ગામમાં મરણ પામ્યો.

અમદાવાદમાં બંડ, ૧૭૩૦.

૧૭૩૦ માં એવી ખબર આવી કે જોધપુરનો મહારાજા અભેસિંગ ગુજરાતનો સુબેદાર નિમાયો છે અને પાલણપુર સુધી આવી પહોચ્યો છે. લઢાઈ કર્યા વગર જૂનો સુબેદાર નવા સુબેદારને હોદ્દાનો હવાલો આપે એવી તજવીજ કેટલાક જણે ચલાવી પણ સરબુલંદખાને માન્યું નહીં અને લઢવાને તૈયારી કરી. મહારાજા અભેસિંગે અમલદારોની ફેરફારીના કેટલાએક હુકમ કર્યા, અને ગુજરાતનો હવાલો લેવાને પોતાના ભાઈ વખતસિંગ તથા ૨૦ હજાર માણસની ફોજ લઈ નીકળ્યો. તે પાલણપુર આવ્યો ત્યારે તેને ખબર પડી કે સરબુલંદખાન સામો થવાનો છે તેથી તેણે સરદાર મહમ્મદ ઘોરણીને પોતાનો

મહારાજા અભેસિંગ, ૫૩ મો સુબેદાર, ૧૭૩૦-૧૭૩૩.

---

* કસ્બાતીઓ ઉત્તર ગુજરાતનાં કેટલાંક ગામની મુસલમાન કોમના વંશજો છે. વીરમગામના કસ્બાતીઓ મૂળમાં ટાંક રજપૂતો હતા.

દિવાન નિમી, માજી સુબેદાર પાસેથી અમદાવાદનો કબજો લઇ લેવાનો હુકમ મોકલ્યો. પરન્તુ આ હુકમનો અમલ કરી શકે એટલી તાકાદ ન હોવાથી, ધોરણીએ મહારાજાના આવતા સુધી કંઇ કર્યું નહીં. મહારાજા સિદ્ધપુર આવી પહોચ્યો ત્યારે સફદરખાન બાબી અને જવાન મર્દખાન બાબી રાધનપુરથી આવીને તેને મળ્યા. ત્યાંથી તેઓ બધા સાથે મોટી ફોજ લઇ આવ્યા અને અમદાવાદથી આઠ માઇલ દૂર અડાળજ મુકામ કર્યો. સરબુલંદખાન આગળથી અડાળજ અને અમદાવાદની વચ્ચે મુકામ કરી રહ્યો હતો. મહારાજા અભેસિંગ આવ્યો એટલે બંને વચ્ચે લઢાઈ થઇ

અડાળજની લઢાઈ: સરબુલંદખાને મહારાજ અભેસિંગને હરાવ્યો, ૧૭૩૦

તેમાં મહારાજા હાર્યો. મહારાજાએ જગો બદલી બીજીવાર લઢાઈ આપી, તેમાં દરેક બાજુએ સામી બાજુના સરદારને મારી નાખવાની તજવીજ કરી, પણ સરબુલંદખાન અને મહારાજા વેશ બદલી સાધારણ સિપાઇના જેવા સાદા પોશાકમાં લઢતા હતા તેથી આ તજવીજ પેશ ગઇ નહીં. અભેસિંગને જગો ઠીક મળેલી હોવાથી પહેલે તો તેણે દુશ્મનને પાછો હઠાવ્યો, પણ સરબુલંદખાન નદીના ભાઠામાં એવી બહાદુરીથી લઢયો કે રાઠોડોને પાછું હઠવું પડયું. રાઠોડોએ વળી પાછો સામટો ધસારો કર્યો, પણ સરબુલંદખાને તેઓને હરાવી સરખેજ સુધી હાંકી કાઢયા. મહારાજા અભેસિંગે જોયું કે હવે બીજો ઉપાય નથી, ત્યારે તેણે મોમીનખાન અને અમરસિંગને સરબુલંદખાન સાથે કોલકરાર કરવા મોકલ્યા; તેમાં છેલ્લી વારે એમ નક્કી થયું કે સરબુલંદખાને એક લાખ રૂપિયા લઇ અમદાવાદ મહારાજાને સોંપી દેવું. એ મુજબ રૂપિયા લઇ સરબુલંદખાને ગુજરાત છોડયું અને ઉદેપુર થઈ આગ્રે ગયો.

મહારાજાએ અમદાવાદ આવી રતનસિંગ ભંડારીને પોતાનો નાયબ નિમ્યો, અને મોમીનખાનનો પિત્રાઇ ફિદાઉદ્દિનખાનને શહેરની કોટવાળી

આપી; ને મોમીનખાનને ખંભાતનો હાકેમ નિમ્યો. આ વખતે મરેઠાઓની એટલી બધી ધાસ્તી રાખવામાં આવતી હતી કે મુસ્તફિદખાન સુરતનો હાકેમ નિમાયો હતો તે ખુશકીને રસ્તે પાધરો સુરત જવાને બદલે ખંભાતથી ભરૂચ ગયો. ભરૂચથી તેણે પીલાજીને સંદેશો મોકલ્યો કે જો સુરત મારા કબજામાં રહેવા દેશો તો ઉપજની ચોથ તમને આપીશ. પીલાજીએ તો હા ભણી, પણ સોરાબખાન જેના તાબામાં હજી લગણ સુરત હતું, તેણે માન્યું નહીં અને મુસ્તફિદખાનને સુરત સોંપી દેવા ના પાડી. આ વર્ષમાં મહારાજાનો ભાઈ તખતસિંગ પાટણનો હાકેમ નિમાયો અને પોતાને બદલે નાયબ મોકલી કામ ચલાવવા લાગ્યો.

પીલાજી ગાયકવાડ સામે પેશ્વા અને સુબેદાર. ૧૭૩૧.

૧૭૨૧ માં બાજીરાવ પેશ્વા મોટી ફોજ લઇ ગુજરાતમાં દાખલ થયો, અને પીલાજી ગાયકવાડ પાસે વડોદરા હતું તેની સામે ચાલ્યો. પણ મહારાજા અભેસિંગે તેને અમદાવાદ બોલાવ્યો તેથી તે અમદાવાદ ગયો અને શાહિબાગમાં મહારાજા અભેસિંગને મળ્યો. આ મુલાકાતમાં એવું ઠર્યું કે બાજીરાવે વડોદરાના હાકેમ અઝમતુલ્લાને પીલાજી ગાયકવાડને હાંકી કાઢી વડોદરૂં લેવામાં મદદ કરવી. આ ગોઠવણથી અભેસિંગ એવી આશા રાખતો હતો કે પીલાજીનાં પગલાં ટળશે; તેમ પેશ્વા પણ એમ ધારતો હતો કે પીલાજીને કાઢયા પછી વડોદરૂં મારૂંજ કરી રાખીશ. મહારાજાની ફોજની કુમક લઇ પેશ્વા વડોદરા તરફ કુચ કરવા લાગ્યો. પણ વડોદરે આવી વડોદરાને ઘેરો ઘાલ્યો નહીં

પેશ્વા પાછો ફર્યો અને પોતાના દુશ્મનોને હરાવ્યા.

એટલામાં પેશ્વાને ખબર મળી કે નિઝામુલ્મુલ્ક પોતાની સામે લઢવાને ગુજરાત ઉપર આવેછે. આથી કરીને, વડોદરા સામે ભરેલાં પગલાં છોડી દઇ પેશ્વા ઉતાવળે દખ્ખણમાં ગયો. રસ્તામાં ત્રિંબકરાવ સેનાપતિનું લશ્કર તેને મળ્યું. ગુજરાતમાં પેશ્વાનો લાગો ન

રહે એવી મતલબે, પીલાજી, કંતાજી અને ઉદાજી પવાર, પેશ્વાની સામે થવા ત્રિંબકરાવ સેનાપતિ સાથે મળી ગયા હતા; આ ઉપરાંત ત્રિંબકરાવને નિઝામની છૂપી મદદ હતી; પણ લડાઈ થઇ તેમાં પેશ્વા જીત્યો અને સેનાપતિ ત્રિંબકરાવ કપાઈ મુઓ; તાપી ઉપર ધલાકામરેજમાં છાવણી રાખી નિઝામે પેશવાનો સરંજામ લુંટયો હતો, તોપણ નિઝામને પડતો મૂકી અને તેનો ભેટો ન થાય એવી જુક્તિ કરી પેશ્વા ઉતાવળે દખ્ખણ તરફ ચાલ્યો.

ભરૂચનો કિલ્લો મજબુત હોવાથી મરેઠાઓ અત્યારસુધી લઇ શક્યા નહોતા. ભરૂચનો હાકેમ અબ્દુલ્લાબેગ નામે હતો તેને મૂળમાં મુબારિઝ-ઉલ-મુલ્ક સેરબુલંદખાને. એ જગો ઉપર નિમ્યો હતો. ગુજરાતનું રાજ્ય અભેસિંગ કરે એ વાત અબદુલ્લાબેગને પસંદ પડતી નહોતી તેથી ૧૭૩૧ માં નિઝામ સાથે તેણે સંદેશા ચલાવ્યા. અને નિઝામના નાયબ તરીકે ભરૂચનો કબજો પોતે રાખવા જણાવ્યું. આ વાત નિઝામે કબુલ રાખી, અબદુલ્લાખાનને ભરૂચમાં પોતાનો નાયબ ઠરાવ્યો અને તેને નેક આલમખાનનો ઇલકાબ આપી અમીર બનાવ્યો. આ વખતે મહારાજા અભેસિંગનો ભાઈ વખતસિંગ જોધપુરમાં પોતાની ઠકરાત નાગોરમાં હતી ત્યાં ગયો અને અઝમતુલ્લા આગ્રે ગયો. દખ્ખણમાં જઇ બાજીરાવ પેશવાએ નિઝામ સાથે કોલકરાર કર્યા તેની રૂઇએ ધોળકા, ભરૂચ, જંબુસર અને મકબુલાબાદ (આમોદ) ની જાગીર નિઝામની હતી તે કાયમ રહી; પેટલાદનો ઇજારો મોમીનખાનને મળ્યો અને કંતાજીને ગુજરાતની ઉપજમાંથી મળતો હિસ્સો જારી રહ્યો; મીરમહમ્મદઅલીની વગથી સોરાબખાન સુરતનો હાકેમ કાયમ રહ્યો અને મુસ્તફિદખાનને અમદાવાદ આવવાની જરૂર પડી.

**અબદુલ્લાબેગને નિઝામે ભરૂચમાં પોતાનો નાયબ નિમ્યો.**

પીલાજી ગાયકવાડ મરહુમ ત્રિંબકરાવ દાભાડે સેનાપતિનો કારભારી હતો. સોનગઢ કિલ્લાનો માલિક થઇ બેઠો હતો અને ભીલ કોળીનો મળતીઓ હતો તેથી સુબેદાર મહારાજા અભેસિંગને કાંટા જેવો લાગતો હતો.

વળી થોડા વખત ઉપર વડોદરા શહેર તથા ડભોઇનો જબરો કિલ્લો મેળવી પીલાજી વધારે ડરામણો થયો હતો. વડોદરા અને ડભોઈ પાછા લઇ લેવાને અભેસિંગ ઘણા વખતથી વિચાર કરતો હતો. હવે પીલાજીને મરાવી નંખાવવાનો તેણે મનસૂબો કર્યો અને ડાકોરના એક મારવાડી પાસે તેને મરાવી નાખ્યો. મરેઠાઓએ ખુનીને કાપી નાખ્યો અને મહી ઓળંગી સાવલી ગામમાં આવ્યા. ત્યાં તેમણે પીલાજીનું મુડદું બાળ્યું અને પછી વડોદરા પ્રગણું ખાલી કરી તેઓ ડભોઈ જઈ રહ્યા. પીલાજીના મરણની ખબર સાંભળી અભેસિંગે એકદમ મરેઠાઓ સામા કુચ કરી વડોદરૂં લીધું અને ડભોઇને ઘેરો ઘાલ્યો; પણ ડભોઈ તેનાથી લેવાયું નહીં. ચોમાસુ બેઠું હતું તથા ખોરાકની તંગી હતી તેથી તેને પાછા ફરવાની ફરજ પડી.તે વડોદરે પાછો આવ્યો અને શેરખાન બાબીને ત્યાંનો હાકેમ બનાવી ત્યાંથી અમદાવાદ આવ્યો.આ વરસમાં (૧૭૩૨) ગુજરાતમાં મોટો દુકાળ પડ્યો.

સુબેદાર અભેસિંગે પીલાજીરાવ ગાયકવાડનું ખુન કરાવ્યું અને વડોદરા લીધું, ૧૭૩૨.

દુકાળ, ૧૭૩૨.

એ અરસામાં સુરતમાં મુલ્લાં મહમ્મદઅલીએ વળી નવી ગરબડ મચાવી. સુરતનાં હાકેમ સોરાબખાને તેની પાસે લાખ રૂપીઆ માગ્યા પણ તેણે સામા થઈ સોરાબખાનને સુરત શહેરમાંથી હાંકી કાઢ્યો, અને બેગ્લરબેગખાનના ભાઈ તેઘબેગખાને સુરતની હાકેમી લેઇ લીધી. સોરાબખાનના વિરૂદ્ધ ફતેહ મળવાથી મુલ્લાં મહમ્મદઅલી એટલો બધો ફાટી ગયો કે હાકેમના હોદ્દાનાં ચિન્હ તેણે ધારણ કર્યાં અને પોતાના બેટા મુલ્લાં ફકરૂદ્દીનને માટે સુરતની હાકેમીનો પરવાનો મળવા બાદશાહને અરજ કરી. આ અરજ લઇને દિલ્લી જનારા કાસદને તેઘબેગખાનના માણસોએ ભરૂચ આગળ અટકાવ્યો. પછી તેઘબેગખાને મુલ્લાનું સાલ દૂર કરવાનો મનસુબો કર્યો. તેણે મુલ્લાંને પોતાને ત્યાં મેજબાનીમાં બોલાવ્યો અને ત્યાં કેદ કર્યો; પછી તેને બે વરસ કેદમાં રાખી મારી નાખ્યો ને અઠવાનો કિલ્લો લેઇ અઠવા લુંટી લીધું. સુરત પાછું

મળવાની આશા રહી નહીં ત્યારે સોરાબખાન ગોઘે તેનાં સગાં હતાં ત્યાં ગયો અને ત્યાંથી ભાવનગર જઇ રહ્યો. સુરતમાં આ પ્રમાણે બનાવ બન્યાની ખબર બાદશાહને પહોચી ત્યારે તેણે મોમીનખાનને સુરતનો અને તેગબેગખાનને ખંભાતનો એ પ્રમાણે હાકેમ બનાવ્યા. મોમીનખાને સૈયદ નુરૂલ્લાને પોતાના તરફથી કામ કરવા મોકલ્યો; પણ તેગબેગખાને તેની સામે થઇ તેને હરાવ્યો; અને પછી ૧૭૩૩ માં બહાદુરનાં ખિતાબ સાથે પોતે સુરતનો હાકેમ નિમવાની તજવીજ કરી.

પીલાજીનું ખુન થયાની ખબર ત્રીંબકરાવ સેનાપતિની વિધવા ઉમાબાઇને થઇ ત્યારે તેનું વેર લેવાને તેણે નિશ્ચય કર્યો. તેણે ફોજ ભેગી કરી અને કંતાજી કદમ અને પીલાજીના પુત્ર દામાજીરાવ ગાયકવાડને સાથે લઇ અમદાવાદ આવી; પણ જીવરાજ નામના એક રજપૂત સરદારને મરેઠાઓએ કાપી નાંખ્યો, તે ઉપરાંત વધારે તેઓ કરી શક્યા નહીં તેથી તેઓએ સુબેદાર મહારાજા અભેસિંગ સાથે કોલકરાર કર્યા; તેમાં એવું ઠર્યું કે ઉપજના ચોથા અને દશમા ભાગ ઉપરાંત અમદાવાદની તીજોરીમાંથી મરેઠાઓને ૮૦,૦૦૦ રૂપિયા આપવા, અને એ રકમ મળે ત્યાંસુધી મરેઠાઓએ જવાનમર્દખાનને ઓળમાં રાખવો. આ પ્રસંગે જવામર્દખાને જે સેવા બજાવી તેના બદલામાં તેને વીરમગામનો હાકેમ બનાવવામાં આવ્યો. આ વરસમા બાદશાહી ફરમાનથી શાંતીદાસનો પુત્ર ખુશાલચંદ અમદાવાદનો નગરશેઠ ઠર્યો. મરેઠાઓએ અમદાવાદની દક્ષિણે એક માઇલ પર આવેલું રસુલાબાદ લુંટયું અને ત્યાં એક ઉત્તમ પુસ્તકાલય હતું તે બેદાનમેદાન કર્યું. પછી ઉમાબાઇએ વડોદરા કુચ કરી. વડોદરાના હાકેમ શેરખાન બાબીએ મરેઠાઓની સામે થવાની તૈયારીઓ કરી, પણ ઉમાબાઇએ શેરખાન બાબીને કહેવરાવ્યું કે મેં હમણાંજ મહારાજા અભેસિંગ સાથે સલાહ કરી છે માટે મને વગર હરકતે જવા દેવી. તે ઉપરથી તેને તે પ્રમાણે જવા દેવામાં આવી. મહારાજા અભેસિંગે કરેલી ગોઠવણથી ખુશ થઇ આ વર્ષમાં બાદશાહે તેને માન તરીકે પોશાક મોકલાવ્યો. વળી એ વર્ષમાં

**રતનસિંગ ભંડારી, નાયબ સુબેદાર. ૧૭૩૩-૧૭૩૭.**

રતનસિંગ ભંડારીને પોતાનો નાયબ નિમી તથા મિરાતિ અહમદીના કર્ત્તાને રોજનાં કામ નોંધનારો ઠેરવી મહારાજા અભેસિંગ જોધપુર થઈ દિલ્લી ગયો. એજ વર્ષમાં જુનાગઢનો હાકેમ મોહીયુદ્દિનખાન મરી ગયો અને તેની જગોએ તેનો બેટો મીર હઝબરખાન નિમાયો.

**મરાઠા પાછા આવ્યા.**

એટલામાં ઉમાબાઇનો દિકરો જાદોજી દાભાડે પોતાનો હક લેવાને ગુજરાત આવ્યો. પ્રથમ પ્રમાણે સલાહ થઈ તેથી જાદોજી ખંડણી ઉઘરાવવા સોરઠ ગયો. એ વરસમાં ચુંવાળ અને કાંકરેજના કોળીઓએ ઘણા બખેડા કર્યા અને એક રજપુત સરદાર પાટણ પ્રગણામાં લુંટાયો. સુરતનો માજી હાકેમ સોરાબખાન કે જે સિહોરના ભાવસિંગને આશરે જઈ રહ્યો હતો તેણે આ વખતે ફોજ એકઠી કરવા માંડી તેથી તેને સોરઠની ચઢેલી ખંડણી ઉઘરાવવાના કામ ઉપર નિમવામાં આવ્યો. સૈયદ નુરૂલ્લાને તેણે પોતાના નાયબ તરીકે પસંદ કર્યો અને ચાલુ સાલની ખંડણી એકઠી કરવા મોકલ્યો. સલાબતખાન બાબીના મરણ પછી મહારાજાએ તેના બેટા શેરખાન બાબીને ગોઘાની હાકેમી ઉપર નિમવા પ્રયત્ન કર્યો, પણ બુર્હાનુલ્મુલ્ક નિમાયો અને તેણે સોરાબખાનને પોતાનો નાયબ નિમ્યો. આ વખતે શેરખાન બાબી વડોદરે હતો; તેનો નાનો ભાઈ સામો થયો પણ તેને ગોઘા છોડવાની ફરજ પડી. સોરાબખાન જુલમ કરે છે એવી ફરિયાદ સોરઠના નાયબ હાકેમે કરી પણ બુર્હાનુઉલ્મુલ્કે સોરાબખાનની તરફેણ ખેંચી; પછી તે પોતે સોરઠનો હાકેમ નિમાયો અને તેણે સોરાબખાનને પોતાનો નાયબ કરી જુનાગઢ મોકલ્યો. રતનસિંગ ભંડારીને વીરમગામના દેસાઈ ઉદેકરણના દીકરા ભાવસિંગ ઉપર વેર હતું, તેથી તેણે જવાનમર્દખાનને સમજાવ્યું કે તેને કેદ કરવો અને અમદાવાદ મોકલી દેવો. જવાનમર્દખાને ભાવસિંગને પકડયો પણ તેના મદદગારોએ તેને જબરાઇથી છોડાવી લીધો.

૧૭૩૪ માં વડોદરાનો હાકેમ શેરખાન બાબી વાડાસીનોરમાં પોતાની જાગીર જોવા ગયો અને વડોદરા મહમ્મદ સરબાઝને સોંપી ગયો. આ વખતે પીલાજીનો ભાઈ મહાદજી જંબુસરમાં હતો, તેણે સોનગઢથી દામાજીને બોલાવી, મોટી ફોજ સાથે વડોદરા ઉપર હલ્લો કર્યો. કિલ્લેદારોએ બહાદુરીથી બચાવ કર્યો; શેરખાનને વાડાસીનોરમાં મરેઠાની ચઢાઇની ખબર પહોંચવાથી તેણે નાયબ સુબેદાર રતનસિંગ ભંડારી પાસે મદદ માગી. ભંડારીએ ખંભાતના હાકેમ મોમીનખાનને હુકમ કર્યો કે તેણે શેરખાનને મળી મરેઠાઓને હાંકી કાઢવા. પણ મહાદાજીએ થોડી ફોજ વડોદરા આગળ મૂકી ફોજના મોટા ભાગ સાથે શેરખાનની સામા જઈ શેરખાનને હરાવ્યો અને પછી વડોદરે પાછો આવ્યો. શેરખાન વાડાસીનાર જતો રહ્યો. શેરખાનની હાર થયા પછી મોમીનખાન આવી પહોંચ્યો પણ તે વખતે મરેઠાઓની સામે લડવું તેને ડહાપણ ભરેલું લાગ્યું નહીં તેથી ખંભાત પાછો ગયો. કિલ્લેદારોએ લાચાર થઈ છેવટ વડોદરાનો કિલ્લો મરેઠાઓને આપી દીધો અને ત્યારથી આજ લગી તે ગાયકવાડનું મુખ્ય મથક છે.

વડોદરૂં મરેઠાઓએ પાછું લીધું. ૧૭૩૪.

જવાન મર્દખાને વીરમગામના દેસાઈ ભાવસિંહને પકડયો ત્યારથી તે લોકોમાં ઘણો અપ્રિય થઈ પડયો હતો. આ ઉપરથી નાયબ સુબેદાર રતનસિંગ ભંડારીએ તેની બદલી કડી અને વીજાપુરની હાકેમી ઉપર કરી અને તેની જગો શેરખાન બાબીને આપી. આ વખતે પેટલાદનો હાકેમ ધનરૂપ ભંડારી મરી ગયો, અને નડીઆદ, માતર, પેટલાદ અને મહુધાનો ઇજારો મોમીનખાનને મળ્યો. મુલ્લાં મહમ્મદઅલીને તેગબખ્તખાને સુરતમાં કેદ કર્યો હતો ત્યાંથી તે નિઝામને કાગળો લખતો હતો. નિઝામ આ વખતે સુરતની નજીક હતો; તેણે તેગબખ્તખાનને આગ્રહ પૂર્વક લખ્યું કે મુલ્લાંને છોડી દેવો. તેગબખ્તખાને મુલ્લાંને મરાવી નાખ્યો, અને નિઝામના કાસદને ફોડી એવી વાત ફેલાવી કે છુટકારો મળતાં મુલ્લાં એટલો

બધો ખુશી થયો કે તેથીજ તે મરણ પામ્યો. આ વખતે અમદાવાદના નગરશેઠ ખુશાલચંદ સાથે રતનસિંગ ભંડારીને અણબનાવ થયો તેથી નગરશેઠને શહેર છોડવું પડયું અને પ્રથમ ખંભાત અને પછી જૂનાગઢ જઈ રહેવું પડયું. ઇડરમાં મહારાજા અભેસિંગના ભાઇ આનંદસિંગ અને રાયસિંગ હતા, તેઓની પાસેથી ઇડર લઇ લેવાને જવાન મર્દખાને મનસુબો કર્યો. કટોસણના અધરાજીને તથા ઇલોલ કનિરાના અમરા કોળીને સાથે લઇ તે ઇડર ગયો. આ વખતે મલ્હારરાવ હોલ્કર અને રાણોજી સિંધીઆ માળવામાં હતા તેમની મદદ આનંદસિંગ અને રાયસિંગે માગી. મરેઠાઓની મદદની વાત જવાન મર્દખાને સાંભળેલી ખરી પણ તે ખરી ન માનતાં તે એકદમ ઇડર ગયો અને જોયું તો તેની સામે એક મોટી ફોજ તૈયાર હતી. તરતજ કોલકરારના સંદેશા ચાલ્યા તેમાં જવાન મર્દખાને પોણા બે લાખ રૂપિયા આપવાનું કબુલ કર્યું તે પૈકી પચીસ હજાર તરત આપ્યા અને બાકીના આપતા લગી, જવાન મર્દખાનનો ભાઇ જોરાવરખાન અને અધરાજીનો કારભારી અજબસિંગ, ઓળમાં રાખવાનું ઠર્યું.

**ઇડર ઉપરના હલ્લામાં જવાન મર્દખાન હાર્યો.**

૧૭૩૫ માં ધોળકા રતનસિંગ ભંડારીને આપવામાં આવ્યું અને બુર્હાનુલ્મુલ્કના લાગવગથી સોરાબખાન વીરમગામનો હાકેમ થયો. આ વાત રતનસિંગ ભંડારીને ગમી નહી, તેથી એ બે વચ્ચે લઢાઇ ચાલી તેમાં આખર ભંડારીએ સોરાબખાનની છાવણી ઉપર છાપો માર્યો, તેથી સોરાબખાન ઘવાયો અને થોડે દહાડે મરણ પામ્યો. એના મરણથી કાઝમબેગખાનનો વંશ નાબુદ થયો.

**સોરાબખાન અને રતનસીંગ ભંડારી વચ્ચે લઢાઈ, ૧૭૩૫.**

આ ફતેહ પછી કોઇ એક સવારે ભંડારીને બે ઠેકાણે જખમ કર્યા.

રતનસીંગ ભંડારી અને મોમીનખાન વચ્ચે લઢાઇ ૧૭૩૫.

તે સવારને તરતજ કાપી નાખવામાં આવ્યો પણ તે કોણ હતો તે ઓળખાયું નહીં. એ માસમાં ઘા રૂઝાયા એટલે ભંડારીએ મોમીનખાન ઉપર હલ્લો કર્યો, કારણ કે છેલ્લી લઢાઇમાં એણે સોરાબખાનની તરફેણ કરી હતી. મોમીનખાન ખંભાત જતો રહ્યો. મહુધા, માતર અને નડીઆદનાં પ્રગણાંના ઇજારાની મુદત આ વર્ષમાં પૂરી થઇ એટલે ઇજારો મોમીનખાન પાસેથી લઇ ભંડારીએ સફદરખાન બાબીને આપ્યો.

આ વખતે ઉમાબાઇએ દામાજી ગાયકવાડને પોતાના ગુજરાતના પ્રતિનિધિ તરીકે નિમ્યો; અને દામાજીએ પોતાના તરફથી કામ કરવા રંગાજીને નિમ્યો. આ ગોઠવણ કંતાજીને ગમી નહીં. કારણ કે તેમાં તેના હક્કનો વિચાર કરવામાં આવ્યો નહોતો; તેથી તેણે ગુજરાત આવી. આણંદ મોગરી પાસે લઢાઈ આપી પણ તેમાં તે હાર્યો અને તેનો દીકરો કપાઈ મુઓ. આ પ્રમાણે હાર થઈ તેથી કંતાજી પેટલાદ ગયો.

દામાજી ગાયકવાડ અને કંતાજી; આણંદ મોગરીની લઢાઈ, કંતાજીની હાર, ૧૩૭૫.

અહીં રંગોજીની સામે થવા મોમીનખાન ફોજ લઇને પડયો હતો, પણ દામાજીએ તેને ખંભાત જતા રહેવાની ફરજ પાડી. પછી ખંભાતમાં સલાહ થઈ તેમાં એવો કરાર થયો કે મહીની દક્ષિણના પ્રદેશની ઉપજમાંથી દામાજી ચોથો ભાગ લે. આ લઢાઇઓ જ્યાં થઈ તે પ્રદેશ સફદરખાન બાબીએ ઇજારે રાખ્યો હતો તેથી તેને ઘણું નુકસાન થયું અને રાધનપુર જતું રહેવું પડયું. પછી દામાજી રંગોજીને મળ્યો અને બંને જણ સાથે ધોળકે ગયા. જ્યારે તેઓ ત્યાં હતા ત્યારે વીરમગામના દેસાઈ ભાવસિંગે તેઓને વીરમગામ બોલાવી મારવાડીઓ તેનીપર જુલમ કરતા હતા તેનું તથા તેના પિતા ઉદેકરણનું કસ્બાતીઓએ ખુન કર્યું હતું તેનું વેર લેવાને કહ્યું. મરેઠાઓને તેણે

દગાથી વીરમગામમાં દાખલ કર્યા અને તેના બાપનું ખુન કરનારના ભાઇને કાપી નાખ્યો. બીજા કસ્બાતીઓને હાંકી કાઢયા અને મારવાડી કલ્યાણ કામદારને અમદાવાદ જવા દીધો. રંગોજીને વીરમગામ મૂકી દામાજી ખંડણી ઉઘરાવવા સોરઠ ગયો અને થોડી ખંડણી ઉઘરાવી દક્ષિણ પાછો ગયો. બીજે વરસે એટલે ૧૭૩૬ માં રંગોજી દેશ ઉજડ કરતો ધોળકા પાસે બાવળા સુધી આવ્યો. નાયબ સુબેદાર રતનસિંગ ભંડારી ફોજ લઈ તેની સામે ગયો અને તેને વીરમગામ સુધી મરેઠાઓની પાછળ પડી તેણે તેમને હરાવ્યા. અને તેમનો સરંજામ લઈ લીધો પણ વીરમગામમાંથી તે તેમને કાઢી શકયો નહીં. આ વખતે કેટલાક મરેઠા સ્વાર ઠાસરામાં હતા તેઓ તે તરફના કોળીઓ સાથે મળી જઈ કપડવણજ ઉપર ધસ્યા અને શહેર લઈ લીધું. આ વખતે રતનસિંગે મોમીનખાનને ખંભાતથી પોતાની મદદમાં બોલાવ્યો. પણ તેણે કુલ અખત્યારવાળો હાકેમ થવાનો મનસુબો કરેલો તેથી બહાનું કાઢી આવ્યો નહીં.

રતનસિંગ ભંડારીને એવી ખબર મળી કે દામાજીનો ભાઈ પ્રતાપ-રાવ અને દેવાજી તાકપર દશ હજાર ઘોડેસ્વારો લઈ અમદાવાદ આવે છે. પ્રથમ તો તેણે એમ ધાર્યું કે મેં વીરમગામને ઘેરો ઘાલ્યો છે ત્યાંથી મને ખસેડવાને એ વાત ખોટી ચલાવી હશે; પણ તેના ભરોંસાના બાતમીદાર પાસેથી તેને ખબર મળી કે મરેઠા આવતા હોવાની વાત ખરી છે ત્યારે વીરમગામનો ઘેરો ઉઠાવી તે ઉતાવળે અમદાવાદ આવ્યો, અને પ્રતાપરાવની સામે થવાને ધસ્યો. વાત્રક કીનારાના ઠાકોરો પાસેથી તેણે ખંડણી લીધી, પ્રતાપરાવ નજીક આવ્યો ત્યારે ભીલ પ્રગણાનો હાકેમ પાછો હઠયો; પછી પ્રતાપરાવ આગળ વધવાનું જારી રાખી વલદ અને પેથાપુર થઈ છાલાને રસ્તે ધોળકે આવ્યો. અહીં ધોળકાના હાકેમ મહમ્મદ ઇસમાઇલની મારફતે તેણે ભંડારી પાસે ઉપજમાંથી પોતાનો હિસ્સો માગ્યો. પછી ધોળકે બે હજાર ઘોડેસ્વાર મુકી તે ધંધુકે ગયો. એવામાં બાજીરાવ પેશ્વાનો માણસ કંતાજી મલ્હારરાવ હોલ્કરને સાથે લઈ ઇડર ગયો ને પછી દાંતા તરફ જઈ

દાંતા લુંટ્યું. દાંતામાં વડનગરના કેટલાક નાગર બ્રાહ્મણો રહેતા હતા તેઓએ ડુંગરાઓમાં નાશી જવાનું કર્યું. પણ તેઓ પકડાઈ ગયા અને લુંટાયા. પછી મરેઠાઓ વડનગર ગયા અને એ શહેર લુંટ્યું. વડનગરથી તેઓ પાલણપુર આવ્યા. અહીં પહાડખાન ઝાલોરી તેઓની સામે થવાને અશક્ત હોવાથી એક લાખ રૂપીઆ ખંડણી તરીકે આપવા કબુલ થયો. કંતાજી અને મલ્હારરાવ હોલકર પછી મારવાડ ગયા. અને રંગોજી ધંધુકેથી કાઠીઆવાડ અને ગોહીલવાડ ગયો. આ વખતે વખતસિંગની તરફથી પહાડખાન ઝાલોરી પાટણનો નાયબ હાકેમ થયો. ધોળકાની ઉપજમાંથી પ્રતાપરાવે માગેલો હિસ્સો હજી સુધી તેને આપવામાં આવેલો નહોતો તેથી પ્રતાપરાવ ધોળકે આવ્યો અને નરહર પંડિતને પોતાનો હિસ્સો લેવા મોકલ્યો. પછી રંગોજી સાથે તે વડોદરે જવા નીકળ્યો, પણ એટલામાં દામાજીએ મદદ માટે તેને સોરઠ બોલાવ્યો. શેરખાન બાબી અત્યાર સુધી ખેડે હતો, પણ હવે અમદાવાદ આવ્યો.

ગાયકવાડ અને પેશ્વા દેશ લુંટે છે, ૧૭૩૬.

વીરમગામના ઘેરા વખતે મોમીનખાને જે વર્તણુક કરી હતી તેથી ભંડારી તેની ઉપર નાખુશ થએલો હોવાથી શેરખાન બાબીને તેણે પેટલાદ, માતર, અને નડીઆદમાં પોતાનો નાયબ બનાવ્યો; પણ મોમીનખાન સામો થયો તેથી હિસાબ તપાસવા તથા ઉપજ લેવા સુભેચંદ મારવાડીને ત્યાં રાખ્યો. ૧૭૩૭ માં દામાજીનો ભાઈ પ્રતાપરાવ સોરઠના ઠાકોરો પાસે ખંડણી ઉઘરાવી દેશમાં જવા નીકળ્યો પણ રસ્તામાં ધોળકા પાસે કાંકર ગામમાં સીતળાથી મરી ગયો. શેરખાન બાબીએ હજી ખેડા છોડ્યું નહોતું તેથી મોમીનખાન ફોજ એકઠી કરી પેટલાદ આવ્યો. પછી શેરખાન દેહગામ ગયો અને રંગોજીના જવાની વાટ જોઈ બેઠો. રતનસિંગ ભંડારીએ શેરખાનને મદદ કરવાની તૈયારી કરી એટલે મોમીનખાન ખંભાત ચાલ્યો ગયો.

આ વખતે મહારાજા અભેસિંગ ઉપર બાદશાહની મહેરબાની નહોતી.

મોમીનખાન, ૫૪ મો સુબેદાર ૧૭૩૭.

તેથી તેની જગોએ મોમીનખાનને ગુજરાતનો ૫૪ મો સુબેદાર નિમવામાં આવ્યો. મોમીનખાનથી જાતે કંઈ થશે શકે તેમ નહોતું તેથી તેણે જવાનમર્દખાન બાબીને પાટણની સુબેદારી આપવા કબુલ કરી પોતાની સાથે મેળવી લીધો. અને પાટણ જઈ હવાલો લેવાનો હુકમ લખ્યો; પણ ઝાલોરી કુટુંબવાળા રાઠોડના મળતીયા હતા તેથી પાટણનો હાકેમ પહાડખાન ઝાલોરી જવાનમર્દખાનની સામે થયો અને તેને પાછો કાઢયો. મોમીનખાને હજીસુધી પોતાની નિમણુંકનો હુકમ બહાર પાડયો નહોતો તે હવે બહાર પાડયો અને નઝમુદ્દૌલા મોમીનખાન બહાદુર ફિરોઝ જંગ એ ખિતાબથી સુબેદારીનું કામ કરવા લાગ્યો. ૧૭૩૭ માં તેણે પોતાની નિમણુંકનો હુકમ નાયબ દિવાન અબદુલ હુસેનખાનને તથા મુસ્તફીદખાન કાઝીને મોકલ્યો.

શેરખાન બાબી તટસ્થ રહેવાને ઇચ્છતો હોવાથી વાડાસીનોર ગયો. પણ રંગોજી આ વખતે ખંભાતની નજીકમાં હતો તેને મોમીનખાને મદદમાં બોલાવ્યો. રંગોજીએ મારવાડીઓને હાંકી કાઢવામાં એવી સરતે મદદ આપવાનું કબુલ કર્યું કે જો ફતેહ મળે તો મોમીનખાને અમદાવાદ શહેર, તેની આસપાસની જમીન અને ખંભાત એ બાદ કરી ગુજરાતની અડધી ઉપજ તેને આપવી. મોમીનખાને આ વાત કબુલ કરી. જો મોમીનખાને રંગોજી સાથે આવો કરાર કર્યો નહોત તો ગુજરાતમાં મોગલ બાદશાહની સત્તા પચીસ વર્ષ વધારે ટકી રહી હોત પણ તેણે વગર વિચારે રંગોજી સાથે આવો કરાર કર્યો તેથી ગુજરાતમાં મોગલ સત્તાને છેવટનો કારી ઘા વાગ્યો.

મોમીનખાન સુબેદાર નિમાયાની ખબર રતનસિંગ ભંડારીને પડી એટલે હવે કેમ કરવું એ વિષે મહારાજા અભેસિંગને તેને પુછાવ્યું. દરમિયાન કેટલાક મુસલમાન અધિકારીને ખંભાત મોકલી તેણે મોમીનખાનને

કહેવરાવ્યું કે આગ્રેથી જવાબ આવે ત્યાંસુધી તમારે કંઈ કરવું નહીં. મહારાજ અભેસિંગે ભંડારીને એવો જવાબ આપ્યો કે જો બની શકે તો મોમીનખાનની સામા થવું. ભંડારીએ અમદાવાદને બચાવવાની તૈયારીઓ કરવા માંડી અને મોમીનખાને ફોજ એકઠી કરી નારણસર આગળ છાવણી કરી. નારણસર દોઢ માસ મુકામ રાખી મોમીનખાને પોતાના પક્ષના લોકોને ભેગા કર્યા. પછી તેણે સોજીત્રાપર ચઢાઇ કરી. અહીં જવાનમર્દખાન બાબી તેને મળ્યો. પછી ત્યાંથી બંને જણ વસો ગયા અને વસોથી ખેડે આવ્યા. ખેડે વાત્રકના કિનારા ઉપર તેમણે મુકામ કર્યો; પણ વરસાદ દરરોજ પડતો હોવાથી એક માસ ત્યાં પડી રહેવું પડ્યું. પછી જ્યારે વરસાદ બંધ થયો અને નદી ઉતરી શકાય એવો વખત આવ્યો એટલે મોમીનખાને અમદાવાદ તરફ કુચ કરી. કાંકરીઆ તળાવ આગળ તેણે છાવણી કરી અને શહેરને ઘેરા ઘાલવાને તૈયારી કરી. મોમીનખાનને પોતાના કારભારી વજેરામને દામાજીની મદદ માગવા સોનગઢ મોકલ્યો હતો તે આ વખતે આવી પહોચ્યો અને મોમીનખાનને કહ્યું કે દામાજી થોડા વખતમાં આવશે. જોરાવરખાન બાબીને મરેઠાઓને ખંડણી આપવાની જામીનગીરીમાં મરેઠાઓને ઓળમાં સોંપવામાં આવ્યો હતો તેને આ વખતે પાછો બોલાવવામાં આવ્યો અને તેને બદલે મરેઠાઓને પ્રાંતીજ પ્રગણું આપવામાં આવ્યું. મહારાજ અભેસિંગની કેટલીક તોપો તેના માણસોએ સુરતથી ખંભાતને રસ્તે અમદાવાદ મોકલી હતી તે આ અરસામાં મોમીનખાનના માણસોએ પડાવી લીધી. મોમીનખાને અમદાવાદને ઘેરો ઘાલ્યાની ખબર ભંડારી તરફથી મહારાજ અભેસિંગને પહોચી ત્યારે મહારાજ ઘણો ગુસ્સે થયો અને ગુસ્સામાં બાદશાહની હજુરમાંથી ઉઠી ચાલ્યો. પણ આથી માઠું પરિણામ આવવાની ધાસ્તીથી અમીરાએ તેને પાછો બોલાવ્યો અને બાદશાહને સમજાવી ગુજરાતના સુબેદાર તરીકે તેની ફરી નિમણુંક કરાવી.

મોમીનખાને અમદાવાદને ઘેરો ઘાલ્યો. ૧૭૩૭.

મોમીનખાનને છુપી રીતે એવો હુકમ કરવામાં આવ્યો હતો કે મહારાજાની નિમણુક તેણે લેખવવી નહીં અને રાઠોડોને હાંકી કાઢવાનું કામ જારી રાખવું. આથી કરીને ઘેરાનું કામ તેણે વધારે જોરથી આગળ ચલાવ્યું. એવામાં બાદશાહનો બીજો હુકમ આવ્યો કે મહારાજ અભેસિંગને સુબેદાર નિમ્યા છે, ફીદાઉદ્દીનખાનને ૫૦૦ આદમીથી શહેરનો બચાવ રાખવો, મોમીનખાને ખંભાત જવું અને રતનસિંગ ભંડારીએ જુલમ કર્યો છે માટે તેની જગોએ નાયબ તરીકે બીજા કોઇની નિમણુક કરવી; અને બીજી નિમણુક થાય ત્યાં સુધી અભેકરણ નામના એક રજપુત સરદારે કામ ચલાવવું. આ હુકમની મોમીનખાનને ખબર થઈ ત્યારે તેણે જણાવ્યું કે અભેકરણને હવાલો સોંપી રતનસિંગ શહેર છોડે અને ફીદાઉદ્દીનખાન અને તેના માણસોને શહેરમાં દાખલ થવા દે. તો હું ખંભાત જવા કબુલ છું; પણ ભંડારીએ શહેર નહીં છોડવાનો નિશ્ચય કરેલો હોવાથી છેવટ સુધી સામા થવાને તૈયારી કરી. એવામાં દામાજી ગાયકવાડ સોનગઢથી આવી મોમીનખાનને મળ્યો. અમદાવાદથી ત્રણ માઇલ છેટે દામાજી અને મોમીનખાનની મુલાકાત થઈ ત્યાં મોમીનખાને દામાજીને ભાઈ તરીકે બોલાવી ઘણી મિત્રાચારી બતાવી. દામાજી અને મોમીનખાનની

રતનસિંગ ભંડારીએ શહેરનો બચાવ કર્યો, ૧૭૩૭.

રતનસિંગ ભંડારીને ખબર પડી ત્યારે તેણે દામાજી પાસે પોતાનો માણસ મોકલી એવું લખી જણાવ્યું કે "અમદાવાદ શહેર તેની આસપાસની જમીનો અને ખંભાત શિવાય ગુજરાતની ઉપજમાંથી અડધો હિસ્સો આપવાને મોમીનખાને રંગોજીને કહ્યું છે. જો તમે મને મદદ કરો તો અમદાવાદ શહેર, ખંભાત કે બીજુ કંઈ પણ બાદ કર્યા વગર આખા ગુજરાતની ઉપજમાંથી હું તમને અડધો ભાગ આપું; અને મારૂં કહેવું હું પાળું તેને માટે મારા મોટા મોટા જાગીરદારોને તમારી છાવણીમાં જામીન તરીકે મુકીશ." દામાજીએ આ કાગળ મોમીનખાનને બતાવ્યો અને પૂછ્યું કે તમે શું કહો છો. મોમીનખાનને પણ હવે એજ પ્રમાણે આપવા કબુલ કરવું પડ્યું; પણ

ખંભાતને બદલે આખું વીરમગામ પ્રગણું મરેઠાઓને આપવાનું તેણે કહ્યું. દામાજીએ આ સરતો કબુલ રાખી અને રતનસિંગ સાથે કોલકરાર કરવાનું બંધ કર્યું. પછી દામાજી દુધેશ્વરની જાત્રાએ ગયો અને ત્યાંથી ૧૭૩૮ માં રંગોજીને સાથે રાખી અમદાવાદને ઘેરો ઘાલ્યો. તોપોના મારથી શહેરને એટલું બધું નુકસાન થયું કે મરેઠાઓને મદદે બોલાવવાનો મોમીનખાન પ-સ્તાવો કરવા લાગ્યો. હવે તેને જણાયું કે જો મરેઠાનો પગ શહેરમાં પેસશે તો પછી તેમને કાઢવા મુશ્કેલ થઇ પડશે. મિરાતિ અહમદીના કર્ત્તાને મોમીનખાને ભંડારી તરફ મોકલ્યો અને નરમાશથી કહેવરાવ્યું કે જે જોઇએ તે લઇને ચાલ્યા જાઓ તો ઠીક; પણ ભંડારીએ માન્યું નહીં. મુસલમાનોએ કાઝમ અલીખાનની સરદારી તળે અને મરેઠાઓએ બાબુરાવની સરદારી તળે કોટ ઉપર ચઢી દરવાજા ભાગી શહેરમાં દાખલ થવાને યત્ન કર્યો. પણ સામા મારથી તેઓને પાછું ફરવું પડયું. બીજે દહાડે રતનસિંગે જોયું કે હવે શહેર વધારે વખત કબજે રાખી શકાશે નહીં તેથી મોમીનખાનને તેણે સંદેશો મોકલી જણાવ્યું કે મને મારૂં ખર્ચ મળે તો ચાલ્યો જાઉં. ખર્ચની રકમ આપવાનું મોમીનખાને કબુલ કરવાથી ભંડારી લશ્કરી માન સાથે શહેર છોડી ચાલ્યો ગયો.

મોમીનખાને અમદાવાદ લીધું અને અડધું મરાઠાઓને આપ્યું. ૧૭૩૮.

મોમીનખાને અમદાવાદમાં દાખલ થઈ કરાર પ્રમાણે અડધું શહેર મરેઠાઓને આપી દીધું. રાયખડ, ખાનજહાન, અને આસ્તોડીઆ અને રાયપુરના દરવાજા સુધીનો જમાલપુરને ભાગ મરેઠાઓના હવાલામાં ગયો. મોમીનખાને આ એકંદર બનાવની ખબર બાદશાહને મોકલી અને ફિદાઉદ્દીનખાનને પોતાનો નાયબ નિમ્યો. આ વખતે અમદાવાદની વસ્તીનો મોટો ભાગ મુસલમાનનો હતો. મરેઠાઓને જુલમ કરવાની અને પૈસા કઢાવવાની ટેવ પડી ગયેલી હોવાથી મુસલમાનો ઉપર તેમણે જુલમ કરવા માંડયો; તેથી મુસલમાનોએ સામા થઈ ઘણાક મરેઠાઓને શહેરમાંથી હાંકી કાઢ્યા. મોમીન-

ખાને અંદરખાનેથી રાજી થયો પણ બહારથી તેણે દીલગિરી બતાવી અને હવેથી એવો બનાવ નહીં બનવા દેવાની ખાત્રી આપી.

મરેઠાઓનો જુલમ બંધ થયા પછી અમદાવાદ આબાદ થવા લાગ્યું અને તેની દોલત પાછી આવવા લાગી. બાદશાહ મોમીનખાન ઉપર એવો ખુશ થયો કે તેને આબરૂનો પોશાક, એક સમશેર અને બીજી કેટલી કિમતી ચીજો ભેટ આપી. ચોમાસું પુરૂ થયા પછી રંગોજીને લેઇ મોમીનખાન સાબરમતી કાંઠાના ઠાકોરો પાસેથી ખંડણી ઉઘરાવવા ગયો. તેઓ અડાળજ પહોચ્યા ત્યારે સુબેદારના નાયબ તરીકે ફિદાઉદ્દિન અને રંગોજીના નાયબ તરીકે રામાજી અમદાવાદ આવી રહ્યા. જવાન મર્દખાન અને શેરખાન બાબી અહીં આવી સુબેદારને મળ્યા અને પેથાપુરનો ઠાકોર હઠીસિંગ પણ મળવા આવેલો તેની ખંડણીનો આંકડો નક્કી કરી આપ્યો. અડાળજથી તેઓ માણસા ગયા અને માણસેથી કડી અને કડીથી વિજાપુર ગયા. મોમીનખાન ગયા પછી અમદાવાદના લોકો ઉપર જુલમ ગુજરવા માંડયો. પોતાના ભાઈ અંકોજીને સુબેદાર સાથે છાવણીમાં રાખી રંગોજી શહેરમાં પાછો આવ્યો અને પછી વીરમગામ અને સોરઠ તરફ ગયો. વિજાપુરથી મોમીનખાન ઇડર ગયો અને ત્યાં મોહનપુર અને રણાસનના ઠાકોરો પાસેથી ખંડણી લીધી.

મોમીનખાન ઇડર આવ્યો ત્યારે મહારાજા અભેસિંગના ભાઈ આનંદસિંગ અને રાયસિંગ તેની પાસે ગયા અને મોહનપુર અને રણાસન ઇડરની હદમાં આવેલાં હોવાથી ખંડણી આપી. આ પ્રમાણે સલાહસંપથી નિકાલ થયો અને બંને ભાઈ ઇડરની હદસુધી સુબેદારને વળાવવા ગયા. પછી આનંદસિંગ ઇડર પાછો આવ્યો, અને મોમીનખાને આગ્રહ કર્યો અને તેનાં માણસોનું ખર્ચ આપવા કહ્યું તેથી રાયસિંગ. મોમીનખાન સાથે આગળ ગયો. માણસાના પ્રથિરાજે રૂ. ૨૩૦૦૦ આપવા કબુલ કર્યું અને વરસોડાના ઠાકોરે ૧૦૦૦૦ આપવા

સુબેદાર ખંડણી ઉઘરાવે છે. ૧૭૩૮.

કબુલ કર્યું. આ વખતે મરેઠાઓએ રસુલાબાદ અને બાંટવાના સૈયદોની જાગીરો લેઈ લીધી. તે ઉપરથી મુસલમાન લોક સામા થયા. અને બંને તરફનાં થોડાંક આદમી જખમી થયાં. ખંડણી લેતો લેતો મોમીનખાન હવે પાલણપુર આવી પહોચ્યો. શેરખાન બાબીએ અહીંનો હાકેમ પહાડખાન ઝાલોરી તેને ઓળખાવ્યો. આ વખતે ખબર આવી કે દેવજી તાકપર વડોદરા પ્રગણામાં થઇને આવે છે તેથી સુબેદાર અમદાવાદ તરફ જવા નિકળ્યો. અમદાવાદ આગળ થઈ તે વાત્રક કાંઠે આવ્યો અને સાંના. કોળી ઠાકોરો પાસે ખંડણી લીધી. દામાજીએ સોનગઢ છોડ્યું છે અને મહી ઓળંગી અડાસ સુધી આવી પહોચ્યો છે એવું સાંભળી સુબેદાર અમદાવાદ પાછો આવ્યો. દામાજી ધોળકે ગયો અને ધોળકેથી સોરઠ ગયો. સોરઠના સરદારો પાસેથી ખંડણી લઈ દામાજી વીરમગામ આવ્યો ત્યારે ચુંવાળમાં ચણીઆરના કોળી સામે તેને જવું પડ્યું. તેમને પહોંચી શકાયું નહીં તેથી દામાજીએ સુબેદારની મદદ માગી; સુબેદારે ફોજ આપીને ફિદાઉદ્દિનખાનને મોકલ્યો. દામાજી અને ફિદાઉદ્દિનખાન બંને આવ્યાં ત્યારે કોળીઓ નાઠા અને તેમનું નામ બાળી નાખવામાં આવ્યું. પછી રંગોજીને પોતાનો નાયબ મૂકી દામાજી સોનગઢ ગયો. આ વર્ષમાં એટલે ૧૭૩૮ માં પ્રખ્યાત નાદીરશાહે હિન્દુસ્તાન ઉપર હુમલો કર્યો. તેણે દિલ્હી લુંટ્યું અને બાદશાહને કેદ કર્યો. શિક્કા નાદીદશાહના નામના પડ્યા એ ઉપરાંત, દિલ્હીમાં મોગલ દળી જવાથી ગુજરાતમાં બીજો કંઈ ફેરફાર થયો નહીં.

૧૭૩૯ માં સુબેદારે ફિદાઉદ્દિનખાનને સાબરમતીના કાંઠાની ખંડણી લેવા મોકલ્યો. જવાનમર્દખાન બાબી અને ઇડરના રાજા રાયસિંગને સાથે લઈ તે ચલ્લાલા આવ્યો. મિરાતિ અહમદીના કર્તાને વિજાપુરના તાલુકાનું પાનસુળ ગામ મળ્યું તેથી તે પણ ફિદાઉદ્દિનની સાથે ગયો. મોહનપુર અને રણાસનના જીતસિંગે સામા થઈ લઢાઈ કરી પણ આખરે હારીને દસ હજાર રૂપિયા આપવા કબુલ કર્યું. ત્યાંથી તેઓ ઇડર ગયા. અહીં રાજા રાયસિંગે તેમની સારી પરોણા ચાકરી કરી અને ફોજના સરદારોને ઘોડા

બક્ષિસ આપ્યા. ઇડરથી વડનગર અને વડનગરથી વિસનગર થઈ ફિદાઉદ્દિનખાન થરાજામપુરના કોળી જામાજીને પકડવા બાલીસણા ગયો; પણ ત્યાંથી એ કોળી નાઠો ને મુસલમાનોએ થરાજામપુર લુંટી લીધું; પછી કડી થઇ ફિદાઉદ્દિન અમદાવાદ આવ્યો.

અમદાવાદના રાજકારભાર બાબત મોમીનખાન અને રંગોજી વચ્ચે જ્યારે ત્યારે ટંટા થતા. એક વખત તો મોટો બખેડો મચ્યો, તેમાં મોમીનખાનને સલાહની માગણી કરવી પડી અને ગયા વર્ષથી ઉપજનો અડધો હિસ્સો રંગોજીને આપવો બંધ કરેલો તે આપવો પડયો. ૧૭૩૯ મા સાબરમતીમાં રેલ આવી તેથી શહેરમાં ઘણું નુકસાન થયું, એજ સાલમાં ચિમનાજી આપાની સરદારી હેઠળ મરેઠાઓએ ફિરંગી લોકો ઉપર જીત મેળવી વસાઇનો કિલ્લો લઈ લીધો.

૧૭૪૦ માં સોરઠથી પાછા આવ્યા પછી દામાજી ગાયકવાડ રંગોજીને દખ્ખણ લઈ ગયો અને મલ્હારરાવ ખૂનીને અમદાવાદમાં પોતાનો નાયબ ઠરાવ્યો. નવા નાયબને લેવાને ફિદાઉદ્દીન ઇનસનપુર સુધી સામો ગયો અને શહેરમાં લઈ આવ્યો. થોડા વખત પછી ફિદાઉદ્દીનખાન અને નઝરઅલીખાન ખંડણી ઉઘરાવવા નિકળ્યા. જવાન મર્દખાન બાબીએ પોતાના ભાઈ જોરાવરખાનને તેમની સાથે મોકલ્યો. બહીઅલ તાબાના ડભોડા ગામે તેઓ ગયા અને ત્યાંના કોળી સરદાર સાથે લઢાઈ કરી, ખંડણી આપવા તેની પાસે કબુલ કરાવ્યું. ત્યાંથી તેઓ આતરસુંબા ગયા, અહીં કોળી લોકોએ તેમની તોપો પડાવી લેવાનો મિથ્યા પ્રયત્ન કર્યા પછી ખંડણી આપવા કબુલ કર્યું, પછી તેઓ માંડવા ગયા અને ત્યાંના ઠાકોર પાસે ખંડણી લીધી. ત્યાંથી તેઓ કપડવણજ ગયા અને વાઢાસીનોર થઈ લુણાવાડા તાબાના વીરપુરમાં આવ્યા. અહીં લુણાવાડાના રાજાના કારભારી સુલતાનસિંહના પાસેથી તેમણે બે ઘોડા અને

ખંડણી ઉઘરાવવા માટે ફેરણી, ૧૭૪૦.

ત્રણ હજાર રૂપિયા ખંડણી તરીકે લીધા. જ્યારે તેઓ એ લુણાવાડા આવ્યા ત્યારે મોમીનખાને એવી ખબર મોકલી કે મલ્હારરાવ ખૂતીએ અનાજ ભરાવી રાખી લઢાઈ કરવાની તૈયારી કરી છે માટે તમારે પાછા આવવું. ફિદાઉદ્દીનખાન વાડાસીનોર અને કપડવણજને રસ્તે થઈ રાજધાની તરફ આવવા નિકળ્યો. રસ્તામાં મોમીનખાન તરફથી તેને બીજો હુકમ એવી મતલબનો મળ્યો કે હવે લઢાઈ થવાનો સંભવ નથી માટે તમારે પેટલાદ જવું અને ત્યાં મલ્હારરાવ ખૂતી તમને મળશે તેની સાથે ઉપજનો હિસાબ નક્કી કરવો. આ ઉપરથી તેમણે કુચ જારી રાખી ને બે દિવસમાં ખેડે આવ્યા. ખેડામાં તેમને ખબર મળી કે મલ્હારરાવ ખૂતી પિહિજ આવેલો છે. ફિદાઉદીનખાને તેને મળવાની ઇચ્છા બતાવી અને આખરે બંને જણે મળી એવું ઠરાવ્યું કે પેટલાદ જવું અને ત્યાં હિસાબ નક્કી કરવો. થોડા વખતમાં પેટલાદ તેઓ ભેગા થયા અને હિસાબ નક્કી કરવા બેસવાની તૈયારી ચાલતી હતી એવામાં ભીલ પ્રગણાના કોળીઓએ તોફાન મચાવ્યાથી અબ્દુલ હુસેનખાન અને વજેરાયને થોડી ફોજ આપી તેમની સામે મોકલવામાં આવ્યા. બે ત્રણ ગામડાં બાળી નાખી આ ફોજ પાછી આવી અને પછી બધા અમદાવાદ પાછા આવ્યા. આ વર્ષમાં ( ૧૭૪૦ ) બાજીરાવ પેશ્વા મરણ પામ્યો.

૧૭૪૧ માં મોમીનખાન ખંભાત ગયો. ખંભાત પાસે ઘિયાસપુરમાં તે રહેતો હતો એવામાં ખબર આવી કે દામાજી ગાયકવાડે મલ્હારરાવને પાછો બોલાવી રંગોજીને ફરીથી નાયબ નિમી મોકલ્યો છે. આ પછી થોડા વખતમાં રંગોજી પેટલાદ આવી પણ પહોચ્યો. આ વખતે ખંભાતના બંદરની ઉપજ કમી થતી જતી હતી તે તરફ મોમીનખાને ધ્યાન આપ્યું અને ઇસ્માઇલ મહમ્મદને બંદરની જકાતનો અધિકારી નિમ્યો. પોતાની અને રંગોજી વચ્ચેની કેટલીક ગેરસમજુતનો ખુલાસો કરી નાંખવાને મોમીનખાન ચહાતો હતો તેથી રંગોજીને મળવા ગયો અને તેને સમજાવી

સુબેદાર ખંભાતમાં, ૧૭૪૧.

રાજી કર્યો. વીરમગામના ભાવસિંગની હવે ખાત્રી થઈ કે મરેઠાઓ તો મુસલમાનો કરતાં પણ ભુંડા છે તેથી મલ્હારરાવ ખૂનીને પાછો બોલાવી લીધાની તેને ખબર પડી કે તરત કેટલાક આરબ અને રોહિલા સિપાઈઓની મદદથી મરેઠાઓને વીરમગામના કિલ્લામાંથી તેણે કાઢી મૂક્યા અને કિલ્લો પોતાને કબજે કર્યો. થોડા વખત પછી રંગોજીએ એવી તકરાર કરી કે અમદાવાદમાં કિલ્લાના એક બુરજ ઉપર મોમીનખાને માળ વધાર્યો છે ત્યાંથી મારા મકાનમાં નજર પડે છે માટે તે ઉતારી નાખવો. તે ઉપરથી એ માળ પાડી નાખવામાં આવ્યો. ત્યાર પછી રંગોજી અને મોમીનખાન બંને વીરમગામ ગયા અને વીરમગામને ઘેરો ઘાલ્યો.

**ભાવસિંગે વીરમગામ આપી પાટડી લીધું.**

ભાવસિંગે બહાદુરીથી પોતાનો બચાવ કર્યો; મરેઠાને મુશીબતમાં આવી પડેલા જોઈ મોમીનખાન કંઈ દિલગીર થયો નહોતો. થોડા વખત પછી તેમને મૂકી તે કડી અને વિજાપુર તરફ ખંડણી ઉઘરાવવા ગયો. રંગોજીએ ઘેરો જારી રાખ્યો, પણ જ્યારે ભાવસિંગને માલમ પડ્યું કે મોમીનખાનની મદદ વગર મરેઠા એકલા પણ મને આખરે હરાવવાને બસ છે, ત્યારે તેણે પાટડી અને તેના તાબાનાં ગામ મળે તો વીરમગામ છોડી દેવા કબુલ કર્યું. પાટડી અને તેના તાબાનાં ગામ આપવા રંગોજી કબુલ થયો તેથી મરેઠાઓને વીરમગામ પાછું મળ્યું અને પાટડી ભાવસિંગને મળ્યું, જે હજી સુધી તેના વંશજો ભોગવે છે.

મોમીનખાન માણસે આવ્યો ત્યારે તેને ખબર મળી કે દામાજી ગાયકવાડ દસ હજાર માણસની ફોજ સાથે મહી નદી ઓળંગી આવી પહોચ્યો છે, તેથી તે એકદમ રાજધાનીમાં પાછો આવ્યો. દામાજી માણસે આવ્યો અને માણસાને ઘેરો ઘાલ્યો. કોળીઓ અને ઠાકોરોએ એક માસ સુધી બહાદુરીથી માણસાનો બચાવ કર્યો. પણ પછી તે દામાજીના હાથમાં આવ્યું. કોળીઓએ કરેલો થોરનો કોટ દામાજીએ કઢાવી નાખ્યો એટલુંજ નહી પણ ગામ બાળી નાખ્યું. માણસાથી દામાજીએ સોરઠ તરફ કુચ કરી. પાછા

મરેઠાઓએ ભરૂચને ઘેરો ઘાલ્યો. ૧૭૪૧.

આવતાં તેણે ભરૂચને ઘેરો ઘાલ્યો. ભરૂચનો કિલ્લો મજબૂત હતો અને નર્મદાના કાંઠા ઉપર અનુકુળ જગોએ આવેલો હતો તેથી તે લેવાને દામાજી અને તેનો પિતા પીલાજી બંનેએ ઘણા વખતથી મનસુબો કર્યો હતો. ભરૂચનો કિલ્લો, નિઝામના તરફથી નેક આલમખાનના કબ્જામાં હતો. દામાજીએ ઘેરો ઘાલ્યો તેથી નેક આલમખાને મદદ માટે નિઝામને લખ્યું. નિઝામે દામાજીને લખ્યું કે મારી માલકીના કિલ્લાને તમારે ઘેરો ઘાલવો નહીં. આ કાગળ પહોચતાં દામાજીએ ઘેરો ઉઠાવ્યો અને સોનગઢ ચાલ્યો ગયો. કદાચ દામાજીને નિઝામ તરફથી કંઈ આપવામાં આવ્યું હશે તેથી તે ઘેરો ઉઠાવી ગયો હશે. ભરૂચ બંદરના મહેસુલમાં ગાયકવાડનો હિસ્સો લાગુ થયો તે આ વખતથી હશે, એમ જણાય છે.

૧૭૪૧ માં, ધોળકાના હાકેમ કરીમ કુલીમખાન અને રંગોજીના નાયબ વચ્ચે લઢાઈ થઈ તેમાં મરેઠા હાર્યા. રંગોજીના કહેવા ઉપરથી મોમીનખાને તેમની વચ્ચે સલાહ કરાવી. ફિદાઉદ્દીનખાન જેને થોડા વખત ઉપર

ધોળકાની લઢાઈ; મરેઠાની હાર, ૧૭૪૧.

બહાદુરનો ઇલકાબ મળ્યો હતો તે હવે ખંડણી ઉઘરાવવા નિકળ્યો. ડભોડાના કોળીઓ સુધર્યા નહીં અને તોફાન મચાવતા રહ્યા તેથી તેણે ડભોડા ગામ બાળી નાંખ્યું; પછી ત્યાં થાણું મૂકી સાઠંબા આવ્યો અને ત્યાંથી વાડાસીનોર અને ઠાસરે ગયો. ધોળકાની લઢાઈ પછી, રંગોજીએ બોરસદમાં કિલ્લો બાંધ્યો તેથી ધોળકામાં મુસલમાનો અને મરેઠા વચ્ચે ફરી વેર બંધાયું અને લઢાઈ સળગી. ફિદાઉદ્દીન મહુધે થઈ પેટલાદ આવતો હતો તેવામાં ધોળકાના હાકેમ મહમ્મદ હાદીખાને તેની મદદ માગી. તેથી મદદ કરવા તે ધોળકે ચાલ્યો. તેના આવતાં પહેલા લઢાઈ થઈ. તેમાં મલ્હારરાવની સરદારી નીચે મરેઠાઓએ હાદીખાન ઉપર હલ્લો કર્યો પણ થોડું લઢી પાછા હઠયા. બીજે દિવસે ફિદાઉદ્દીન

આવી પહોંચવાથી મુસલમાનોને કુમક મળી તેથી તેમણે સોજીત્રાને ઘેરો ઘાલ્યો. મુસલમાનોએ રંગોજીને પત્ર લખી પુછાવ્યું કે મરેઠાઓએ અમારી ઉપર હુમલો કર્યો તેનો અમારે શો અર્થ સમજવો? રંગોજીએ ઉત્તર વાળ્યો કે મને કંઈ ખબર નથી. પણ મલ્હારરાવે ભૂલથી તેમ કર્યું હશે. આખરે મહમ્મદ હાદીખાન અને મિરાતિ અહમદીનો કર્ત્તા, રંગોજીને બોરસદમાં મળ્યા અને એમ નક્કી કર્યું કે રંગોજીએ તથા ફિદાઉદ્દીનખાને મળવું અને બધી બાબતોનો બંદોબસ્ત કરી નાખવો. પણ રંગોજી અંદર ખાનેથી લઢાઈ કરવા ચહાતો હતો, તેથી લઢાઈની તૈયારીઓ કરવા અમદાવાદમાં પોતાના કારભારીને તેણે લખ્યું. પછી મલ્હારરાવ બોરસદ આવી રંગોજીને મળ્યો. આ વખતે મરેઠાઓ અને મુસલમાનો વચ્ચે ઘણીક ગેર સમજુત અને લઢાઈઓ ચાલી પણ મોમીનખાને વચ્ચમાં પડી સલાહ કરાવી. મોમીનખાન અને રંગોજી એ બંનેના તાબાના લોકો વચ્ચે અણબનાવ ચાલતો અને બંનેને એક બીજા ઉપર પૂરો ભરોસો નહોતો. તોપણ એ બંને બહારથી એક બીજા સાથે દીલોજાની બતાવી ચાલતા.

મરેઠા અને મુસલમાન વચ્ચે લઢાઈઓ.

આ વખતે દામાજી સોનગઢમાં હતો. પણ દખ્ખણની રાજ ખટપટમાં તેનું મન એટલું બધું ગુંથાયું હતું કે ગુજરાત તરફ લક્ષ આપવાને તેને વખત મળતો નહીં. એથી ઉલટું રંગોજી ગુજરાતના રાજા રજવાડામાં એટલો બધો લાગવગ વધારતો ગયો કે એક વખત સજ્જનસિંગ હજારીને પોતાની નોકરીમાં તે રાખી શકયો અને ઇડરના રાજા રાયસિંગને ફોજ સાથે પોતાની મદદમાં બોલાવી શકયો. પણ મોમીનખાને રાયસિંગને આમલીઆરાનું થાણું તથા મોડાસા, મેહ્રેજ, અહમ્મદનગર, પ્રાન્તીજ અને હરસોલની જાગીર આપી, રંગોજીની દોસ્તીમાંથી છૂટો કર્યો. વળી ગુજરાતના રીવાજ પ્રમાણે રાયસિંગની ફોજના ખર્ચની રકમ રંગોજીએ દરરોજ આપવી જોઇએ તે ચઢી ગઈ હતી. તેથી પણ રાયસિંગ રંગોજીને તજી મોમીનખાનને મળી ગયો.

૧૭૪૨ માં. અમદાવાદમાં મરેઠા અને મુસલમાનો વચ્ચે ફરીથી લઢાઈ થઈ તેમાં મુસલમાનોની કંઈ જીત થઈ.

અમદાવાદમાં બખેડા. ૧૭૪૨

રામાજીને પોતાના તરફથી નાયબ તરીકે રાખી રંગોજી અમદાવાદ છોડી બોરસદ આવ્યો. એ વખતે નિઝામ તરફથી જીવણદાસ ધોળકાની જાગીરની ઉપજ લેવા આવેલો, પણ લઈ શક્યો નહીં. મોમીનખાન અને રંગોજી વચ્ચે તકરાર ચાલી પણ તે પાછી પતી ગઈ. મોમીનખાનની સાથે રંગોજી લીંબડી ગયો હતો, ત્યાંથી દામાજીને મદદ આપવા ગયો. મોમીનખાન ગોહિલવાડ ગયો અને ગોઘામાં શિહોરના રાજાએ ખંડણી આપી તે લીધી. પછી હાલારમાં જઈ જામ પાસે પચાસ હજાર રૂપિયા આપવા કબુલ કરાવી અમદાવાદમાં આવ્યો. તેની ગેરહાજરીમાં નઝરઅલીખાન અને વજેરામે કોળીઓ પાસે ખંડણી ઉઘરાવી. રંગોજીએ બાપુ નાયકને મહી ઓળંગતા પહેલાં હરાવી પાછો કાઢ્યો. પછી તે બોરસદ આવી રહ્યો. પણ મોમીનખાનના મંદવાડની ખબર સાંભળી એક બે વખત અમદાવાદ જઈ તેને મળી આવ્યો.

૧૭૪૩ માં મોમીનખાન મરણ પામ્યો. ફિદાઉદ્દિનખાન અને મોમીનખાનનો બેટો મુફતખીરખાન મિલકત લઈ લેશે એવી બીકથી મોમીનખાનની ઓરતે રંગોજીની મદદ માગી. એવામાં ફિદાઉદ્દિનખાન અને મુફતખીરખાનને બાદશાહ તરફથી એવો હુકમ મળ્યો કે નવો સુબેદાર નિમાઈ આવે ત્યાંસુધી તેમણે કામ ચલાવવું. આનંદરામ નામના એક માણસનું મોમીનખાને અપમાન કર્યું હતું તેથી ફિદાઉદ્દિનખાન અને મુફતખીરખાનને મારી નાખવા રંગોજીને તેણે ઉશ્કેર્યો. રંગોજીએ એ બંને જણને મારી નાખવાને ઈરાદે પોતાને ઘેર બોલાવ્યા, પણ તેમને મારી નાખવાને તેનું હૈયું ચાલ્યું નહીં. ત્યાર પછી થોડીવારે ફિદાઉદ્દિન ખંભાત ગયો. હવે ગમે તેમ થાય તો પણ મુફતખીરખાનને મારી નાખવાનો રંગોજીએ ઠરાવ કર્યો અને મુફતખીરખાનના સોબતી વજેરામ અને કાઈમકુલીનને તેણે પોતાની પક્ષમાં

લીધા. મુફતખીરખાનને અચાનક રીતે રંગોજીના ઈરાદાની ખબર પડી તેથી તે સાવધ રહેવા લાગ્યો. શેરખાન બાબીને નાયબ સુબેદાર બનવાનું રંગોજીએ વચન આપ્યું હતું, પણ તે પુરૂં કરી શકયો નહીં. તેથી શેરખાન બાબી ધોળકે આવ્યો. અને ખંભાત તાબાનાં કેટલાંક ગામ લૂંટવા લાગ્યો. રંગોજીએ મુફતખીરખાનને મારી નાખવાનો બીજો નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી તેના નાયબ રામાજીને બોલાવ્યો અને લઢાઇની તૈયારીઓ કરી. મુફતખીરખાને ખંભાતથી ફિદાઉદ્દિનખાનની મદદમાં બોલાવ્યો અને થોડા દહાડામાં એ બંને જણે ફોજ એકઠી કરી. શેરખાન બાબીએ રંગોજીનો પક્ષ છોડી દીધો તેથી મરેઠાઓની હાર થઈ અને તેની હવેલીને ફરતો ઘેરો ઘાલવામાં આવ્યો. આ પ્રમાણે રંગોજી સપડાઈ જવાથી આનંદરામને બોરસદ અને વીરમગામ સોંપી દેવાને કબુલ થયો; અને શેરખાન બાબી તેનો હામીદાર થયો. આ પ્રમાણે ફિદાઉદ્દિન ગુજરાતનો એકલો ધણી થયો.

ફિદાઉદ્દિનખાને સુબેદાર તરીકે કામ ચલાવ્યું, ૧૭૪૩.

મુફતખીરખાને મરેઠાઓને હરાવ્યા.

થોડા વખત પછી દામાજી ગાયકવાડ સતારેથી ગુજરાત પાછો આવ્યો ને ખંભાત ગયો. આ વખતે રંગોજી પોતાના હામીદાર શેરખાન બાબીની સાથે રહેતો હતો ત્યાંથી શેરખાનની સલાહથી પોતાનું કુટુંબ લઇને નાઠો. શેરખાનની આ દગલબાજી ભરેલી વર્તણુંકથી ફિદાઉદ્દિનખાન એટલો બધો ગુસ્સે થયો કે શિકારને બહાને તેને અમદાવાદ છોડવું પડયું અને વાડાશીનોર જઈ રહેવું પડયું. ફિદાઉદ્દિનખાને આનંદરામને મારી નાખ્યો. અને શેરખાન બાબીની ઓરતની મદદથી રંગોજી બોરસદ જતો રહ્યો. ફિદાઉદ્દિનખાન ખંડણી ઉઘરાવવા નિકળ્યો એવામાં તેણે સાંભળ્યું કે દામાજીનો ભાઈ ખંડેરાવ ગાયકવાડ મહી પાર આવ્યો છે અને રંગોજીને મળી પેટલાદને ઘેરો ઘાલે છે, તેથી તે તરત જ અમદાવાદ

દામાજી ગાયકવાડ ગુજરાત પાછો આવ્યો;

પાછો આવ્યો અને રંગોજીની ખોટી ચાલ બાબત ખંડેરાવ આગળ ફરિયાદ કરવાને વલભદાસ કોટવાળને મોકલ્યો.

અબદુલ આઝીઝખાન, (બનાવટી હુકમથી) સુબેદાર.

મોમીનખાનના મરણ પછી ગુજરાતમાં જવાનમર્દખાન બાબી સાથી મોટો સત્તાધારી અમીર હતો. ફિદાઉદ્દિનખાન લઢાઈના કામમાં કુશળ નહોતો તેથી જવાનમર્દખાનને પોતાનો નાયબ બનાવવાને ધારતો હતો. જવાન મર્દખાન પોતે પણ સત્તા મેળવવાને પ્રયત્ન કરતો હતો. આ વખતે અમદાવાદની આસપાસના મુલકની ઉપજ લેવાનો તેણે દાવો કર્યો, એવામાં પુના પાસેના જુન્નરનો સેનાપતિ અબદુલ આઝીઝખાન ગુજરાતનો સુબેદાર નિમાયાનો હુકમ આવ્યો. જવાન મર્દખાનના હિતને માટે આ હુકમ અબદુલ આઝીઝખાને બનાવટી ઉભો કર્યો હતો; તેથી જવાનમર્દખાનને તેને પોતાનો નાયબ નિમ્યો. હુકમ બનાવટી છે એવો ફિદાઉદ્દિનખાનને શક તો આવ્યો. પણ તે જવાન મર્દખાનને ખસેડી શકયો નહીં; તોપણ પોતે નાયબ સુબેદાર છે એમ તેણે પ્રસિદ્ધ કર્યું.

લશ્કરનો બળવો.

આ વખતે પગાર બહુ ચઢી ગયાના સબબથી ફોજે ફિદાઉદ્દિનખાન અને મુફ્તખીરખાન બંનેને પરેજ કર્યા. જવાન મર્દખાને શહેરનો હવાલો પોતાના હાથમાં લીધો અને પોતાના ચોકી પહેરા મૂકી દીધા. ફિદાઉદ્દિનખાન અને મુફ્તખીરખાનને ખંડેરાવ ગાયકવાડે સંદેશો મોકલ્યો કે મને પેટલાદનો કિલ્લો આપી દો તો હું તમને મદદ કરૂં. ફિદાઉદ્દિનખાને તેને કંઈ જવાબ આપ્યો નહીં. પણ જવાન મર્દખાને આજીજી કરી કહ્યું કે તમે વચ્ચમાં પડી અમને છોડાવો. જવાન મર્દખાનતે બંડખોરોને સમજાવી ફિદાઉદ્દિનખાનને છોડાવ્યો. પછી ફિદાઉદ્દિનખાન અમદાવાદ છોડી આગ્રે જઈ રહ્યો.

એ અરસામાં રંગોજીએ પેટલાદનો ઘેરો જારી રાખ્યો, પેટલાદના

**મરેઠાઓએ પેટલાદ લીધું.**

કોટવાળ આગા મહમ્મદ હુસને જવાન મર્દખાનની મદદ માગી, પણ તેના તરફથી મદદ મળી નહીં તેથી આખરે તાબે થયો. તરંગોજીએ પેટલાદનો કિલ્લો લેઈ તોડી પાડયો અને પછી અમદાવાદ તરફ કુચ કરી. તે અમદાવાદ આવી પહોંચ્યો ત્યારે જવાન મર્દખાને મિરાતિ અહમદીના બનાવનારને રંગોજી પાસે કોલકરાર કરવા માટે મોકલ્યો. રંગોજીએ પોતાના આગલા હક અને જાગીરો પાછી માગી. આ વખતે દિલ્હી દરબારને ખબર મળી કે ગુજરાતમાં બનાવટી સુબેદાર રાજ્ય ચલાવે છે તેથી તેમણે એવો હુકમ કર્યો કે અબ્દુલ આઝીઝખાનને અમે સુબેદાર ઠેરવ્યો જ નથી, માટે જવાન મર્દખાને રાજકારભાર છોડી દેવો, અને અમે મુફતખીરખાનને સુબેદાર નિમીએ છીએ તેને હવાલો સોંપી દેવો. શી રીતે હવાલો લેવો એ વિષે મુફતખીરખાન ચિંતામાં પડયો. તેણે ફોજને સમજાવી કે હું તમારો ચઢેલો પગાર આપી દેઈશ. જવાન મર્દખાનને તેણે હુકમની નકલ મોકલાવી, પણ તેને ખસેડવાની હિંમત ચાલી નહીં તેથી એમ કહેવરાવ્યું કે હું તમને મારા નાયબ નિમું છું, અને થોડા વખતમાં હું અમદાવાદ છોડી જઇશ. જવાન મર્દખાને આ હુકમ લેખવ્યો નહીં એટલુંજ નહીં પણ મુફતખીરખાનની હવેલીને ઘેરો ઘાલવાનો હુકમ કર્યો. આખરે મુફતખીરખાને અમદાવાદ છોડયું, રંગોજીને મળ્યો અને પછી ખંભાત ગયો.

**મુફતખીરખાન, ૫૭ મો સુબેદાર, ૧૭૪૩–૧૭૫૪.**

ખંડેરાવ ગાયકવાડ પોતાના હકો લેવા પાછો આવ્યો ને રંગોજીને સાથે લઇ અમદાવાદથી પાંચ માઇલ ઉપર વણઝર ગયો. જવાન મર્દખાને શહેરમાંથી બહાર નિકળી કાંકરીઆ તળાવ આગળ છાવણી કરી. મરેઠાઓના તરફથી નરહર પંડિત અને કૃષ્ણાજી જવાનમર્દખાન પાસે મરેઠાઓ પાછલા હકો અને કબજા માગવા ગયા. જવાનમર્દ-

**મરેઠાઓ અમદાવામાં.**

ખાને પ્રથમ તો ના પાડી, પણ છેવટે કબુલ થયો. મરેઠાઓએ દાદુ મોરા-રને અમદાવાદમાં પોતાના નાયબ તરીકે રાખ્યો. પછી ખંડેરાવ અને કાનાજી ધોળકે ગયા, રંગોજી પેટલાદ ગયો અને ખંડેરાવ ગાયકવાડ સોરઠ ગયો. ફિદાઉદ્દિનખાને મુફતખીરખાનને મદદ કરવા રંગોજીને વિનંતિ કરી. તેણે જવાબ આપ્યો કે મદદ કરવા હું ખુશી છું, પણ મારી પાસે નાણાં નથી. પછી ખંભાતમાં મુફતખીરખાન હતો અને તેની પાસે ફિદાઉદ્દિન-ખાન સાથે રંગોજી ગયો. ફોજ તૈયાર કરવાને રંગોજીએ એક લાખ રૂપિયા માગ્યા. મહા મુશ્કેલીથી ફિદાઉદ્દિનખાન અને મુફતખીરખાન એંશી હજાર રૂપિયા એકઠા કરી શક્યા; એ રકમ તેમણે રંગોજીને આપી તથા રંગો-જીના નાયબને રાજકારભારમાં ભાગ લેવા દેવાને કબુલ થયા. બાકીના વીસ હજાર રૂપિયા મળશે ત્યારે તૈયારીઓ કરીશ એવું બહાનું બતાવી એંશી હજાર રૂપિયા લેઈ રંગોજી બોરસદ જતો રહ્યો. રંગોજીની વર્તણુકથી કંટાળી ફિદાઉદ્દિનખાન જાલમ જાળીઆ કોળીના તાબાના દાવણ ગામે જઇ રહ્યો. ૧૭૪૪ માં જવાનમર્દખાને પોતાના એક ભાઈ જોરાવરખાનને પાટણમાં પોતાના નાયબ તરીકે મૂક્યો, બીજા ભાઇ સફદરખાનને અમદવાદમાં રાખ્યો અને પછી ખંડણી ઉઘરાવવા કડી ગયો. પછીથી તેણે અબદુલ આઝીઝ-

અબદુલ આઝીઝખાન હાર્યો અને મરાયો.

ખાનને જુન્નરથી ગુજરાતમાં બોલાવ્યો. અબ-દુલ આઝીઝ બાગલાનના મુલ્હેરના કિલ્લેદાર ફતેહયાબખાન તથા રૂસ્તમરાવ મરેઠાને સાથે લેઇ જુન્નરથી નિકળ્યો. પહેલે તે સુરત આવ્યો; ત્યાં દામાજી ગાયકવાડ તરફથી દેવાજી તાકપરે તેની ઉપર ચોકી રાખી, અને જ્યારે તે અમદાવાદ તરફ જતો જણાયો ત્યારે દેવાજીએ કીમ કઠો-દરા આગળ તેના ઉપર હુમલો કર્યો. અબદુલ આઝીઝની ફોજમાંના રૂસ્તમ રાવને ફોડી દેવાજીએ ફતેહ મેળવી. પછી દેવાજી તેના પાછળ પડયો. પા-નોલી આગળ અબદુલ આઝીઝ પોતાના હાથી ઉપરથી ઉતરી ઘોડે ચઢી ભરૂચ તરફ નાઠો. નર્મદા આગળ તે આવી પહોચ્યો ત્યારે તેને મેછવો

મળ્યો નહીં; મરેઠા પાછળ હતા તેથી નદી ઓળંગી જવાને ઇરાદે તેણે ઘોડાને પાણીમાં મૂક્યો, પણ તે કાદવમાં અટકી રહ્યો તેથી મરેઠાઓએ તેને પકડી કાપી નાખ્યો.

અબ્દુલ આઝીઝ મરાયાની ખબર સાંભળી જવાનમર્દખાને મુફતખીરખાનને મળી જવાનો ઇરાદો કર્યો, પણ પોતાની યોજના તે અમલમાં મૂકી શકે તે પહેલાં બાદશાહે બે લાખનું નજરાણું લઈ ફકરૂદ્દૌલા ફકરૂદ્દિનખાન સુજાતજંગ બહાદુરને સુબેદાર નિમ્યો. તેણે સિતારામ નામના ઓળખાણના એક સરાફને કોરો કાગળ મોકલી તેમાં કોઈ લાયક નાયબનું નામ લખવાનું કહ્યું. સિતારામે જવાનમર્દખાનનું નામ લખ્યું, તેથી તેણે તેને નાયબ સુબેદાર ઠેરવ્યો. આ વખતે સાબરમતી કાંઠાના ઠાકોરો પાસેથી ખંડણી ઉઘરાવી સફદરખાન બાબી અમદાવાદ આવ્યો, અને ખંડેરાવ ગાયકવાડ સોરઠથી સોનગઢ જતાં, રંગોજીને પોતાનો નાયબ નિમતો ગયો; રંગોજીએ મોરાર નાયકને બદલી કૃષ્ણાજીને અમદાવાદમાં મૂક્યો અને પોતે વાત્રક કાંઠે માતર ગયો અને માતરથી ખેડે જઈ જવાનમર્દખાનને મળી તેની સાથે મિત્રાચારીનો સંબંધ વધાર્યો. આ વર્ષમાં જકાતનો અધિકારી મીર અલીમહમ્મદ મરી ગયો અને તેની જગો તેના બેટા મિરાતિ અહમદીના બનાવનારને મળી. એજ વર્ષમાં વળી પહાડખાન ઝાલોરી મરી ગયો અને તેનો કાકો મહમ્મદ બહાદુર તેની જગોએ પાલણપુરનો હાકેમ નિમાયો.

**ફકરૂદ્દૌલા, ૫૮ મો સુબેદાર, ૧૭૪૪–૧૭૪૮.**

**જવાન મર્દખાન, નાયબ સુબેદાર.**

આ અરસામાં ત્રિંબકરાવ ખંડેરાવ દાભાડેની વિધવા ઉમાબાઇએ દખ્ખણમાં પેશ્વાની સત્તા નરમ પાડવાના પોતાના પ્રયત્નમાં મદદ કરવા ખંડેરાવ ગાયકવાડને બોલાવ્યો. દામાજી ગાયકવાડને દખ્ખણમાં રહેવાની જરૂર હોવાથી ખંડેરાવને ગુજરાતમાં તેનો નાયબ બનાવ્યો, અને ખંડેરાવે પોતાના વતી કામ કરવા રામચંદ્રને અમદાવાદ મોકલ્યો. જ્યારે ફકરૂદ્દૌલા

સુબેદારની જગોનો હવાલો લેવા આવતો હતો ત્યારે શેરખાન બાબીએ ઘણા માનથી તેને વાડાસીનોરમાં આવકાર આપ્યો. એથી ઉલટું જવાનમર્દખાને તેની સામે થવાનો નિશ્ચય કર્યો અને પેટલાદથી ગંગાધરની સરદારી નીચે કેટલાક મરેઠા ઘોડેસ્વારોને બોલાવી અમદાવાદથી દસ માઇલ છેટે ઇસનપુર આગળ રાખ્યા; પોતે અમદાવાદના કિલ્લા બહાર નિકળી અસારવા આગળ છાવણી કરી પડયો. રાજધાની તરફ આવતાં નવા સુબેદારને ઇડરનો રાયસિંગ કપડવણજ આગળ મળ્યો; તેઓ બંને સાથે કુચ કરી અમદાવાદથી અરાઢ માઇલ ઉપર ભીલપુર આવ્યા. જવાનમર્દખાને સફદરખાન તથા ગંગાધરને તેમની સામે લઢવા મોકલ્યા. બંનેની ફોજો અમદાવાદથીં છ માઇલ છેટે ભેગી ગઈ અને થોડીક લઢાઈ થયા પછી ફકરૂદૌલાએ આગળ વધી શહેરને ઘેરો ઘાલ્યો. જવાનમર્દખાને શેરખાન બાબીને તથા રાયસિંગને ફોડી પોતાની તરફના કરી લીધા. મિરાતિ અહમ-

**જવાનમર્દખાન બાબીએ સુબેદારને હરાવી કેદ કર્યો.**

દીનો કર્ત્તા જણાવે છે કે રાયસિંગે ફકરૂદૌલા પાસે લશ્કરનો પગાર આપવા પૈસા માગ્યા. બાદશાહની નોકરીમાં જાગીરદારો ફોજ લઈ આવે ત્યારે તેમનાથી પગાર મંગાય નહી એ નિયમ ઘણા વખતથી બંધ થયેલો હતો એ વાતની ફકરૂદૌલાને ખબર ન હોવાથી તેણે પૈસા આપવાની ના પાડી. બીજે દિવસે સફદરખાન બાબીએ તથા મરેઠાઓએ ફકરૂદૌલાને ઘેરી લીધો અને તેને, તેની ઓરતને તથા કેટલાંક છોકરાંને કેદ કરી લીધાં. તેની એક બીજી ઓરત અને તેનો બેટો જેઓ સિદ્ધપુર નાશી ગયાં હતાં તેમને પકડી અમદાવાદ આણ્યાં.

ફકરૂદૌલા પાસેથી લીધેલી લૂંટમાંથી પોતાનો ભાગ લેવા ખંડેરાવ ગાયકવાડ ગુજરાત આવ્યો. બોરસદ આવી તેણે રંગોજીને અમદાવાદ સુધી પોતાની સાથે લીધો; અમદાવાદમાં તે જવાનમર્દખાનને મળ્યો અને રંગોજી પાસેથી ખંડણીનો પોતાનો ભાગ લીધો. રંગોજીએ રાખેલા હિસાબથી ખંડેરાવ સંતોષ પામ્યો નહીં તેથી તેની મિલ્કત જપ્ત કરી બોરસદમાં તેને કેદ

રાખ્યો. અને તેને બદલે બીજો નાયબ નિમ્યો. તેણે વળી ફકરૂદ્દોલાને મહીકાંઠે ગિયાસપુરના ( જાસપુર ) થાણામાં કેદ રાખ્યો. પછી તે સોરઠ ગયો.

ખંડેરાવ ગાયકવાડે રંગોજીને કેદ કર્યો.

દરમિયાન જવાનમર્દખાન અને સફદરખાન એ બે ભાઇને ટંટો થવાથી સફદરખાન ઉદેપુર ગયો અને જવાનમર્દખાન વિસલનગર ગયો. વિસલનગરથી જવાનમર્દખાન રાધનપુર ગયો; ત્યાં બંને ભાઇઓ ભેગા થયા અને ટંટો પતાવી સલાહ કરી અમદાવાદ પાછા આવ્યા. ખંડેરાવ ગાયકવાડ સોરઠથી ધોળકે આવ્યો અને એ મુકામે મોરો પંડિતને બદલે ત્રિંબકરાવ પંડિતની અમદાવાદમાં નાયબ તરીકે નિમણુંક કરી. રંગોજીને કેદ કર્યાની ખબર ઉમાબાઇને મળી ત્યારે તેણે તેને તેડાવ્યો અને તે અને ખંડેરાવ સાથે દખ્ખણ ગયા.

થોડા વખતમાં પુનાજી વિઠ્ઠલ તથા ત્રિંબક પંડિત એ બંને જણ જવાનમર્દખાનથી નારાજ થઈ ફકરૂદૌલા સાથે ખટપટ કરવા લાગ્યા. એવામાં ઉમાબાઇએ પોતાની તરફથી રંગોજીને ફરી નાયબ તરીકે મોકલ્યો. રંગોજી જવાનમર્દખાનનો દોસ્ત હતો તેથી તેણે ત્રિંબક પંડિતને અમદાવાદમાંથી કાઢી મૂક્યો, અને શહેરની ઉપજનો મરેઠાનો હિસ્સો પોતે ઉઘરાવ્યો; એ ઉપરથી પુનાજી વિઠ્ઠલે ગંગાધર તથા કૃષ્ણાજી પંડિતને ફોજ સાથે મોકલ્યા. તેઓએ જે પ્રગણાંમાં મરેઠાઓએ ચોથ ઉઘરાવેલી ત્યાંના મુસલમાન કારભારીઓને કાઢી મૂકી ત્યાંનો કારભાર પોતાને હાથ લીધો. રંગોજીએ શેરખાન બાબીની મદદ માગી; શેરખાને હા પાડી પણ પાસે નાણું નહીં તેથી ઢીલ કરી; અને પછી મહુધા તથા નડીઆદ લૂટયાં. એ વખતે રંગોજી તેને

પુનાજી વિઠ્ઠલ અને ફકરૂદૌલા, રંગોજી અને જવાનમર્દખાનની સામા થયા.

મળ્યો નહીં તોપણ શેરખાન એકલાએ કપડવણજ થઈ મરેઠાઓની છાવણી સામે કુચ કરી. મરેઠાઓએ રાતે શેરખાનની છાવણી ઉપર છાપો માર્યો અને બંને બાજુનાં ઘણાં માણસ કપાયાં; બીજી સવારે લઢાઈ શરૂ થઈ પણ

શેરખાને કોલકરાર સંબંધે સૂચના કરી તેથી તે બંધ રહી. તેજ રાતે રંગોજી વાડાશીનોર આવ્યો છે એવી ખબર જાણી શેરખાન છુપી રીતે કપડવણજ જતો રહ્યો. પુનાજી અને ફકરૂદ્દૌલા તેની પાછળ પડ્યા, પણ રંગોજી તથા શેરખાન એ બંનેની ફોજ એકઠી થતાં તેઓ અટકાવી શક્યા નહીં.

૧૭૪૬ માં કપડવણજની પાસે લઢાઈ થઈ તેમાં શેરખાન જખમી થયો. રંગોજી સાથે તેને કપડવણજમાં આશરો લેવો પડ્યો. ફકરૂદ્દૌલા, ગંગાધર અને કૃષ્ણાજીએ કપડવણજને ઘેરો ઘાલ્યો. આ વખતે મલ્હારરાવ હોલ્કરે માળવેથી પાછા આવતાં લુણાવાડાના રાજાના કહેવાથી તેની સાથે રહી વીરપુર ઉપર હુમલો કર્યો અને વીરપુર લૂટયું. હોલ્કર આવ્યાની ખબર સાંભળી રંગોજીએ તેની મદદ

ફકરૂદ્દૌલાએ કપડવણજને ઘેરો ઘાલ્યો.

માગી. બે લાખ રૂપિયા તથા બે હાથી લેઈ હોલ્કર મદદ આપવા કબુલ થયો. હોલ્કર આવ્યાની ખબર સાંભળી ફકરૂદ્દૌલા ગંગાધર અને કૃષ્ણાજી કપડવણજનો ઘેરો ઉઠાવી ચાલતા થયા; તેમણે ધોળકે જઈ ત્યાંના હાકેમને કાઢી મૂક્યો. આ પછી થોડે વખતે દામાજી અને ખંડેરાવ ગાયકવાડે બોલાવવાથી રંગોજી વડોદરે ગયો. તેવામાં કૃષ્ણાજી તથા ગંગાધરને લેઈ ફકરૂદ્દૌલા દસક્રોઈ તાબાના જેતલપુરમાં ગયો અને તે ગામ લીધું. દામાજી અને ખંડેરાવ ગાયકવાડ વડોદરેથી વસો આવ્યા ત્યાં તેમને કૃષ્ણાજી અને ગંગાધર મળ્યા. ફકરૂદ્દૌલાને મદદ કરવા બાબત દામાજીએ એ બંનેને ઠપકો દીધો. આ વખતે દામાજીએ વડોદરા, નડીઆદ અને બોરસદ એ પ્રગણાં પોતાના ભાઈ ખંડેરાવને આપ્યાં, પછી દામાજી ગોકુલેજ ગયો ત્યાં જ્વાનમર્દખાન તેને મળ્યો. ગોકુલેજથી કાનોજી તાકપરને ફકરૂદ્દૌલા સાથે તેણે સોરઠ મોકલ્યો અને પોતે સોનગઢ પાછો ગયો. ખંડેરાવને બોરસદ મળ્યું, ત્યારે રંગોજીએ પોતાનો મુકામ બદલી ઉમરેઠમાં રાખ્યો.

આ વર્ષમાં ( ૧૭૪૬ ) સુરતનો હાકેમ તેઘબેગખાન મરી ગયો અને તેની જગો તેના ભાઈ સફદર મહમ્મદખાનને મળી, બાદશાહને તેણે સાત

ઘોડા નજર કર્યા તેના બદલામાં તેને બહાદુરનો ખિતાબ મળ્યો. આ વખતે તાલીબ અલીખાન મરી ગયો અને મિરાતે અહમદીનો કર્ત્તા બાદશાહ તરફથી દિવાન નિમાયો. ૧૭૪૭ માં રંગોજી અમદાવાદ પાછો આવ્યો. શહેરથી થોડા માઇલ છેટે જવાનમર્દખાન તેને મળ્યો. આ પછી થોડે વખતે મહેમદાવાદ અને મહુધાના કોળીઓએ બળવો ઉઠાવ્યો, પણ શાહબાઝ રોહીલાએ તે તરત બેસાડી દીધો.

આ વર્ષમાં ખંભાતનો હાકેમ નઝમખાન મરી ગયો. નઝમુદ્દૌલા મોમીનખાનના પુત્ર મુફતખીરખાને નઝમખાનના મરણની ખબર બાદશાહને આપી અને પોતે પોતાની મેળે ખંભાતની હાકેમી લેઈ બેઠો. ૧૭૪૫ માં બાદશાહે તેને ખંભાતની હાકેમી ઉપર કાયમ કર્યો. નઝમખાનના મરણની ખબર સાંભળી તેના કુટુંબને દિલાસો આપવાને બહાને ફિદાઉદ્દિનખાન ખંભાત ગયો પણ તેને શહેરમાં પેસવા દીધો નહીં તેથી પાછો આવ્યો. પછી તે ઉમરેઠ ગયો અને રંગોજી સાથે રહ્યો. કાનોજી તાકપર ફકરૂદૌલા સાથે સોરઠ ગયો હતો તેણે હવે વનથળીને ઘેરો ઘાલ્યો અને વનથળી લીધી; મરેઠાઓને પોતાને દેશ જવાનો હવે વખત થયો તેથી કાનોજી તાકપર અને ફકરૂદૌલા ધોળકે આવ્યા અને નાયબ હાકેમ મહમ્મદ જાનબાઝને કાઢી મૂકયો. રંગોજી ખંડણીના હિસ્સા બાબત જવાનમર્દખાન સાથે વાંધો પડયો તેથી તે ધોળકે આવ્યો અને કાનોજી તથા ફકરૂદૌલાને મળી ગયો. પછી તેઓ બધા સાથે સાણંદ લૂંટી મુકામ નાખ્યો. પછી કાનોજી દક્ષિણમાં ગયો ને રંગોજી અને ફકરૂદૌલા આસપાસના મુલકમાંથી ખંડણી ઉઘરાવવા પાછળ રહ્યા. તેઓએ ઇસનપુર ઉપર ચઢાઈ કરી પણ ત્યાં

**ફકરૂદૌલાના પક્ષનું બળ વધ્યું.**

જવાનમર્દખાન સામે થયો. આ વખતે ફકરૂદૌલાએ તથા જવાનમર્દખાન બાબીએ ઇડરના રાજા રાયસિંગની મદદ માગી; પણ ફકરૂદૌલાએ જવાનમર્દખાન કરતાં વધારે સારી કબુલ કરી તેથી રાયસિંગ ફકરૂદૌલાને મળી ગયો. શેરખાન બાબી

પણ ફકરૂદૌલાને મળ્યો. આ પ્રમાણે કુમક મેળવી ફકરૂદૌલાએ અમદાવાદને ઘેરો ઘાલ્યો. અમદાવાદમાં આ પ્રમાણે મામલો ચાલતો હતો તેવામાં

મરેઠાઓમાં કજીયા.

ખંડેરાવ ગાયકવાડનો દત્તક પુત્ર હરીબા જે બોરસદમાં હતો તેણે રંગોજીના પેટલાદ તાબાનાં ગામો લૂંટયાં અને તેના નાયબને મારી નાખ્યો. એ સાંભળી રંગોજી અમદાવાદથી નિકળ્યો; તેણે હલ્લો કરી બોરસદ લીધું અને હરીબાને ગુજરાતમાંથી હાંકી કાઢયો. નડીઆદમાં જનાર્ધન પંડિત નામનો ખંડેરાવ ગાયકવાડનો નાયબ હતો તેને જવાનમર્દખાને તેડાવ્યો અને રંગોજીના કારભારીની જગોએ અમદાવાદમાં મરેઠાના હિસ્સાનો વહિવટ કરવા નિમ્યો.

આ વરસોમાં સુરતના રાજકારભારમાં કેટલાક અગત્યના ફેરફાર થયા હતા. ૧૭૩૪ માં મુલ્લાં મહમ્મદઅલીને તેઘબેગખાને ઝેરથી મારી નંખાવ્યો

સુરતની હકીકત, ૧૭૪૮.

તેનું વેર લેવાને નિઝામે સૈયદ મીથ્થનને મોકલ્યો હતો અને સૈયદ મીથ્થનને હારીને પાછું જવું પડયું હતું. તેઘબેગખાનના મરણ પછી સૈયદ મીથ્થન ફરીથી સુરત આવ્યો અને પોતાનો ભાઈ સૈયદ અચ્ચન જે બક્ષી હતો તેની સાથે રહ્યો. સુરતની હાકેમી લેવાને સૈયદ મીથ્થને ઘણો પ્રયત્ન કર્યો પણ આખરે ના ઉમેદ થઈ તેને આપઘાત કરવો પડયો. તેના ભાઈ સૈયદ અચ્ચને હુમલો કરી કિલ્લેદારને હાંકી મૂક્યો તથા કિલ્લો લીધો. આ પછી તેની અને હાકેમ સફદર મહમ્મદખાનની વચ્ચે ઘણા દહાડા સુધી લઢાઈ ચાલી, પણ એકેને જય મળ્યો નહીં. આખરે સૈયદ અચ્ચને વડોદરાના નાયબ મલ્હારરાવને મદદે બોલાવ્યો. તેમની ફોજે એકત્ર થઈ શહેર કબજે કરી લીધું. શહેરના ઘેરા વખતે મલ્હારરાવ કપાયો તેથી તે પછીનો સઘળો કારભાર સૈયદ અચ્ચનના હાથમાં આવ્યો. માજી હાકેમ સફદર મહમ્મદખાને શહેર તો છોડયું, પણ મુંગે મોંઢે ચાલ્યા જવું તેને ગમ્યું નહીં, તેથી કેટલાંક આદમી ઉભાં કરી તેણે કિલ્લા ઉપર ગોળા ચલાવ્યા.

સૈયદ અચ્ચને આરબ, તુરક, અંગ્રેજ, વલંદા, ફીરંગી વગેરે વેપારીઓની મદદ માગી. બધા વેપારીઓએ બાદશાહને તથા નિઝામને અરજી મોકલી વિનંતિ કરી કે સૈયદ અચ્ચનને હાકેમ બનાવવો. પછી તેઓએ સૈયદ અચ્ચનને મદદ કરી તેથી સફ્દર મહમ્મદખાન સિંધ જતો રહ્યો. ત્યાર પછી મુલ્લાં મહમ્મદઅલીના બેટા મુલ્લાં ફકરૂદ્દિનને સૈયદ અચ્ચન સાથે ટંટો થયો તેથી અચ્ચને તેને કેદમાં નાખ્યો. અંગ્રેજોની કોઠીનો વડો મી. લેમ્બ સૈયદ અચ્ચન પાસે ગયો અને મુલ્લાં ફકરૂદ્દિનને બોલાવી મંગાવવા તેને સમજાવ્યો. સૈયદ અચ્ચને કબુલ કર્યું પણ રસ્તામાંથી લેમ્બ ફકરૂદ્દિનને અંગ્રેજોની કોઠીમાં લેઈ ગયો અને ત્યાં વેશ બદલાવી મુંબાઈ મોકલી દીધો. એવામાં દામાજીનો પિત્રાઈ કેદારજી ગાયકવાડ તથા મલ્હારરાવ જેમને સૈયદ અચ્ચને પોતાની મદદમાં બોલાવેલા હતા તેઓ આવી પહોચ્યા. જો કે તેમની મદદ વગર સૈયદ અચ્ચનને ફતેહ મળી હતી તોપણ કેદારજીએ કરારમાં આપવા કરેલા ત્રણ લાખ રૂપીઆ માગ્યા. કેદારજીને ના કહેવાય એવી સૈયદની સ્થિતિ નહોતી તેમ તેને આપવાને રોકડું નાણું પણ તેની પાસે નહોતું, તેથી

ગાયકવાડને સુરતની ઉપજનો ત્રીજો હિસ્સો મળ્યો. ૧૭૪૭.

રૂપીઆ વળી રહેતા લગી સુરતની ઉપજનો ત્રીજો હિસ્સો આપવાનું તેણે કબુલ કર્યું. આ પહેલાંથીજ સુરતની ઉપજનો ત્રીજો હિસ્સો જંજીરાના યાકુદખાનના નાયબ હાફીજી મસુદખાનને આપેલો હતો તેથી સુરતના હાકેમને લેવાનો માત્ર ૧ હિસ્સો રહ્યો; અને આટલો હિસ્સો પણ હાકેમ (મુત્સદ્દી) અને બક્ષી વચ્ચે વહેંચી લેવાના હતા.

દુકાળ ૧૭૪૭.

આ વર્ષમાં (૧૭૪૭) ગુજરાતમાં સખત ધરતીકંપ થયો અને મોટો દુકાળ પડયો તેથી ઘણાં માણસ મુઆં. બીજે વર્ષે જવાનમર્દખાને જેતલપુર લેવાનો પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહીં. આ વખતે ઉમાબાઈ મરી ગઈ, અને ઉમાબાઈનો પુત્ર સગીર હોવાથી બાબુરાવ સેના-

પતિ તેનો વાલી નિમાયો. બાબુરાવની સ્ત્રી અંબિકા સાથે દામાજીના ભાઈ ખંડેરાવને સારો સંબંધ હતો તેથી ખંડેરાવ પોતાના ભાઈ દામાજીનો નાયબ નિમાયો. નાયબ નિમાયા પછી ખંડેરાવ એકદમ ગુજરાત આવ્યો અને હરીબા પાસેથી રંગોજીએ લઈ લીધેલું બોરસદ પાછું લેવા રંગોજી સામે ગયો. તેની મદદે આગા મહમ્મદ હુસેનની સરદારી હેઠળ મોમીનખાન તરફથી અને જનાર્ધન પંડિતની સરદારી નીચે જવાનમર્દખાન તરફથી એ પ્રમાણે બે ફોજો આવી. પાંચ મહિના ઘેરો ચાલ્યા પછી બોરસદ ખંડેરાવે લીધું અને રંગોજીને કેદ કર્યો. બોરસદ તાબે થયું એટલે રંગોજીની મદદે આવેલા શેરખાન બાબી અને રાજા રાયસિંગ વાડાસીનોર અને ઇડર પોતપોતાને ઠેકાણે ગયા. ફકરૂદૌલાને પેટલાદ મોકલ્યો અને ફિદાઉદ્દિનખાન ઉમરેઠ છોડી આતરસુંબાના ઠાકોર જેઠાને આશરે જઈ રહ્યો.

મરેઠાઓમાં ટંટા.

### ૧૧ અહમ્મદશાહ, બાદશાહ, ૧૭૪૮–૧૭૫૪.

૧૭૪૮ માં મહમ્મદશાહ મરી ગયો અને તેની પછી તેનો પુત્ર અહમ્મદશાહ ગાદીએ બેઠો. અહમ્મદશાહે ગાદીએ બેઠા પછી મહારાજ બખતસિંગને ગુજરાતનો ૫૯ મો સુબેદાર નિમ્યો. ગુજરાતની હાલત કેવી થઈ છે એ વાત વખતસિંગના જાણવામાં આવી હતી તેથી તેણે એવું બહાનું બતાવ્યું કે હું મારા મુલકમાંજ રહીને વધારે ઉપયોગી થઈ પડીશ. એ પ્રમાણે બહાનું બતાવી તે કદી ગુજરાતમાં આવ્યો નહી. દિલ્લીના બાદશાહે નિમેલો વખતસિંગ ગુજરાતનો છેલ્લો સુબો હતો. જો કે ફકરૂદૌલા મરેઠાઓની મદદથી ગુજરાતમાં થોડો ઘણો વગ ધરાવતો હતો તો પણ તેનામાં સુબેદાર થવાનું કૌવત નહોતું. વળી મહારાજ વખતસિંગની સુબેદાર તરીકે નિમાણૂંક થયાની વાત તેણે સાંભળી ત્યારે તે દિલ્લી જતો રહ્યો. આ વર્ષમાં અમદાવાદનો નગરશેઠ ખુશાલચંદ મરી ગયો. ખંડેરાવ

મહારાજ વખતસિંગ, ૫૯ મો સુબેદાર, ૧૭૪૮.

ગાયકવાડે રાઘવશંકરને અમદાવાદમાં પોતાનો નાયબ નિમ્યો અને સફદરખાન બાબી સાબરમતી કાંઠાના ઠાકોરો પાસેથી ખંડણી ઉઘરાવવા ફોજ લેઇ અમદાવાદથી નિકળ્યો.

આ અરસામાં બાજીરાવ પેશ્વાએ અદેખાઇને લીધે, ગાયકવાડની સત્તા તોડવા ફોજ મોકલી અને ખંડેરાવ ગાયકવાડના હાથમાંથી રંગોજીને છોડાવ્યો. દિલ્હી દરબારની સત્તા નબળી પડી ગએલી

અવ્યવસ્થા વધતી ગઈ.

જોઈ, હવેનાં વર્ષોમાં ગુજરાતના જૂદા જૂદા ભાગોમાં કેટલાક હિમત બહાદુરો બંડ મચાવી સ્વતંત્ર થવાને તજવીજ કરવા લાગ્યા. આમાં સૌથી વધારે ભયાનક બંડ પાટણના એક કસ્બાતીનું હતું. તેણે પાટણ લઈ પોતાની સત્તા એવી દઢ કરી કે તેન તાબે કરવા જવાનમર્દખાનને જાતે જવું પડ્યું. પછી જવાનમર્દખાન પોતાના ભાઇ સફદરખાન તથા જોરાવરખાનને ઉંઝાથી બોલાવી લઇ, તેમની સાથે અમદાવાદ આવ્યો. ફિદાઉદ્દનખાન આતરસુંબે રહેતો હતો તેણે પણ અમદાવાદ પાછા આવવાની રજા માગી, પણ જવાન મર્દખાનને એ વાત પસંદ પડી નહીં તેથી ફિદાઉદ્દીનખાન ભરૂચ જઇ રહ્યો. જનાર્ધન પંડિત ખેડા અને ભીલ પ્રગણામાં ખંડણી ઉઘરાવવા ગયો અને ખંડેરાવે સેવકરામને પોતાનો કારભારી નિમ્યો.

એ અરસામાં સુરતમાં સૈયદ અચ્ચને હાફીઝ મસઉદ હબશીને શહેરમાંથી કહાડી મૂકવાની તજવીજ કરી પણ તેમાં ફાવ્યો નહીં. શહેરના બીજા વગવાળા માણસો ઉપર પણ તેણે જુલમ કર્યો, તેથી તેઓએ હબશી સાથે મળી જઇ, તેના ઉપર કિલ્લામાં હુમલો કર્યો. અંગ્રેજ સિવાયના બીજા બધા વેપારી હુલ્લડખોરોમાં સામેલ થયા. અંગ્રેજોની કોઠીના વડા મી. લેમ્બનો મત એવો હતો કે ૧૭૪૭ માં સૈયદ અચ્ચનના લાભમાં આપણે બાદશાહને અરજ કરી હતી તેથી હવે તેના સામે થવાય નહીં. વલંદા, સૈયદ અચ્ચનના કટ્ટા દુશ્મન હોવાથી તેઓએ વહાણ મોકલી સફદર

વલંદા, સફદર મહમ્મદખાનને પાછો લાવ્યા.

મહમ્મદ ખાનને ઠઠ્ઠેથી પાછો બોલાવ્યો અને તેને સુરતનો નવાબ બનાવ્યો. પછી તેઓએ અંગ્રેજોની કોઠી ઉપર હલ્લો કર્યો. અંગ્રેજો હિમ્મતથી લઢયા તો ખરા પણ તેમના પહેરાવાળા ફુટી ગયા તેથી તેમની કોઠી લુંટાઈ. ઈ. સ. ૧૭૫૦ માં સૈયદ

સૈયદ અચ્ચન જતો રહ્યો. ૧૭૫૦.

અચ્ચન કિલ્લો હબશીને સોંપી પ્રથમ મુંબાઈ ગયો અને ત્યાંથી પૂને જઈ બાલાજીરાવ પેશ્વાને મળ્યો. સૈયદ અચ્ચનનો પક્ષ કરવા માટે મુંબાઈ સરકારે સુરતની કોઠીના વડા મી. લેમ્બને ઠપકો લખી મોકલ્યો તેથી એણે આપઘાત કર્યો. સત્તાને માટે ચાલતા આવેલા ઝઘડાથી કંટાળી સુરતના વેપારીઓએ નિઝામના દિવાન રાજા રઘુનાથદાસને લખ્યું કે અમને કોઈ હાકેમ પસંદ કરી આપો. તેણે પોતાના ભત્રિજા રાજા હરપ્રસાદને નવાબ અને મિરાતિ અહમદીના કર્ત્તાને તેનો દિવાન નિમ્યો. પણ રાજા હરપ્રસાદ સુરત આવતા પહેલાં તે અને તેનો બાપ લઢાઈમાં કપાઈ મુઆ.

આ વર્ષમાં (૧૭૫૦) ઈડરનો રાજા રાયસિંગ, વાડાસીનોરનો સફદરખાન બાબી અને ફિદાઉદ્દિનખાન જે થોડા વખતથી ભરૂચ આવી રહ્યો હતો તે મરી ગયા. જવાનમર્દખાનને હવે ખબર પડી કે મરેઠાઓનો વિચાર હમેશ ગુજરાતમાં રહેવાનો છે તેથી તે તેમની સામે થયો અને તેમને કાઢવાને બાલાજીરાવ પેશ્વા સાથે ખટપટ કરવા લાગ્યો. તેણે મરેઠાની ઉપજ એકઠી કરવાને પટેલ સુખદેવને નિમ્યો, અને દામાજીના માણસોને કાઢી મૂકવામાં પેશ્વાની મદદ માગી. આ વખતે પેશ્વા દખ્ખણમાં માજી નિઝામના પુત્ર સલાબતજંગ બહાદુરની સાથે લઢાઈમાં રોકાયો હતો, તેથી જવાનમર્દખાનને મદદ કરી શક્યો નહીં. વર્ષ

જવાનમર્દખાન અને પેશ્વા ૧૭૫૦.

આખરે જવાનમર્દખાન સાબરમતી કાંઠાના ઠાકોરો પાસે ખંડણી ઉઘરાવવા અમદાવાદથી નિકળ્યો. ૧૭૫૧ ની શરૂઆતમાં ભાવસિંગ

દેસાઇના તાબાના જેઠા પટેલના કહેવાથી તે પાછો આવ્યો અને વીરમગામ તાબાના વણોદ ગામ ઉપર હલ્લો કરી એ ગામ તાબે કર્યું. મિરાતિ અહમદીનો કર્ત્તા અલી મહમ્મદખાન જણાવે છે કે આ વખતે ઘણાં ખરાં પ્રગણાં મરેઠાઓના હાથમાં ગયાં હતાં અને જે બાકી હતાં તેમાં કરાર પ્રમાણે જવાનમર્દખાન પાસે તેઓ અરધો હિસ્સો લેતાં. આ પ્રમાણે હોવાથી નવા કર નાખ્યા છતાં આખા ગુજરાતની ઉપજ ચાર લાખ રૂપિયાજ આવતી અને આટલી ઉપજથી કોળીઓને વશ રાખવાનું અથવા થાણાં નીભાવી રાખવાનું બની શકે તેમ નહોતું.

પેશ્વા ને ગાયકવાડ; ૧૭૫૧.

૧૭૫૧ માં પેશ્વાએ છળ કરી દામાજીરાવને દખ્ખણમાં બોલાવ્યો અને તેને કેદ કરી તેના ગુજરાતના હક્ક તથા ગામોમાંથી અરધો હિસ્સો આપવાનું કબુલ કરાવ્યું. ગાયકવાડની ફોજ તથા ગાયકવાડ દખ્ખણમાં હતા એ અરસાનો લાભ લેઇ જવાનમર્દખાને સોરઠની ખંડણી ઉઘરાવી લીધી. પ્રથમ તે ગોઘા ગયો અને પછી ગોહિલવાડમાંથી ખંડણી લેઇ નવાનગર ગયો; ત્યાં જામ પાસેથી ખંડણી લેઇ તે અમદાવાદ પાછો આવ્યો. બીજે વર્ષે ( ૧૭૫૨ ) મરેઠાઓનો હિસ્સો પેશ્વા અને ગાયકવાડે અરધો અરધ વહેંચી લીધો છે એવી ખબર ગુજરાતમાં આવી; ખંભાતમાં મોમીનખાન ૨ જાને ગાયકવાડના કારભારી સાથે વારંવાર તકરાર થતી હતી તેથી તેણે પોતાના કારભારી વરજલાલને બાલાજી પેશ્વા પાસે મોકલી વિનંતી કરી કે ખંભાત તમારા હિસ્સામાં લો અને ગાયકવાડના કારભારીને બદલે તમારો કામદાર મોકલો. આ વાત બાલાજીરાવે કબુલ કરી; અને એ વખતથી ખંભાતમાં પેશ્વાનો કારભારી રહેવા લાગ્યો. એજ વર્ષમાં પેશ્વાનો ભાઇ રઘુનાથરાવ ગુજરાતમાં આવ્યો અને રેવાકાંઠા તથા મહીકાંઠાનાં પ્રગણાં તાબે કરીને સુરત ઉપર કુચ કરી. શેવકરામની જગોએ સિયાજી ધનગર દામાજીનો નાયબ નિમાયો ને પેશ્વાનો હિસ્સો ઉઘરાવવાને કૃષ્ણાજી આવ્યો.

અત્યાર સુધી ભરૂચ નિઝામની જાગીર તરીકે હતું અને તેનો કારભાર નિઝામ તરફથી નેક આલમખાન ચલાવતો. ૧૭૫૨ માં નેક આલમખાન મુઓ ત્યારે નિઝામે તેના દીકરાને તેની જગોએ તેજ નામથી કાયમ કર્યો. ૧૭૫૨ માં નિઝામના મુઆ પછી તેના વારસા બાબત તકરારો ચાલી તેમાં કોઇ વારસે ભરૂચનો દાવો કર્યો નહી, તેથી મરેઠાઓના હિસ્સા બદલ ઉપજમાંથી તેમને જે કંઈ આપવું પડતું તે શિવાય ભરૂચનો હાકેમ હવે સ્વતંત્ર જેવો જ થયો.

ભરૂચ હવે સ્વતંત્ર થયું. ૧૭૫૨.

પેશ્વાએ પાંડુરંગ પંડિતને પોતાના હિસ્સાની ખંડણી લેવા મોકલ્યો. એ અમલદાર મહી ઓળંગી ખંભાત આવ્યો. મોમીનખાને તેની સામા થવા તૈયારી કરી, પણ પંડિને તેને સમજાવી મેળવી લીધો. આખરે મોમીનખાને પંડિતની ફોજના ઘાસદાણાના સાત હજાર રૂપીઆ આપ્યા એટલુંજ નહીં પણ તેને ચાર નાની તોપો વાપરવા આપી. પછી પાંડુરંગ પંડિતે અમદાવાદ તરફ કુચ કરી. કાંકરીઆ તળાવ આગળ છાવણી નાખી તેણે શહેરને ઘેરો ઘાલ્યો, પણ જવાનમર્દખાને શહેરનો બચાવ કર્યો. આ ઘેરાની વખતે પંડિતે થોડી ફોજ મોકલી મિરાતિ અહમદીના કર્ત્તા અલી મહમ્મદખાન બહાદુરની જાગીરનું નીકોલ ગામ લૂંટયું. અમદાવાદના ઘેરામાં કંઇ મળ્યું નહીં તેથી પાંડુરંગ પંડિતે સલાહ કરવાની વાત ઉપાડી. જવાન મર્દખાન પણ સલાહ કરવાને આતુર હતો. આખરે જવાન મર્દખાન પાસેથી થોડા રૂપીઆ તથા એક ઘોડી ભેટ તરીકે લેઇ પાંડુરંગ પંડિત સોરઠ ગયો.

પાંડુરંગ પંડિતના જવાથી જવાન મર્દખાનની ચિંતા થોડો વખત દૂર થઇ. મહમ્મદ મુબારીઝ શેરવાણીને અમદાવાદમાં નાયબ તરીકે મૂકી તે પોતાના ભાઇ જોરાવરખાન બાબી સાથે સાબર કાંઠાની ખંડણી ઉઘરાવવા નિકળ્યો. આ અરસામાં પેશ્વાએ પોતાના ભાઇ રઘુનાથરાવને ફોજ લઈ ગુજરાતની જીત પૂરી કરવાને મોકલ્યો અને તેને મદદ કરવાની શરતે

મરેઠાની ચઢાઈ.

દામાજી ગાયકવાડને કેદમાંથી છોડયો. રઘુનાથરાવ આવવાનો છે એવી ખબર કેટલાક જણને મળેલી હોવાથી તેમણે જવાનમર્દખાનને સમજાવેલો કે તમારે શહેર છોડવું નહીં, પણ જોરાવરખાનને ખંડણી ઉઘરાવવા મોકલવો. આ વાત જવાનમર્દખાને માની નહીં અને કહ્યું કે હું શહેરથી સાઠ માઇલ કરતાં વધારે છેટે જઇશ નહીં, અને તે કરતાં આગળ જવાની જરૂર પડશે તો મારા ભાઇને મોકલીશ. ખંડણી ઉઘરાવતો ઉઘરાવતો જવાનમર્દખાન અમદાવાદની ઉત્તરે ૭૫ માઇલ ઉપર પાલણપુરની સરહદ ઉપર આવી પહોચ્યો. અહીં તેને પાલણપુરનો હાકેમ મહમ્મદ બહાદુર ઝાલોરી મળ્યો. મરેઠા આવવાના છે એ વાત જવાનમર્દખાન ભૂલી ગયો અને બેવકુફીથી સિરોહી પ્રગણું લૂંટવાને અમદાવાદથી ૧૫૦ માઇલ દૂર ગયો. એવામાં રઘુનાથરાવ, દામાજી ગાયકવાડ સાથે એકાએક ગુજરાત આવ્યો અને અમદાવાદ ખબર આવી કે મરેઠા નર્મદા પાર કરી આવે છે. શહેરના લોકે જવાનમર્દખાનને બોલાવવા ઉપરાઉપરી બેપારા મોકલ્યા અને દરવાજા મજબૂત કરાવ્યા. પરાંમાં રહેનારા કુટુંબ સાથે શહેરમાં આવી રહ્યા. જવાનમર્દખાન અમદાવાદમાં નથી એમ જાણી રઘુનાથરાવ ઉતાવળે કુચ કરી મહી નદી ઉતરી ફોજની એક તુકડી સાથે વિઠ્ઠલ સુખદેવને આગળથી મોકલ્યો. દામાજી ગાયકવાડના તાબાથી નડીઆદના જાગીરદાર કાસાજીએ અમદાવાદ તરફ કુચ કરી અને અમદાવાદથી ત્રણ માઇલ દૂર મહેમદાવાદ ખોખરી લૂંટ્યું. એવામાં વિઠ્ઠલ સુખદેવ ખેડે જઇ પહોચ્યો અને ત્યાંના મુખી મહમ્મદ બાબીના બેટા મહમ્મદ દુરાનને સાથે લઇ આગળ ચાલ્યો. થોડા વખતમાં રઘુનાથરાવ પણ આવી પહોચ્યો અને એ બંનેની ફોજ આગળ ચાલી અને કાંકરીઆ તળાવ આગળ છાવણી કરી. બીજે દિવસે રઘુનાથરાવે ત્યાંથી મુકામ ખસેડી સાબરમતીને કાંઠે હઝરતશાહ ભીખનની કબર આગળ મુકામ કર્યો. તેની ફોજ ત્રીસ ચાળીસ હજાર ઘોડેસ્વારોની હતી, તેને તેણે ત્રણ ભાગમાં વહેંચી નાખી શહેરને ઘેરો ઘાલ્યો. શહેરની ઉત્તર તરફ લડવાને દામાજીને મોકલ્યો, પૂર્વ તરફ ગોપાળ હરીને મોકલ્યો, અને દક્ષિણ અને પશ્ચિમ તરફ રઘુનાથરાવ પોતે રહ્યો.

**જવાનમર્દખાન પાછો આવ્યો.**

સિરોહીથી જવાનમર્દખાન થરાદ અને વાવ તરફ પશ્ચિમમાં ગયો, તેથી પ્રથમ ગયેલા ખેપીઆ તેને મળી શક્યા નહીં. રઘુનાથરાવ આવી પહોંચ્યો અને કાંકરીઆ તળાવ ઉપર છાવણી નાખી તે વખતે ગયેલા ખેપીઆમાંનો મદન નામનો ખેપીઓ વાવ થઈ થરાદ આવ્યો, અને બનેલી હકીકત જવાનમર્દખાનને કહી. ખબર સાંભળી કે તરત જવાનમર્દખાન તાકીદે કુચ કરી રાધનપુર, ને ત્યાંથી પાટણ, ને ત્યાંથી કડી થઈ અમદાવાદ આવ્યો, તે રાતે જુગતીથી શહેરમાં જુસ્સો વધ્યો અને બચાવનું કામ હોંસથી ચાલ્યું. ઘણી ચોકસી રાખ્યા છતાં એક દહાડો રાતને વખતે સાતસેં મરેઠા કોટ ઉપર ચઢી શહેરમાં દાખલ થયા, પણ તેઓ કંઈ નુકસાન કરી શકે તે પહેલાં જણાઈ આવ્યા તેથી તેઓને ઘણી કતલ સાથે શહેર બહાર હાંકી કાઢવામાં આવ્યા.

**જવાનમર્દખાને બહાદુરીથી શહેરનો બચાવ કર્યો.**

રાતે પેઠેલા એ મરેઠા એકાદ દરવાજો ઉઘાડશે એવી આશાએ ઘેરો ઘાલનારનું ઘણું ખરૂં લસ્કર નજીક આવી વાટ જોઈ રહ્યું હતું, પણ આખરે નિરાશ થઈ તેમને પાછું હઠવું પડ્યું. હવે રઘુનાથરાવે સલાહની માગણી કરી, પણ જવાનમર્દખાને તે કબુલ કરી નહી. આથી રઘુનાથરાવે ઘેરો આગળ ચલાવવામા વધારે મહેનત કરી; તેણે ઘણીક સુરંગ ઉરાડી પણ કોટની દીવાલ જાડી હોવાથી બાકું પડ્યું નહીં. જવાનમર્દખાને હવે શહેરમાં મરેઠાના કારભારીઓને કાઢી મૂક્યા; અને શહેરનો બચાવ જારી રાખી પાટણથી પોતાની ફોજ બોલાવેલી તેને રાતે કકડે કકડે શહેરમાં દાખલ કરી. પછી ખોરાકની તંગી અને ચઢેલા પગાર માટે ફોજના પોકારથી ઘભરાઈ તેણે અમલદારો પાસેથી પચાસ હજાર રૂપિયા જબરાઈથી કઢાવ્યા. જવાનમર્દખાનની પોતાની પાસે ઘણો પૈસો છે એમ છતાં એણે હલકાઈ વાપરી અમારી પાસેથી નાણું કઢાવ્યું એવો વિચાર કરી અમલદારો ઘણા નારાજ થયા. આથી કરીને તેઓ જવાન-

મર્દખાનની સામે બબડવા લાગ્યા અને ઉઘાડી રીતે કહેવા લાગ્યા કે હવે દુશ્મનને તાબે થવામાંજ માલ છે. આવી સ્થિતિમાં આવી પડવાથી જવાનમર્દખાનને પોતાની મરજી વિરૂદ્ધ રઘુનાથરાવ સાથે કોલકરારની વાત ઉપાડવાની જરૂર પડી.

જવાનમર્દખાને સલાહ કરી.

રઘુનાથરાવ પોતે પણ એટલો બધો હિમ્મત હારી ગયો હતો કે એક મહીનો વાટ જોઇ ઉપજની ચોથ લેવાની સરતે સલાહ કરી પાછા ફરવાનો તેણે નિશ્ચય કર્યો. જો જવાનમર્દખાને પોતાના પૈસાથીજ ફોજનો પગાર ચુકવી આપ્યો હોત અને અમલદારોને ન સતાવતાં રાજી રાખ્યા હોત તો શહેર ખોવાનો તેને વખત આવત જ નહીં. જવાનમર્દખાને વિઠ્ઠલ સુખદેવની મારફતે કોલકરારનો સંદેશો કહેવડાવ્યો તેથી રઘુનાથરાવને તો જોઇતું હતું તે મળ્યું. આખરે એવું ઠર્યું કે મરેઠાઓ જવાનમર્દખાનની ફોજનો પગાર ચુકવવા એક લાખ રૂપિયા આપે અને વળી એક હાથી અને બીજી કિંમતી ચીજો ભેટ આપે; શહેરનો બચાવ કરનારી ફોજ લડાઇની બધી આબરૂ સાથે શહેર છોડી જાય; જવાનમર્દખાન તથા તેના ભાઇઓને જાગીર તરીકે પાટણ, વડનગર, સમી, મુંજપુર, વિસનગર, થરાદ, ખેરાળુ એ પ્રમાણે પ્રગણાં અને તરવાડા અને વિજાપુર સાથે રાધનપુર મળે; એ જાગીર ઉપર મરેઠાઓનો કોઇપણ લાગો રહે નહીં; જવાનમર્દખાનનો એક ભાઈ ત્રણસેં ઘોડાં તથા પાંચસેં પેદલ સાથે મરેઠાની નોકરીમાં રહે અને તેનું ખરચ મરેઠા આપે; પેશ્વાનું, તેના નાયબનું અથવા બીજા કોઇ સરદારનું લશ્કર જવાનમર્દખાનના મુલકમાં કદી આવે નહીં અને અમદાવાદમાં કોઈ અમલદાર ખાન બહાદુરના કોઇ પણ જુના અથવા નવા મકાનમાં ઉતરે નહીં; જવાનમર્દખાનના કુટુંબના બીજા માણસો, મહમ્મદખાન, ખાનદૌરાન, અને આબીદખાન એઓની જાગીર ખેડા, કરઆમાતર અને બાન્સ મહુધામાં હાથ ઘાલવો નહીં; અને કાયમ કુલીખાન અથવા જોરાવરખાનની જમીનોમાં પગ પેસારો કરવો નહીં.

આ કરાર ઉપર રઘુનાથરાવે સહી તથા મહોર કરી અને દામાજી ગાયકવાડે અરધા ભાગીઆ તરીકે અને મલ્હારરાવ હોલ્કર, જય આપા સિંધીઆ રામચંદ્ર વિઠ્ઠલ સુખદેવ, સખારામ ભાગવત અને માધવરાવ ગોપાળરાવ એઓએ હામીદાર તરીકે સહીઓ કરી. પછી એ સલાહનો લેખ જવાનમર્દખાનને આપવામાં આવ્યો એટલે તે પોતાની ફોજ સાથે શહેરમાંથી નીકળી પાટણ ગયો અને ૧૭૫૩ ના એપ્રીલની બીજી તારીખે મરેઠાઓએ અમદાવાદ પોતાને હવાલે લીધું.

મરેઠાઓએ અમદાવાદ લીધું.

રઘુનાથરાવે દામાજીની સાથે અમદાવાદના રાજકારભારની ગોઠવણ કરી અને શ્રીપતરાવને પોતાનો પ્રતિનિધી કરી ત્યાં રાખ્યો. પછી તે લીંમડી અને વઢવાણના ઠાકોરો પાસેથી ખંડણી લેવા ઝાલાવાડ ગયો. લીંમડીના હરભંમજીએ દર સાલ ચાળીસ હજાર રૂપિયા આપવા કબુલ કર્યું. પછી ચોમાસાને લીધે તે ધોળકે આવ્યો. પટેલ વિઠ્ઠલ સુખદેવે પાલણપુરના હાકેમ મહમ્મદ બહાદુર પાસે એક લાખ પંદર હજાર રૂપિયા આપવા કબુલ કરાવ્યું. ધોળકેથી રઘુનાથરાવ ખંભાતથી દસ માઇલ ઉપર તારાપર આવ્યો અને હર સાલ દશહજાર રૂપિયા આપવાનું મોમીનખાન પાસે કબુલ કરાવ્યું. વાત્રકકાંઠાની ખંડણી ઉઘરાવી દામાજી ગાયકવાડ કપડવણજ ગયો, અને શેરખાનબાબી પાસેથી તે લીધું. કપડવણજથી તે નડીઆદ આવ્યો અને શેવકરામને ગુજરાતની ઉપજનો પોતાનો હિસ્સો લેવાને ઠેરવ્યો.

મરેઠાઓએ ખંડણી ઉઘરાવી.

આ સાલમાં અમદાવાદની ટંકશાળમાં દિલ્હીના બાદશાહના નામના શિક્કા પડતા બંધ થયા. ઘેરાની વખતે શહેરનાં જે પરાં ઉજ્જડ થયાં તે ફરીથી વસ્યાં નહીં. કોળીઓએ લુંટફાટ ચલાવવા માંડી; તેમનો જૂલમ એટલો બધો વધી ગયો કે તેઓ બૈરાં છોકરાંને પણ લઈ જતા

બાદશાહના નામના શિક્કા બંધ થયા.

અને ગુલામ દાખલ વેચી દેતા. ચોમાસુ પૂરૂં થયે (૧૭૫૪) અમદાવાદની ફોજના ઉપરી શેતુજી અને વીરમગામના હાકેમ શંકરજી ખંડણી ઉઘરાવવા સોરઠ ગયા. જો કે દિલ્લીના બાદશાહની સત્તા ગુજરાતમાંથી લગભગ નાબુદ થઇ હતી તોપણ આ સાલમાં બાદશાહે કાઝી રૂકનુલ્લહકખાનને અમદાવાદનો કાઝી નિમ્યો. શ્રીપતરાવ ખંભાત જીતવાને આતુર હતો તેથી વર્ષ આખરે તેણે ખંભાત તરફ કુચ કરી. ત્યાં આગળ બે લડાઇઓ થઈ પણ તેમાં મરેઠાઓને પૂરેપુરી જીત મળી નહીં તેથી મોમીનખાને સાત હજાર રૂપિયા આપવા કબુલ કર્યા તે લેઈ શ્રીપતરાવ અમદાવાદ આવ્યો.

ખંભાતમાં મરેઠાઓને બરોબર ફતેહ મળી નહીં તે જોઈ કોળી લોકોએ બંડ ઉઠાવ્યું. તેમને તાબે કરવાને રાઘવશંકરને મોકલવામાં આવ્યો.

કોળી લોકોનું બંડ.

બહિઅલમાં લુહારા આગળ લડાઇ થઈ તેમાં રાઘવશંકરે કોળીઓને વિખેરી નાખ્યા; પણ કોળી લોકો ફરીથી ભેગા થયા અને મરેઠાને પાછા વાળ્યા. આ વખતે શેતુજી અને શંકરજી સોરઠથી પાછા આવ્યા. શેતુજીને ભીલ પ્રગણામાં કોળીઓ સામે મોકલવામાં આવ્યો. શેતુજી હાર્યો તેથી એટલો બધો શરમાયો કે બારોબાર દખ્ખણ ચાલ્યો ગયો અને તેની જગોએ દંડુ દાતારી નિમાયો.

આ વર્ષમાં ભરૂચનો હાકેમ નેકઆલમખાન ૨ જો મરી ગયો. તેનો ભાઈ ખેરતલખાન નેકઆલમખાનના દીકરા હામીદબેગને કાઢી મૂકી પોતે હાકેમ થયો. હામીદ બેગ સુરત જઈ રહ્યો. પેશ્વાનો હુકમ લઇ તેના પ્રતિનિધી ભગવંતરાવે ખંભાત ઉપર કુચ કરી. મોમીનખાનનો કારભારી વરજલાલ આ વખતે પુનામાં હતો, તેણે મોમીનખાનને ખબર આપી તેથી મોમીનખાન તૈયાર થઈ રહ્યો. ભગવંતરાવ ખંભાત આવી પહોંચ્યો ત્યારે તેણે મોમીનખાન તરફ કંઇ દુસ્મનાવટ બતાવી નહીં તેથી મોમીનખાને તેની સારી બરદાશ કરી; પણ ભગવંતરાવે અમદાવાદથી સાલીમ જમાદા-

રને ફોજ સાથે તેડાવવાનો કાગળ લખેલો તે પાછળથી મોમીનખાનના હાથમાં આવ્યો તેથી મોમીમખાને ભગવંતરાવને મુકામે જઈ તેને એકદમ કેદ કર્યો. ભગવંતરાવ કેદ પકડાયાની પેશ્વાને ખબર પડી એટલે જંબુસરના હાકેમ ગણેશ આપાને તેમજ વીરમગામ, ધંધુકા, અને બીજી જગાઓના હાકેમોને એકદમ ખંભાતપર કુચ કરવા તેણે હુકમ કર્યો. તેઓએ જઇ ખંભાતને ઘેરો ઘાલ્યો; ત્રણ મહીના ઘેરો રહ્યો તોપણ તેમને કંઇ ફતેહ મળી નહીં તેથી આખરે એવું ઠેરવ્યું કે ભગવંતરાવને છૂટો કરવો અને મોમીનખાનની સ્થિતિમાં કંઇપણ ફેરફાર કરવો નહીં. આ પછી થોડે વખતે પેશ્વાએ શ્રીપતરાવને પાછો બોલાવી લીધો અને તેની જગાએ રાઘો નામના અધિકારીને નિમ્યો. આ અરસામાં ભરૂચનો હાકેમ ખેરતલપખાન મરી ગયો અને તેના વારસા સંબંધમાં ટંટા ઉત્પન્ન થયા. છેવટે ખેરતલપખાનના ભત્રિજા હામીદ બેગને તેની જગો મળી; થોડા વખત પછી બાદશાહે પણ તેને એ જગો ઉપર કાયમ રાખ્યો અને નેકનામખાન બહાદુરનો ઇલકાબ આપ્યો.

**મરેઠાઓએ ખંભાતને ઘેરો ઘાલ્યો ૧૭૫૪.**

## ૧૨. બાદશાહ આલમગીર, ૨ જો. ૧૭૫૪–૧૭૫૯.

૧૭૫૪ ના વર્ષમાં દિલ્હીમાં અહમદશાહ બાદશાહને ગાદીએથી ઉઠાડી મૂક્યો અને ઝહાંનદારશાહના બેટા આઝીઝુદ્દીનને આલમગીર ૨ જો એ નામથી તખ્ત ઉપર બેસાડવામાં આવ્યો. કેદમાંથી છૂટયા પછી ભગવંતરાવ નાપાડના કિલ્લામાં રહ્યો. અને થોડા વખત પછી મોમીનખાનનાં ગામો લૂંટવા લાગ્યો. મરેઠાનો હિસ્સો મોમીનખાને આપેલો નહીં તેથી લઢાઇઓ ચાલી અને આખરે મોમીનખાને ૧૦,૦૦૦ રૂપિયા આપવા કબુલ કર્યાથી ભગવંતરાવે તેની સાથે સલાહ કરી. આ સલાહ, સદાશીવ દામોદરનો કારભારી તુકાજી, ભગવંતરાવને મદદ

**મોમીનખાન સાથે ફરીથી ઝઘડો, ૧૭૫૪.**

કરવા ગુજરાતમાં આવ્યો હતો તેની દરમ્યાનગિરીથી થઇ. મોમીનખાન પાસે રોકડ નાણું આપવાને નહોતું તેથી તુકાજી તેનો જામીન થયો અને પછી તુકાજી અને ભગવંતરાવ દખ્ખણ જતા રહ્યા. આ પછી મોમીનખાનની ફોજ પગાર માટે બુમાટ કરવા લાગી. તેની પાસે પગાર આપવા જેટલું નાણું નહીં હોવાથી તેણે લીંબડી તાબાનાં ગામ લૂંટવાને ફોજનાં કેટલાંક માણસોને મોકલ્યાં અને લૂંટમાં મળેલી મિલકત ફોજને વહેંચી આપી.

બીજે વર્ષે ( ૧૭૫૫ ) મોમીનખાન ગોઘે ગયો. ગોઘા બંદર પ્રથમ ખંભાતને તાબે હતું, પણ પાછળથી શેરખાન બાબીના હાથમાં ગયેલું અને હાલ પેશ્વાના હાથમાં હતું. મોમીનખાને ગોઘા લઈ લીધું અને ત્યાં ઇબ્રાહીમ કુલીખાનની સરદારી નીચે સો આરબ રખેવાળ તરીકે મૂકી પોતે ખંડણી ઉઘરાવતો ઉઘરાવતો ખંભાત પાછો આવ્યો. ત્યાર પછી તેણે ફિદાઉદ્દિનખાનના બેટા મહમ્મદ ઝમાનખાન અને કારભારી વરજલાલના હાથ નીચે ફોજ આપી ગોહિલવાડ અને કાઠીઆવાડમાં ગામો લૂંટવાને અને નાણું એકઠું કરવાને મોકલ્યા. અહીં તેઓ ફોજનો ચઢેલો પગાર આપવા જેટલું નાણું મળતા લગી રહ્યા અને પછી ખંભાત આવ્યા. પછી મોમીનખાને પેટલાદ તાબાનાં કેટલાંક ગામ લૂંટયાં; અને છેવટે દેવાણના કાળીઓ સાથે લઈ જંબુસર ઉપર હુમલો કર્યો અને ઘણો માલ લઈ આવ્યો. એ પછી મોમીનખાને બોરસદ ઉપર કુચ કરી તેને ઘેરો ઘાલ્યો. બોરસદનો કિલ્લો તે લેવાની તૈયારીમાં હતો એવામાં દામાજી ગાયકવાડનો દીકરો સયાજીરાવ વડોદરેથી ફોજ લઈ આવી પહોચ્યો અને ઘેરો ઘાલનાર ઉપર એકદમ છાપો માર્યો. મુસલમાની ફોજ સામી થઇ પણ સયાજી પાસે પુરતાં માણસો નહીં હોવાથી તે પાછો ફર્યો. સયાજીના ગયા પછી મોમીનખાન બોરસદનો ઘેરો ઉઠાવી ખંભાત ગયો.

મોમીનખાને ગોઘા લીધું.

૧૭૫૬ માં ભારે વરસાદ થયો તેથી અમદાવાદનો કોટ ઘણે ઠેકાણેથી તૂટી પડયો. કોટ તૂટી પડ્યાની તથા મરેઠાઓના

મોમીનખાને અમદાવાદ પાછું લીધું, ૧૭ અક્ટોબર ૧૭૫૬.

જુલમથી લોક કંટાળી ગયેલા હોવાની મોમીનખાનને ખબર પડી તેથી અમદાવાદ પાછું લઈ લેવાનો તેણે મનસુબો કર્યો. મરેઠાઓની ફોજનું કૌવત જાણી લેવાને તેણે બાતમીદારો મોકલ્યા અને દેશના વગવાળા સરદારો સાથે દોસ્તી કરવાની તથા ફોજ વધારવાની તજવીજ ચલાવી. આ અરસામાં મરેઠાના પ્રતિનિધિ રાઘોજીને એક રોહીલાએ મારી નાખ્યો. રાઘોજીના મરણની ખબર સાંભળતાંજ મોમીનખાને પોતાના ભત્રીજા મહમ્મદ જમાનખાનને થોડાંક માણસો સાથે આગળથી મોકલ્યો અને પછી ૧૭૫૬ ની સાલ આખરે પોતે પણ ખંભાતથી નિકળ્યો અને વાત્રક ઉપર છાવણી કરી. અહીંથી તે ખેડે ગયો અને ખેડેથી અમદાવાદ ગયો. અમદાવાદનાં પરાંમાં એક બે લડાઈ કર્યા પછી મુસલમાનો ભાગેલા કોટમાંથી શહેરમાં દાખલ થયા અને દરવાજા ઉઘાડી નાખ્યા એટલે મોમીનખાનની ફોજ શહેરમાં દાખલ થઈ. કોળીઓએ લૂંટ ચલાવી અને છેક પાસે પાસેની લડાઈ થઈ તેમાં મરેઠા હાર્યા અને ઘણી મુશીબતે શહેરમાંથી નિકળી નાઠા. કોળીઓએ વલંદાની કોઠી લૂંટવા માંડી. પણ વલંદા જુસ્સાથી સામા થયા; આખરે મોમીનખાનનો એક મદદગાર શંભુરામ નામનો નાગર બ્રાહ્મણ હતો તે વચ્ચમાં પડ્યો અને કોળીઓને વીખેરી નાખી વલંદાઓને શાંત કર્યા.

જવાનમર્દખાન મરેઠાઓની મદદે આવે છે.

આ અરસામાં મરેઠાઓએ જવાનમર્દખાનને મદદમાં બોલાવેલો તેથી તે પાટણથી નિકળ્યો; પણ તે માણસા પેથાપુર આગળ આવ્યો ત્યારે તેણે મોમીનખાને અમદાવાદ લીધાની વાત સાંભળી. કલોલ મુકામે કડીનો હાકેમ હરભમરામ તેની સાથે સામેલ થયો. તેઓએ એવો ઠરાવ કર્યો કે સદાશીવ દામોદરને બોલાવવા જોરવરખાન બાબીને મોકલવો અને તેના આવતા સુધી વીરમગામમાં વાટ જોવી. આસ-કવાડનો નાયબ શેવકરામ ધોળકે નાશી ગયો. મોમીનખાન પોતે હવે આ-

ગળ વધ્યો અને તા. ૧૭ અક્ટોબર સન ૧૭૫૬ ને રોજ અમદાવાદમાં દાખલ થયો. તેણે શંભુરામને પોતાનો નાયબ બનાવ્યો. હવે સદાશીવ દામોદર જવાનમર્દખાનને વીરમગામમાં મળ્યો અને જવાનમર્દખાનની સલાહથી એવું ઠર્યું કે આગળ પગલાં ભરતા પહેલાં પેશ્વાને મદદ માટે લખવું. ફોજ સાથે નોકરી કરવાના બદલામાં જવાનમર્દખાન મોટી જાગીર ભોગવતો હતો એમ છતાં લશ્કરના ખર્ચ માટે મરેઠાઓ પાસેથી દરરોજના ૫૦૦ રૂપિયા લેતો. પછી જવાનમર્દખાન અને મરેઠા સાણંદ અને જેતલપુર આવ્યા અને ત્યાંથી તેમણે ખંભાત તરફ કુચ કરી. રસ્તામાં તેમને મોમીનખાનની ફોજની ટુકડી મળી તેનાથી તેઓ હાર્યા. મોમીનખાને કડી ઉજ્જડ કરવા ફોજ મોકલી પણ કડીના હાકેમ હરભંમરામે એ ફોજને હરાવી તેમની તોપો લઈ લીધી. મોમીનખાને ગોધા લીધાની ખબર બાદશાહે સાંભળી ત્યારે તેને ઇનામ તરીકે એક તલવાર મોકલાવી અને અમદાવાદ લીધાની ખબર જાણી ત્યારે તેને ઘણી શાબાશી આપી. એથી ઉલટ બાળાજીરાવ પેશ્વા મોમીનખાનની ફતેહથી ઘણો ગુસ્સે થયો. તેણે સદાશીવ રામચંદ્રને પોતાના નાયબ તરીકે ગુજરાત મોકલ્યો અને દામાજી અને ખંડેરાવ ગાયકવાડ તેમની ફોજ સાથે તેની સામેલ રહ્યા. અમદાવાદ પાછું આપવાની ના પાડી મોમીનખાન લઢવાને તૈયાર થયો. સદાશીવ રામચંદ્ર તથા દામાજી અને ખંડેરાવ ગાયકવાડ આગળ વધ્યા અને મહી ઓળંગી ખેડે આવ્યા. અહીં તેમને જવાનમર્દખાન અને ગુજરાતમાંની મરેઠી ફોજ મળી. પછી બધા ભેગા થઈ રાજધાની આગળ આવ્યા અને કાંકરીઆ તળાવ પાસે છાવણી નાંખી.

મરેઠાઓએ શહેરને ઘેરો ઘાલ્યો, પણ શંભુરામની મદદથી મોમીનખાને જબર બચાવ રાખ્યો. અત્યાર લગણ જવાનમર્દખાનને તેની તથા તેના ભાઇની ફોજના પગાર બદલ દરરોજ ૧૫૦૦ રૂપિયા મળતા હતા. તેઓએ જેટલાં માણસ રાખ્યાં હતાં તેટલાંને માટે આટલી રકમ સદાશીવ રામચંદ્રને ભારે લાગવાથી તેણે તે રકમ કમી કરી અને ફોજનાં માણસોને પોતાની નોકરીમાં રાખ્યાં. ઘેરાનું કામ એક મહિનો ચાલ્યા પછી મોમીન-

ખાનની ફોજ પગારને માટે બુમો પાડવા લાગી. શંભુરામે શહેરના લોકો પાસેથી એક લાખ રૂપિયા ભેગા કરી થોડો વખત ફોજને શાંત પાડી. ફોજે થોડા વખત પછી ફરીથી કકળવા માંડ્યું ત્યારે તેમનું મન બીજી બાબત તરફ ખેંચવાના ઇરાદાથી શંભુરામે સઘળે દરવાજેથી રાતે સામટો ધસારો કરી બહાર નિકળી પડવાનો હુકમ કર્યો. આ પ્રસંગે બંને બાજુનાં ઘણાંક માણસ કપાઇ ગયાં અને શહેરના ઘણાક લોક શહેર છોડી ચાલ્યા ગયા. શહેરના જે લોકો નાશી ગયા તેમનાં તાંબાનાં વાસણ ગાળી તેના શિક્કા પાડી ફોજના આદમીઓને આપવામાં આવ્યા. આ પ્રમાણે મામલો ચાલી રહ્યો હતો એવામાં બાદશાહે મોમીનખાનને બહાદુરનો ઇલકાબ આપ્યો અને આબરૂનો પોશાક મોકલ્યો. બાદશાહની સત્તા માત્ર નામનીજ રહી હતી, તોપણ મોમીનખાને બાદશાહનું ફરમાન લેઇને આવનારને સામા લેવા જવા ઘેરો ઘાલનારાઓની પરવાનગી માગી અને તેમણે પરવાનગી આપી. મરેઠાઓએ બમણો જુસ્સો બતાવ્યો, શહેરમાં અનાજ જતું અટકાવ્યું અને બીજો ઘણો પ્રયત્ન કર્યો તો પણ શહેરનો બચાવ મોમીનખાને એવી સારી રીતે કર્યો કે મરેઠાઓનું કાંઈ ફાવ્યું નહીં. આ અણીને વખતે ઇડરનો રાજા શીવસિંગ જે મોમીનખાનનો મિત્ર હતો તેણે તેની મદદે સજાણસિંગ હજારીને ફોજ સાથે મોકલ્યો. સજાણસિંગ અમદાવાદ આવતો હતો ત્યારે હરભંમરામે કેટલાક મરાઠા સાથે લઈ તેની પર હુમલો કર્યો. મોમીનખાને મહમદ લાલ રોહીલાને સજાણસિંગની મદદમાં મોકલ્યો. એકે પક્ષની જીત થઈ નહીં એવી લડાઈ થઈ; પછી સદાશીવ રામચંદ્રે કાલીકોટના કિલ્લાપર હુમલો કર્યો. આ કિલ્લાનો જમાદાર નુરમહમદે ફતેહમંદીથી બચાવ કર્યો તેથી મરેઠાઓને પાછું ફરવું પડ્યું. મરેઠાઓએ શંભુરામને ફોડી પોતાની તરફ લેવાને ઘણી તજવીજ કરી પણ ફાવ્યા નહીં. કોળીઓની બેવફાઇથી તથા નાણાંની તંગીથી કિલ્લાનો બચાવ કરનારી ફોજ ઘણા ગભરાટમાં હતી તોપણ મોમીનખાનને વફાદારીથી વળગી રહી. મોમીનખાન ફોજને પગાર આપવાનાં નાણાંની તંગીમાં હતો

તોપણ પાછો હઠ્યો નહીં; પછી મરેઠાઓએ મોમીનખાનના કેટલાક અમલદારોને ફોડવાની તજવીજ કરી, તેમાં પણ તેઓ ફાવ્યા નહીં. શંભુરામે બહાર ધશી આવી સદાશીવ રામચંદ્રની છાવણીપર છાપો માર્યો અને તેના તંબુ બાળી નાખી સદાશીવ રામચંદ્રની જાત સિવાય બીજું બધું લઈ લીધું.

ઘેરાની આ હાલત હતી એવામાં આઉધનો સુબેદાર હસનકુલીખાન બહાદુર સંસારનો ત્યાગ કરી મક્કે હજ કરવા જતો હતો. લખનૌના નવાબ સુજા-ઉદ-દૌલાએ તેને કહ્યું કે રસ્તામાં બાલાજી પેશ્વાને મળજો અને અમદાવાદના મામલામાં સલાહ કરાવવાની તજવીજ કરજો. આ ઉપરથી શાહનુર એવું નામ ધારણ કરી તથા ફકીરનો વેશ લઇ હસનકુલીખાન પુને ગયો અને પેશ્વા રૂબરૂ હાજર થઈ અમદાવાદમાં સલાહ કરવા અરજ કરી. ઘણી રગઝગ થયા પછી શાહનુરે એવું ઠરાવ્યું કે મરેઠા ઘોઘા તથા ખંભાતની ખંડણી ન માગતાં તે મોમીનખાન પાસે રહેવા દે અને મોમીનખાનની ફોજનો ચઢેલો પગાર આપવા એક લાખ રૂપિયા આપે તો મોમીનખાન અમદાવાદ છોડી દે. આ મતલબનો પેશ્વા તરફથી કાગળ લેઈ શાહનુર સદાશીવ રામચંદ્ર પાસે અમદાવાદ આવ્યો. આ વખતે અમદાવાદનો બચાવ કરનારી ફોજ અનાજ વગેરેની તંગીમાં આવી પડી હતી તેથી સલાહ કરવાને સદાશીવ રામચંદ્ર ખુશી નહોતો. શાહનુરે ઘણું સમજાવ્યું ત્યારે સદાશીવ રામચંદ્રે કહ્યું કે જો મોમીનખાન વગર વિલંબે તાબે થાય તો એ શરતો હું કબુલ કરૂં. આ ઉપરથી શાહનુર શેહેરમાં દાખલ થયો અને મોમીનખાનને સમજાવવા લાગ્યો. ખંભાત અને ઘોઘા ઉપરાંત મોમીનખાને પેટલાદનાં કેટલાંક ગામ માગ્યાં પણ તે આપવાને મરેઠાઓએ ના પાડી. આખરે શાહનુર કંટાળીને ચાલ્યો ગયો; પણ ઘણા દિવસ થયા નહીં એટલામાં મોમીનખાનને સલાહની માગણી કરવી પડી. આખરે એવું ઠર્યું કે મોમીનખાન ફોજને માટે એક લાખ રૂપિયા લેઈ અમદાવાદ છોડી દે અને પહેલાંની માફક ખંભાત પોતાની પાસે રાખે, એટલે કે ખંભાતની અરધી ઉપજ પોતે લે અને અરધી પેશ્વાને આપે. આ ઉપરાંત મોમીનખાને દર-

સાલ દશ હજાર રૂપિયા ખંડણીના આપવા; ગોધા ઉપરથી તમામ હક્ક ઉઠાવી લેવા અને શંભુરામને મરેઠાઓને સોંપી દેવો; વળી જમાદાર સાલીમની મારફતે મોમીનખાને ૩૫૦૦૦ રૂપિયા લીધા હતા તે તેને આપવાના એક લાખ રૂપિયામાંથી કાપી લેવા. આ સલાહ થયા પછી ૧૭૫૮ ના ફેબ્રુઆરીની ૨૭ મી તારીખે મોમીનખાને અમદાવાદ મરેઠાઓને સોંપી દીધું.

**મરેઠાઓએ અમદાવાદ ફરી લીધું.**

સદાશીવ રામચંદ્ર અને દામાજી ગાયકવાડે અમદાવાદમાં દાખલ થઈ મરેઠાઓ તરફથી રાજકારભારની વ્યવસ્થા કરી. ઘેરામાં મદદ કરવાને જે સરદારો આવ્યા હતા તે પૈકી સદાશીવ દામોદર દખ્ખણ પાછો ગયો અને જવાનમર્દખાન સદાશીવ રામચંદ્ર પાસેથી ભેટ લઈ પાટણ ગયો. મોમીનખાનને મદદ કરનાર નાગર બ્રાહ્મણ શંભુરામે જોયું કે મોમીનખાનનું કંઈ વળવાનું નથી ત્યારે તેણે નાસવા માંડ્યું; પણ તે પકડાયો અને તેને બેડી ઘાલી વડોદરે મોકલવામાં આવ્યો. સદાશીવ રામચંદ્રે પાછલી કારકીર્દીના અમલદારોની મુલાકાત લીધી અને તેમાંના ઘણા ખરાને તેમની જગોપર કાયમ રાખ્યા. પછી પાંડુરંગ પંડિતના ભાઈ નારો પંડિતને પોતાના નાયબ તરીકે અમદાવાદમાં રાખી તે ઝાલાવાડ અને સોરઠ તરફ ખંડણી ઉઘરાવવા ગયો.

અમદાવાદનો કબજો મળ્યા પછી મરેઠા સરદારોએ અમદાવાદની ટંકશાળમાં હાથીના અંકુશની છાપવાળા નવા શિક્કા પડાવ્યા. સયાજી ગાયકવાડ પોતાના પિતા દામાજી ગાયકવાડ તરફથી અમદાવાદમાં રહ્યો અને થોડા વખત પછી ખંડણી ઉઘરાવવા કપડવણજ તરફ ગયો. ત્યાંથી તેના પિતાના કહેવાથી સોરઠની ખંડણીમાંથી ગાયકવાડનો ભાગ લેવા તે સોરઠ તરફ ગયો. મોમીનખાન ખંભાત આવ્યો ત્યારે તેની ફોજે પગાર માટે કકળાટ કરી તેને બહુ સતાવ્યો, પણ થોડા વખતમાં પેશ્વા તરફથી

**નવા શિક્કા.**

**મોમીનખાન ખંભાતમાં.**

મળવાના લાખ રૂપિયા લેઈ તેનો કારભારી વરજલાલ આવ્યો તેથી ફોજનો કકળાટ બંધ થયો. મોમીનખાને ખંભાતમાં પોતાનાજ આદમીઓ પાસેથી જબરીથી નાણાં કઢાવવા માંડયાં અને વરજલાલનું પણ ખુન કરાવ્યું. શદાશિવ રામચંદ્ર પોરબંદરથી જૂનાગઢ ગયો ત્યાં સયાજી ગાયકવાડ તેની ભેગો થયો. જૂનાગઢમાં શેરખાન બાબીએ સદાશીવ રામચંદ્રને તથા સયાજીરાવને ઘોડા ભેટ આપ્યા. જૂનાગઢમાં કોઈ મરેઠાને નાયબ તરીકે મોકલવાની વાત તેઓએ કાઢી. પણ તેમને એકદમ અમદાવાદ પાછું જવું પડયું તેથી એ વિષે તે વખતે કંઈ કરવામાં આવ્યું નહીં. શંભુરામ તથા તેના દીકરા જે હજીસુધી કેદમાં હતા તેમને પેશ્વાના હુકમથી પુને મોકલવામાં આવ્યા. દામાજી ગાયકવાડને પણ પુને બોલાવેલો પણ તે ગયો નહીં. એ વરસમાં કચ્છના રાવ લખપતે કેટલાક કચ્છી ઘોડા તથા ગુજરાતના બળદ બાદશાહને નજર કર્યા તેના

**કચ્છના રાવને મીરઝા રાજાનો ઈલકાબ મળ્યો.**

બદલામાં બાદશાહે તેને મીરઝા રાજાનો ઇલકાબ આપ્યો. કચ્છના રાવે સિંધ ઉપર ચઢાઈ કરવાનો મનસુબો કરી સદાશીવ રામચંદ્રની તથા દામાજી ગાયકવાડની મદદ માગી. ફોજનું ખર્ચ આપવા રાવ કબુલ થયો તેથી સદાશીવે રણછોડદાસને અને દામાજીએ શેવકરામને રાવની મદદમાં મોકલ્યા. આજ વર્ષમાં ( ૧૭૫૮ ) ભરૂચના હાકેમ નેક નામખાનને બહાદુરનો ઇલકાબ મળ્યો. ૧૭૫૮ માં સદાશિવ રામચંદ્ર ખેડે ગયો અને દામાજીના પ્રતિનિધિ સાથે હિસાબ નક્કી કરી ખંભાત ગયો. મોમીનખાન પેશ્વાને મળવા પુને જવાનો હતો, પણ સદાશીવ ફોજ લેઈ આવ્યો તેથી ખંભાતનો બચાવ કરવા રહ્યો. સદાશીવે ખંભાતને ઘેરો ઘાલી મોમીનખાન પાસે ખંડણીના ચઢેલા ૨૦૦૦૦ રૂપિયા લીધા. આ વર્ષમાં શેરખાન બાબી જૂનાગઢમાં મરી ગયો. તેના અમીરોએ તેના બેટા મહમ્મદ મહાબતખાનને તેની જગો ઉપર બેસાડયો.

આ પછી થોડા વખતમાં પેશ્વાના બોલાવ્યાથી દામાજી ગાયકવાડ પુને ગયો અને તેનો પુત્ર સયાજીરાવ સોરઠ ગયો. ખંભાતમાં ફતેહ મેળવ્યા પછી સદાશીવ રામચંદ્રે ઉમેટાના ઠાકોર પાસેથી ખંડણી લીધી. પછી તે પાછો ફર્યો. રસ્તામાં વાડાસીનોરના સરદાર શેરખાન બાબીના બેટા સરદાર મહમ્મદખાને હરકત કરી તેથી સદાશીવ રામચંદ્રે વાડાસીનોરને ઘેરો ઘાલ્યો અને સરદાર મહમ્મદખાન પાસેથી ૩૦૦૦૦ રૂપિયા લીધા. પછી તે વિસનગર ગયો અને ત્યાંથી પાલણપુર ગયો. અહીં મહમ્મદખાન બહાદુર ઝાલોરી સામો થયો. સદાશીવે પાલણપુરને એક માસ સુધી ઘેરો ઘાલ્યો ત્યારે ઝાલોરીએ ૩૫૦૦૦ રૂપિયા આપવા કબુલ કર્યાં. પાલણપુરથી પાછો ફરી સદાશીવ ઉંઝા ઉનાવા આવ્યો; અને ત્યાંથી કટોસણ આવી ત્યાંના ઠાકોર પાસેથી ૧૦૦૦૦ રૂપિયા લીધા; પછી તે લીમડી ગયો.

**સુરતનો મામલો ૧૭૫૮.**

૧૭૫૮ માં સુરતમાં કેટલાક અગત્યના ફેરફાર થયા. એ વર્ષની શરૂઆતમાં સૈયદ મોઇનુદ્દીન ઉર્ફે સૈયદ અચ્ચન પુને જઈ પેશ્વાને મળ્યો; પેશ્વાએ તેને સુરતનો નવાબ ઠેરવ્યો. સૈયદ અચ્ચન, મુઝફ્ફરખાન ગાર્દીની સરદારી નીચે મરેઠાની ફોજ સાથે સુરત આવ્યો; અને સફદરખાનના બેટા અલીનવાઝખાનને કાઢીને સુરતનો રાજકારભાર પોતાને હાથ લીધો. આ વખતના ટંટામાં અંગ્રેજની કોઠી લુંટાઈ અને કિલેદાર અહમદખાન હબશીએ તેમના બે કારકુન મારી નાખ્યા. એ ઉપરથી અંગ્રેજોએ હબશીને હાંકી મૂકી પોતે કિલેદારી મેળવવાનો ઠરાવ કર્યો. આ ઇરાદાથી સુરતની કોઠીના વડા મી. સ્પેન્સરની મદદે મુંબાઇથી મનવારો મોકલવામાં આવી. સુરતનો કિલ્લો અંગ્રેજોએ ૧૭૫૯ ના માર્ચમાં લીધો અને મી. સ્પેન્સરને હાકેમ નિમ્યો; તેના હાથ નીચે મી. ગ્લાસ નામના ઇસમને કિલેદાર નિમ્યો. અંગ્રેજોએ આ જીત મેળવી તેમાં પેશ્વાની સંમત્તિ હોવાનું જણાય છે; કારણ કે મરેઠાઓની ફોજ

**અંગ્રેજોએ સુરત લીધું. ૧૭૫૯.**

તેમની મદદે આવી હતી અને મરેઠાની એક મનવાર અંગ્રેજોને મદદ કરવા વસઈ રાખવામાં આવી હતી.

આ પછી થોડે વખતે મોમીનખાને ખંભાતની કોઠીના વડા મી. અર્સ્કીનની મારફતે અંગ્રેજોની દોસ્તી કરી. મોમીનખાને અર્સ્કીનની મારફતે અંગ્રેજોની દોસ્તી કરી. મોમીનખાને અર્સ્કીનની મારફતે મુંબાઇ થઇ પુને જવાની પરવાનગી મંગાવી. પરવાનગી આવી એટલે મોમીનખાન નિકળ્યો. રસ્તામાં સુરતમાં મી. સ્પેન્સરે તેને આવકાર દીધો. સુરતથી વહાણમાં બેશી તે મુંબાઇ ગયો. મુંબાઇના હાકેમ મી. બુર્શીઅરે તેની આગતાસ્વાગતા કરી અને પેશ્વાને તેના આવ્યાની ખબર આપી. પેશ્વાએ પુના તરફ આવવાની પરવાનગી આપી એટલે મી. બુર્શીઅરની રજા લેઈ મોમીનખાન પુને ગયો.

સદાશીવ રામચંદ્ર ખંડણી ઉઘરાવતો ઉઘરાવતો લીમડી આવ્યો હતો ત્યાંથી ધાંગધ્રે ગયો. ત્યાંનો રાજા તે વખતે હળવદ હતો ત્યાંથી તેણે તેની સામે ફોજ મોકલી. ધાંગધ્રાના રાજાના ઇરાદાની મરેઠાઓને ખબર પડી એટલે તેઓએ ફોજની એક ટુકડી ખબર ન પડે તેમ રાત્રે મોકલી એકદમ હળવદ ઉપર હુમલો કર્યો; અને કિલ્લામાં બાકાં પાડી દરવાજા ઉઘાડ્યા.

મરેઠા કાઠીઆવાડમાં, ૧૭૫૯. રાજા મહેલમાં પેશી ગયો અને ત્યાંથી પોતાનો બચાવ કરવા લાગ્યો, પણ આખરે તેને શરણ થવું પડ્યું. મરેઠાઓએ તેને કેદ પકડ્યો અને ૧,૨૦,૦૦૦ રૂપિયા લીધા વગર છોડવા ના પાડી. હળવદની આ દશા થઈ તેથી આજુબાજુના ઠાકોરો બીહી ગયા અને સામા થયા વગર ખંડણી આપી દીધી. પછી સદાશીવ રામચંદ્ર જૂનાગઢ ગયો પણ વરસાદની મોસમ શરૂ થયાથી તે અમદાવાદ પાછો આવ્યો અને પુને જવાની તૈયારી કરવા લાગ્યો. આ વખતે સયાજી ગાયકવાડ પણ સોરઠમાં ખંડણી ઉઘરાવતો હતો, તેણે કુંડલાને ઘેરો ઘાલી ૭૫,૦૦૦ રૂપિયા લીધા. પછી તે પણ અમદાવાદ

પાછો આવ્યો. ખંડેરાવ ગાયકવાડ કોળી લોકો પાસેથી ખંડણી ઉઘરાવતો હતો. ભીલ પ્રગણું ફરી વળ્યા પછી તે વિજાપુર, ઇડર, કડી, ધોળકા, અને નડીઆદ ગયો. હળવદનો રાજા ૧,૨૦,૦૦૦ રૂપિયા આપી છુટયો; લુણાવાડાનો રાજા દીપસીંગ પણ આ વખતે કેદમાં હતો તેને લુણાવાડા મોકલી તેની ખંડણી લઈ છોડયો.

અંગ્રેજોએ સુરતનો કિલ્લો જીતી લીધાની ખબર બાદશાહને પડી ત્યારે તેણે મુંબાઇના ગવર્નરની ઉપર હુકમ મોકલી જંજીરાના હબશીને બદલે અંગ્રેજોને સુરતની કિલ્લેદારી ઉપર કબુલ રાખ્યા અને ઇસ્ટ ઇંડીઆ કંપનીને બાદશાહી કાફલાના ઉપરી ઠેરવી, એ કામ બદલ હબશીને દરસાલ વીસ હજાર રૂપિયા અપાતા તે બંધ કર્યા. બીજે વર્ષે (૧૭૬૦) આ બાદશાહી હુકમ સુરત આવી પહોંચ્યો ત્યારે મી. સ્પેન્સર તથા શહેરના મોટા મોટા લોક બાદશાહી હુકમ લેઈ આવનાર સખસોને માન સાથે તેડી લાવવાને દરવાજા બહાર ગયા.

**પેશ્વાએ સદાશીવ રામચંદ્રને અમદાવાદનો સુબેદાર નિમ્યો, ૧૭૬૦.**

પેશ્વાએ સદાશીવ રામચંદ્રને પોતાના તરફથી અમદાવાદનો સુબેદાર નિમ્યો. ભગવંતરાવે સરદાર મહમ્મદખાન બાબી પાસેથી વાડાસીનોર જીતી લીધું. પછી તે સોરઠ ગયો અને પાછલી સાલના આંકડા પ્રમાણે પેશ્વાના ભાગની ખંડણી ઉઘરાવી. ભગવંતરાવ પાછો આવ્યા પછી ગાયકવાડના ભાગની ખંડણી ઉઘરાવવાને સયાજીરાવ ગાયકવાડ સોરઠ ગયો. દામાજી ગાયકવાડે હરભંમરામને તેની સાથે કામદાર તરીકે મોકલ્યો. ભગવંતરાવે વાડાસીનોર જીતી લીધાની ખબર સદાશીવ રામચંદ્રે પેશ્વાને મોકલી ત્યારે પેશ્વા ઘણો ખુશી થયો અને ભગવંતરાવને પોશાક તથા લુણાવાડાથી તેણે પડાવી લીધેલો હાથી આપ્યો. વળી તેણે વાડાસીનોર તેને બક્ષિસ આપ્યાની સનદ કરી આપી. મોમીનખાને પેશ્વાને વચન આપ્યું કે મરેઠાઓ સાથે કરેલા કોલકરાર પ્રમાણે હું બરાબર રીતે

વર્તીશ. પછી તે પુનેથી મુંબાઈ આવ્યો. મુંબાઇના ગવર્નરે તેને તરી માર્ગે સુરત પહોચડાવ્યો. સુરતથી ભરૂચ થઈ ખુશકી માર્ગે તે ખંભાત આવ્યો. સયાજી ગાયકવાડ માંદો પડયો તેથી સોરઠથી અમદાવાદ પાછો આવ્યો. તેનો કાકો ખંડેરાવ ગાયકવાડ લુહારાના કોળીઓને તાબે કરવા ગયો હતો પણ કંઈ વળ્યું નહીં તેથી અમદાવાદ આવ્યો અને સયાજી ગાયકવાડને લેઈ નડીઆદ ગયો.

આપાજી ગણેશ, સુબેદાર, ૧૭૬૧.

૧૭૬૧ માં સદાશીવ રામચંદ્રને બદલે આપાજી ગણેશ ગુજરાતનો સુબેદાર નિમાયો. આ ઇસમ મોમીનખાન સાથે સ્નેહથી વર્ત્યો. ખંભાત જઈ તેણે ઉપજમાંથી મરેઠાના હિસ્સાનો આંકડો ૮૪,૦૦૦ રૂપિયાનો ઠરાવ્યો, અને પછી ડાકોર થઈ અમદાવાદ આવ્યો. સોરઠની ખંડણીનો ગાયકવાડનો હિસ્સો આ વર્ષે નરભેરામે ઉઘરાવ્યો અને સયાજી ગાયકવાડ વડોદરે ગયો. સાલ આખરે સયાજી ગાયકવાડ અમદાવાદ પાછો આવ્યો અને લુહારાના કોળી ગામને ઘેરો ઘાલી ગામ બાળી નાખ્યું. આ વખતે જવાનમર્દખાન પાટણ બહાર નિકળ્યો અને કચ્છમાં અંજાર સુધી વાગડના જાગીરદારો પાસેથી જુજ જુજ રકમની ખંડણી ઉઘરાવી. વાગડથી તે સોરઠ આવ્યો ને જૂનાગઢના મહમ્મદ મહાબતખાન અને મહમ્મદ મુઝફ્ફરખાન બાબીને સાથે લેઈ સોરઠમાં લોલીઆણા સુધી ખંડણી ઉઘરાવી, પાટણ પાછો આવ્યો.

પાણીપતની લઢાઈ, ૧૭૬૧.

ગુજરાતમાં મરેઠાઓની સત્તા ઉપર પ્રમાણે પ્રબળ થઈ હતી અને તેઓ લૂંટફાટ ચલાવી રહ્યા હતા એવામાં પાણીપતની લઢાઇમાં તેમની હાર થઈ. આ હારથી જે ગભરાટ ફેલાયો તેનો લાભ લેઈ દિલ્લી દરબારે ગુજરાતના મુખ્ય મુસલમાન અમીર મોમીનખાન, જવાનમર્દખાન અને ભરૂચના નવાબને લખી જણાવ્યું કે તેઓએ એકઠા મળી

મરેઠાઓને ગુજરાતમાંથી હાંકી કાઢવા. આ હુકમને અનુસરી સરદાર મહમ્મદખાન બાબીએ મરેઠાની ફોજને હરાવી વાડાસીનોર પાછું લઈ લીધું; અને ભરૂચના નવાબે મોમીનખાનની મદદથી જંબુસર પાછું લીધું. પેશ્વાના સુબા આપાજી ગણેશે એલચી મોકલી મોમીનખાનને કહેવરાવ્યું કે તમે આ પ્રમાણે કરો છો તેથી કોલકરાર તુટે છે. આ કહેણના જવાબમાં મોમીનખાને આપાજીના એલચીને બાદશાહનો હુકમ બતાવ્યો અને કહેવરાવ્યું કે જો તમે ડાહ્યા હો તો ગુજરાત જેમ બને તેમ વહેલું છોડી જાઓ તો સારૂં. આ પ્રમાણે ઇતેફાક બન્યો તેથી દામાજી ગાયકવાડે ડહાપણ વાપરી પેશ્વાની સાથેનો પોતાનો કજીઓ વિસાર્યો અને મોટી ફોજ લેઈ આપાજીની મદદે આવ્યો. ખંભાત જઇ તેણે મોમીનખાનને હરાવ્યો ને તેનું એક ગામ લૂટયું; તોપણ આગળ વધી વિશેષ ફતેહ મેળવવા જેટલું અથવા મુસલમાન અમીરોને સખ્ત સજા કરવા જેટલું મરેઠાઓમાં આ વખતે કૌવત નહોતું. આપાજી ગણેશે સરદાર મહમ્મદખાન બાબીને ખેડે બોલાવ્યો: અને ખંડણી લેવાની શરતે વાડાસીનોર તેની પાસે રહેવા દેવાનું કબુલ કર્યું. પાછળથી દામાજી ગાયકવાડે પોતાના બળથી પોતાના કુળની સત્તા વધારી અને વિસનગર, ખેરાળુ, વડનગર, વિજાપુર અને પાટણ એ પ્રગણાં જવાનમર્દખાન પાસેથી બીજાં પ્રગણાં લેઈ લીધાં. દામાજી ગાયકવાડના મરણ પછી ગાયકવાડની સત્તાનો મોભો ઘણો ઓછો થયો. જો ગાયકવાડે અંગ્રેજો સાથે મિત્રાઈ કરી ન હોત તો કદાચ સયાજીરાવ ૧ લાના વખતમાંજ (ઈ. સ. ૧૭૭૧–૧૭૭૮) ગાયકવાડના રાજ્યનો અંત આવ્યો હોત. જ્યારે ગાયકવાડની સત્તા પૂરા જોરમાં હતી ત્યારે મોમીનખાન તેમની પાસેથી અમદાવાદ લઈ શકયો હતો અને ઘણા વખત સુધી પોતાને હાથ રાખી શકયો હતો, તો જ્યારે ગાયકવાડની સત્તા નબળી થઈ હતી તે વખતે શું ન થઈ શકત?

ગુજરાત ઉપર રાજ્ય કરનાર મોગલ બાદશાહોઃ—

૧. અકબર, ૧૫૭૩–૧૬૦૫.

૨. જહાંગીર, ૧૬૦૫–૧૬૨૭.

૩. શાહજહાન, ૧૬૨૭–૧૬૫૮.

૪. ઔરંગઝેબ, (આલમગીર, ૧ લો) ૧૬૫૮–૧૭૦૭.

૫. બહાદુરશાહ ૧ લો, ૧૭૦૭–૧૭૧૨.

૬. જહાંનદારશાહ, ૧૭૧૨–૧૭૧૩. આઝીમુશશાન, રફીઉલકાદર, જહાનશાહ,

૭. ફરૂકશીઅર, ૧૭૧૩–૧૭૧૯.

૮. રફીઆઉદ્દરજાત, ૧૭૧૯. ૯. રફીઆઉદ્દૌલા, ૧૭૧૯.

૧૨. આલમગીર, ૨ જો. ૧૭૫૪–૧૭૫૯.

૧૦. મહમ્મદશાહ, ૧૭૧૯–૧૭૪૮.

૧૧. અહમદશાહ, ૧૭૪૮–૧૭૫૪.

## પ્રકરણ ૪ થું.

# રાજ્યકારભાર, લોકસ્થિતિ વિગેરે.

### ૧. ખિલજી તથા તઘલખ બાદશાહોનો વખત.

ઈ. સ. ૧૨૯૭ માં મુસલમાનોએ ગુજરાત જીતી લીધું ત્યારે તે ઘણીજ અવ્યવસ્થિત. સ્થિતિમાં હતું. અણહિલવાડના છેલ્લા રાજાઓએ સરહદના પ્રાંતો ઉપરથી પોતાની સત્તા ગુમાવી હતી, એટલુંજ નહીં પણ પોતાના ખાસ તાબાના ખાલસા મુલકમાં પણ પોતાની સત્તા તેઓ પૂરે પૂરી સાચવી શક્તા નહીં. કેટલાક મોટા તથા વધારે દૂરના પ્રાંતના સરદારો, અણહિલવાડના રાજાનું અધિપતિપણું કાઢી નાખી સ્વતંત્ર થયા હતા; ભીલ, કોળી અને ડુંગરા તથા જંગલમાં રહેતી એવી બીજી જાતો બંડ મચાવી રહી હતી; મુસલમાનોએ હિન્દુસ્તાનના ઉપલા ભાગમાં જીત મેળવી દક્ષિણ તરફ હાંકી કાઢેલા કેટલાક નવા સરદારોએ ગુજરાતમાં આવી, રાજાનો ઘણો મુલક અથાવ્યો હતો. આ નવા આવનાર સરદારોમાં ઇડર લેનાર સોનંગજી રાઠોડ મુખ્ય હતો. તેરમા સૈકામાં તેણે ઇડર પોતાને હસ્તગત કર્યું. એજ સૈકામાં ઉત્તર તરફથી ગોહિલ રજપૂતો અને સિંધથી સોઢા પરમાર અને કાઠી લોકો ગુજરાતમાં આવ્યા. ખિલજી તથા તઘલખ વંશના બાદશાહોએ ૧૨૯૭ થી ૧૩૯૧ સુધી ગુજરાતમાં રાજ્યકારભાર કરવા પોતાના તરફથી જે સુબેદારો મોકલ્યા તેમની ઉપર તેમને ભરોંસો પડ્યો હોય એમ જણાતું નથી; એટલુંજ નહીં પણ એક કરતાં વધારે સુબેદારોએ બાદશાહ પ્રત્યે બેવફાદારી બતાવેલી જણાય છે. આવા વખતમાં બધે સ્વાભાવિક રીતે ગેરબંદોબસ્ત ફેલાએલો હતો અને લસ્કરી જોર શિવાય બીજી કોઈ રીતે સત્તાધારીનું

ખિલજી તથા તઘલખ બાદશાહના વખતમાં ગુજરાતની સ્થિતિ.

ચલણ નહોતું. લઢાઈ કર્યા વગર જૂનો સુબેદાર નવા સુબેદારને અધિકાર સોંપતો નહીં. એ વખતે રૈયતને સર્વ પ્રકારનાં દુઃખ ભોગવવાં પડતાં; જૂના તથા નવા સુબેદારોની ફોજને માટે ઘાસ દાણા વગેરે લોકોને પૂરૂં પાડવું પડતું. ગામના લોકોને ભૂખ્યા રહી ફોજને માટે ધાન્ય પૂરૂં કરવું પડતું; લોકોને વારંવાર વેઠ કરવા જવું પડતું. શેઠ સાહુકાર વગેરે દ્રવ્યવાન લોકો પાસેથી બળજોરીથી દ્રવ્ય લઈ લેવામાં આવતું; અને મુસલમાની ફોજ ઘણીજ નિર્દય અને બેકાયદા હોવાથી લોકોને ઘડી પણ જંપવાનો વખત મળતો નહીં.

સુબેદારોના વખતમાં લઢાઇઓ અને બળવા ચાલતા છતાં દેશના કોઈ કોઈ ભાગમાં ખેતી સારી થતી અને વેપાર રોજગાર પણ ઠીક ચાલતો. ઈ. સ. ૧૩૦૦ ના અરસામાં ગુજરાતનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું* છેઃ—"ગુજરાતની હવા આરોગ્યતાને અનુકૂળ છે અને તેની જમીન રળીઆમણી છે. દ્રાક્ષના વેલા ઉપર વર્ષમાં બે વખત દ્રાક્ષ થાય છે. જમીનની રસાળતા એવી છે કે કપાસના છોડ વીલો ઝાડ જેવા મોટા થાય છે અને ઘણા વર્ષ સુધી કપાસ આપે છે. વસ્તી અને દોલત માટે હિંદુસ્તાનમાં સર્વથી વધારે પ્રખ્યાત થયેલા ખંભાત નગર ઉપરાંત, બીજાં ૭૦,૦૦૦ વસ્તીવાળાં નગરો અને ગામો ત્યાં છે અને લોકો પાસે ઘણું દ્રવ્ય અને ભોગવિલાસની વસ્તુઓ છે." ઈ. સ. ૧૨૯૨ માં માર્કોપોલો લખે છે કે, "ગુજરાતમાં મરી, આદુ અને ગળી ઘણાં થાય છે. કપાસ પણ ઘણો થાય છે. ગુજરાતમાં કપાસના છોડ ઘણા મોટા થાય છે અને વીસ વર્ષ સુધી રહે છે." જે કપાસને માટે આ ઉતારામાં લખ્યું છે તે દેવ કપાસને નામે ઓળખાતો કપાસ હશે એમ લાગે છે.

## ૨. અમદાવાદના સુલતાનોનો વખત

અમદાવાદના સુલતાનોના વખતમાં ગુજરાતની રાજકીય વ્યવસ્થા એ પ્રકારની હતી. કેટલોક ભાગ સુલતાનના ખાસ અમલ તળે હતો, અને તે

---

* ઇલિયટકૃત હિન્દુસ્તાનનો ઇતિહાસ, વાલ્યુમ ૩, પાન ૩૧-૩૨.

**અમદાવાદના સુલતાનોના વખતમાં રાજકીય વ્યવસ્થા.**

ખાલસા કહેવાતો; બાકીનો ભાગ રોકડ ખંડણી અથવા નોકરી લેવાની સરતે, ત્યાંના આગલા રાજ્યકર્ત્તાઓને તાબે રહેવા દેવામાં આવ્યો હતો. ખંડણી લેવાતી તે પ્રદેશના ઉત્પન્ન પ્રમાણે નહીં, પણ જે કબુલાતે ખંડીઆ રાજા તાબે થયા હોય તે પ્રમાણે લેવાતી. વળી ખંડણી ખુશીથી કે નિયમસર કોઈ ભરતું નહીં, પણ સુલતાનની ફોજના દાબથી તે ઉઘરાવવામાં આવતી; ખંડણી ઉઘરાવવા ઘણું કરી ખુદ સુલતાનની સ્વારી નિકળતી, અને તે મુલકગિરી કહેવાતી.

**ખંડિયા સંસ્થાનો.**

સુલતાનના તાબાનાં સંસ્થાનો જો કે ખંડણી ભરતાં તોપણ દરેક સંસ્થાનો પોતાના મુલકના કારભારમાં સ્વતંત્ર હતું. અણહિલવાડના રાજાઓના વખતની પેઠે મુસલમાની વખતમાં પણ પોતાના સંસ્થાનમાં ઇનસાફ આપવાનો અને વસુલ ઉઘરાવવાનો વહિવટ સંસ્થાનનો માલેક પોતે કરતો. જમીનમાં જે પાક થતો તેમાંનો કેટલોક હિસ્સો, કેટલાક વેરા અને જકાત એ વસુલજમાંનાં મુખ્ય સાધન હતાં. જમીનના પાકનો હિસ્સો જૂદે જૂદે ઠેકાણે જૂદો જૂદો લેવાતો, પણ તે જમીનના પાકના ત્રીજા ભાગથી વધારે અને છઠ્ઠા ભાગથી ઓછો નહોતો. કેટલેક ઠેકાણે મંત્રી નામના અધિકારીની મારફતે બારોબાર ખેડુત પાસેથી અને કેટલેક ઠેકાણે ઉંચા વર્ગના જમીનદારોની મારફતે વસુલ ઉઘરાવી લેવામાં આવતું.

**ખાલસા મુલક.**

સુલતાનના તાબાના મુલકના વિભાગ કરેલા તે એકેકો સરકાર ( પ્રાન્ત ) કહેવાતો. સુલતાનોની બળજોરીના વખતમાં આવા પચીસ સરકાર નીચે પ્રમાણે હતાઃ—

| | | |
|---|---|---|
| ૧. જોધપુર. | ૯. વાંસવાડા. | ૧૭. નાંદોદ. |
| ૨. ઝાલોર. | ૧૦. સિરોહી. | ૧૮. સુરત. |

| | | |
|---|---|---|
| ૩. નાગોર. | ૧૧. કચ્છ. | ૧૯. ચાંપાનેર. |
| ૪. વસાઈ | ૧૨. સોમનાથ. | ૨૦. પાટણ. |
| ૫. મુંબાઈ. | ૧૩. દંડરાજપુરી. (કોકણમાં). | ૨૧. સોરઠ. |
| | | ૨૨. નવાનગર. |
| ૬. દમ્મણ. | ૧૪. અમદાવાદ. | ૨૩. ગોધ્રા. |
| ૭. રામનગર. | ૧૫. વડોદરા. | ૨૪. મુલ્હેર (ખાનદેશમાં) |
| ૮. ડુંગરપુર. | ૧૬. ભરૂચ. | ૨૫. નંદરબાર. ,, |

ફોજની અમુક સંખ્યા રાખવાની સરતે કેટલાક સરકાર અમીરોને સોંપવામાં આવતા અને કેટલાક ખાસ સુલતાનના વહિવટમાં રાખવામાં આવતા. ખાલસા સરકારનો વહિવટ, મક્તાને* નામે ઓળખાતા પગારદાર અમલદારો કરતા. સુલેહ રાખવી અને વસુલ ઉઘરાવવું એ તેઓનું મુખ્ય કામ હતું. આવા દરેક સરકારમાં બંદોબસ્ત રાખવાને માટે અમદાવાદથી કેટલીક ફોજ મોકલવામાં આવતી અને ત્યાંના હાકેમ ( મક્તા ) ના તાબામાં રાખવામાં આવતી. વળી આ શિવાય દરેક સરકારમાં જરૂર જેટલાં થાણાં રાખવામાં આવતાં અને થાણદારના તાબામાં ઘણાક સિપાઇઓ રહેતાં. એ સિપાઇઓના નિર્વાહ માટે રોકડ પગાર આપવામાં આવતો. તે ઉપરાંત થાણાના પડોશમાં કેટલીક જમીન પણ જૂદી કાઢી આપવામાં આવતી. થાણદારો જે તે સરકારના હાકેમના તાબામાં રહીને કામ કરતા. જ્યારે સુલતાન મુલકગિરી કરવા નિકળતા ત્યારે જે સરકારમાં થઇને જાય તે સરકારનો હાકેમ પોતાના સરકારની ફોજ લઈ તેની સાથે થતો; પણ આ પ્રસંગ શિવાય પડોશનાં ખંડિયાં સંસ્થાનો ઉપર તેની સત્તા નહોતી.

ખાલસા મુલકની વસુલ જમાની સગવડ માટે દરેક સરકારની પ્રગણાંમાં વહેંચણ કરી હતી અને એકેકા પ્રગણા માટે એકેકા તહસિલદાર

---

* મક્તા, અને ઈક્તા ( એટલે તેના તાબાનો પ્રાન્ત ) આરેબિક ધાતુક્તા, ઉપરથી થએલા શબ્દ છે. અમલદાર અને તેના તાબાના નોકરોના પગાર માટે જમીન કાઢી રાખવામાં આવતી તે સંબંધ મૂળધાતુ બતાવે છે.

રાખવામાં આવતો હતો. તહસિલદાર પોતાના પ્રગણાનું વસુલ ગામના મુખીની મદદથી ઉઘરાવી લેતા. ઉત્તર ગુજરાતનાં સેંજા અને ભાગદારી ગામોમાં મુખી, પટેલ અથવા, મુસલમાન લેખકોના કહેવા પ્રમાણે મુકાદમ કહેવાતા અને દક્ષિણ ગુજરાતનાં સેંજા ગામોના મુખી દેસાઈ કહેવાતા. સરકારના ભાગની રકમ ભાગદારી ગામોમાં ભાગદારો પાસેથી ઉઘરાવી લેવાની અને સેંજા ગામોમાં ખેડુતો પાસેથી ઉઘરાવી લેવાની તેઓ તજવીજ કરતા. તહસિલદાર પોતાના પ્રગણાનાં ગામોની વસુલનો હિસાબ પોતાના સરકારના હાકેમને આપતો અને દરેક સરકારનો હાકેમ, પ્રગણાનો હિસાબ એકત્ર કરી, દરબારના વસુલ ખાતાના વડાને મોકલતો. દરેક સરકારના હાકેમની સાથે એકેક હિસાબી ખાતાનો અધિકારી રહેતો, તે હાકેમ ઉપર અંકોશ જેવો થઈ પડતો અને વસુલાતના કામમાં મદદ કરતો. હાકેમ અને હિસાબી અમલદાર એક બીજા સાથે મળી ન જતાં એક બીજાના કામ ઉપર વધારે ચોકસી રાખે એટલા માટે સુલતાન અહમદ, ૧ લાએ [ ૧૪૧૨–૧૪૪૩ ] એવો ધારો કર્યો કે જ્યારે હાકેમ બાદશાહી ગુલામ હોય ત્યારે હિસાબી અમલદાર સારા કુળનો હોવો જોઇએ અને હાકેમ સારા કુળનો હોય ત્યારે હિસાબી અમલદાર બાદશાહી ગુલામ હોવો જોઇએ. આ વહિવટ મુઝફ્ફરશાહ [ ૧૫૧૧–૧૫૨૫ ] ના રાજ્યના છેવટ વખત સુધી ચાલ્યો; પરન્તુ જ્યારે સુલતાન બહાદુરના વખતમાં ફોજ ઘણી વધી ત્યારે કારભારીઓએ વસુલ ઉઘરાવવાની તપસીલ ઓછી કરી મહાલ ઇજારે આપવાનો વહિવટ દાખલ કર્યો, તેથી કરીને કેટલાક ભાગમાં પ્રથમ જે જમીનનું એક રૂપિયો ઉત્પન્ન આવતું તે જમીનનું દસ રૂપિયા ઉત્પન્ન આવવા લાગ્યું; અને બીજા કેટલાક ભાગોમાં સાત, આઠ કે નવ રૂપિયા આવવા લાગ્યું. સેંકડે દસથી વીસ ટકા જેટલું ઉત્પન્ન વધ્યું ન હોય એવી કોઈ જમીન નહોતી. આ પછી બીજા ઘણા ફેરફાર થયા; અને ધારાની તપાસ રાખનારાઓને ( હિસાબી અમલદારોને ) રજા આપવામાં આવી તેથી ગુજરાતમાં બંદોબસ્ત રહ્યો નહીં અને જ્યાં ત્યાં દંગા અને બંડ થયાં.

ખાલસા મુલક પૈકી કેટલાકનો ઉપર પ્રમાણે સુલતાન તરફથી વહિવટ થતો; અને બાકીનો મુલક અમુક ફોજ રાખવાની સરતે અમીરોને હવાલે સોંપવામાં આવતો. શરૂઆતમાં લશ્કરી સરદારોને મુલક સોંપાતો નહીં, પણ ફોજનું ખર્ચ ગણી તેટલી રકમ અમુક મુલકમાંથી તેમણે લેવી એમ ઠરાવેલું; પણ પાછળથી તેવા મુલકની વસુલાતનું કામ પણ લશ્કરી સરદારોને સોંપવામાં આવતું. જ્યાં લગી સુલતાનો જોરાવર હતા ત્યાં લગી તો તે તપાસ રાખતા અને મહાલના લશ્કરી સરદાર મહાલના ખેડુઓ પાસેથી ગેરવાજબી રીતે, ફોજના પગાર કરતાં વધારે પોતે લઈ શકતા નહીં; તેમજ જે સરતે તેમને મહાલ સોંપ્યો હોય તે સરતો વિરૂદ્ધ ચાલી શકતા નહીં. લશ્કરી સરદારો પોતાના હવાલાના મુલકમાં કાયદેસર રીતે વર્તે છે કે નહીં, એની તપાસ રાખવાને કોઈ કોઈ વાર દિવાની અમલદારો પણ નિમવામાં આવતા પણ જ્યારે સુલતાનો નબળા થયા ત્યારે અમીરો પોતાના મહાલના વહિવટમાં નિરંકુશ થયા; અને જ્યારે ૧૫૩૬ માં સુલતાનના મહાલ ઇજારે અપાયા ત્યારે લશ્કરી સરદારો પણ પોતાના હવાલાના મહાલ ઇજારે આપતા થયા; આ રીત ઈ. સ. ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીત્યું ત્યાં લગી ચાલી.

**લશ્કરી સરદારોને સોંપેલા મહાલ.**

ઇ. સ. ૧૪૦૩ થી ૧૫૩૦ સુધી ગુજરાતની સલતનત જબરી અને આબાદીભરેલી હતી અને પછી ઇ. સ. ૧૫૩૦ થી ૧૫૭૩ સુધી કમજોર તથા બંદોબસ્ત વગરની બેહાલ હતી. ઇ. સ. ૧૪૦૩ માં જ્યારે ગુજરાત દિલ્લીથી છૂટું પડ્યું ત્યારે ગુજરાતના સુલતાનના તાબામાં માત્ર થોડો સપાટ પ્રદેશ હતો. તેની ઉત્તરે ઝાલોર અને સિરોહીના સ્વતંત્ર રાજ્યકર્ત્તા હતા, તેમની પાસેથી વખતોવખત ગુજરાતનો સુલતાન ખંડણી લેતો. પૂર્વમાં ઇડરનો રાજા ડુંગરી તથા રાની

**સુલતાનોના વખતમાં ગુજરાતની સ્થિતિ.**

પ્રદેશના પશ્ચિમ તરફના ભાગનો ધણી હતો અને બાકીનો પ્રદેશ ભીલ તથા કોળીઓને તાબે હતો. તેઓ ગુજરાતના સુલતાનના કદાચ ખંડીઆ હશે પણ તેની કંઇ આણ માનતા નહોતા. ઠરી ઠામ નહીં પડેલા અને લડવૈયા એવા લોકોમાં સત્તા બેસાડતાં સુલતાન મુજફ્ફરશાહ, ૧ લાનો બધો વખત ગયો. તેની પછી થએલા સુલતાન અહમદશાહે (૧૪૧૨–૧૪૪૩) જુદા જુદા લોકોને ઠરી ઠામ બેસાડવાને તજવીજ કરી. ઇ. સ. ૧૪૨૦ ના અરસામાં તેણે બે અગત્યની યોજનાઓ કરી. પહેલી યોજના એ કરી કે ફોજના ગુજરાન માટે જમીનો કાઢી આપી; બીજી યોજના એ કરી કે હિન્દુ જમીનદારોમાંના મોટેરાઓને, ગામની જે જમીન આગળ તેમની માલકીની હતી તેમાંની કેટલીકમાં, વાંટાનો હક કરી આપ્યો. આથી સુલતાનના ખાલસા મુલકમાં બંદોબસ્ત અને શાન્તિ થઇ; અને જો કે ખંડીઆં સંસ્થાનોના માલેકો પાસેથી ખંડણી ઉઘરાવવાને સુલતાનને ફોજનો ઉપયોગ કરવાની જરૂર પડતી, તોપણ તેની વધતી જતી સત્તા અને દોલત આગળ ખંડીઆ રાજા સ્વતંત્ર થવામાં ફાવતા નહીં, અને ઘણાં તાબે પણ થઇ રહ્યા. પંદરમા સૈકાના છેલ્લા ભાગમાં અને સોળમા સૈકાની શરૂઆતમાં અમદાવાદના સુલતાનની સત્તા પૂરેપૂરી જામી ગઇ હતી. આગળ જણાવ્યું છે તેમ આ બળજોરીના વખતમાં અમદાવાદના સુલતાનના મુલકના પચીસ ભાગ અથવા સરકાર કર્યા હતા. આ સરકારોની વસુલ જમા ઉપરાંત તેમને અહમદનગર, બુરાનપુર, વરાડ, ગોલકાંડા, અને બીજાપુરના રાજ્યકર્ત્તાઓ પાસેથી ખંડણી મળતી. વળી હિન્દુસ્તાનના પશ્ચિમ કાંઠાપરનાં ૨૫ બંદરોની તથા બીજાં ૨૬ વેપારનાં મથકોની જકાત પણ તેમને મળતી. વેપારનાં આ ૨૬ મથકોમાંના કેટલાંક હિન્દુસ્તાનમાંજ અને બીજાં ઇરાની અખાતમાં તથા અરબસ્તાનના કિનારાપર હતાં. આ પ્રમાણે ઉપજનાં ત્રણ સાધનોમાંથી, આબાદીના વખતમાં કુલ ઉપજ હરસાલ રૂ. ૧૧,૪૬,૦૦,૦૦૦ આવતી. આ પૈકી રૂપિયા ૫,૮૪,૦૦,૦૦૦ અથવા અડધ ઉપરાંત પચીસ સરકારમાંથી

આવતા; અને બાકી રૂ. ૫,૬૨,૦૦,૦૦૯ રહ્યા તેનો એક પંચમાંશ દક્ષીણની ખંડણીનો અને બાકીના ચાર પંચમાંશ બંદરોની જકાતમાંથી આવતા.*

અમદાવાદના સુલતાનોના વખતનાં જે મકાન હજી સુધી કાયમ છે તે ઉપરથી તથા ચાંપાનેરનાં ખંડેરો ઉપરથી જણાય છે કે અમદાવાદના સુલતાનોને અને તેના ઉમરાવોને ખર્ચવા માટે ઘણી દોલત મળતી હશે. મુસાફરોનાં વૃત્તાંત ઉપરથી જણાય છે કે તે વખતમાં દરબારનો ખાનગી ખર્ચ રાજ્યને ભારે પડે તેવો નહોતો. ફીરંગી મુસાફર બારબોસા ઇ. સ. ૧૫૧૧ અને ૧૫૧૪ ની દરમ્યાન ગુજરાતમાં આવ્યો હતો તે લખી ગયો છે કે "ચાંપાનેર ઘણું મોટું શહેર છે, તેની આસપાસનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે અને ત્યાં પુષ્કળ ગાયો, ઘેટાં, બકરાં, ફુલ ફળાદી અને

**બંદરો તથા વેપાર.**

---

* આ આંકડા મિરાતિ અહમદી ઉપરથી આપેલા છે. પચીસ સરકારની ઉપજ રૂ. ૫,૮૪,૧૦,૦૦૦ જણાવેલી છે તે ઇ. સ. ૧૫૭૧ માં વસુલ થયેલી હોવાનું લખ્યું છે. પરન્તુ ખંડણીની જે રકમો આપેલી છે તે એ સાલની ગણી પહેલાં વસુલ થયેલા આંકડા ઉપરથી આપેલી હોવી જોઇએ, કારણ કે ઇ. સ. ૧૫૩૬ માં બહાદુરશાહ મરી ગયો ત્યાર પછી આસપાસના ખંડીઆ રાજાઓએ ખંડણી આપવી બંધ કરી હતી. એજ પ્રમાણે દમ્મણ અને બીજાં બંદરોની જકાતની જણાવેલી છે તે પણ ઇ. સ. ૧૫૬૦ પહેલાં વસુલ થયેલા આંકડા ઉપરથી આપેલી હોવી જોઇએ.

મિરાતિ અહમદીનો કર્ત્તા જણાવે છે કે "૨૫ લાખ હૂન અને એક કરોડ ઇબ્રાહિમી, જેમાં બે ભાગ વધારે હતા, એ પ્રમાણે બે મોટી રકમો મળી ૫,૬૨,૦૦,૦૦૦ રૂપિયા દક્ષિણની ખંડણીના અને ફીરંગીઓનાં અને આરબનાં બંદરોના તથા બીજી જગાઓના હરસાલ ઉપજતાં." ( મિરાતિ અહમદીનું બર્ડ સાહેબે કરેલું અંગ્રેજી ભાષાન્તર પાન ૧૦૯ ) આ ઉપરથી જણાય છે કે તે સમયે હૂન અને ઇબ્રાહિમી એ નામના બે સોનાના ચલણી શિક્કા હતા. હૂન એ શબ્દ સોનાને માટે પ્રાચીન કર્નાટકી શબ્દ ઉપરથી થયેલો છે. જે શિક્કાને હિન્દુઓએ 'વરાહ' અને ફીરંગીઓએ 'પેગોડા' નામ આપ્યું હતું તેને મુસલમાનો 'હૂન' કહેતા. હૂનનું વજન ૧૨૦ ગ્રેન હતું અને તેની કિમ્મત ચાર રૂપિયા હતી. 'હૂન' કરતાં ઇબ્રાહિમી બે ભાગે વધારે ભારે હોવાથી તેની કિમ્મત સવાચાર રૂપિયા હતી.

હરેક જોઈતી વસ્તુ મળી આવે છે. અમદાવાદ તો એથી પણ વધારે મોટું અને વધારે તવંગર છે. તે પહોળા રસ્તા, ચોક અને પથ્થરનાં મકાનોથી શોભાયમાન બની રહ્યું છે." દેશ માંહેનાં પ્રગણાંથી નહીં પણ હુન્નરી કામનાં કારખાનાં તથા વેપારથી દોલતમંદ થએલાં દરિયા કિનારે આવેલાં પ્રગણાંથી અમદાવાદના સુલતાનોનો ખજાનો વધ્યો હતો.* ખંભાતના અખાતને કાંઠે દક્ષિણમાં મુંબાઈ સુધી ઘણાં નાનાં નાનાં બંદરો હતાં તેમાંથી, બારબોસા ઘણાં તવંગર અને ઘણા વેપારવાળાં બાર+ બંદરોનાં નામ ખાસ કરીને જણાવે છે. આ બંદરો પૈકી સુલતાનને દીવ બંદરની ઉપજ એટલી બધી મળતી કે બીજાઓને તેથી તાજુબી લાગતી; બધાં બંદરોમાં ખંબાત મુખ્ય હતું. આ ઇતિહાસના પહેલા ભાગમાં જણાવેલું છે કે દસમી સદીથી ખંભાત વેપારનું મોટું મથક હતું. ચૌદમી સદીમાં ખંબાતની વેપારના મથક તરીકેની કીર્ત્તિ કાયમ રહી હતી. "પંદરમી

---

* ઉપજમાંથી બાદશાહના ખાનગી ખર્ચમાં કેટલું લેવાનું એ મિરાતિ અહમદીના કર્ત્તાએ જણાવ્યું નથી. ખંડણી તથા જકાતના રૂ. ૫,૬૨,૦૦,૦૦૦ ઉપજતા તે સુલતાનના ખાનગી ખર્ચમાં વપરાતા હશે; અને તે ઉપરાંત મુલકમાંથી સુલતાનના ખાનગી ખર્ચ માટે કાઢેલી જમીનની ઉપજ પણ સુલતાનને મળતી. ઈ. સ. ૧૫૭૧ માં ખાલસા જમીનની ઉપજ રૂપિયા ૯૦,૦૦,૦૦૦ થઇ હતી. એટલે એકંદર લગભગ છ કરોડ બાવન લાખ રૂપિયા સુલતાનને ખાનગી ખાતે મળતા હશે એમ મી. બેઇન્સનું ધારવું છે.

દિલ્લીનો બાદશાહ સિકંદર લોદી એક વખત એમ બોલ્યો હતો કે દિલ્લીના બાદશાહની દોલતનો આધાર ઘઉં અને જુવાર છે પણ અમદાવાદના સુલતાની દોલતનો આધાર મોતી અને પરવાળાં છે.

\+ બારબોસાએ જણાવેલાં બાર બંદર નીચે પ્રમાણે છેઃ—દ્વીપકલ્પના દક્ષિણ કિનારા ઉપર ત્રણઃ (૧) પટેનિકિસ (પટ્ટણ સોમનાથ, હાલ વેરાવળ); (૨) સુરતી મંગલોર (માંગરોળ); અને (૩) દીવ. ખંભાતના અખાતના કિનારા ઉપર ચારઃ (૪) ગોગારી (ગોઘા); (૫) બરબિસિ (ભરૂચ); (૬) ગન્દાર (ગંધાર); અને (૭) ખંભાત. પશ્ચિમ કિનારા ઉપર પાંચ; (૮) રવેલ (રાંદેર); (૯) સુરત; (૧૦) ઉન્વી (ગણદેવી); (૧૧) બકસઇ (વસાઈ); અને (૧૨) તાના મયંબુ (થાણા માહિમ).

સદીમાં* ખંભાતના જાયાત માલમાં લાખ, જટામાશી, .ગળી, આમળાં, રેશમી કાપડ અને કાગળ એ મુખ્ય હતાં. કાગળનો ઉદ્યોગ આખા હિન્દુસ્તાનમાં ખંભાતમાંજ હતો એમ નીકોલો કોન્ટી નામનો મુસાફર (ઈ. સ. ૧૪૨૦–૧૪૪૪) લખી ગયો છે. પંદરમી સદીની આખરે (૧૪૯૯) ફીરંગીઓ હિન્દુસ્તાનમાં આવ્યા અને દરિયાનો વેપાર તેઓના હાથમાં જતો રહેવાની દહેશતથી ગુજરાતના સુલતાન મહમ્મદ બેગડાએ કાલીકટના ઝામોરીન અને મિસરના મામુલક સોલડન જોડે સંધિ કરી. પહેલાં તો ફીરંગીઓ હાર્યા પણ તેઓનું જોર ઘણું હોવાથી તેઓએ ગુજરાતનાં બંદરો ઘણીવાર લૂટયાં અને એટલો તો ત્રાસ વર્તાવ્યો કે સને ૧૫૩૩ માં ગુજરાતના સુલતાન બહાદુરશાહને નમવું પડયું અને એવી સરત કરવી પડી કે ગુજરાતનાં વહાણો ખંભાતથી નિકળી રાતા સમુદ્રમાં જવા નિકળ્યાં હોય તો તેઓએ વસાઈ આવી ફીરંગીઓને હકસાઈ આપવી, કોઈ પણ વહાણેં ફિરંગીઓ પાસેથી પરવાનો લીધા શિવાય ખંભાત છોડવું નહીં અને ગુજરાતમાં કોઈ પણ મનવારો બાંધવી નહીં.

સોળમી સદીમાં ખંભાતના મથાળા આગળનો ભાગ પૂરાઈ જવાથી ફક્ત નાનાં વહાણોજ અને તે પણ મોટા જુવાળ વખતે ખંભાત આગળ આવી શકતાં. આથી કરીને ખંભાતથી જે કાંઈ માલ બહાર દેશ ચઢતો, અથવા બહાર દેશથી આવતો તે બધો દીવ, ગોઘા અને ગંધાર બંદરે અટકતો અને ત્યાંથી નાની હોડીઓમાં ભરી તેને ખંભાત લઈ જવામાં આવતો. આટલું છતાં પણ એ સદીમાં ખંભાતનો વેપાર જેવો પાછલી સદીમાં હતો તેવોજ રહ્યો. ખુસ્કીને રસ્તે વેપારની આવ જા અમદાવાદ રહી દિલ્લી, લાહોર અને આગ્રામાં અને રાધણપુર રહી સિંધના નગર ઠઠ્ઠામાં હતી. માલ ગાડાં અને ઉંટ ઉપર લઈ જવામાં આવતો અને રસ્તામાં રજપૂત અને કોળી લુંટારાનો ત્રાસ ઘણો હતો તેથી ગાડાંઓ એક એકની પાછળ ચાલતાં અને તેઓની સાથે ભાટ રહેતો. ભાટ ત્રાગું કરશે એ

* ગુજરાત સર્વ સંગ્રહ, પાન ૨૫૩.

ધાકથી માલ ઘણી વાર લૂટાવવા પામતો નહીં. એ સદીમાં મુખ્ય આયાત

**આયાત માલ.** માલ આ હતોઃ–તાંબુ, સીસું, પારો, હીંગળોક અને ફટકડી એ એડન, ગોવા અને ચેઉલથી; સોનું, મક્કા, ઓરમઝ, આબીસીનીઆ અને આફ્રીકાથી; ચાંદી રાતા સમુદ્ર અને ઇરાની અખાતના પ્રદેશથી; લોઢું, મલબારથી; કલાઈ, સિયામથી; મીઠું અને ગંધક, ઇરાની અખાતનાં બંદરોથી; હીરા, દખ્ખણમાંથી. માણેક, પેગુ, અને સિંહલદ્વીપથી; પોખરાજ, અને લસણીઆ સિંહલદ્વીપથી; ભૂરાં ઝવેર, ( વૈદુર્ય ) લીલમ, ઇરાનથી; ચોખા, એલચી, સોપારી, નાળીએર, મલબારથી; ઘઉં, જવ, માળવેથી; પાન પહેલાં અરબસ્તાનથી, પછીથી મલબારથી અને પછી વસઇથી; અફીણ મજીઠ અને સુંઠ અરબસ્તાનથી; કીસમીસ, ખજુર, કસ્તુરી અને રૂબાબ ઇરાનથી; ગુગળ વગેરે સુગંધી; સિંધથી; ગળી, તેજાનો લાહોરથી; રેશમ, હરડાં બેહડાં, અને તેજાનો લાહોરથી; રેશમ, હરડાં, બેહડાં, અને તેજાનો કાબુલથી; લવિંગ મોલ્યુકાસથી; જાયફળ, જાવંત્રી, પેગુ અને બાંડાથી; સુખડ તીમોરથી; કપુર બોરનીઓ અને સુમાત્રાથી; ગરમાળો મલબારથી; તજ સિંહલદ્વીપ અને જાવાથી; મરી બંગાળા, મલબાર, સિંહલદ્વીપ, સુમાત્રા અને જાવાથી; ઘોડા ઇરાન; અરબસ્તાન અને કાબુલથી; હાથી સિંહલદ્વીપ અને મલબારથી; પરવાળાં રાતા સમુદ્રના પ્રદેશમાંથી; મોતી અને ઇરાની અખાતનાં બંદરોથી તથા સિંહલદ્વીપથી; હાથીદાંત આફ્રીકાથી; કાચબાની પીઠનાં હાડકાં અને કાંડી માલદીવથી; ખજુતરની અધાર (રંગવાને માટે) આફ્રીકાથી; લાખ પેગુ અને મારટાબાનથી; કસ્તુરી આવાથીઃ અમ્બર આફ્રીકા, સોકોટ્રા અને માલદીવથી; મખમલ, કીનખાબ અને ઉનનાં કપડાં રાતા સમુદ્રના પ્રદેશમાંથી; ઝીણી મખમલ બંગાળા અને કોંકણથી; અને બિલોરી કાચ ચીન અને મારટાબાનથી. ખંભાતનો જાયાત માલ આ હતોઃ

**જાયાત માલ.** —ભાત, સિંધ, કોંકણ, મલબાર, આફ્રીકા અને અરબસ્તાનમાં; બાજરી મલબાર અને

આફ્રીકામાં; ઘઉં (આસપાસના મુલકમાં થતા અને માળવા અને અજમેરથી આણેલા) મલબાર, અરબસ્તાન, અને આફ્રીકામાં; કઠોળ, તલ મલબારમાં; રૂ, મલબાર અને અરબસ્તાનમાં; સુંઠ અને મરી ઈરાનમાં; અફીણ ઈરાન, મલબાર, પેગુ અને મલાકામાં; ગળી (સારી લાહોર અને આગ્રાથી આણેલી અને બાકીની સરખેજ અને નડીઆદમાં થતી) ઇરાની અખાત અને રાતા સમુદ્રના પ્રદેશમાં, અને કોકણનાં બંદરમાં; ઘોડાઓ મલબાર ને કોકણમાં; અને અકીકનાં ઘરેણાં મલબાર, અરબસ્તાન, રાતા સમુદ્રના પ્રદેશમાં અને આફ્રીકાના પૂર્વ ભાગમાં. આ શિવાય સુતર, રેશમી અને સુતરાઉ કાપડ, કામળી, શેતરંજીઓ, પેટી, પલંગ, સૂંઠ, હરડાં, બેહડાં, ચરગખાર, ખાંડ, હીંગ, પાઘડી, ખરાદી કામ, ને હાથીદાંતનાં રમકડાં ખંભાતથી બધે દેશ જતાં. આ બધામાં સુતરાઉ કાપડ ખંભાતથી એટલું બધું તો ચઢતું હતું કે તે વખતે ખંભાતને આખી દુનીઆનું વસ્ત્ર કહેતા હતા.

આ વખતે ખંભાતના વેપારીઓમાંના કેટલાક હિન્દુ ને કેટલાએક મુસલમાન હતા. હિન્દુ વેપારીઓની આડત ઘણા મુલકમાં હતી અને કેટલાએક દાભોલ, કોચીન, અને કાલીકટમાં એક જથે અને આચાર વિચાર પાળીને રહેતા. મુસલમાન વેપારીઓમાંના કેટલાએક ખંભાતમાં વતન કરીને રહેલા અને કેટલાક વેપારને અર્થ આવતા. કેટલાક ફીરંગી વેપારી પણ આવતા. યુરોપિયન વેપારીને માલ વેચવો યા ખરીદવો હોય તો તેને દલાલ શોધવો પડતો. વેપારીએ દલાલ નક્કી કર્યો એટલે તે તેના હાથમાં પોતે આણેલા માલની ટીપ આપી દઇ દલાલે તૈયાર રાખેલા ઘરમાં જતો. દલાલ અને તેના માણસો વહાણ ઉપરથી માલ ઉતારતા, કસ્ટમની જકાત આપતા અને વેપારી જ્યાં ઉતર્યા હોય ત્યાં માલ લાવતા. દલાલ બજાર ભાવ તેને કહેતો અને વેપારીનું ધ્યાન પહોંચે કે તરત અ-

**દલાલ.**

થવા સબુર કરી માલ દલાલ હસ્તક વેંચાતો. માલ ખરીદ કરવો હોય ત્યારે પણ દલાલનું કામ પડતું. આ દલાલો વાણીયા હતા અને તેઓની શાખ સારી હતી.

સોળમી સદીમાં ખંભાત શિવાય કાઠીઆવાડનું માંગરોળ અને અમદાવાદ એ મોટાં વેપારનાં મથક હતાં. માંગરોળથી ઘઉં, ચોખા, ઘોડા, રૂ, કાપડ વગેરે બહારગામ ચઢતાં. અમદાવાદનો કિનખાબ અને રેશમી તથા સુતરાઉ કાપડ ખંભાતમાં આવતાં અને ત્યાંથી ઘણાં વહાણો કેરો ને પેકીન વચ્ચેનાં બંદરે જતાં. આફ્રિકાના દરિયા કિનારાના ભાગમાં આ સુતરાઉ કાપડનો એટલો બધો ખપ હતો કે તેની જેટલી કિમ્મત થતી તેનાથી સોગણી સોનામાં આપવામાં આવતી. મલાયાના ટાપુઓમાં પોતાની ઉંચાઈ જેટલો આવા કાપડનો ઢગ આપવામાં આવતો ત્યારે પકડાયલા કેદીઓનો છૂટકારો થતો. કાપડ સિવાય માળવાનું અફીણ, ગળી, ઘઉં, તંબાકુ, વગેરે બાહારના મુલકમાં જતાં અને તેના બદલામાં એડનથી તાંબુ, પારો, હિંગળોક અને ગુલાબજળ આવતાં; અરબસ્તાનથી ઘોડા, આફ્રિકાના પૂર્વ કાંઠા તરફના ભાગમાંથી સોનું, હાથીદાંત, મીણ, અંબર; મલબાર સિંહલદ્વીપ અને પેગુથી સોપારી, નાળીએર ને મરી; બંગાળાથી ખાંડ ને મલમલ; જાવાથી જવાહીર ને કસ્તુરી; અને મલાકાથી તેજાનો ને ચીનનો માલ આવતો.

સુલતાન બહાદુરશાહને ઇ. સ. ૧૫૩૫ માં હુમાયુ બાદશાહે હરાવ્યો ત્યારથી તે ઈ. સ. ૧૫૭૩ માં અકબર બાદશાહે ગુજરાત પોતાની બાદશાહી સાથે જોડયું ત્યાંસુધીનાં આડત્રીસ વર્ષમાં ગુજરાતમાં બખેડા તથા ગેરબંદોબસ્ત હતાં. એ અંધાધુંનીના વખતમાં ગુજરાત બહારના દેશોમાં ગુજરાતની મોટાઈ રહી નહીં અને ગુજરાતના રાજ્યની સીમા ઘણી ટુંકી થઇ ગઈ; અમીરો ઉપર તથા કોળીનાળી ઉપર સુલતાનનો દાબ રહ્યો નહીં અને બધે અંધેર ચાલવા લાગ્યું; તોપણ આ સમયમાં પણ ગુજરાત પોતાની આબાદાની રાખી રહ્યું હતું, એમ તે વખતનો ઇતિહાસ લખનારા

લખી ગયા છે; અને ત્યારપછી થોડે વખતે (૧૫૯૦) અબુલફઝલે આઈનિ-અકબરીમાં લખેલી હકીકતથી તેમના કહેવાને ટેકો મળે છે. તે લખે છે કે "પાટણથી વડોદરા સુધીના ૧૦૦ કોસના માર્ગની બંને બાજુએ આંબાનાં ઝાડ આવી રહેલાં છે; ખેતરોને વાડો હોય છે; અને કેરી અને બીજાં ફળ એટલાં બધાં થાય છે કે ગુજરાત દેશ એક બાગ જેવો દેખાય છે. ઈંટ ચુનાથી બાંધેલાં અને નળીયાંથી છાયેલાં ઘરોમાં લોક રહે છે અને બળદની ગાડીઓમાં ફરે છે. એ દેશમાં ચિતારા, કોતર કામ કરનારા, જડીઆ અને બીજા ઘણા હુન્નરીઓ છે."

### ૩ મોગલ બાદશાહના સુબેદારોનો વખત, ૧૫૭૩–૧૭૬૦.

**મોગલ બાદશાહના સુબેદારોના વખતમાં રાજ્યવ્યવસ્થા**

અકબરે ગુજરાત જીતી લીધા પછી ગુજરાતમાં ચાલતી આવેલી રાજ્યવ્યવસ્થા બદલી નાખી નહીં પણ તેને વધારે સારી હાલતમાં આણવાની તજવીજ કરી. તેણે ગુજરાતની હદ્દ થોડીક ઓછી કરી; અમદાવાદના સુલતાનોના વખતના ૨૫ સરકાર પૈકી તેમણે માત્ર ૧૭ ગુજરાતમાં રાખ્યા અને બાકીના નવ કમી કર્યા. આ નવનાં નામ નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| જોધપુર. | મુલ્હેર. | મુંબાઈ. |
| ઝાલોર. | નંદરબાર. | દમ્મણ. |
| નાગોર. | વસઈ | દંડરાજપુરી. |

અકબર બાદશાહે ગુજરાતને પોતાના રાજ્યનો એક મોટો સુબો અથવા પ્રાન્ત બનાવ્યો, અને ત્યાંનો રાજ્યકારભાર ચલાવવાને ઉંચામાં ઉંચી પદ્વીના અમલદારને સુબેદાર એ નામથી મોકલવાનો વહિવટ શરૂ કર્યો. અમદાવાદના સુલતાનોના વખતમાં ગુજરાતનો કેટલોક ભાગ જૂદા જૂદા ખંડીઆ રાજાઓના હવાલામાં હતો તે આ વખતે પણ કાયમ રહ્યો; અને કેટલાક ભાગનો વહિવટ દિલ્લીથી નિમાઈ આવેલા કે સુબેદારે નિમેલા કારભારીઓ કરતા. ગુજરાતના લશ્કરનું મુખ્ય મથક અમદાવાદ હતું તો

પણ ફોજની ટુકડીઓ જૂદા જૂદા ખાલસા મહાલના હાકેમોના ઉપરીપણા નીચે જુદા જુદા મહાલમાં રાખવામાં આવતી. આગળની માફક ખાલસા મહાલના હાકેમો બે પ્રકારના હતા: કેટલાકને બાદશાહી મહાલના કારભાર માટે પગાર મળતો અને કેટલાકને અમુક ફોજના નિભાવ માટે મહાલ આપેલા હતા. પગારદાર હાકેમો ફોજદાર કહેવાતા. તેઓ પોતાના મહાલમાં થાણાંના પણ ઉપરી હતા. અને ખંડણી ઉઘરાવવાને સુબેદાર હરસાલ ફેરણીએ નિકળતો ત્યારે તેઓ તેની સાથે જતા.

જેઓને ફોજના નિભાવ માટે મહાલ આપેલા હતા તેમની ઉપર અંકુશ રાખવાને તથા તેમને વસુલાતના કામમાં મદદ કરવાને જેમ સુલતાન અહમદશાહે ( ૧૪૧૨–૧૪૪૩ ) હિસાબી અમલદારો રાખ્યા હતા તેમ આ વખતે પણ રાખવામાં આવ્યા. આ હિસાબી અમલદારોના ઉપરી અમલદાર દિવાન કહેવાતો અને તેનો દરજ્જો સુબેદાર પછી હતો. દિવાનની નિમણુંક દિલ્હી દરબાર કરતી. દિવાન વસુલાત ખાતાનો ઉપરી હતો એટલુંજ નહીં પણ તમામ મુલકી રાજ્ય વહિવટનો ઉપરી હતો.

દરેક પ્રાન્તમાંથી વસુલાત ઉઘરાવવાને અમીન નામના અમલદારો નિમાતા; તેમજ જકાત ખાતામાં પણ એજ દરજ્જાના અમીન નિમાતા. અમીનનો દરજ્જો હાલના કલેકટર જેટલો હતો. અમીનના તાબામાં દરેક પ્રગણામાં આમીલ નામના અમલદારો નિમવામાં આવતા. આમીલ એ હાલના અમલદારને મળતો હોદ્દો હતો અને તેને બદલે મારવાડમાં તહશીલદાર અને દખ્ખણમાં કુમાવિસદાર એ નામ વપરાતાં. આમીલના હાથ નીચે વસુલાતી કારકુનો હતા તે કૈઈલ, મુશરીફ વગેરે કહેવાતા. મુખ્ય બંદરોમાં જકાતને માટે જે આમીલ રહેતો તે મુત્સદ્દી કહેવાતો. ગામના

**ગામનોકરો.**

મુખી અથવા મુકાદમ, પટવારી, મહેતા તથા હવાલદારની મદદથી આમીલ ( મામલતદાર ) વસુલાત ઉઘરાવતો. જમીનની ઉપજમાં સરકારના ભાગ ઉપર હવાલદાર નજર રાખતો; વળી તે વેઠીઆને વેઠનું કામ

વારાફરતી વહેંચી આપતો અને વર્તણીયાની મદદથી ગામમાં પોલીસનું કામ પણ બજાવતો.

**દેસાઇ.** ખાલસા મુલકના પેટા વિભાગમાં દેસાઇ નામનો એક અગત્યનો વર્ગ હતો. શરૂઆતમાં દેસાઇનું કામ, નાના નાના જમીનદારો, વતનદારો વગેરે પાસેથી સલામી અથવા ખંડણી ઉઘરાવી લેવાનું હતું. આ કામના બદલામાં અકબર બાદશાહના વખતમાં તેમને ઉઘરાવેલી રકમ ઉપર સેંકડે ૨½ ટકા મળતા. પહેલા સુબેદાર મીરઝા આઝીઝ કોકલતાશ (૧૫૭૩–૧૫૭૫) ના વખતમાં અઢી ટકાને બદલે સવા ટકો અપાવા લાગ્યો અને ત્યાર પછી સવાટકાને બદલે તેનું અડધ અપાવા લાગ્યું. દેસાઓના હકમાં આ પ્રમાણે આટલો બધો ઘટાડો કેમ કરવામાં આવ્યો તેનું કંઇ કારણ મુસલમાન ઇતિહાસકારો જણાવતા નથી, તોપણ એમ લાગે છે કે ફોજની મદદ લીધા વગર દેસાઇઓથી સલામી ઉઘરાવી શકાતી નહીં હોવાથી આ ઘટાડો કરવામાં આવ્યો હશે. આ ઘટાડો થયા પછી દેસાઈઓ માત્ર ખંડણીના હિસાબનું કામ કરવા લાગ્યા. ખંડણી, સલામી વગેરે દરબારની લાગતો શું શું લેવાની છે તેની નોંધ તેઓ રાખતા. ત્યારબાદ મહાલના મજમુનદાર નામના હિસાબી નોકરો, દેસાઇનું કામ કરવા લાગ્યા, અને ઘણે ઠેકાણે અને ખાસ કરી દક્ષિણ ગુજરાતમાં, દેસાઈ મટી ઘણા જણ માત્ર પટેલ થયા.

**જમીન વેરો.** મીરઝા ઇસા તરખાન (૧૬૪૨–૧૬૪૪) ના વખત સુધી ખેડુત પાસેથી માત્ર ઠરાવેલો આંકડો લેવામાં આવતો, પણ તે ઉપરાંત બીજા ઘણા વેરા તેને આપવા પડતા. જેને વઝીફા જમીન મળી હોય તે માત્ર વેરામાંથી મુકત હતો. મોગલી અમલ પૂરો થતા પહેલાં ભાગ લેવાનો રીવાજ નિકળી ગયેલો જણાય છે. ભાગને બદલે, દરેક ગામ પાસેથી ચોકસ રકમ અથવા જમા મજમુનદારની મારફતે લેવામાં આવતી. આ વ્યવસ્થામાં વાસ્તવિક

રીતે દરેક ગામ તેના મુખી અથવા પટેલોને અમુક રકમ માટે ઇજારે આપ્યા બરોબર હતું. જ્યારે રાજ્યની પડતી થઇ ત્યારે આ પ્રમાણે ઇજારા રાખનારા ઘણા પટેલ, મજમુન્દાર દેસાઈ અને બીજાઓએ અખાડા કરી મદદ આપવાથી, ગામના ધણી થઈ પડયા.

ઇનસાફ.

ન્યાય આપવાની વ્યવસ્થા સારા પાયા ઉપર હતી. દરેક કસ્બામાં કાઝી હતા, તેમને પગાર મળતો તેમ જમીનો પણ મળતી. કાઝીઓ શરેહ પ્રમાણે મુસલમાનોને ઈનસાફ આપતા. મુસલમાન અને હિન્દુ વચ્ચેનો તથા હિન્દુ અને હિન્દુ વચ્ચેનો ઈનસાફ સદારત ખાતે થતો. આ ખાતાનો સ્થાનિક ન્યાયાધીશ સદર કહેવાતો. કાઝી તથા સદરના ફેંસલા ઉપર મુખ્ય કાઝી તથા સદર અમદાવાદમાં રહેતા તેમની આગળ અપીલ ચાલતી. છેલ્લી અપીલ કોર્ટ દિલ્હીમાં હતી અને તે અનુક્રમે કાઝી-ઉલ કઝાત અને સદર-ઉસ-સદ્દૂર કહેવાતી.

હિસાબી ખાતુ.

વસુલાત ચાર ખાતે જમે થતી. ૧ બાદશાહી ખજાનો (ખઝાના-ઈ-આમીરા). આમાં જમીનનો ધારો, ખંડણી, ઝીમ્મીઓ પાસેથી લેવાતી પાંચ ટકા જકાત, સાયર કોઠા જકાત, અને બીજી પરચુરણ ઉપજ જમા થતી. ૨. બાકી જમાનો ખજાનો. આમાં આમીલોએ ઇજારદારો પાસેથી વસુલ કરેલી બાકી, રૈયતને આપેલા તગાવીનું વળતર અને ફોજની મદદથી ઉઘરાવેલી ખંડણી જમા થતાં. ૩. ધર્માદાનો ખજાનો. મુસલમાનો પાસેથી લેવાતી અઢી ટકા પ્રમાણેની જકાત* આ ખાતે જમા થતી. ધર્મ ગુરૂઓને આ ખજાનામાંથી પગાર આપવામાં આવતો.

---

* જકાત (ઝકાત) નો શબ્દાર્થ 'સાફ કરવું તે' એવો થાય છે. ધર્માદા કામ માટે મુસલમાનો પાસેથી જે કર લેવાતો તે ઝકાત કહેવાતો. મુસલમાનો પાસેથી ઝકાત અઢી ટકા પ્રમાણે લેવાતી, પણ ઇતર લોકો પાસેથી પાંચ ટકા પ્રમાણે લેવાતી. ઝકાત બે પ્રકારની હતી. ખુશ્કી ઝકાત અને તરી ઝકાત.

૪. ઝઝીઆવેરો જમા કરવાનો ખજાનો. આ ખજાનામાં મુસલમાની રાજ્યની ઝીમ્મી અથવા મુસલમાન ધર્મ નહીં પાળનારી રૈયત પાસેથી લેવાતો ઝઝીઆવેરો જમા થતો. ફરૂકશીયર બાદશાહના મરણ પછી (૧૭૧૪–૧૭૧૯ ) આ વેરો કાઢી નાખવામાં આવવાથી ઉપજનું આ સાધન બંધ થયું.

સોળમા સૈકાની આખરમાં અકબરે જે ગોઠવણો કરી તે ઔરંગઝેબ બાદશાહના મરણ લગી ( ૧૭૦૭ ) કાયમ રહી; પછી ગુંચવણ અને ગેરબંદોબસ્ત ચાલ્યાં; તે એટલે લગી કે ઈ. સ ૧૭૨૪–૨૫ માં હામીદખાને સરકારી જમીન પચાવી પડી તથા નોકરો તથા જમીનના હવાલા કાઢી નાખી, વસુલ ખાતાનાં દફતર રફતે રફતે પોતાના કબજામાં લીધાં; દફતરીઓ વેરાઈ ગયા અને પ્રગણામાંથી હરસાલ વસુલના આંકડા આવતા તે બંધ થયા.

ફોજના નિભાવ માટે લશ્કરી સરદારોને મહાલ સોંપી દેવાની રીત અકબરે પણ ચાલુ રાખી હતી. ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાત દિલ્લીની બાદશાહી સાથે જોડાયા પછી તરતજ ઉમરાવોને વહેંચી આપવામાં આવ્યું હતું. કેટલાક મહાલનું વસુલ બાદશાહી ભંડારને માટે જુદું રાખવામાં આવતું, તોપણ ખાલસા જમીનનો મોટો ભાગ લશ્કરી સરદારોના હવાલામાં હતો. તેઓ પોતે રાખેલા કારભારીઓની મારફતે વસુલ ઉઘરાવતા. સત્તરમા સૈકામાં વર્ષો વર્ષ હિસાબ રજુ કરવાનો ધારો હતો તેથી તથા ગેરવાજબી રીતે ચાલનારનો જવાબ લેવાની સુબેદારને સત્તા હતી તેથી લશ્કરી સરદારો ઉપર કંઈ દરજ્જે અંકુશ રહેતો. આ વખતમાં ખાલસા તથા સોંપેલા મહાલોની જમીનના વસુલમાંથી ૬૦ લાખ રૂપિયા ફાઝલ પડતા અને દિલ્લી મોકલવામાં આવતા. અઢારમા સેંકડામાં જેમ જેમ સુબેદારોની સત્તા ઘટતી ચાલી તેમ તેમ લશ્કરી સરદારોની સત્તા વધતી ચાલી; અને આખરે ભરૂચ તથા સુરતના નવાબોની પેઠે સ્વતંત્ર રાજ્યકર્તા હોવાનો દાવો તેઓ ખુલ્લી રીતે કરવા લાગ્યા.

મોટા અને નાના અધિકારીઓ વિષે મિરાતિ અહમદીમાં નીચે પ્રમાણે વિશેષ હકીકત આપેલી છે. દિવાનની નિમણુંક દિલ્હીના વઝીરના સહી સિક્કા સાથે થતી. આખા પ્રાન્તની તથા ખાલસા જમીનોની વસુલાતનું કામ તેની પાસે રહેતું; કેટલીક બાબતોમાં તે સુબેદારથી સ્વતંત્ર હતો. તેને જાત પગાર મળતો તે ઉપરાંત અર્જુનપુર અને ખંભાળીયાનાં થાણાં માટે તેની પાસે ૧૫૦ સ્વાર રહેતા. દિવાનના તાબામાં તેનો પહેલો મદદનીસ પિશકાર દિવાન, કચેરીનો મુખ્ય કામદાર દરોગો, શર્ફ અથવા મશરીફ અને દફતરખાનાનો તેહસીલદાર હતા. મુનશી અને મુહર્રીર નામના ચીટણીસ અને કારકુનોની મદદથી આ અધિકારીઓ હિસાબી ખાતા ઉપર દેખરેખ રાખતા. ગામો અને શહેરોના કાઝીઓની નિમણુંક રાજ્યનો મુખ્ય ન્યાયાધીશ, બાદશાહની મંજુરીથી પ્રાન્તના મુખ્ય ન્યાયાધીશની મારફતે કરતો. કાઝીઓને રહેવાને સરકારી મકાન મળતું; અને થોડો ભાગ જમીનમાં મળતો. કાઝીની કચેરીમાં વકીલોને દરરોજ આઠ આનાથી એક રૂપિયા સુધી મળતું. શહેરનો મુહતસિબ અથવા લોકોની રીતભાત ઉપર નજર રાખનારો અધિકારી, લોકોની નીતિ ઉપર તથા કાટલાં અને માછલાં ઉપર દેખરેખ રાખતો. તેને થોડો પગાર રોકડ અને બાકીનો જમીનમાં મળતો અને ૬૦ સીપાઇઓ રાખવા પડતા. બાતમીદારનું કામ કોઇ કોઇ વખત બક્ષી કરતો. તેના તાબામાં વાકીઆહનિગાર નામના ઘણા કારકુનો હતા. તેને દરરોજ સાંજે ખબરપત્રો મળતા તે ઉપરથી તે દરરોજ એક પત્ર દિલ્હી દરબાર તરફ મોકલાવતો. એ પત્ર લઈ જવાને ઊંટના ટપા રાખવામાં આવતા. સ્વાનિહનિગાર નામના ખબરપત્રીઓ ગામ ગપાટાની ખબરો લાવતા. અમદાવાદથી અજમેર સુધી ટપાલને માટે ચોકીઓ મૂકી દેવામાં આવી હતી. દરેક ચોકીમાં કાગળો લઇ જવા તથા લાવવાને માણસો તથા ઘોડાંની પૂરતી સંખ્યા રહેતી. અમદાવાદથી દિલ્હી ટપાલ સાત દહાડામાં જતી. ભરૂચ થઇને દક્ષિણ તરફ ટપાલ લઇ જવાની પણ ગોઠવણ કરેલી હતી. ફોજદારોના તાબામાં હજાર સુધીની ફોજ રહેતી

અને તેમને જાગીરો પણ હતી; તેઓ ગામ તથા મહાલની પોલિસ ઉપર દેખરેખનું કામ કરતા. શહેરનો મુખ્ય પોલિસ અધિકારી કોટવાળ કહેવાતો અને તેની નિમણુંક સુબેદાર કરતો. તેની પાસે ૫૦ સ્વાર અને સો પેદળ સિપાઇ રહેતા. તીજોરી ખાતામાં અમીન, દરોગા, મુશરીફ (તીજોરર) વગેરે કામદારો રાખવામાં આવતા. વૈદક ખાતામાં યુનાની હકીમ અને હિન્દુ વૈદ્ય રાખવામાં આવતા. ખોરાક અને દવાને માટે વાર્ષિક મંજુરી ૨૦૦૦ રૂપીઆની હતી.

જમીનના હકદાર માલીક મુખ્ય બે વર્ગના હતા. મુસલમાન સત્તાધારી થયા તે પહેલાંના વખતથી જેઓનો જમીન ઉપર હક હતો તેઓ, અને મુસલમાન સત્તાધારીઓએ જેઓને કોઇપણ રીતની બક્ષીસ દાખલ જમીન આપેલી તેઓ. પહેલા વર્ગના સઘળા હિંદુઓ હતા અને જમીનદાર કહેવાતા, બીજા વર્ગના જેઓ ઘણા ખરા મુસલમાન હતા તેઓ જાગીરદાર કહેવાતા. નાના મોટા બધા હિન્દુ જમીનદારો સામાન્ય રીતે જમીનદારો કહેવાતા, તોપણ વ્યવહારિક બોલીમાં મોટા નાના વચ્ચે કંઇ ભેદ રહેતો. લગભગ સ્વતંત્ર એવા જમીનદારો રાજા,* રાવળ, રાવ કે જામ કહેવાતા; અને તેમની વચ્ચે તથા સરકારી ગામમાં ભાગ લેનારા નાના હકદારો વચ્ચે બોલીમાં ઘણો તફાવત રાખવામાં આવતો. આ નાના હકદારો હિંદુ રાજ્યમાં ગરાશિયાને નામે ઓળખાતા.

મોટા જમીનદારો, જેઓ પૂરેપુરા તાબે થયા નહોતા તેઓની પાસેથી અમુક રકમ ખંડણી તરીકે લેવામાં આવતી; ને એ વસુલ કરવાને

---

* રાજા એ ખિતાબ કુટુંબના વડાને માટે હતો. મોગલ કે મરેઠાને ખંડણી આપવાથી રાજાના ખિતાબનો હક જતો નહીં. રાણા અને રાવ એ બે પદ્વી રાજાના સરખીજ જણાય છે. રાવળ એ ઉતરતી પદ્વી છે. રાજા, રાણા, રાવ અને રાવળના દિકરા તે કુંવર અને તેઓના દિકરા તે ઠાકોર. ઠાકોરના વડા દિકરા સિવાયના ભૂમિયા કે ગરાશિયાને નામે ઓળખાય છે. જાડેજા કુળના રાજા જામ કહેવાય છે. કચ્છ વાળો વડી શાખાનો અને નવાનગર વાળો નાની શાખાનો એ બંને જામ.

માટે પણ કોઈ કોઇવાર ફોજ મોકલવી પડતી. ઉપલા વર્ગના પણ નાના જમીનદારો જેઓની જમીનો, ખાલસા મુલકમાં આવેલી હતી, તેઓને માટે સુલતાન પહેલા અહમદશાહના વખત સુધી (ઇ. સ. ૧૪૧૧–૧૪૪૩) કંઇ ની જેવું નહોતું. ઇ. સ. ૧૪૨૦ માં જમીનની વસુલાત બાબત ઘણાક બખેડા થવાથી અહમદશાહે ઠરાવ્યું કે જેઓ ખંડણી આપશે અને અમુક લશ્કરી નોકરી કરશે તેવા જમીનદારોને તેઓની જમીનનો ચોથો હિસ્સો વંશપરંપરા પાછો આપવામાં આવશે. આ રીતે જે ચોથો હિસ્સો જૂદો કાઢવામાં આવ્યો તે વાંટો કહેવાતો અને બાકીનો સરકારનો ભાગ તલપદ કહેવાતો. આ વહિવટ ઇ. સ. ૧૫૪૫ લગી ચાલ્યો. મહમ્મૂદશાહ, ૨ જાના વખતમાં (ઈ. સ, ૧૫૩૬–૧૫૫૩) એ નાના વાંટા સરકારી જમીનમાં મેળવી દેવાની તજવીજ કરવામાં આવી; પણ એથી દેશમાં ઘણો અસંતોષ અને ગેરવ્યવસ્થા પ્રસરેલી જોવામાં આવી, તેથી અકબરે, ઇ. સ. ૧૫૮૩ માં નવી વ્યવસ્થા કરી ત્યારે જમીનદારોને તેમના વાંટાની જમીન પાછી આપી. પાછળથી મરેઠાઓએ એવા જમીનદારો ઉપર થોડોક નવો વેરો મૂક્યો તે શિવાય અકબરની વખતનો વહિવટ હજી સુધી કાયમ છે.*

---

* મરેઠા લોક સત્તાધારી થયા ત્યારે તેઓએ જમીનની વસુલાતના ઈજારદારને જમીનદાર ' એવું નામ આપ્યું અને એજ અર્થમાં એ શબ્દ આગલા વખતના અંગ્રેજ લેખકોએ વાપર્યો છે. એ પ્રમાણે અર્થ બદલાયાથી ખાલસા પ્રગણામાં ઉપલા વર્ગના નાના જમીનદારો પોતાને જૂને હિંદુનામે, ગરાશિયા કહેવાતા થયા. મી. એલ્ફીન્સ્ટને લખ્યું છે કે (હિંદુસ્તાનનો ઈતિહાસ, પાન ૭૬, નોટ ૩) અરધા તાબે થયેલા સરદાર, પ્રગણાના આપ અખત્યાર હાકેમ અને વસુલના ઈજારદાર એ ત્રણને માટે જમીનદાર શબ્દ છે. તે વળી લખે છે કે ઔરંગઝેબના વખત સુધી જે સરદારો થોડીક પણ આપ અખત્યારી ભોગવતા તેજ જમીનદારો કહેવાતા. પણ કર્નલ વોકરના વખતમાં (ઇ. સ. ૧૮૦૫) દેસાઈ, મજમુન્દાર, પટેલ, તલાટી, એ બધા જમીનદાર કહેવાતા.

**વોલ અને પાલ.**

અઢારમા સૈકામાં પહેના અરધા ભાગમાં ગુજરાતમાં મુસલમાન સત્તાની પડતી ચાલી તેવામાં ખાલસા ગામોમાં ગરાસિયા વર્ગના ભાગદારોએ પોતાના પડોશના ગામના ખેડુતો પાસેથી જોરજુલમથી કેટલાંક નવા લાગા લેવા માંડ્યા. એ લાગા વોલ અથવા પાલ નામથી ઓળખાય છે. એ કર કોઇ વ્યવસ્થિત સરકારે પોતાની રૈયત ઉપર નાખેલા નથી; પણ લુંટારૂઓ હુમલા ન કરે એટલા માટે તેમને ખેડુતોએ પોતે થઇને આપેલા છે. તોડાગીરાસ નામનો લાગો પણ અઢારમાં સૈકાની ગેરવ્યવસ્થામાં દાખલ થએલો છે. પ્રથમ જે ગામ ગરાશિયાનાં હતાં, અને પાછળથી ખાલસા થયાં હતાં તે ગામોમાંથી 'તોડાગીરાસ' લેવામાં આવતો. તોડાગીરાસ ઘણું કરીને રોકડ નાણામાં લેવામાં આવતો. રોકડ નાણાં ઉપરાંત કોઇ કોઈ વાર અનાજ પણ લેવામાં આવતું.

**ચાકરીઆત જમીનો.**

ઉંચા વર્ગના જમીનદારોના બીજા વર્ગમાં જેઓને મુસલમાન સત્તાધારીઓએ જમીનની બક્ષીસ આપેલી હતી તે આવે છે. એવી બક્ષીસો, સુબેદાર, પ્રગણાંના હાકેમ, અમીરો વગેરેને પોતાનો દરજ્જો જાળવવાને તથા ફોજની અમુક સંખ્યા તેઓ રાખે તેનું ખર્ચ ચલાવવાને માટે આપવામાં આવતી; વળી જેઓને કંઇ ખાસ નોકરીના બદલામાં જમીન આપી હોય તે પણ આ વર્ગમાં આવે છે. એવી રીતે બક્ષીસ આપેલી જમીન જાગીર કહેવાતી અને તેના માલીક જાગીરદાર કહેવાતા. એ જાગીરો મૂળ જાગીરદારના મરણ પછી પાછી લઈ શકાય એવી છતાં વંશપરંપરાની થઈ છે. જાગીરદારો પાસે કંઈ ચોક્કસ રકમ લેવાનો ઠરાવ નહોતો, તોપણ પેશકશને નામે હાથી, ઘોડા, કે એવી બીજી કિમ્મતી વસ્તુ ભેટ લેવામાં આવતી. આ પ્રમાણે હોવાથી પેશકશ એ મૂળમાં બળાત્કારની ખંડણી નહોતી પરન્તુ રાજીખુશીથી કરેલું નજરાણું હતું. મુસલમાની રાજ્યકાળમાં માત્ર આવી તરેહનું નજરાણું જાગીરદારો પા-

સેથી લેવામાં આવતું; પણ મરેઠાઓએ આવી ભેટ લેવા ઉપરાંત, ઉંચા વર્ગના હિન્દુ જમીનદારો આપતા તેવી રીતની ખંડણી પણ જાગીરદારો પાસેથી લેવા માંડી.

મુસલમાની રાજ્યકાળમાં ગુજરાતનો મોટો ભાગ જાગીરદારોના હવાલામાં હતો. વખતે વખતે તેઓનું જોર એટલું બધું વધતું કે અમદાવાદના સુલતાનોના વખતમાં બે વખત, ૧૫૫૪ માં અને ૧૫૭૨ માં, મોટા જાગીરદારોએ રાજ્યનો સઘળો મુલક આપસઆપસમાં વહેંચી લીધો હતો.* વળી અઢારમા સેંકડામાં મોગલની સત્તાની પડતી થઇ તે અરસામાં પણ જાગીરદારો ઘણા ખરા સ્વતંત્ર જેવા થઈ પડયા હતા.

સ્વરાજ્ય ચલાવનાર સંસ્થાનોના રાજા ખંડણી આપતા નહીં પણ લશ્કરી મદદ આપતા. ઉદેપુર, ડુંગરપુર અને વાંસવાડાના રાણાની ફોજો અમદાવાદમાં રહેતી અને સુબેદારને જ્યારે જરૂર પડે ત્યારે મદદ કરતી. તેમના વકીલ અમદાવાદમાં રહેતા તે તેમની ફોજ ઉપર દેખરેખ રાખતા અને તેમની ખંડણીનો આંકડો પણ ભરી દેતા; એટલે તેમની ખંડણી વસુલ કરવાને તેમની સામે ફોજ મોકલવાની જરૂર પડતી નહીં. પરંતુ ખાલસા મુલકના જમીનદારોની સ્થિતિ સ્વતંત્ર રાજ્ય કરનાર જમીનદારોથી જુદાજ પ્રકારની હતી. સુબેદારના વસુલાતી અધિકારીઓએ તેમની વડીલોપાર્જીત જમીનો ધીમે ધીમે લેઈ લેવા માંડી, તે એટલે સુધી કે કેટલાકનાં મુખ્ય નગર ખાલસા કરી દેવામાં આવ્યાં અને કેટલાકનામાં ફોજદાર નામના અધિકારી રાખવામાં આવ્યા. આ ફોજદારોએ ધીમે ધીમે તેમના હક લેઈ લેવા માંડયા. આવી સ્થિતિના જમીનદારોમાં રાજ-

* ઈ. સ. ૧૫૭૧ માં જે વ્યવસ્થા હતી તે મિરાતિ અહમદીમાં આપેલી છે, તે ઉપરથી જણાય છે કે જાગીરદારો ૪૦૦૦ થી ૨૫૦૦૦ સુધી ઘોડેસ્વારો રાખવાને બંધાતા અને તેમને તાબે ૧૬,૦૦,૦૦૦ થી ૧,૬૨,૦૦,૦૦૦ રૂપિયા ઉપજ આવે એટલી જમીન રહેતી. ( બર્ડકૃત ભાષાન્તર, પાન ૧૦૯–૧૨૭. )

પીંપળા, ઈડર અને નવાનગરના રાજા હતા. રાજપીંપળા વાળાનું મુખ્ય નગર નાંદોદ તથા તેની આસપાસનો ફળદ્રુપ પ્રદેશ ખાલસા કરી તેને ડુંગરામાં કાઢવામાં આવ્યો. ઈડરની પણ એવીજ દશા થઈ ને ત્યાં એક ફોજદાર નિમાયો. નવાનગર પ્રથમ ખંડીઓ પ્રાંત હતો પણ ઔરંગઝેબના વખતમાં તે ખાલસા કરવામાં આવ્યો. પરંતુ ઔરંગઝેબના મરણ પછી જામ નવાનગર પાછો આવ્યો અને પોતાની અસલ સ્થિતિએ દાખલ થયો.

ગરાસીઆ અને બીજા નાના જમીનદારોને સરકારી અમલદારો તરફથી ઘણો ત્રાસ થતો. તેઓની જમીનો સરકારી અમલદારો દબાવતા. ખાલસા મુલકના મોટા જમીનદારો તથા ગરાસીઆ વગેરે નાના જમીનદારોમાં એટલો બધો અસંતોષ પેદા થયો કે મોગલ સત્તામાંથી છૂટવાને તેઓ ઉપાય યોજવા લાગ્યા. જ્યારે ઈ. ૧૬૬૪ માં શિવાજીએ સુરત લુંટયું ત્યારે તેઓને ખબર પડી કે મુસલમાનોના હાથમાંથી આપણો છૂટકો કરે એવો હિંદુ રાજા નજીકમાં છે ખરો. ઔરંગઝેબના મરણ પછી (૧૭૦૭) નાસીપાસ થયેલા જમીનદારો ઉઘાડે છોગે મોગલ સત્તા સામે થવા લાગ્યા. ગુજરાત ઉપર હલ્લા કરનાર મરેઠા મોગલ સત્તામાંથી આપણો છૂટકારો કરશે એમ તેઓ ધારવા લાગ્યા. રાજપીંપળાના રાજાએ મરેઠાઓને આશરો આપી પોતાના મુલકમાંથી ગુજરાતમાં આવવાનો રસ્તો કરી આપ્યો. દિલ્લી દરબારની તાબેદારીમાંથી છૂટવાને આતુર એવા કેટલાક રજપૂત રાજા ગુજરાતમાં સુબેદાર થઇને આવ્યા તેમણે ચાલતા ગેરબંદોબસ્ત તથા અવ્યવસ્થાને ઉત્તેજન આપ્યું. તેમના વખતમાં ઘણા ગરાસીઆ અને જમીનદારો પોતાની અસલ જમીનો પાછી લેઇ શક્યા એટલુંજ નહીં પણ ખાલસા જમીનો પણ દબાવી પડયા. છેવટ નારાજ થયેલા કેટલાક મુસલમાન ફોજદારો પોતાના હવાલાનાં પ્રગણાંના માલેક થઈ બેઠા અને તેમના વંશજો ગુજરાતમાં કેટલાંક સંસ્થાનના હજી સુધી રાજકર્ત્તા છે.

જ્યારે મુખ્ય સત્તા મરેઠાઓને હાથ આવી ત્યારે મોગલ સત્તાનો નાશ કરવાને જે જમીનદારો આતુર હતા તેઓ મુંગે મોંઢે મરેઠાની સત્તાને તાબે થયા નહીં. મરેઠા ખંડણી માગતા તેની સામે દરેક જમીનદાર થતો ને મોમીનખાને તો અમદાવાદ પાછું પણ લઇ લીધું હતું. ગુજરાતના જમીનદારો સાથે આવી તરેહના ઝઘડા ચાલતા તે વખતે ગાયકવાડ અને પેશ્વા વચ્ચે પણ અણબનાવ ચાલતો. વળી ખાલસા મુલક કેટલો છે ને દરેક જમીનદાર પાસેથી ખંડણી કેટલી લેવામાં આવે છે તેની મરેઠાઓને ખબર નહોતી. ફોજદારોએ ખાલસા પ્રગણાંના માલેક થઈ પડવાને મરેઠાઓને ખંડણી આપવી કબુલ કરી, મરેઠાઓની મદદ લીધી; પણ પાછળથી જ્યારે મરેઠા ખંડણી માગવા આવતા ત્યારે બીજા જમીનદારો સાથે મળી જઈ તેઓ મરેઠાઓની સામે થતા.

ગુજરાતમાં ઈ. સ. ૧૫૭૩ થી ૧૭૦૦ સુધી મોગલાઇ સત્તા ઠીક ચાલી, પણ પછી ગેરબંદોબસ્ત ચાલ્યો અને આખરે ઈ. સ. ૧૭૬૦ માં મોગલાઈ સત્તાનો અંત આવ્યો.

**મોગલ સુબેદારોના વખતમાં ગુજરાતની સ્થિતિ, ૧૫૭૩–૧૭૬૦.**

અકબર બાદશાહે ઈ. સ. ૧૫૮૩ માં જે ગોઠવણ કરી તેથી ગુજરાતનું ક્ષેત્રફળ ઘણું કમી થયું. ૨૫ સરકાર પૈકી ૯ તેણે ગુજરાતમાંથી કમી કર્યા અને જે દેશમાંથી સુલતાનોએ તે જીતી લીધેલા હતા તે દેશમાં પાછા નાખ્યા; જોધપુર તથા ઝાલોર રજપુતાનામાં નાખ્યા; નાગોર અજમેરમાં નાખ્યું; મુલ્હેર અને નંદરબાર ખાનદેશમાં નાખ્યા; મુંબાઇ, વસાઈ અને દમ્મણ ફીરંગીઓના હાથમાં રહેવા દીધાં; અને દંડરાજપુરી ( જંજીરા ) અહમદનગરના નિઝામશાહી રાજ્યકર્ત્તાને આપ્યું. બાકી રહેલા સોળ સરકારમાંથી સિરોહી, ડુંગરપુર, વાંસવાડા, કચ્છ, સુંથ ( રેવાકાંઠા ) અને રામનગર ( ધરમપુર ) એ છ ખંડણી લેવાની ઠરાવી ત્યાંના હિંદુરાજાને સોંપ્યાં. આ છ જતાં બાકી દસ સરકાર રહ્યા તે ખાલસા વહિવટમાં રાખ્યા; પણ સુરતની ઉપજ ત્યાંના

મુત્સદ્દીને આપી દીધેલી હોવાથી વાસ્તવિક રીતે માત્ર નવ સરકાર ખાલસા વહિવટમાં રહ્યા. સુરત સાથે આ નવ સરકારમાં નીચે પ્રમાણે ૧૮૪ પ્રગણાં હતાં:—

( ખંડસ્થભૂમિમાં ).

| | | | |
|---|---|---|---|
| ૧. પાટણ | ૧૭. | ૬. ભરૂચ | ૧૪. |
| ૨. અમદાવાદ | ૩૩. | ૭. રાજપીંપળા ( નાંદોદ ) | ૧૨. |
| ૩. ગોધરા | ૧૧. | | |
| ૪. ચાંપાનેર | ૧૩. | | |
| ૫. વડોદરા | ૪. | | |

( દ્વીપકલ્પમાં )

| | |
|---|---|
| ૮. સોરઠ | ૬૨. |
| ૯. નવાનગર | ૧૭. |

ગુજરાતનું ક્ષેત્રફળ કમી થયું તેની સાથે ઉપજ પણ ઘણી કમી થઇ. ઈ. સ. ૧૫૭૧ માં ૫,૮૪,૦૦,૫૦૦ રૂપિયા વસુલ આવેલા તેને બદલે અકબરે કરેલી વ્યવસ્થા પછી, ૭ સંસ્થાનોની ખંડણી તથા સુરતની ઉપજ સાથે માત્ર ૧,૯૯,૯૧,૧૩૦ રૂપિયા, એટલે કે આગળની ઉપજની ત્રીજા ભાગ કરતાં સહેજ વધારે વસુલ આવ્યા. મિરાતિ અહમદીનો કર્ત્તા જ-ણાવે છે કે આટલી ઉપજ છેક મહમ્મદશાહની કારકીર્દિ લગી ( ઈ. સ. ૧૭૧૯–૧૭૪૮ ) આવતી; પણ ત્યાર પછીનાં બાર વર્ષમાં ( ૧૭૪૮–૧૭૬૦ ) ઘટાડો થઇ માત્ર ૧,૨૩,૫૦,૦૦૦ રૂપિયા આવવા લાગ્યા. અકબરના વ-ખતમાં ૧,૯૯,૯૧,૧૩૦ રૂપિયા આવતા તે પૈકી ૫૨,૦૫,૦૧૦ રૂપિયા બાદશાહી કામોને માટે તથા ખર્ચને માટે રાખવામાં આવતા; ૫,૫૦,૦૦૦ રૂપિયાની રકમ સુબેદાર તથા અમીરોના નિભાવ માટે રાખવામાં આવતી; અને બાકીની રકમ બીજા સરકારી નોકરોને પગાર દાખલ અપાતી. લગ-ભગ ત્રણ લાખ રૂપિયા બક્ષીસ તથા ધર્માદા ખાતે કાઢવામાં આવતા.

બીજે એક ઠેકાણે મિરાતિ અહમદીના કર્ત્તાએ ગુજરાતની ઉપજ નીચે પ્રમાણે જણાવી છેઃ—એ આંકડા ઘણું કરીને ઇ. સ. ૧૭૬૦ ના અરસાના એટલે કે તેણે ગ્રંથ લખ્યો તે વખતના હશે એમ લાગે છે. ખાલસા મુલકની વસુલાત ૨,૧૦,૭૫,૧૮૦; ખંડણી આપતા સરકારની વસુલાત રૂપિયા ૧,૨૭,૦૦૦; મહિકાંઠાની ખંડણી રૂપિયા ૧૭,૮૭,૪૧૦; વાત્રક કાંઠાની ખંડણી ૧૫,૯૭,૬૮૦; સાબર કાંઠાની ખંડણી ૧૨,૧૧,૫૧૦; કુલ રકમ ૨,૫૭,૯૮,૭૮૦. આમાં કચ્છના ૨,૦૦,૦૦૦ રૂપિયા, ડુંગરપુરના ૪,૦૦,૦૦૦ રૂપિયા અને સિરોહીના ૫૦,૦૦૦ રૂપિયા ઉમેરતાં એકંદર આંકડો ૨,૬૪,૪૮.૭૮૦ રૂપિયાનો થાય છે.

મિરાતિ અહમદીનું અંગ્રેજી ભાષાન્તર કરનાર બર્ડ સાહેબે પોતાના ગ્રંથના પાન ૧૦૮ ઉપર નોટમાં બાદશાહવાર ગુજરાતની ઉપજ નીચે પ્રમાણે જણાવી છેઃ—

| | |
|---|---|
| અમદાવાદના સુલતાનોના વખતમાં. | ૨,૩૩,૬૦,૨૦,૦૦ દામ * |
| અકબરના વખતમાં. | ૨૬,૭૩,૮૧,૬૧૯ ,, |

---

* શિક્કા. અમદાવાદના સુલતાનોના વખતમાં ટંકા નામનું નાણું ચાલતું તે એક રૂપિયાના સો એ હિસાબે મળતા. મોગલ સુબેદારોના વખતમાં દામ ચાલવા લાગ્યા તે એક રૂપિયાના ૪૦ મળતા. અમદાવાદના સુલતાનોના વખતમાં ટંકામાં હિસાબ લખાતો અને મોગલ સુબેદારોના વખતમાં દામમાં લખાતો. દેશના જૂદા જૂદા ભાગમાં જૂદા જૂદ શિકકા ચાલતા. સુરત, ભરૂચ, વડોદરા અને મહીની દક્ષિણનાં બીજાં પ્રગણાંમાંથી વસુલાત ચંગીઝી નામના નાણામાં થતી. એ શિક્કાની કિમ્મત ૧/૨ રૂપિયાથી સહેજ કમી અને ૩/૪ થી સહેજ વધારે એ પ્રમાણે હેરફેર રહેતી. રાધનપુર અને મોરબીની વસુલાત મહમુદીમાં આવતી. મહમુદીનો શિક્કો કિમ્મતમાં ચંગીઝીની લગભગ સરખો હતો. બંદરોની વસુલાત હૂન અને ઇબ્રાહિમી નામના સોનાના શિક્કામાં આવતી એમ આગળ કહેવામાં આવ્યું છે, હૂનની કિમ્મત લગભગ ચાર રૂપિયા અને ઇબ્રાહિમીની કિમ્મત ૪ ૧/૨ રૂપિયા હતી.

| | |
|---|---|
| જહાંગીરના વખતમાં. | ૫૦,૦૦,૦૦,૦૦૦ ,, |
| ઔરંગઝેબના વખતમાં. | ૬૦,૭૮,૪૯,૧૩૫ ,, |
| મહમ્મદશાહના વખતમાં. | ૪૮,૭૩,૪૪,૦૦૦ ,, |

આ ઉપરથી જણાય છે કે મોગલોના વખતમાં ઔરંગઝેબના વખતમાં સૌથી વધારે ઉપજ થઈ હતી અને અકબરના વખતમાં સાથી થોડી થઈ હતી.

રાજ્યની માગણી લોકને ભારે પડતી તે અકબરે ઓછી કરી એટલુંજ નહીં પણ બીજા ત્રણ સુધારા કર્યા.

અકબરે કરેલા સુધારા.

તેણે (૧) જમીનની માપણી કરાવી, (૨) ગામના મુકાદમ (મુખી) ને પગાર ઠરાવી આપ્યા અને (૩) ઉપલા વર્ગના નાના જમીનદારોને અગાડી સરકારી ગામોની જમીનમાંથી જે હિસ્સો મળતો (વાંટો) તે પાછો આપ્યો. માપણીનું કામ રાજા તોડરમલે ઈ. સ. ૧૫૭૫ માં પૂરૂં કર્યું. માપણીનું કામ ગુજરાતના માત્ર થોડા ભાગમાં કરવાનું ઠર્યું હતું. છ ખંડીઆં રાજ્ય, ગોધરા સરકાર અને મધ્ય ભાગમાં આવેલા ખાલસા સરકારનો ઘણો ભાગ માપવાનો નહોતો. એકંદર ૧૮૪ પ્રગણામાંથી માત્ર ૬૪ પ્રગણાંની માપણી કરવામાં આવી. ૨,૨૩,૬૦,૫૯૪ વીઘાં (૭૨,૬૧,૮૪૯ એકર) જમીન મપાઈ તે પૈકી લગભગ ⅔ જેટલી એટલે કે ૮૩,૭૪,૪૯૮ વીઘાં (૪૯,૨૦,૮૧૮ એકર) ખેડાણને લાયક હતી અને બાકીની પડતર ખરાબાની હતી. માપણી ન થયેલી એવી સરકાર તાબાની જમીનમાં સરકારનો હિસ્સો નક્કી કરવામાં આવતો તે જૂની રીત પ્રમાણે પાક ઉભો હોય તે વખતે ખેતરનો એકાદ ભાગ પસંદ કરીને અથવા તો કાપણી થયા પછી અનાજના ઢગલાના ભાગ પાડીને લેવામાં આવતો. વસુલાતી અધિકારીને અનાજ કે તેને બદલે નાણું જે લેવાના હુકમ થયો હોય તે પ્રમાણે તે સરકારમાં લેવાતો. નાણું લેવાનો હુકમ કરવામાં આવ્યો હતો કે ખેડુતને ભારે પડે નહીં તેમ બજાર ભાવ પ્રમાણે અનાજની કિમ્મત ગણીને લેવું. વળી સરકારનો ભાગ એક વખત નક્કી થતો તે દરસાલ બદલાવાને બદલે દશ વર્ષ લગી એક સરખી રીતે લેવાતો.

ભાગીદારી ગામોના હિસ્સેદારો ભાગદારી ગામની જમીન સુધારવામાં પોતાનું હિત સમજતા તેમ સેજા ગામના ખેડુતો પણ સમજવા લાગ્યા; વળી લશ્કરી સરદારો પોતાના મહાલના ખેડુતો પાસે જબરજસ્તીથી જાસ્તી લેતા તેમાં પણ કંઇ દરજ્જે અટકાવ થયો. સરકારના તથા ઈનામદારોના વસુલાત કરનારાઓએ જાણ્યું કે વસુલનો આંકડો નક્કી થવાથી તે ઉઘરાવવામાં મુખીની જરૂર પડતી નથી ત્યારે તેમણે મુખીઓને તેમની મહેનતના બદલામાં અત્યારસુધી જે અપાતું હતું તે આપવું બંધ કર્યું. એ ઉપરથી જ્યારે મુખીઓએ ફરીઆદ કરી ત્યારે અકબરે એવો ઠરાવ કર્યો કે ખાલસા વહિવટનાં તથા ઇનામદારોનાં ગામમાંથી જે વસુલ આવે તેમાંથી સેંકડે અઢી ટકા તેમને આપવા.

મુખીઓએ પોતાના હક વિષે સરકારમાં ફરીઆદ કરી ત્યારે તેઓએ સરકારના ધ્યાન ઉપર બીજી એ વાત આણી કે કોળી અને રજપુત જમીનદારો જેઓના હિસ્સા ઈ. સ. ૧૫૪૫માં સરકારે લઈ લીધા હતા તેઓ તેથી નારાજ થઇ બખેડા કરે છે અને રૈયતને પજવી હેરાન કરે છે. એ ઉપરથી એ બાબત તપાસ થઇ અને આખરે એવું ઠર્યું કે જો એ લોકો સારી ચાલના જામીન આપે અને પોતાના ઘોડેસ્વારો ઉપર સરકારનું નીશાન કરવા દે તો તેમને સરકારી ગામોની જમીનનો ચોથો હિસ્સો પ્રથમ હતો તે પ્રમાણે ચાલુ કરવો. મિરાતિ અહમદીનો કર્ત્તા લખે છે કે આ નિયમો પ્રમાણે ગુજરાતમાં રાજકારભાર ચાલવા લાગ્યો એટલે ગુજરાતની આબાદાની વધતી ચાલી.

એ ધારા પ્રમાણે વહિવટ ચાલવાથી ગુજરાતની આબાદાની તો વધી તોપણ મોગલ સત્તાનાં પ્રથમનાં થોડાંક વર્ષમાં સરદારોના માંહોમાંહેના ટંટા અને બખેડા ગુજરાતમાં ચાલતાજ રહ્યા; અને પરદેશી દુશ્મનોના હલ્લા સામે બચાવ કરવાની જોઇએ તેવી ગોઠવણ પણ નહોતી.

ગેરવ્યવસ્થા.

ઇ. સ. ૧૫૭૩ થી તે ઇ. સ. ૧૬૦૯ સુધીમાં ગુજરાતનાં ત્રણ મોટાં અને

તવંગર શહેર, અમદાવાદ, ખંભાત અને સુરત વારાફરતી લૂંટાયાં હતાં. ગુજરાતના આગલા સુલતાન મુઝફ્ફરશાહે ઇ. સ. ૧૫૮૩ માં અમદાવાદ લૂંટી લીધું હતું; અને મહમદહુસેન મીરઝાંએ ઇ. સ. ૧૫૭૩ માં ખંભાત લૂંટયું હતું; અને અહમદનગરના સુલતાનના સેનાપતિ મલીક અમ્બરે ઇ. સ. ૧૬૦૯ માં સુરત લૂંટયું હતું. સોળમા સેંકડાના છેલ્લા ભાગમાં અને સત્તરમા સેંકડાની શરૂઆતમાં એવો ગેરબંદોબસ્ત હતો કે અમદાવાદથી ખંભાત સુધી કોઇથી એકલડોકલ જઇ શકાતું નહીં. વેપારીઓ ભેગા થઇ અઠવાડીઆમાં એકવાર નિકળતા અને રાતરે જ્યાં મુકામ કરતા ત્યાં આસપાસ ગાડાં ગોઠવી ગાડાનો કોટ કરતા. અંગ્રેજ વેપારીઓને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું પડતું ત્યારે જોડે મોટો રસાલો લેઇને નિકળતા; એમ છતાં પણ અંગ્રેજ વેપારીઓ ઉપર રજપૂત લૂંટારૂઓએ એક કરતાં વધારે વાર હુમલા કર્યા હતા. નીકોલસ યુફ્લેટ નામનો માણસ ઇ. સ. ૧૬૧૦ માં આગ્રેથી સુરત આવ્યો હતો, તે લખે છે કે "ઝાલોરથી અમદાવાદ સુધીનો રસ્તો ઘણો રેતાળ છે. એ રસ્તામાં વાઘ, સિંહ વગેરે જંગલી પ્રાણી અને લૂંટારૂઓનાં ટોળાં ભટકતાં ફરે છે. અમદાવાદથી ખંભાત સુધીનો રસ્તો રેતાળ અને ઝાડીવાળો છે અને ત્યાં પણ ચોરનો ઉપદ્રવ ઘણો છે. ખંભાતથી ભરૂચ જવાનો રસ્તો ઝાડીવાળો અને ભયાનક છે પણ ભરૂચથી સુરત વચ્ચેનો રસ્તો સારો છે, આસપાસની જમીન ફળદ્રુપ છે અને ગામ ઘણાં આવી રહેલાં છે." એ પ્રમાણે બીજા મુસાફરો પણ રસ્તાના વિકટપણા વિષે તથા ચોરોના ઉપદ્રવ વિષે પોતાનાં લખાણોમાં ફરીઆદ કરે છે; એમ છતાં પણ એ વખતે ગુજરાત દેશ ઘણો તવંગર હતો એમ ટેરી નામનો મુસાફર (ઇ. સ. ૧૬૧૭) લખી ગયો છે. મેન્ડેલસ્લો નામનો મુસાફર ૨૦ વર્ષ પછી (૧૬૩૮ માં) આવ્યો તે લખે છે કે "હિંદુસ્તાનમાં ગુજરાત જેવો ફળદ્રુપ દેશ કોઇ નથી. ગુજરાતના જેટલાં ફળ બીજા કોઇ દેશમાં થતાં નથી અને ગુજરાતના જેટલું અનાજ બીજા કોઈ દેશમાં પાકતું નથી." મિરાતિ અહમદીનો કર્તા (ઈ. સ. ૧૭૫૬) ગુજરાતની

જે તારીફ કરે છે તેને ખાફીખાન (ઈ. સ. ૧૭૧૯)ના લખાણથી ટેકો મળે છે. તે લખે છે કે "આ તવંગર દેશની બરોબરી કરે એવો હિન્દુસ્તાનમાં બીજો કોઇ દેશ નથી." *

સત્તરમા સૈકામાં જો કે વખતોવખત કોળીના અને રજપૂતના બખેડા થતા અને એ સૈકાની આખરના ભાગમાં મરેઠાઓના હુમલાએ ગુજરાતને હેરાન કર્યું હતું તોપણ એકંદરીમાં મોગલ બાદશાહના સુબેદારો પોતાની સત્તા જાળવી રાખવાને, બખેડા બેસાડવાને, અને સ્વતંત્રતાને માટે મથતાં સંસ્થાનો પાસેથી ખંડણી લેવાને શક્તિમાન હતા. સત્તરમા સૈકાના ઘણાખરા ભાગમાં ગુજરાત આબાદ હતું, ને તેનાં શહેરો ઘણાં દોલતમંદ હતાં. ગુજરાતમાં મોગલ સત્તા સ્થાપન થયા પછી ઉદય પામેલું સુરત શહેર ઈ. સ. ૧૬૬૪ માં શિવાજીએ લૂંટયું ત્યારે તે એટલું દોલતમંદ હતું કે તેમાંથી શિવાજીને એક કરોડનો માલ મળ્યો હતો. એ વખતે સુરત કરતાં ખંભાત વધારે મોટું હતું અને અમદાવાદ+ વધારે વસ્તીવાળું અને વધારે દોલતમંદ હતું.

---

* ઇલિયટકૃત હિંદુસ્તાનનો ઇતિહાસ, વોલ્યુમ ૭, પાન ૫૩૦.

× અમદાવાદ અને ખંભાત વિષે સત્તરમા સેંકડાના યુરોપીયન મુસાફરો નીચે પ્રમાણે લખી ગયા છેઃ—ખંભાત (૧૫૯૮) માં વેપાર એટલો બધો છે કે જો મેં તે જાતે જોયો ન હોત તો એટલો વેપાર ત્યાં હોય એમ હું માનત નહીં. (સીઝર ફ્રેડ્રિક); (૧૬૨૩) એ શહેર ઘણુંજ વસ્તુવાળું અને ઘણાં મોટાં પરાંવાળું છે અને ત્યાં વહાણ ઘણાં એકઠાં થાય છે (ડીલાવેલી); (૧૬૩૮) સુરત સાથે સરખામણી થાય નહીં એટલું બધું સુરતથી મોટું (મેન્ડેલસ્લો), (૧૬૬૩–૧૬૭૧) સુરત કરતાં બમણું મોટું (બેલ્ડીઅસ). અમદાવાદઃ—(૧૫૯૮) ઘણું મોટું અને ઘણી વસ્તી વાળું શહેર (સીઝર ફ્રેડ્રીક); (૧૬૨૩) ઘણું મોટું, મોટા ઘરાં વાળું, અને ઘણું સુંદર શહેર; રસ્તા પહોળા, સીધા, પણ ઘણી ધુળ વાળા (ડીલાવેલી); (૧૬૨૭) મોટું અને સુંદર શહેર; પહોળા અને સુંદર મહોલ્લા, તવંગર અને સરખી બાંધણીનું બજાર, દુકાનો સુંદર, સુગંધી પદાર્થો, રેશમી અને સુતરાઉ કાપડથી ભરપૂર (હરબર્ટ); (૧૬૯૫) હિંદુસ્તાનમાં મોટામાં મોટું શહેર, કિંમતી રેશમ અને સોનાના માલમાં વેનીસથી જરાપણ ઉતરતું નહીં (ગેમેલી કેરેરી).

સત્તરમી સદીમાં* ખંભાતના અખાતના મથાળા આગળનો ભાગ પૂરાઇ જવાથી, ઉત્તર ગૂજરાતમાં ઘણી અવ્યવસ્થા હોવાથી, સને ૧૬૭૦ માં મસ્કતના આરબોએ દીવ બંદર પાયમાલ કરવાથી, યૂરોપના વેપારીઓની કંપની આવવાથી અને મક્કે જા આવ કરવાનું મથક સુરત હોવાથી, સુરત આખા ગૂજરાતમાં મોટું વેપારનું મથક થઇ પડયું.

વેપાર.

અંગ્રેજ વેપારીઓ પ્રથમ સુરતમાં સને ૧૬૦૮ માં આવ્યા અને ફીરંગીઓએ તેઓને ઘણા હેરાન કર્યા તે છતાં તેઓને સને ૧૬૧૧ માં સુરત, અમદાવાદ, ખંભાત, ગોઘા અને મુગલના તાબાના બીજા મુલકમાં વેપાર કરવાનો પરવાનો ગૂજરાતના સુબા તરફથી અને સને ૧૬૧૩ માં દિલ્લીના બાદશાહ તરફથી મળ્યો. ૧૬૧૧ માં ફીરંગીઓએ પણ સુરતમાં વેપારની કોઠી ઘાલી. સને ૧૬૧૫ માં સર થોમસ રો ઈંગ્લાંડના રાજાના એલચી તરીકે સુરતમાં આવ્યો અને ત્યાંથી નિકળી તે અજમેરમાં જહાંગીર બાદશાહને મળ્યો. ફીરંગીઓએ અને દરબારના કેટલાએક માણસોએ પથરો નાખ્યો છતાં સર થોમસ રોએ બાદશાહ પાસે અંગ્રેજ વેપારી સુરતમાં નિર્ભયપણે વેપાર કરી શકે તે બાબતની સરતો કરાવી લીધી અને સને ૧૬૧૮ માં સુરત પાછો આવ્યો. સને ૧૬૧૬ તથા ૧૬૧૭ માં કેટલાએક વલંદા વેપારીઓ સુરત આવ્યા અને ૧૬૧૮ માં વલંદાઓને પણ સુરતમાં રહેવાની અને કોઠી ઘાલવાની પરવાનગી મળી. સુરત સિવાય વલંદાઓએ અમદાવાદ, ભરૂચ, વડોદરા, ખંભાત અને સરખેજમાં કોઠીઓ ઘાલી. સને ૧૬૨૦ માં ફ્રેંચ લોકોને પણ સુરતમાં વેપારને સારૂ રહેવાની પરવાનગી મળી. સને ૧૬૨૩ માં અંગ્રેજોને એમબોઇનામાંથી વલંદાઓએ હાંકી કાઢયા અને તેજાનાનો વેપાર વલંદાઓએ પોતાના હાથમાં રાખ્યો. એજ વર્ષમાં અંગ્રેજોએ ફીરંગીઓને ઓરમઝમાંથી હાંકી કાઢયા અને ઓમ-

* ગુજરાત સર્વ સંગ્રહ, પાન ૨૫૫.

બુજ (બંદર અબ્બાસ) ને એક મોટું વેપારનું મથક કર્યું. સને ૧૬૩૦ માં વલંદાઓએ ખોટ ખાઇ પોતાનો માલ વેચી અને ભારે કિમ્મતે માલ ખરીદી અંગ્રેજ વેપારીઓને ભારે સતાવ્યા. એજ વરસમાં અંગ્રેજ, વલંદા અને ફ્રેંચ વેપારીઓને સુરત, ભરૂચ અને ખંભાતમાંથી કાઢી મુકવા સારૂ ફીરંગીઓએ સુરતના મોગલ અમલદાર જોડે મસલત કરી હતી. અંગ્રેજી ખાનગી વેપારીઓ સુરતમાં આવવાથી અને કેટલાએકનું વેપારમાં નહીં ફાવવાને લીધે ચાંચીયાપણું કરવાથી અંગ્રેજ વેપારીની કંપનીને એટલો બધો તો ધોક્કો પહોંચ્યો કે તેઓએ ૧૬૪૦ માં સુરતથી કોઠી ઉઠાવી કોકણના રાજાપુરમાં કોઠી ઘાલવાનો વિચાર કર્યો. સને ૧૬૪૦ થી ૧૬૫૩ સુધીનાં વરસ આબાદાનીનાં ગયાં અને આગ્રાની ગળીના વેપારથી અને બસરાના વેપારથી અંગ્રેજી કંપનીને એટલો બધો નફો મળ્યો કે તેઓએ પોતાનું બધું કરજ પતાવી દીધું. વલંદાઓએ પાછા સતાવ્યા તેથી અને ઈંગ્લાંડ ને હિંદુસ્થાન વચ્ચેનો વેપાર ખુલ્લો મુકવાથી સને ૧૬૫૩ થી ૧૬૫૭ નાં વરસ અંગ્રેજોને પાછાં ભારે પડયાં; અને ૧૬૬૪ માં શિવાજીએ સુરત લૂંટયું ત્યારે અંગ્રેજ વેપારીઓએ પોતાની કોઠીનો બહાદુરીથી બચાવ કર્યો તેથી ખુશ થઇ બાદશાહે અંગ્રેજી માલ ઉપર જે જકાત લેવામાં આવતી હતી તે વરસ દહાડા સુધી બંધ કરી અને પાછળથી જકાતનો એક ટકો માફ કર્યો. સને ૧૬૬૫ થી ૧૬૬૭ સુધીના વરસમાં ઔરંગઝેબ અને શિવાજી વચ્ચે લઢાઇ ચાલવાથી વેપાર પાછો નરમ પડી ગયો. સને ૧૬૬૮ માં મુંબઈ પોતાના કબજામાં આવવાથી અંગ્રેજી કંપની પાછી ઠેકાણે આવી. સને ૧૬૭૩ થી ૧૬૭૫ સુધીમાં સુરતના સુતરાઉ કાપડ કરતાં કોરોમાન્ડલની છીંટ વધારે પસંદ પડવાથી, ગળી વેસ્ટ ઈન્ડીસમાં થવાથી અને લાખનો ખપ ઓછો થવાથી સુરતનો વેપાર પાછો નરમ પડી ગયો. સને ૧૬૮૦ માં અંગ્રેજી આયાત માલ ઉપરની જકાત દિલ્લીના બાદશાહે બેથી સાડા ત્રણ ટકા જેટલી વધારી. સને ૧૬૮૭ માં અંગ્રેજોએ મુંબાઈ પોતાનું વેપારનું મથક કર્યું ખરૂં પણ સુરતમાંથી પોતાની કોઠી ઉઠાવી લીધી નહીં. સને ૧૬૮૯ માં કેટલાએક મુસ-

લમાનનાં વહાણો પકડવાથી સુરતના સુબાએ કેટલાએક અંગ્રેજ વેપારીઓને કેદ કર્યા અને આખરે જ્યારે દોઢ લાખ રૂપીઆ દંડમાં ભર્યા ત્યારે તેઓનો છૂટકારો થયો. સત્તરમી સદીની આખરે બીજા વેપારીઓ વેપાર કરવા લાગ્યા તેથી અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લઢાઈ ચાલવાથી, અને હિંદુસ્થાનના કાપડને લીધે ઇંગ્લાંડના વણકરોની રોજી જવાથી હિંદુસ્થાનનું કાપડ વાપરવાની સને ૧૭૦૧ માં કાયદો પસાર કરી મના કરવાથી, સુરતના વેપારમાં અંગ્રેજોને ફાયદો થયો નહીં. સને ૧૭૦૦ માં સુરતના સુબાના ત્રાસથી કંટાળી વલંદા ને ફીરંગીઓએ સુરતમાંથી પોતાની કોઠી ઉપાડી લીધી."

"આ સદીમાં સુરત આખા હિન્દુસ્થાનમાં એક મોટું વેપારનું મથક હતું અને ત્યાં આખી દુનિયાના વેપારીઓ આવતા. ગાડાં, ઉંટ ને બળદો ઉપર લાદી માલની જા આવ દક્ષિણ પૂર્વમાં ગોળકોંડા સાથે, પૂર્વમાં બરહાનપુર થઈ આગ્રા સાથે અને ઉત્તરમાં અમદાવાદ થઈ આગ્રા, દિલ્લી ને લાહોર સાથે હતી. વળી વહાણો દક્ષિણમાં સિંહલદ્વીપ, મલબાર અને કોકણમાં; પશ્ચિમમાં અરબસ્તાન, આફ્રિકા અને ઈરાની અખાતનાં બંદરોમાં; અને પૂર્વમાં મદ્રાસ, બંગાળા, પેગુ, સુમાત્રા અને ચીનનાં બંદરમાં જા આવ કરતાં. સુરતથી બાર મૈલ દુર આવેલા સુંવાળી ગામમાં મોટાં વહાણો લંગર નાખતાં અને ત્યાંથી માલ ઉતારી ગાડાંમાં ઘાલી અથવા નાના મછવામાં ભરી સુરતમાં આણવામાં આવતો. સુરતમાં મુખ્ય વેપારની જણસો; હીરા, માણેક, મોતી અને અફ્રીકનાં પવાલાં; ઘહું ઘણાજ વપરાતા અને ઘણા ગોવા બંદરે ચઢતા. વટાણા વગેરે કઠોળ પણ ઘણું બહાર ગામ ચઢતું. કસ્તુરી, પારો, લાખ, અંબર, બોર, વનસ્પતિ, ઘી અને ખાવાનું તથા બાળવાનું તેલ, સાબુ, ખાંડ, મુરબ્બા, કાગળ, મીણ, અફીણ ને ગળી, એનો પણ વેપાર હતો. ગળીનો વેપાર એટલો બધો હતો કે તેથી લલચાઇને અંગ્રેજો ને વલંદાઓ સુરતમાં આવ્યા. સુરતનું રેશમી તથા સુતરાઉ કાપડ દેશાવર ઘણું ચઢતું અને તેનો ખપ ઘણો હતો. કેટલું

એક કાપડ જાડા વણાટનું અને કેટલુંએક ઝીણા વણાટનું હતું અને તે ઉપર સોનેરી તથા રૂપેરી જરીના બુટ્ટાઓ હતા. સાટીન અને મખમલ પણ દેશાવર ચઢતી. સુરતમાં વળી ઓઢવાની સૂજની ઘણી સારી થતી. રંગ બેરંગી શેત્રંજીઓ ઘણી બનતી અને કેટલીએક ફક્ત રેશમની થતી અને તે ઉપર ઘણી સારી ભાત પાડવામાં આવતી. રંગબેરંગી પલંગો અને સોને રૂપે મઢેલી અથવા સીપની જડીત લખવાની મેજો પણ ઘણી બનતી. સુરતમાં વળી વહાણો બાંધનારા ઘણા કીસબી હતા. અંગ્રેજ વેપારીઓ ઈંગ્લાંડથી સીસું, તલવાર, ચપ્પુ, ચસ્માં, આરસી, હુક્કા અને ગુલાબજળના સીસા લાવતા. વલંદાઓ લવંગ, જાયફળ, જાવંત્રી, તજ, મરી, એલચી, કપુર, તાંબાના પત્રાં, લોબાન, પારો, હિંગળોક, એળીયો, સોપારી, હાથીદાંત, સુખડ, ઉનનું કાપડ, કલાઈ, સીસું, કોડી, ચાહ, ખાંડ, પરવાળાં, અને અબનુસનું લાકડું લાવતા; અને છીંટ, બાસ્તા, સુજની, પટોળાં છત્રી, ગળી, હરડાં, હીંગ, અફીણ, સાબુ, મીણ, સુતરનાં ગોડીઆ અને ઘઉં લઈ જતા. વેપારીઓ હિંદુ, મુસલમાન, પારસી, આરબ, તાતાર, આરમીનિયન, વલંદા, ફ્રેન્ચ, અંગ્રેજ અને ફીરંગીઓ હતા. હિંદુ વેપારીમાં ઘણા વાણિયા હતા. તેઓ નાનાં ઘરમાં રહેતા પણ પૈસે ઘણા તાજા હતા. સને ૧૬૬૪ માં સુરતમાં બે ઘર ઘણાં પૈસાવાળા ગણાતાં અને તેઓ પાસે ૩૦ લાખ રૂપિયાનો દમ હતો. અંગ્રેજ વેપારીઓના દલાલો પાસે પણ ૨૦ લાખનો જીવ હતો. ઘણા હિંદુ વેપારીઓ સુમાત્રા અને જાવામાં વેપારને સારૂ રહેતા અને ચીનમાં તેઓ એક નિરાળા મહેલ્લામાં જથાબંધ રહેતા."

"સત્તરમી સદીમાં સુરતથી ઉતરતાં વેપારનાં મથકો ભરૂચ, અમદાવાદ, અને ખંભાત હતાં. ભરૂચનો વેપાર પૂર્વમાં જાવા ને સુમાત્રા સાથે અને પશ્ચિમમાં એડન અને ઇરાની અખાતનાં તથા રાતા સમુદ્રનાં બંદરો સાથે હતો. માર્ચ મહિનામાં ભરૂચથી માલ ભરી વહાણો અરબસ્તાન જતાં અને ત્યાંથી સપ્ટેમ્બર મહિનામાં તેઓ પાછાં ફરતાં. ભરૂચથી રૂ, કાપડ, ગળી, કપુર, તંબાકુ, ફટકડી, ગંધક, મરી, તેજાનો, હરડાં અને મુરબ્બા

અરબસ્તાન જતા અને ત્યાંથી સોનું, રૂપુ, પરવાળાં, અંબર, કાફી, અને અફીણ આવતું. ઈરાની અખાતના બંદરે જતાં વહાણો ગુજરાતના બંદરેથી જાનેવારી ફેબ્રુવારીમાં નિકળતાં અને ત્યાંથી એપ્રિલ ને મેમાં પાછાં ગુજરાત આવતાં. એ બંદરોથી કિનખાબ, રેશમી કાપડ, મખમલ, મોતી, બદામ, કીસમીસ, ખજુર ને ગુલાબજળ આવતું. સુમાત્રે વહાણો મે મહિને જતાં અને ત્યાંથી ગંધક, કપુર, ખીલોરી સામાન, મરી વગેરે ભરી અકટોમ્બરમાં પાછાં ગુજરાત આવતાં. મલબારથી દોરડાં, કોપરાં, સોપારી, ખાંડ, પતંગનું લાકડું, ચોખા વગેરે ભરેલાં વહાણો ગુજરાતમાં ડિસેમ્બરમાં આવતાં, અને અફીણ, કેસર, પરવાળાં, રૂ ને કાપડ લઈ એપ્રિલમાં પાછાં મલબાર જતાં. ફીરંગીઓનું જોર એ સદીના પહેલા ભાગમાં વધારે એટલે યૂરોપમાં જતો માલ ગોવા બંદરે એકઠો થતો. રૂ, ગળી, સુરોખાર, લાખ, ખાંડ, હરડાં, સુકો મેવો, અને લક્કડકામ યુરોપ ચડાવવામાં આવતું. ઘી, હીંગ, અફીણ, જીરૂ, રૂ ને સુતર ચીન અને જાપાન ચઢતાં. ”

“ અમદાવાદથી ગળી, સુંઠ, હાથોઠી ( ખાંડે પાયલી સુંઠ ) ખાંડ, જીરૂ, લાખ, હરડાં, આમલી, અફીણ, સુરોખાર અને મધ ઘણું દેશાવર જતું. દિલ્લી અને લાહોરથી સુતરાઉ કાપડ અમદાવાદ થઇને જતું, અને તળ અમદાવાદમાંથી સાટીન, કિનખાબ, છીંટ, મખમલ, રેશમી તથા સુતરાઉ કાપડ ને રેશમી શેત્રંજી વગેરે વણાતાં અને તે પણ દેશાવર જતાં. અમદાવાદ પાસે સરખેજમાં થતી ગળી ઘણી વખણાતી અને આદાનો પાક અમદાવાદમાં ઘણો થતો. અમદાવાદના વાણીઆ વેપારીઓની આડત એશિયા ખંડના ઘણા ભાગોમાં અને છેક ઈસ્તંબોલમાં હતી. ”

“ સુરત મોટું બંદર થવાથી ખંભાતનો વેપાર આગલી સદીની સાથે સરખાવતાં ઘણો કમી થયો હતો, તોપણ ત્યાંનો વેપાર પૂર્વમાં સુમાત્રા સાથે અને પશ્ચિમમાં ઇરાની અખાતનાં બંદરો સાથે ચાલુ હતો. ખંભા-

તથી સુતરાઉ અને રેશમી કાપડ બહાર મુલક ચઢતું અને તેજાનો ખજુર વગેરે માલ ખંભાત આવતો. ”

“ સને ૧૬૯૮ માં ઈંગ્લાંડમાં હિંદુસ્થાન જોડે વેપાર કરનારી બીજી કંપની થઇ અને તેની અને જુની કંપની વચ્ચે ઘણી હરીફાઈ ચાલી. સને ૧૭૦૩ માં વલંદાઓ પાછા સુરત આવ્યા અને સુરતના સુબેદાર તરફથી તેઓને ઘણા સતાવવામાં આવ્યા તેથી તેઓએ કેટલાક મુસલમાનોનાં વહાણો પકડયાં અને સુબેદારને એટલો તો સતાવ્યો કે આખરે ૧૭૦૭ માં જ્યારે તેઓને આઠ લાખ રૂપિયા આપ્યા અને માલ ઉપર લેવાતી જકાતનો એક ટકો માફ કર્યો ત્યારે તેઓએ મુસલમાનનાં વહાણ પાછાં આપ્યાં. સને ૧૭૧૨ માં સુરતના સુબેદારનો ત્રાસ અને જુલમ એટલો બધો હતો કે અંગ્રેજો સુરત છોડી જતા રહ્યા અને ચાર વરસ સુધી તેઓની કોઠી બંધ રહી. સારો નજરાણો મળવાથી ને ડાકટર હેમીલ્ટનના ઓસડનો ગુણ લાગવાથી દિલ્લીનો બાદશાહ અંગ્રેજો ઉપર એટલો બધો ખુશી થઇ ગયો કે તેણે ૧૭૧૬ માં ઈંગ્લાંડથી આવતા માલ ઉપર જકાત નહીં લેતાં વરસના સામટા માત્ર દશ હજાર રૂપિયા લેવાનું ઠેરવ્યું. તેઓને લાતી બાંધવાની પરવાનગી આપી અને તેમની કોઠીને લગતું એક મકાન બાંધવાને જમીન આપી. આ ઉપરથી અંગ્રેજો પાછા સુરતમાં આવ્યા. ૧૭૧૪ માં ફીરંગીઓએ મસ્કતના આરબોને હરાવ્યા તેથી અને ડોના જુલીઆના નામની ફીરંગી ઓરત જે પાદશાહના જનાનખાનામાં રહેતી હતી તેનું ચલણ ઘણું હોવાથી ફીરંગીઓના માલ ઉપરની જકાત કમી કરી અઢી ટકા ઠેરવવામાં આવી. ૧૭૧૭ માં ઓસ્ટ્રિયાના શહેનશાહના આશ્રય તળે એક ઓસ્ટેન્ડ નામની કંપની ઉભી થઇ. એ કંપનીના વેપારીઓ સુરતમાં આવ્યા અને અંગ્રેજ તથા વલંદાઓએ તેઓને ઘણા સતાવ્યા છતાં તેઓને સુરતમાં વેપાર કરવાની પરવાનગી સુબેદાર તરફથી આપવામાં આવી. સને ૧૭૨૧ માં લંડનમાં વણકરોએ ભારે હુલ્લડ કર્યું તે ઉપરથી હિંદુસ્થાનની છીંટ ઈંગ્લાંડમાં કોઇથી વપરાય નહીં તે બાબતનો

આક્ટ પસાર કરવામાં આવ્યો. સને ૧૭૨૯ માં ઓસ્ટેન્ડ કંપની બંધ કરવામાં આવી. સને ૧૭૩૦ માં સુરતના સુબેદારે ઘણા વેપારી તથા શાહુકારોને પકડી કેદ કર્યા અને તેઓને ઘણા હેરાન કર્યા. સને ૧૭૩૩ પછી અંગ્રેજોની સત્તા વધતી ગઇ અને રાજ દરબારી ખટપટમાં પડવાથી સને ૧૭૫૯ માં તેઓ સુરતના કિલ્લાના માલીક થઇ બેઠા. મોગલ કાફલાનો વહિવટ જંજીરાના સીદીઓ પાસેથી લેઇ તેઓને સોંપવામાં આવ્યો અને એ કાફલાને અંગે તેઓને બે લાખ રૂપિયાનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. સુરતનાં અંગ્રેજોનું જોર વધી પડયું અને તેઓ જ કરતાહરતા થઇ પડયા તેથી તેઓએ સુરતનો બધો વેપાર પોતાનાજ હાથમાં રાખ્યો. અંગ્રેજોનું જોર વધી પડવાથી વલંદાઓ નરમ પડયા. ૧૭૬૨ માં અંગ્રેજોએ તેઓની કોઠી શહેરમાંથી કાઢી નંખાવી શહેર બહાર વલંદા બંદર આગળ પોતાનું રહેઠાણ કરવાને તેઓને ફરજ પડાવી અને તેઓ પાસેથી નેવું હજારનો દંડ લેવરાવ્યો. સને ૧૭૬૪ માં ફીરંગી અને ફ્રેન્ચનું જોર ઘણું નરમ પડયું. સને ૧૭૭૦ ચીનમાં દુકાળ પડવાથી કપાસનું વાવેતર બંધ પડયું હતું અને તેથી સુરતથી ઘણું રૂ ચીન ચઢાવવામાં આવતું. અઢારમી સદીના પાછલા ભાગમાં યુરોપ અને હિંદુસ્થાનમાં લઢાઇ ચાલવાથી, અને ૧૭૮૨ માં ભારે વાવાઝોડું થવાથી, ૧૭૯૦ માં ભારે દુકાળ પડવાથી અને ઇરાન ને અરબસ્તાન વચ્ચેનો વેપાર બંધ થવાથી સુરતનો વેપાર પડી ભાંગ્યો અને વલંદા, ફ્રેન્ચ ને ફીરંગીઓની સત્તા છેક પડી ભાગી."

"અઢારમી સદીમાં અંગ્રેજ, ફીરંગી ને વલંદા સુરતમાં દરિયાને રસ્તે પરવાળાં, અમ્બર, કાચના મણકા, પિત્તળ તથા લોઢાનો તાર, પિત્તળનાં પતરાં, આરસી અને રમકડાં લાવતા. તાંબુ, રેશમ, લાખ, ચાહ, ખાંડ, બીલોરી સામાન, અને તેજાનો બંગાળા, ચીન વગેરેથી આવત; ફીરંગીઓ આફ્રિકાથી હાથીદાંત લાવતા અને અરબસ્તાન તથા ઇરાનથી ચાંદી, કાપી ને ખજુર આવતું. સુરતમાંથી અરબસ્તાન અને ઇરાનમાં રે-

-શમી તથા સુતરાઉ કાપડ અને ગળી જતાં; આફ્રિકામાં રૂ, ગળી અને સુતરાઉ કાપડ; મદ્રાસ અને બંગાળામાં રૂ અને ચીનમાં રૂ, કાપડ કાશ્મીરી સાલ અને મસાલો જતો. ખુશ્કીને રસ્તે સુરતનો વેપાર ઉત્તરમાં માળવા, ઈંદોર અને ઉજ્જન સાથે અને દક્ષિણમાં ખાનદેશ થઇ ઔરંગાબાદ અને હૈદ્રાબાદ સાથે હતો. સુરતનો વેપાર વળી પ્રાંતમાં અંકલેશ્વર, ભરૂચ, જંબુસર, વડોદરા, અમદાવાદ, પાટણ, ડભોઈ, સીનોર અને સાદ્રા સાથે હતો."

"ખંભાત સુરતથી ઉતરતું હતું તો પણ ત્યાંથી અફીક, અનાજ, રૂ, તંબાકુ, ગળી, મીઠું, હાથીદાંત, રેશમ, સુતરાઉ કાપડ અને જરી કામ દેશાવર જતું. ખંભાતનું જરી કામ ઘણું વખણાતું. સુરત મોટું બંદર થવાથી, ખંભાતનો મથાળા આગળનો ભાગ પુરાઈ જવાથી અને માલ ઉપર લેવાતી જકાત ઘણી અને ત્રાસદાયક હોવાથી અમદાવાદનો વેપાર એ સદીના પાછલા ભાગમાં ઘણો ઘટી ગયો."

અઢારમા સૈકાની શરૂઆતથી ગુજરાતમાં ગેરબંદોબસ્ત વધ્યો. દિલ્હી દરબાર તરફથી મદદ ન મળવાથી સુબેદારો મુખ્ય અમીરોમાં સલાહ રખાવી શક્યા નહીં ને જમીનદાર સરદારો પાસેથી ખંડણી લઇ શક્યા નહીં. થોડી જમીનવાળા કોળી અને રજપૂતો ઉપર સરકારનો કાંઈ દાબ રહ્યો નહીં તેથી તેઓએ સરકારી થાણાંનો નાશ કર્યો, ગામની જમીનમાં સરકારનો જે હિસ્સો હતો તે કબજે કરી લીધો, ને પડોશના લોકોમાં કેટલાક લાગા ઘાલ્યા. વળી મરેઠાઓના ખંડણી સંબંધીના હક લોકોને વરસે વરસે ભારે પડતા ગયા. મુસલમાની રાજ્યકાળનાં છેલ્લાં દશ વર્ષમાં સુબેદારની સત્તા નહીં સરખીજ હતી; તે એટલે સુધી કે મિરાતિ અહમદીના કર્ત્તાના કહેવા પ્રમાણે મોટા જમીનદારો ખંડણી આપવાને ના કહે ત્યારે તે આપવાની ફરજ પાડવાને સુબેદારનામાં કંઇ તાકાત ન હતી. વળી મોટા જમીનદારો એટલા બધા બહેકી ગયા હતા કે પુરતો રસાલો લીધા સિવાય સુબેદાર શહેરના દરવાજા બહાર પણ નિકળી શકતો નહીં.

એક જુનો હિંદુ કુવો, વલંદાની કબરો, ને કેટલાંક નવાં હિંદુ દેરાં એ સિવાય શિલ્પકળાને માટે વખણાયેલી અમદાવાદ શહેરની બીજી બધી ઇમારતો મુસલમાની રાજ્યકાળની છે. એ ઇમારતોમાંની કેટલીક સાધારણ અને ખડબચડી છે; જેવી કે દરિયાખાનની અને આઝમખાનની કબરો. મુસલમાની રાજ્યકાળના વખતની ઇમારતોની ખાસ ખૂબી એ છે કે શિલ્પકળાની તે એક જૂદીજ ધાટી બતાવે છે. એ હિંદુ–મુસલમાની ધાટી અમદાવાદના સુલતાનોના વખતમાં (૧૪૧૩–૧૫૭૩) નવી નિકળી ને ઉંચામાં ઉંચી સ્થિતિએ પહોંચી. ઈ. સ. ૧૪૧૩ થી શરૂ થતાં દશ વર્ષની અંદર ઈમારતો બાંધનારાઓને પોતાના કિસબની એટલી તો ખાત્રી પડી કે તે અરસામાં તેઓએ જુમ્મા મસીદ બાંધી, જે આજ પણ શહેરમાં સૌથી સારી દેખાવડી ઇમારતોમાંની એક છે. રાણી અસ્નિ (સિપ્રિ) ની મસ્જીદ ઉપર ૧૫૧૪ ની સાલ લખેલી છે. એ સમયે શિલ્પ ધાટી ચઢીને ઉત્તમ થઇ હતી એમ કહીએ તો તે ખોટું નથી. ત્યાર પછીનાં સાઠ વર્ષમાં કંઇક ઉતરી હતી; અકબરે અમદાવાદ લીધું (૧૫૭૨) તેવામાં શાહપુરની અને બાબા લુલુઈની મસ્જીદો બંધાતી હતી ને જે અધુરી રહેલી આજ પણ દેખાય છે તે જોતાં એમ લાગે છે કે એ અરસામાં નવી શિલ્પ ધાટી કાંઇક ઉતરેલી હોવી જોઇએ.

ઇમારતો.

મુસલમાનોમાં ધર્મ મમત છતાં, પશ્ચિમ એશિયા સાથે ચાલેલા વેપારથી પરદેશીઓ શહેરમાં આવી રહેલા છતાં અને દરબારના કામેલ પરદેશીઓનું રસજ્ઞાન જુદુંજ છતાં ગુજરાતના દેશી કારીગરોનો કિસબ એવો તો મોટો હતો કે મુસલમાની ઈમારતોમાં ઘણીક હિંદુ તરેહ દાખલ થઇ અને વખણાઇ. કેટલાંક મકાન ધાબાવાળાં હિંદુ ઢબે બંધાયેલાં છે. મહમ્મદ બેગડાનો સરખેજનો મહેલ અને કાંકરિયું તળાવ એ હિંદુની તરેહનાં છે. સુંદર નકશીનાં પગથીઆંવાળા કુવા તથા પગથીયાં પગથાળ વાળી ઘણી બાજુની વાવ, ને પાણી લેવા કાઢવાના ઉમદા કોતરેલા દરવાજા એ

સૌ હિંદુ ઢબનાં છે. ફેર માત્ર એટલોજ કે હિંદુ મૂર્તિઓને બદલે તેમાં માત્ર ટ્રેસરિ છે. મુએલાંની પાછળ હિંદુઓ દેવડી બંધાવે છે તેવી તરેહ મુસલમાની કબરોમાં જોવામાં આવતી નથી પણ હિંદુ દેરાના સભા મંડપના થાંભલા તથા ઘુમટની તરેહની કબરો કરેલી જોવામાં આવે છે. મંડપમાં સામ સામા ખુણા જોડેલા હોય છે પણ અમદાવાદની કબરો ચોરસ અને બાજુઓએ અંદર જવાના માર્ગવાળી હોય છે. મીર અબુતુરાબની કબરની પેઠે પાછળથી વળી ધાબાને બદલે કમાનો થઇ.

અમદાવાદની મસ્જીદોની મોટી ખુબી તેમના મિનારાની છે. એ મિનારા ઘાટમાં તથા નકશીમાં મિસર દેશના મિનારાથી ચઢીઆતા છે.

ઇમારતો બાંધવામાં અડદીઓ પથ્થર અહમદનગરથી ને બીજા પથ્થર ધાંગદ્રેથી આણવામાં આવતા; નકશી કામના પથ્થર ચંદ્રાવતિ ને અણહિલવાડથી આણવામાં આવતા; સફેદ આરસ અજમેરથી પાંત્રીસ માઇલ ઉપર મકરાન છે ત્યાંથી લાવતા. તેવોજ પથ્થર પણ જરા ઉતરતો ને પીળા કે કાળા ડાઘ વાળો અંબા ભવાનીની ઉત્તરે પાંચ માઇલ ઉપર ખાણ છે ત્યાંથી આવતો. પીળો રાતો આરસ જેસલમિરથી, ઉતરતો પીળો પાલીતાણેથી, આસમાની જેપૂરથી, કાળો ધાંગદ્રેથી ને તરેહ તરેહનો પીળો કચ્છમાં દકિવાડ છે ત્યાંથી આણેલો; મિસ્ત્રી અને કારીગર ગુજરાતના દેશી કે માળવાના હતા; તેમાં કેટલાક હિંદુ અને કેટલાક હિંદુઓ મુસલમાન થયેલા તે હતા.

---

# વિભાગ ૨ જો.

## મરેઠી રાજ્યકાળ.

ઈ. સ. ૧૭૬૦–૧૮૧૯.



### ઉપોદ્ઘાત.

મુસલમાની રાજ્યકાળના ઇતિહાસમાં જણાવવામાં આવ્યું છે કે ઇ. સ. ૧૭૬૦ ની બહુ પહેલાં ગુજરાતમાં મરેઠાઓએ પાકો પગ પેસારો કર્યો હતો, અને તેઓ મોગલ બાદશાહના સુબેદારને દખ્ખણ દરબારની આજ્ઞા પ્રમાણે ચલાવવાને શક્તિમાન થયા હતા. ઇ. સ. ૧૮૧૯ ની પહેલાં બ્રિટિશ સરકારના ઉદય પામતા દૈવની આગળ મરેઠાની સત્તા ક્ષિણ પામતી હતી. ૧૭૬૦ અને ૧૮૧૯ એ બે સાલોની વચ્ચમાંના કાળમાં ગુજરાતમાં મરેઠાઓની સર્વોપરી સત્તા હતી.

૧૭૬૦ પહેલાંની મરેઠાઓ સંબંધી હકીકત, દિલ્હી દરબારના સુબેદારો સાથેની ખટપટમાં એવી ગુંથાએલી છે કે તેનો હેવાલ પહેલા વિભાગમાં, મુસલમાની રાજ્યકાળની હકીકત ભેગો આપેલો છે. તોપણ મરેઠાઓની સત્તા કેવી રીતે જામી એ એક સળંગ રૂપમાં બતાવવાને એજ હકીકત, મુસલમાનના સંબંધ વગરની બીજી હકીકત સાથે આ વિભાગમાં કેટલેક ઠેકાણે ફરીથી જણાવી છે.

ગુજરાત સાથે મરેઠાઓના સંબંધના ચાર વિભાગ પડી શકેઃ—

**( ૧ ) લૂંટફાટનો સમય** ( ૧૬૬૪–૧૭૪૩ ). આ સમયમાં તેઓ વખતોવખત લૂંટફાટ કરતા તથા ખંડણી બેસાડતા, પણ તેમની સત્તા કાયમની સ્થાપન થઈ નહોતી.

**( ૨ ) ભાડુતી સમય** ( ૧૭૪૩–૧૭૬૦ ). આ સમયમાં મરેઠાઓએ કંઈ દરજ્જે સ્વપરાક્રમે, પરન્તુ ઘણે ભાગે મુસલમાન અધિકારીઓના ટંટામાં વચમાં પડીને તથા તેમને ફોજની મદદ કરીને ઘણોક મુલક પોતાનો કરી લીધો. આ સમયના છેવટ ભાગમાં મરેઠાઓની પ્રબળતા એટલી બધી હતી કે જેનો તેઓ પક્ષ કરતા તેની જીત થતી; આખરે રાજધાનીનું નગર પણ તેમને કબજે આવ્યું.

**( ૩ ) સર્વોપરી સત્તાનો સમય** ( ૧૭૬૦–૧૮૦૨ ). આ સમયમાં ગાયકવાડની સત્તા એકથી વધારે વાર પેશ્વા કરતાં વધારે થઈ હતી.

**( ૪ ) અંદર અંદર ટંટાનો સમય** ( ૧૮૦૨–૧૮૧૯ ). ઈ. સ. ૧૮૦૨ થી પુના અને વડોદરાની દરબારો વચ્ચે ટંટા ચાલવાથી ગુજરાતમાં મરેઠાઓની સત્તા નબળી થતી ગઈ; છેવટ ૧૮૧૯ માં બાજીરાવ પેશ્વા પડયો અને તેના સર્વ હક્ક તથા તેનો રાજ્યપ્રદેશ બ્રિટિશ સરકારના હવાલામાં આવ્યા તે પહેલાં ગુજરાતમાં સર્વોપરી સત્તા બ્રિટિશની થઈ હતી. ૧૮૧૯ પછી તરતજ કાઠીઆવાડની ખંડણી ઉઘરાવવાનું કામ ગાયકવાડે બ્રિટિશ સરકારને આપી દીધું અને ત્યારથી ગુજરાતમાં મરેઠાઓની સર્વોપરી સત્તાનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૧ લું.

## લૂંટફાટનો સમય.

૧૬૬૪–૧૭૪૩.

મરેઠી ફોજ ગુજરાતમાં પહેલવહેલી ઇ. સ. ૧૬૬૪ ની શરૂઆતમાં શિવાજીએ આણી. શિવાજીને મોગલો સાથે લઢાઇઓ ચાલતી તેથી તેના પ્રદેશની ઉપજમાંથી જેટલું લશ્કર તે રાખી શકે તે કરતાં વધારે લશ્કર રાખવાની જરૂર પડી. આથી કરીને લૂંટફાટ કરી વધારે પૈસો મેળવવાના વિચારમાં તે હતો. આ વખતે પશ્ચિમ હિંદુસ્તાનમાં સુરત શહેર ઘણીજ દોલતવાળું હતું, તેથી તે લૂંટવાનો તેણે વિચાર કર્યો. પ્રથમ તેણે બહીરજી નાયકને મોકલી તપાસ કરાવી. બહીરજી નાયક તપાસ કરીને આવ્યો અને સહેલાઇથી મોટી લૂંટ મળશે એમ જણાવ્યું તેથી શિવાજી નાસીક જાત્રા કરવા જવાને બહાને ૪૦૦૦ વીણી કાઢેલા સ્વાર સાથે લેઈ દક્ષિણથી ઉપડયો, અને ઘાટ ઉતરી ડાંગના જંગલમાં થઇ સુરત આવ્યો. સુરતનું રક્ષણ કરનારી ફોજ દમ વગરની માલમ પડી તેથી શિવાજીએ શહેરની બહાર ૭ દહાડા મુકામ રાખ્યો ને તેના માણસોએ પોતાની ફુરસદે શહેર લૂંટયું. અમદાવાદના સુબેદારે સુરતની ફોજને મદદ કરવા બીજી ફોજ મોકલી પણ તે આવી પહોંચતા પહેલાંજ શિવાજી લૂંટ સાથે પોતાના રાયગઢ કિલ્લા તરફ જતો રહ્યો. સુબેદારની ફોજ આવી પહોંચી ત્યારે સુરત શહેરના વતનીઓના ખાલી ખજાના શિવાય મરેઠાઓ આવ્યાની

શિવાજીએ સુરત લૂંટયું ૧૬૬૪.

બીજી કંઇ નિશાની રહી નહોતી. આ અરસામાં અથવા થોડા વખત પછી, શિવાજીએ અલીબાગમાં બે વર્ષ થયાં વહાણનો કાફલો તૈયાર કરાવી રાખેલો તે ખંભાતના અખાતના મુખ આગળ આવી પહોચ્યો અને મોગલ સરકારનાં એક બે વહાણ જાત્રાળુઓને મક્કે લેઇ જતાં હતાં તે પકડી ચાલ્યો ગયો.

શિવાજીએ ૧૬૬૫ માં પોતાને રાજા કહેવડાવ્યો, અને વળી ઉપર જણાવ્યા પ્રમાણે તેણે સુરત લૂંટયું તથા મક્કે જતાં વહાણ લૂંટયાં તેથી ખીજવાઇ ઔરંગઝેબ બાદશાહે કેટલીક ફોજ દક્ષિણમાં મોકલી. આથી કરીને થોડીક મુદત લગી મરેઠા ગુજરાતમાં આવી શકયા નહીં, તોપણ શિવાજીના એક અમલદારે ઇ. સ. ૧૬૬૬ માં સુરત પ્રગણાના એક ભાગ ઉપર હલ્લો કર્યો અને તે લૂંટી સહિસલામત પાછો ગયો. ૧૬૭૦ માં શિવાજી ૧૫,૦૦૦ માણસ સાથે સુરત ઉપર બીજીવાર ચઢી આવ્યો. આ વખતે પણ માત્ર અંગ્રેજી કોઠીવાળા તેની સામે થયા; તેણે ત્રણ દહાડા સુધી સુરત લૂંટયું; પણ એવામાં તેને એવી ખબર મળી કે મોગલ ફોજ દક્ષિણમાં હીલચાલ કરે છે તેથા તેને એવી બીક લાગી કે મને ઘાટ આગળ રોકશે તેથી તે સુરત છોડી ચાલ્યો ગયો. હવે પછી મરેઠા ગુજરાતમાં આવી લૂંટફાટ કરશે નહીં એવી શરતે શિવાજી આ ચઢાઇની વખતે બાર લાખ રૂપિયા લેવાનો દાવો રાખી ગયો. પરંતુ આ રકમ લેવાને તેણે પાછળથી કંઈ તજવીજ કરેલી જણાતી નથી, તે ઉપરથી એમ લાગે છે કે એ રકમ શિવાજીએ ખંડણી તરીકે લેવા ધારી હશે. જે દેશ તેઓ લૂંટે તેને પોતાનો ખંડીઓ ગણવો એ મરેઠાઓની રીત હતી અને એ રીતને અનુસરીનેજ શિવાજીએ બાર લાખ રૂપીઆનો દાવો બતાવ્યો હશે.

**સુરત ઉપર શિવાજીની બીજી ચઢાઇ, ૧૬૭૦.**

શિવાજીએ સુરત ઉપર પહેલી વાર ચઢાઈ કરી ત્યાર પછી સુરતના રક્ષણને માટે મોટી ફોજ રાખવામાં આવી હતી; પરંતુ શિવાજી બીજી-

વાર આવ્યો તેની પહેલાં થોડાજ વખત ઉપર એ ફોજ સુરતથી ખસેડી દેવામાં આવી હતી અને શિવાજી પાછો ગયો કે તર્તજ ૫૦૦૦ માણસની ફોજ સુરત પાછી મોકલવામાં આવી હતી. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે મોગલ સરકારના અમલદારોએ શિવાજીની મહેરબાની મેળવવાને શિવાજીની બીજી વારની ચઢાઈ સામે જાણી જોઇ અખાડા કર્યા હશે. દક્ષિણની બાદશાહી ફોજના સરદાર જોધપુરનો રાઠોડ રાજા જસવંતસિંહ અને શાહજાદો મોઆઝમ હતા. જસવંતસિંહ ૧૬૫૯ થી ૧૬૬૨ સુધી ગુજરાતનો સુબેદાર હતો અને શિવાજી બીજીવાર આવી ગયા પછી ૧૬૭૧ માં તેને ફરીથી સુબેદાર નિમવામાં આવ્યો હતો. દક્ષિણમાં ફોજ લઇને તે ગયો હતો તે વખતે શિવાજી પાસેથી તેણે રૂસ્વત લીધી એવું તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો હતો. વળી શાહજાદો મોઆઝમ શિવાજીને પોતાનો દોસ્ત કરી રાખવા ઇચ્છે એવાં કારણ પણ સંભવે છે. પોતાના બાપ પ્રત્યે ઔરંગજેબે જે વર્તણુંક ચલાવી હતી તે ઉપરથી આરંગજેબના મનમાં ભય રહેતો કે રખેને મારો શાહજાદો મારી સાથે પણ એજ પ્રમાણે વર્ત્તે. આ બીકથી શાહજાદો મોઆઝમ દરબારમાં મોટો વગ ધરાવતો ન થાય તે માટે બાદશાહે તેને દક્ષિણમાં શિવાજી સામે લઢવા મોકલ્યો હતો. વળી તેને આ કામ માટે જોઇએ તેટલી ફોજ પણ આપી નહોતી. બાદશાહના મનમાં આ પ્રમાણે કપટ હતું તો બાદશાહની પછી પોતાના ભાઇઓમાં ગાદીને માટે લઢાઇ ચાલે તે વખત શિવાજી મારી મદદમાં રહે એમ મોઆઝમના મનમાં કેમ ન હોય ? આ એકંદર હકીકત ઉપરથી એમ ધારી શકાય છે કે મોગલ સરદારો અને શિવાજી મળી ગયેલા હોવા જોઇએ. જો એમ ન હોય તો સુરતના બચાવનું લશ્કર દૂર રાખવામાં આવ્યું નહોત અને શિવાજી ત્રણ દહાડા સુધી સુખે સુરત લૂંટે એવો પ્રસંગ આવવા પામ્યો નહોત.

૧૬૭૧ માં મરેઠી કાફલાને ભરૂચ જઈ ભરૂચ લૂંટવાનો હુકમ થયો. આ વખતે સુરતની ખંડણી ઉઘરાવવાનો વિચાર પણ શિવાજીએ રાખ્યો

હશે. તોપણ વહાણો ઉપડતા પહેલાંજ ભરૂચ ઉપરની ચઢાઇનો વિચાર માંડી વાળવામાં આવ્યો એટલે તે સંબંધમાં કંઈ વિશેષ થઈ શક્યું નહીં.

**સાલેર લીધું, ૧૬૭૨.**

૧૬૭૨ માં શિવાજીએ પારનેરા, બગવાડા અને એવા બીજા સુરતની દક્ષિણના કેટલાક નાના કિલ્લા લીધા; અને મોરોત્રીમલે બાગલાનમાં સાલેરનો મોટો કિલ્લો લીધો. દક્ષિણમાંથી ગુજરાતમાં આવવાના મોટા માર્ગની ચોકી તરીકે સાલેરનો કિલ્લો હતો, તેથી એ હાથ આવવાથી ગુજરાતમાં આવવાનો રસ્તો મરેઠાઓના હાથમાં આવ્યો.

**નર્મદા ઓળંગી, ૧૬૭૫.**

આ પછી ૧૬૭૫ સુધી મરેઠાઓએ ગુજરાત ઉપર સ્વારી કરી નહીં, પણ એ સાલમાં મરેઠી ફોજની એક ટુકડીએ નર્મદા નદી ઓળંગી. આ પછી શિવાજી અને મોગલો વચ્ચે લઢાઇઓ ચાલી, તેવામાં હસાજી મોહિતે, જેને હંબીરરાવ એ ઇલકાબથી સેનાપતિ બનાવ્યો હતો તેણે ઉત્તર કોકણમાં આવી, સુરત આગળ પોતાની ફોજની બે ટુકડીઓ કરી; એક ટુકડીએ બુરાનપુર તરફનો મુલક લુંટ્યો; અને બીજી સેનાપતિએ પોતાની સાથે રાખી ભરૂચ પ્રગણું લુંટ્યું. ઔરંગઝેબ બાદશાહનો એક નાનો શાહજાદો મરેઠાઓને આશરે જઇ રહ્યો હતો તેની સલાહથી, અથવા તો તેની સરદારી નીચે, દસ વર્ષ પછી મરેઠાઓએ ભરૂચ ઉપર ફતેહમંદીથી હલ્લો કર્યો અને ભરૂચ લુંટ્યું. મોગલ સરકારની ફોજ આવી પહોંચી તે પહેલાં મરેઠા લૂંટનો માલ લઇ જતા રહ્યા. આ પછીનાં ચૌદ વર્ષ ગુજરાતમાં મરેઠાઓનો ઉપદ્રવ નહોતો, કારણ કે એ વખતમાં તેમનું ધ્યાન તેમના દખ્ખણ તરફના કજીયામાં રોકાયું હતું.

**દાભાડેની ચઢાઇઓ, ૧૬૯૯.**

ઇ. સ. ૧૬૯૯ માં રામરાજાએ બાગલાનમાંથી ચોથ તથા સરદેશમુખી ઉઘરાવવાનું કામ ખંડેરાવ દાભાડે નામના તેના એક વિશ્વાસુ અમલદારને સોંપ્યું. આ અમલદારનું નામ ગુજરાતના ઇતિહાસમાં પાછળથી ઘણું જાણીતું થયું. તેણે ચોથ તથા

સરદેશમુખી ઉઘરાવવાનું કામ કર્યું એટલુંજ નહીં પણ વળી પોતાની તરફથી સુરત પ્રગણા ઉપર પણ ચઢાઈ લઇ ગયો. ઈ. સ. ૧૭૦૦ થી ૧૭૦૪ સુધીમાં દાભાડેએ બે વાર ચઢાઈ કરી પણ મોગલ સરકારની સાવચેતીથી તે ફાવ્યો નહીં. ૧૭૦૫ માં તે ઘણી મોટી ફોજ લઇને આવ્યો અને નર્મદા સહીસલામત ઓળંગી તથા તેની સામે મોકલેલી બે મુસલમાન ફોજોને હરાવી, લુંટ સાથે સાલેર પાછો જતો રહ્યો. દાભાડેએ હવે ગુજરાતની સરહદ ઉપર અને બુરાનપુરના રસ્તા ઉપર પોતાનાં માણસ ભમતાં રાખ્યાં; તેણે પોતે અમદાવાદના સુબેદારના તાબાનાં પ્રગણાં ઉપર ઘણીક ચઢાઇઓ કરી અને એવું કહેવાય છે કે એકવાર તો તે સોરઠ સુધી જઈ પહોંચ્યો, પણ ત્યાંના હાકેમે તેને પાછો કાઢયો. ૧૭૧૧ માં મોગલ ફોજે તેને અંકલેશ્વર આગળ હરાવ્યો તેથી તેને ખાનદેશની સરહદ ઉપર જતું રહેવું પડયું.

૧૭૦૦–૧૭૦૪.

૧૭૦૫.

૧૭૦૬–૧૭૧૧.

ઈ. સ. ૧૭૧૩ માં મહમ્મદ તાબ્રીઝીની સરદારી નીચે મોટી ફોજની રખેવાળીમાં કેટલોક ખજાનો સુરતથી દૌલતાબાદ લઈ જતા હતા, તે સુરતની પૂર્વ તરફના જંગલમાં લુંટાયો; વળી તેની પહેલાં થોડા વખત ઉપર સરબુલંદખાન, નાયબ સુબેદાર, પોતાનો હોદ્દો લેવાને અમદાવાદ જતો હતો તેના ઉપર પણ સાગબારાના જંગલમાં હલ્લો થયો. આ બનાવો બનતા પહેલાં થોડા સમય ઉપર ખંડેરાવ દાભાડેએ પોતાનો મુકામ રાજપીંપળામાં આવેલા નાંદોદમાં કર્યો હતો, તે ઉપરથી એમ લાગે છે કે તેણે અથવા તેના સાથીઓએ આ લૂંટો કરી હશે. તેણે સુરત અને બુરાનપુર વચ્ચેના રસ્તામાં કેટલાંક નાકાં આગળ પોતાનાં માણસ રાખ્યાં હતાં, તેમને જે લોકો અમુક ફી આપતા તેમને સુખેથી જવા દેવામાં આવતા અને જે આપતા નહીં તેમના માલનો ચોથો હિસ્સો લુંટી લેવામાં આવતો.

વેપારી અને જાત્રાળુઓને જવાનો આ ધોરી રસ્તો હતો તેથી ૧૭૧૬ માં દિલ્લી દરબારે દાભાડેની સામે એક ફોજ મોકલી. આ ફોજનો ઉપરી ઝુલ-ફકારબેગ મરેઠાઓ સામે લઢવામા અજાણ્યો હોવાથી દાભાડે તેને ડુંગરી મુલકમાં લઇ ગયો અને ત્યાં તેને હરાવી લુંટી લીધો.

દાભાડે સેનાપતિ.

આ પછી ખંડેરાવ દાભાડે સાતારે ગયો. એ વખતે સેનાપતિ મનાજી મોરાર, એક અગત્યની ચઢાઇમાં પરાજય પામ્યો તેથી શાહુરાજાએ તેની ઉપર નારાજ થઇ તેનો સેનાપતિનો હોદ્દો લઈ લીધો; અને ખંડેરાવ દાભાડેએ દિલ્લીની ફોજ ઉપર ફતેહ મેળવી હતી તેથી તેના ઉપર ખુશ થઈ તેને સેનાપતિ ઠરાવ્યો. આ પછી ત્રણ વર્ષ સુધી ખંડેરાવ દાભાડે ગુજરાત આવ્યો નહીં, પણ દક્ષિણમાં કેટલાંક પ્રગણાં ઉપર મરેઠાની ચોથનો હક્ક નક્કી કરી લેવા સારૂ પેશ્વા બાલાજી વિશ્વના-થની સાથે ૧૭૧૭ માં દિલ્લી ગયો. આ ઉપરથી એમ સમજાય છે કે દખ્ખણ દરબારનો ગુજરાતમાંથી ખંડણી લેવાનો કંઈ ચોકસ હક્ક આ વખતે નહોતો; કારણ કે જો કે બીજા દેશોમાંથી ખંડણી લેવાનો હક્ક બાલાજી પેશ્વાએ બતાવેલો તે આ વખતે દિલ્લી દરબારે મંજુર રાખ્યો એમ છતાં ગુજરાતમાંથી ખંડણી લેવાનો કંઈ હક્ક બાલાજીને આપવામાં આવ્યો નહીં. ગુજરાતમાંથી ખંડણી લેવાનો દાવો બાલાજી એવા કારણથી બતાવતો હતો કે ખંડણી મળવાથી શાહુ રાજા મરેઠા લૂંટારાઓને કબજે રાખી શકશે અને લૂંટ થવા દેશે નહીં. ગુજરાતમાં લૂંટફાટ કરનાર સેના-પતિ ખંડેરાવ દાભાડે આ વખતે દિલ્લી દરબાર હજુર પેશ્વાની સાથે હાજર હતો તે ઉપરથી પેશ્વાની ઉપર જણાવેલી દલીલ ઘણી વિચિત્ર લાગે છે. કદાચ બાલાજી એમ ધારતો હશે કે ખંડેરાવ દાભાડેને સેનાપતિનો હોદ્દો હાલમાંજ મળેલો હોવાથી તે બાગલાન છોડી સાતારા આવી રહેશે એટ-લામાં એવી ગોઠવણ કરવી કે ગુજરાતની સરહદ તરફ બીજો કોઇ સરદાર જોરાવર થઇ શકે નહીં. જેમ દિલ્લી દરબાર ઘાટના રસ્તાઓમાં લૂંટફાટ

થતી અટકાવવાને ચાહતા તેમ બાલાજી પેશ્વા વેગળેના ખંડીઆઓને પોતાના કબજામાં રાખવાને ચહાતો.

આ અરસામાં બાલાજી વિશ્વનાથે અધિકારીઓની ફેરબદલીઓ કરી તેમાં ગુજરાત અને બાગલાનમાંથી મરેઠાઓના હક્ક (૧૬૯૯ માં નક્કી થયેલી ચોથ અને સરદેશમુખી) ઉઘરાવવાનું કામ સેનાપતિ ખંડેરાવ દાભાડેને સોંપવામાં આવ્યું; પણ આ હક્કનો દાવો ચોકસ ઠરેલો ન હોવાથી ખંડેરાવ પેશ્વાની પાસેજ નિઝામુલ્મુલ્કની સામેની લઢાઈમાં રહેલો હોવાનું જણાય છે.

દામાજી ગાયકવાડ, ૧૭૨૦.

નિઝામુલ્મુલ્ક સાથે થયેલી બાલાપુરની લઢાઈમાં દામાજી ગાયકવાડ નામના ખંડેરાવ દાભાડેના તાબાના એક અમલદારે એટલી બધી બહાદુરી બતાવી કે દાભાડેએ તેનું નામ શાહુરાજા આગળ રજુ કરી તેની કદર કરવા ભલામણ કરી. શાહુરાજાએ દામાજી ગાયકવાડને શમશેર બહાદુરનો ખિતાબ આપી ફોજમાં ખંડેરાવથી બીજે હોદ્દે ચઢાવ્યો. વડોદરામાં રાજ્ય કરનાર ગાયકવાડ કુળનું નામ પહેલવહેલું આ વખતે મોખરે આવેલું જણાય છે. કેટલેક મહિને ખંડેરાવ અને દામાજી બંને મરણ પામ્યા. ખંડેરાવની જગા તેના દીકરા ત્રિંબકરાવને મળી અને દામાજીની જગા ખિતાબ સાથે તેના ભત્રિજા પિલાજીને મળી. પિલાજીએ ગુજરાત આવી ફોજ એકઠી કરવા માંડી અને પુરતી ફોજ એકઠી થઈ એટલે સુરત પ્રગણા ઉપર હુમલો કર્યો. સુરતનો હાકેમ તેની સામે લઢવા આવ્યો તેને સુરતની પાસેજ તેણે હરાવ્યો. પછી તેના છુટકારાના બદલામાં એક સારી રકમ કઢાવી પિલાજી પૂર્વ તરફ પાછો વળ્યો. તેણે સુરતની પૂર્વમાં પચાસ માઈલ ઉપર આવેલા સોનગઢમાં પોતાનું જાથુ રહેવાનું રાખ્યું અને ત્યાંથી આસપાસનાં ગામો ઉપર હલ્લા કરવા લાગ્યો. એક વખત તેણે સુરત ઉપર હલ્લો કર્યો, ને મોગલ સરદારને હરાવ્યો; પણ આસપાસના મુલકમાંથી નાણું મળ્યું તેથી સંતોષ પામી શહેરમાં તે દાખલ થયો નહીં.

પછી તેણે નાંદોદ અને સાગબારા એ બેની વચ્ચમાંના રાજપીંપળાના પ્રદેશમાં કેટલાક કિલ્લા મેળવ્યા અને આગળ ખંડેરાવ દાભાડેએ કર્યું હતું તેમ એ કિલ્લા મજબૂત કરાવ્યા. અહીં સેનાપતિ ત્રિંબકરાવ દાભાડેના પ્રતિનિધિ તરીકે પિલાજી રહ્યો, ને સેનાપતિ તરફથી બાગલાન તથા ગુજરાતમાંથી ખંડણી ઉઘરાવી પેશ્વાની મારફતે શાહુરાજાના ખજાનામાં મોકલવા માંડી, પણ આ ખંડણી નિયમિત રીતે ઉઘરાવવામાં આવતી હતી અથવા તેનો કંઇ ચોકસ આંકડો ઠરેલો હતો એમ જણાતું નથી. દક્ષિણમાં ત્રિંબકરાવ દાભાડે પેશ્વા સાથે લઢાઈના કામમાં મચ્યો હતો, ને પિલાજી ગાયકવાડ સોનગઢની આસપાસ સરહદ ઉપર રહેનારી જાતોને રાજી કરી પોતાની મદદમાં લેવાને ખંતથી મહેનત કરતો હતો.

મરેઠાઓએ ગુજરાતમાંથી ખંડણી લેવા માંડી, ૧૭૨૩.

ગુજરાતમાંથી ચોથ અને સરદેશમુખી મરેઠાઓએ ૧૭૨૩ માં પહેલ વહેલી નિયમિત રીતે લેવા માંડી. પિલાજી સુરત અને દક્ષિણ ગુજરાત ઉપર હુમલા કરતો હતો એવામાં શાહુરાજાનો એક બીજો સરદાર જે માળવા તરફ ગયો હતો, તે ઇશાન ખુણેથી ગુજરાતમાં દાખલ થઇ ગયો; તેણે દોહદની આજુબાજુનો મુલક ઉજ્જડ કરી તે ઉપર ખંડણીનો લાગો બેસાડ્યો. આ સરદારનું નામ કંતાજી કદમ બાંડે હતું. આ વખતે અમદાવાદમાં સુબેદારની જગાને માટે મોગલ સરદારોમાં માંહોમાંહે લઢાઇ ચાલતી હતી.

કંતાજી કદમ.

એક પક્ષે કંતાજી કદમ બાંડેને પોતાના સ્વારો સાથે ગુજરાતમાં બોલાવ્યો ને બીજા પક્ષે (રૂસ્તમઅલીએ) પિલાજીની મદદ માગી. નિઝામઉલ્મુલ્ક જેનો વગ આ વખતે દક્ષિણમાં ઘણો હતો તેણે પિલાજીને રૂસ્તમઅલીના પક્ષમાંથી ખસેડવાની યુક્તિ કરી. આ કામ ઘણું સહેલું હતું કારણ કે જ્યારે પિલાજીએ સુરતપર હુમલા કરેલા ત્યારે રૂસ્તમઅલી કે જે સુરતનો હાકેમ હતો તેણે પિલાજીને એકથી વધારે વાર હરાવ્યો હતો. મોગલ

હરીફોની ફોજ સામસામા આવી ત્યારે મરેઠા સરદાર કેવી રીતે વર્ત્યા એ વિષે બે જુદી જુદી હકીકતો* જણાવવામાં આવે છે, પણ એ બંને હકીકતો ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે બંને તરફના મરેઠા સરદારોએ પોતે કરેલા કોલની દરકાર ન રાખતાં લઢાઈ વખતે મુસલમાનોની છાવણી લૂંટવા ઉપરજ ધ્યાન રાખ્યું. રૂસ્તમઅલીની હાર થઇ ત્યારે મરેઠા સરદારો પોતાની ફોજ એકઠી કરી દેઇ ચોથ લેવાનો હક બેસાડવા નિકળ્યા. અમદાવાદના મોગલ સુબેદારે પિલાજીને ચોથમાં કંતાજીના જેટલોજ હિસ્સો આપ્યો.

મરેઠાઓમાં ટંટા, ૧૭૨૫.

આ સરખી વહેંચણથી મરેઠાઓમાં ટંટો ઉત્પન્ન થયો. આ ટંટો ઉભો થવાનું કારણ એ હતું કે ગુજરાતમાંથી મળતા લાગા ઉઘરાવવાનો હક ગાયકવાડને સેનાપતિ દાભાડે તરફથી મળ્યો હતો અને કંતાજી કદમને શાહુ રાજાએ પોતે મોકલ્યો હતો, તેથી કંતાજી એમ કહેતો હતો કે મારો દરજ્જો પિલાજી ગાયકવાડ કરતાં ઉંચો છે. આનું પરિણામ એ થયું કે પિલાજીના કામદાર જ્યાં જ્યાં પોતાનો ભાગ ઉઘરાવવા જતા ત્યાં ત્યાં કંતાજી કદમ હરકત નાખતો. આથી આખરે બંને વચ્ચે ચકમક ઝરી, ખંભાત આગળ લઢાઇ થઈ, તેમાં પિલાજીની હાર થઇ અને તે માતર જતો રહ્યો. પછી કંતાજીએ ખંભાતની ચોથ સ્વતંત્ર રીતે વસુલ કરી લીધી. ખંભાતમાં અંગ્રેજોની કોઠી હતી, તેના વ્યવસ્થાપકો પાસેથી કંતાજીએ ચોથના હક બદલ પાંચ હજાર રૂપીઆ માગ્યા. અંગ્રેજોની કોઠીના વડા મી. ઇન્સ એમણે તકરાર કરી કે "સાઉ રોજરે" × અમને અહીં કોઠી ઘાલી વેપાર કરવાની પરવાનગી આપી છે તેથી અમારી પાસેથી

* મુસલમાનની હકીકત આ ઇતિહાસના મુસલમાની રાજ્યકાળના વિભાગમાં જણાવેલી છે. જુઓ પાન ૧૪૬-૧૪૭. ગ્રાંટ ડફે જણાવેલી હકીકત એથી જુદી છે.

× શાહુ રાજાએ.

ચોથાઈ તમે માગી શકો નહીં; પણ આ તકરાર તરફ કંઈ લક્ષ ન આપતાં કંતાજીએ તેમની પાસેથી રૂપીઆ લીધા.

કંતાજી કદમ તથા પિલાજી ગાયકવાડ એ બેની વચ્ચે ચોથને માટે તકરારો જારી રહેશે તો મારી સત્તાને ધોકો લાગશે એમ ધારી હમીદખાને વચ્ચમાં પડી તેમની સમજુત કરાવી અને એવો તોડ કાઢયો કે મહી નદીથી દક્ષિણ તરફના મુલકની ચોથ પીલાજી ગાયકવાડ લે, અને ઉત્તર તરફના મુલકની ચોથ કંતાજી કદમ લે. આ ઠરાવ બંને મરેઠા સરદારોએ કબુલ રાખ્યો ને ત્યારથી ગુજરાતમાં મરેઠાઓની સત્તાનો પાયો નંખાયો. ચોથનો કાયમ ઠરાવ તથા વહેંચણ થયા પછી પિલાજી સોનગઢ ગયો અને કંતાજી ખાનદેશમાં પોતાની જાગીર હતી ત્યાં ગયો. આ અરસામાં અંતાજી ભાસ્કર નામના એક મરેઠા સરદારે ઇશાન કોણથી ગુજરાતપર ફતેહમંદીથી હુમલો કર્યો અને પિલાજી તથા કંતાજી જે બહાર હતા તેઓને ગુજરાતમાં બોલાવ્યા. એ બંનેએ આવી નવા સુબેદાર સરબુલંદખાનની સામે હમીદખાનને મદદ કરી પણ તેમાં તેઓ ફાવ્યા નહીં અને પછી થોડીવાર લૂંટ કરી ચોમાસુ ગાળવાને પોતપોતાને ઠેકાણે જઇ રહ્યા.

બીજે વરસે તેઓ ચોથને માટે પાછા આવ્યા ને પહેલાંની પેઠે લૂંટ કરવા લાગ્યા. આ વખતે બાજીરાવ પેશ્વાએ ગુજરાતના સુબેદાર સાથે પહેલ વહેલોજ પત્ર વ્યવહાર શરૂ કર્યો. શાહુરાજાના દરબારમાં બ્રાહ્મણનો વગ વધેલો જોઇ ત્રિંબકરાવ દાભાડે અને બીજા મરેઠા સરદારોના મનમાં અદેખાઈ ઉત્પન્ન થઇ. ત્રિંબકરાવ દાભાડે અને બીજા મરેઠા સરદાર પોતાની તરફ અદેખાઇથી જુએ છે એ વાત બાજીરાવના જાણવામાં હતી. વળી આ અરસામાં શાહુરાજાને પૂછ્યા વગર પોતાની મરજીમાં આવે તે પ્રમાણે બીજા દેશના રાજાઓ સાથે કોલકરાર કરવાની સત્તા બાજીરાવને મળી હતી. મહીની દક્ષિણના મુલકમાંથી ચોથ લેવાનો હક્ક હામીદખાને ત્રિંબકરાવ દાભાડેના પ્રતિનિધિ પિલાજી ગાયકવાડને કરી આપ્યો હતો તે

બાજીરાવ પેશ્વા, ૧૭૨૯.

લઇ લેઇ ત્રિંબકરાવની સત્તા ગુજરાતમાંથી કાઢવાનો પેશ્વાએ મનસુબો કર્યો. તેણે ગુજરાતના સુબેદારને લખ્યું કે આખા ગુજરાત ઉપર ચોથ તથા સરદેશી મૂકવાનો અમારા શાહુરાજાનો હક્ક તમે મંજુર કરો તો કંતાજી, પિલાજી ને બીજા મરેઠા લૂટારાથી અમે ગુજરાત દેશનું રક્ષણ કરીશું. સુબેદારના મનમાં એવી આશા હતી કે મને દિલ્લી દરબાર તરફથી મદદ મળશે અને તેથી હું મારી સત્તાનો દાબ બેસાડી શકીશ તેથી તેણે બાજી-રાવને એવો જવાબ દીધો કે મારાથી તમારી માગણી કબુલ થઇ શકતી નથી, કારણ કે માજી સુબેદારના નાયબે પિલાજી તથા કંતાજીને જે હક્ક કરી આપેલા તે દિલ્લી દરબારે નામંજુર કર્યા છે. તોપણ સરહદ ઉપર લૂટો થવાથી ઉપજમાં નુકસાન થવા લાગ્યું અને લોકોને ઘણો ત્રાસ થવા લાગ્યો ત્યારે સુબેદારે પિલાજીની સામે ઉદાજી પવાર નામના એક મરેઠા સરદારને મોકલવા પેશ્વાને રજા આપી. પેશ્વાએ ઉદાજી પવારને પિલાજીની સામે થવા મોકલ્યો એટલે પિલાજીએ કંતાજીને સમજાવ્યો કે આપણને કાઢવાની પેશ્વાએ તજવીજ કરી છે; પહેલો મને હાંકી કાઢી પછી તમને પણ હાંકી કાઢશે માટે આપણે સાથે રહી તેની સામે થવું જોઇએ. પછી એ બંને જણ સાથે વડોદરે ગયા અને ઉદાજીને હાંકી મૂકી ડભોઇ અને વડોદરા લીધાં. પિલાજી અહીં રહ્યો ને બીજે વર્ષે કંતાજીએ ચાંપાનેર લીધું. કંતાજી અને પિલાજી હવે પહેલાંના કરતાં વધારે હલ્લાને લૂંટફાટ કરવા લાગ્યા. આથી કરીને સુબેદાર પહેલાં કરતાં વધારે મુશ્કેલીમાં આવી પડ્યો. દિલ્હી દરબાર તરફથી મદદ મળવાની આશા તે રાખતો હતો તે પણ બર આવી નહીં, તેથી તેણે પેશ્વા સાથે ફરીથી પત્ર વ્યવહાર ચલાવ્યો અને તેની મદદ માગી. પેશ્વાએ પોતાના ભાઇ ચી-મનાજી આપાને મોટી ફોજ સાથે ગુજરાત મોકલ્યો. તેણે પેટલાદ તથા ધોળકા લૂંટ્યાં પછી કંતાજી સોરઠ ગયો ને ત્યાં થોડી વાર રહી ખંડણી લેવા માંડી. સુબેદારે સુરતનું બંદર તથા સુરત પ્રગણું એ

**પેશ્વાને સરદેશમુખી તથા ચોથનો હક્ક મળ્યો, ૧૭૨૮.**

શિવાય જમીન તથા દરીઆની તમામ ઉપજ ઉપર સરદેશમુખી તથા ચોથ અને અમદાવાદ શહેરની ઉપજના સેંકડે પાંચ ટકા એ પ્રમાણે શાહુરાજાને આપવાનું કબુલ કર્યું. બંને પક્ષની સવડ સચવાય એવી કેટલીક શરતો ચોથના બક્ષિસપત્રમાં દાખલ કરવામાં આવી; સુબેદારે એવી સરત કરાવી કે મરેઠા તરફથી ખંડણી ઉઘરાવનારા જેમ બને તેમ થોડા આવે ને ચોથાઈથી વધારે માગણી કદી કરે નહીં; સેંકડે ટકા આપવાના તે કમાલ* આંકડા ઉપર નહીં પણ જેટલું વસુલ થાય તે ઉપરથી આપવા; વળી મરેઠાઓએ બાદશાહી સત્તા નભાવી રાખવામાં મદદ કરવી અને એ કામ માટે કેટલાક ઘોડેસ્વારો પણ રાખવા. પેશ્વાએ પોતાની મેળે માગી લઇ કબુલ કર્યું કે અમે મરેઠી પ્રજાને ફીતુરખોર સરદારોની સાથે સામેલ થતી અટકાવીશું. આ પ્રમાણે કંતાજી અને પિલાજીને તથા પિલાજીના મળતીઆ ભીલ કોળીને દાબમાં રાખવાનો હક્ક પેશ્વાએ મેળવ્યો.

પેશ્વા વિરુદ્ધ ખટપટ.

પેશ્વાએ આ પ્રમાણે ગુજરાતના કામમાં હાથ ઘાલ્યો તેથી નારાજ થઇ એ બ્રાહ્મણ પ્રધાનની સત્તા ઉંધી વાળવા ત્રિંબકરાવ દાભાડે બીજા સરદારો સાથે ખટપટ કરવા લાગ્યો. પિલાજી ગાયકવાડ, કંતાજી કદમ બાંડે, શિવાજી પવાર અને ખાનદેશ તથા ઉત્તર કોકણના બીજા સરદારો સાથે તેણે સંદેશા ચલાવ્યા અને તેમને કહેવરાવ્યું કે શાહુમહારાજ છત્રપતિનું રાજ્ય તથા અધિકાર હરણ કરી લેવાની ઇચ્છાથી છત્રપતિને નામે પેશ્વા પોતાની મરજીમાં આવે એવાં કામ આપઅખત્યારથી કરે છે, માટે તેને અંકુશમાં રાખવાની તજવીજ થવી જોઇએ. આ સાંભળી પિલાજી ગાયકવાડ, કંતાજી કદમ બાંડે, શિવાજી પવાર, વગેરે સરદારો ત્રિંબકરાવની મદદે આવ્યા; એટલુંજ નહીં પણ પેશ્વા સાથે દાભાડેને બગાડ થયો છે એ વાત સાંભળી નિઝામુલમુલ્કે પણ ત્રિંબકરાવને મદદ

*કોઇ સાલ વધારેમાં વધારે ઉપજેલો હોય તે.

આપવાનું કહેવરાવ્યું અને જણાવ્યું કે તમે બીજી તરફથી પેશ્વા ઉપર હલ્લો કરશો ત્યારે હું પૂર્વ તરફથી કરીશ. ત્રિંબકરાવની મદદમાં ૩૫૦૦૦ ફોજ એકઠી થઇ તે લઇને તે ગુજરાત સર કરવા આવ્યો. પેશ્વા પણ પોતાનાં વીણી કાઢેલાં માણસો સાથે તેની સામે થવા ગુજરાત આવ્યો.

દાભાડે અને તેના મદદગારોની હાર, ૧૭૩૧.

દાભાડેની ફોજના પ્રમાણમાં પેશ્વાની ફોજ ઘણી થોડી હતી, પણ તે વધારે સારી અને દમદાર હતી. ડભોઈ આગળ લઢાઈ થઇ તેમાં પેશ્વાએ પવાર અને બાન્ડેની ફોજ સહેજમાં હરાવી. પરન્તુ દાભાડેની ફોજને લઢાઇનો અનુભવ હોવાથી તે ડગી નહીં. પણ એટલામાં એકાએક ગોળી આવી તે ત્રિંબકરાવને લાગી અને તે પડ્યો તેથી તેની ફોજ પણ વેરાઈ ગઈ; અને એ ગભરાટમાં કેટલાક સરદાર પડ્યા અને કેટલાક નાઠા. આ પ્રમાણે ફતેહ મળવાથી પેશ્વા દક્ષિણ તરફ પાછો વળ્યો. નિઝામ કે જે તેની પાછળ પડ્યો હતો તેણે તાપી ઉતરતાં સુરત આગળ, પેશ્વાનો પછાડીની ટુકડીનો કેટલોક સરંજામ લૂંટ્યો.

દક્ષિણમાં પહોચી નિશ્ચિંત થયા પછી પેશ્વાએ નિઝામ સાથે તથા દાભાડેના પક્ષવાળાઓ સાથે સલાહ કરવાના ઉપાય યોજવા માંડ્યા. દાભાડે

સલાહ.

વગેરે મરેઠા સરદારોએ તેને રાજદ્રોહી, રાજલોભી વગેરે વિશેષણો આપી તેની નિંદા કરી હતી તોપણ તે મનમાં ન રાખતાં પેશ્વાએ તેમના વંશજોના હક્ક તરફ તથા તેમની આબરૂ તરફ લક્ષ આપ્યું. નિઝામને તાબે ગુજરાતનો જે મુલક હતો તે ઉપર અમદાવાદના સુબેદારનો કાંઈ રીતનો લાગો નથી એવો નિઝામનો દાવો હતો તે પેશ્વાએ કબુલ રાખ્યો, અને દિલ્લીના બાદશાહની સત્તામાંથી દખ્ખણ જુદું પાડવાનો નિઝામનો વિચાર હતો તેમાં મદદ કરવાનું જણાવ્યું. ખંડેરાવ દાભાડે પોતાના ગામમાં (તળગાંવ) દરવર્ષે બ્રાહ્મણોને જમાડતો તથા દક્ષિણા

આપતો તે પ્રમાણે પુનામાં દક્ષિણા આપવાનું શરૂ કરાવી પેશ્વાએ દાભાડેના કુટુંબનું મન મનાવ્યું. મરેઠાઓમાં સઘળા દરજ્જા વંશપરંપરાના કરવાનું વલણ હોય છે. બાજીરાવ પેશ્વાએ એ વલણને ટેકો આપી મરેઠાઓને રાજી કરવાની તજવીજ કરી. ત્રિંબકરાવ દાભાડેના સગીર પુત્ર યશવંતરાવને તેણે શાહુરાજા પાસે સેનાપતિનો ખિતાબ અપાવ્યો; તેની વિધવા માતુશ્રી ઉમાબાઈ તેની વાલી થઇ અને પિલાજી ગાયકવાડ ગુજરાતમાં તેનો મુતાલિક સેનાપતિ થયો. પિલાજીને સમશેર બહાદુરનો ખિતાબ પ્રથમ મળેલો હતો તે ઉપરાંત હાલ સેનાખાસખેલનો ખિતાબ મળ્યો. વળી એવો ઠરાવ કરવામાં આવ્યો કે ગુજરાતની ચોથ તથા સરદેશમુખીના એકંદર ઉત્પન્નમાંથી અર્ધો ભાગ ગાયકવાડે લેવો અને અર્ધો પેશ્વાની મારફતે શાહુછત્રપતિ મહારાજાને ભરવો. આ ઠરાવ પછી પિલાજી ગુજરાતમાં આવ્યો.

ભીલ તથા પૂર્વ સરહદનાં જંગલોમાં રહેતી બીજી ઉપદ્રવકારક જાતો સાથે પિલાજી સારો વગ ધરાવતો. તેમની મદદથી પિલાજી ચહાય તે કરી શકતો તેથી નવો મોગલ સુબેદાર અભેસિંગ પિલાજીથી બીતો અને તેને ધિક્કારતો. તેણે પ્રપંચ કરી કંઈ ઠરાવ કરવો છે એવા બહાનાથી પિલાજી પાસે પોતાના ભરોંસાનો એક માણસ મોકલ્યો. એ માણસે કાનમાં વાત કરવાને બહાને પિલાજી ગાયકવાડના પડખામાં જઇ તેને કટારવડે ડાકોરમાં મારી નાખ્યો. પિલાજીનાં માણસોએ ખુનીને કાપી નાંખ્યો અને પછી મહીની દક્ષિણે ગયા. મોગલ સરકારે તેમને વડોદરેથી હાંકી મૂક્યા, પણ તેમણે ડભોઇ છોડ્યું નહીં. પિલાજીનો દિકરો દામાજી આ વખતે સુરતની આસપાસ ભમ્યાં કરતો હતો અને એ શહેરમાં ચાલતા ગેરબંદોબસ્તના મામલામાં ભળી જવાનો લાગ જોતો હતો. સુરત શહેરની હાકેમીના એક ઉમેદવારે મદદના બદલામાં શહેરની ઉપજની ચોથ તેને આપવી કબુલ કરી હતી, પણ તેનો હરીફ દિલ્લીના બાદશાહ તરફથી

પિલાજીનું ખુન, ૧૭૩૨.

નિમાઈ આવ્યો તેથી એ સંબંધે કંઈ વિશેષ કરવામાં આવ્યું નહીં. એટલામાં પિલાજીના મરણની ખબર આવી પહોંચી તેથી દામાજી ઉત્તર તરફ ગયો. પિલાજીના દોસ્ત પાદરાના દેસાઇએ તેના ખુનનું વેર લેવા ભીલ કોળીઓને ઉશ્કેરી ચોતરફ ફિતુર મચાવ્યું. એજ કામ માટે ઉમાબાઈ દાભાડે મોટી ફોજ સાથે ઘાટ ઉતરીને આવતી હતી. પણ સુબેદારે મરેઠાઓને લાંચ આપી સમજાવી દીધા તેથી થોડીવાર સુલેહ રહી.

૧૭૩૩.

એજ વર્ષમાં ત્રિંબકરાવનો નાનો છોકરો જાદોજી ખંડણી ઉઘરાવવા ગુજરાત આવ્યો. બીજે વર્ષે (૧૭૩૪) પિલાજીના ભાઇ માધવરાવે, વડોદરાના હાકેમ શેરખાન બાબીની ગેરહાજરીમાં વડોદરૂં લઇ લીધું. આ સાલથી વડોદરૂં ગાયકવાડ કુટુંબની રાજધાની થઇ છે. થોડીક મુદત પછી સિંધિયા તથા હોલકરે ઇડરના રાજાને મળી મોગલ નાયબ સુબેદારને સતાવ્યો અને તેની પાસે ઘણું નાણું કઢાવ્યું.

ગાયકવાડે વડોદરા પાછું લીધું, ૧૭૩૪.

ઉમાબાઇએ પિલાજી પછી દામાજીને પોતાનો મુતાલિક નિમ્યો હતો; પણ તેને દક્ષિણમાં દામાજીનો ખપ પડ્યો તેથી દામાજી દક્ષિણમાં ગયો ત્યારે ગુજરાતમાં પોતાના મુખત્યાર તરીકે રંગોજી નામના એક માણસને મૂકી ગયો. રંગોજીને કંતાજી કદમ સાથે ટંટો થયો તેથી દામાજીને પાછું આવવું પડ્યું. મુસલમાન સુબેદારે કંતાજીનો પક્ષ લીધો હતો તેની પાસે મહીની ઉત્તરના મુલકની ચોથ આપવાનું કબુલ કરાવી દામાજી શિરસ્તા પ્રમાણે ખંડણી ઉઘરાવવા સોરઠ ગયો. કંતાજી પેશ્વાના પક્ષનો અને સેનાપતિ વિરૂદ્ધનો હતો તેથી પોતાની સરહદને લગતા ભાગમાં ત્રાસ વર્તાવવા લાગ્યો. એ અરસામાં ઉમાબાઇ પેશ્વાની સામે ખટપટ

રંગોજી, ૧૭૩૬.

કરતી હતી તેને મળી આવે એટલી મદદની જરૂર હોવાથી, દામાજી પાછો દખ્ખણ ગયો હતો. અમદાવાદની મોગલ સુબેદારીનો એક ઉમેદવાર મુસીબતમાં હતો તેને મદદ આપવાના બદલામાં, રંગોજીએ દામાજીની ગેરહાજરીમાં, કેટલાક અપવાદ સાથે ગુજરાતની ઉપજનો અડધો ભાગ મરેઠાઓને મળે એવી તજવીજ કરી.

આ પછી દામાજી ગુજરાત પાછો આવ્યો. રસ્તામાં સુરતના અંગ્રેજ વેપારીઓ પાસે તેણે સાત હજાર રૂપિયા એવું સમજાવી લીધા કે એ રકમ આપશો તો તમને મરેઠા લૂંટશે નહીં. આ સાલની બીજી હકીકત મુસલમાની રાજ્યકાળના પ્રકરણમાં* વિગતવાર જણાવેલી છે. અમદાવાદ શહેરના મોટા ભાગનો કબજો મેળવ્યા પછી મરેઠાઓએ એટલો જુલમ કરવા માંડ્યો કે શહેરના મુસલમાન તેમની સામે થયા. એજ પ્રમાણે ૧૭૩૯ અને ૧૭૪૧ માં પણ એવા બખેડા થયા અને પાછળથી તેનું સમાધાન થયું. મરેઠાઓ ઉપર મુસલમાનોનો ભરોંસો નહોતો, તોપણ તેમને કાઢી મૂકવા જેટલી તેમનામાં હિમ્મત નહોતી.

અમદાવાદમાં હુલ્લડ, ૧૭૩૮.

સોરઠમાંથી પાછા આવતાં દામાજીએ એકવાર ભરૂચને ઘેરો ઘાલ્યો. પણ તે વખતે ભરૂચ નિઝામની તરફના માણસને હવાલે હતું, અને પેશ્વા સામે થવામાં નિઝામ એક ઉપયોગી મિત્ર છે એમ દામાજી જાણતો હતો, તેથી નિઝામે ઘેરો ઉઠાવવા સૂચના કરી કે તરત દામાજી ઘેરો ઉઠાવી ચાલતો થયો.

૧૭૪૧.

દામાજીની ગેરહાજરીમાં રંગોજી બોરસદમાં રહેતો. ત્યાં કેટલાક મુસલમાન કામદારો સાથે તેને ટંટો થવાથી તેઓએ તેને કેદ કર્યો, પછી

* જુઓ પાને ૧૩૬-૧૬૮.

૧૭૪૨. બીજે વર્ષે (૧૭૪૩) તે છટકી ગયો. આ અરસામાં દામાજી ગાયકવાડ, પેશ્વા ઉપર હુમલો કરવામાં રાઘોજી ભોંસલે સાથે સામેલ થયો હતો. રાઘોજી પૂર્વમાં પોતાની ફોજ તૈયાર કરતો હતો તેવામાં દામાજીએ માળવા ઉપર ચઢાઈ કરવાનો ઢોંગ કર્યો તેથી ધાર્યા પ્રમાણે પેશ્વાની ફોજ ત્યાંથી ખસી. લઢાઈ આપ્યા સિવાય દામાજીની ફોજ પાછી વળી, પણ દામાજી અને ભોંસલે પક્ષવાળા વરાડમાં ભેગા થઈ શકે નહીં એટલા માટે બાલાજીરાવ પેશ્વાએ ધાર ઉપર પવાર કુટુંબનો દાવો કાયમ રાખ્યો.

સેનાપતિનો હોદ્દો દાભાડેના કુટુંબમાં વંશપરંપરાને માટે આપેલો હતો, તોપણ આ વખતે એ કુટુંબનો જે ઇસમ એ હોદ્દો ધરાવતો હતો તે સેનાપતિનું કામ કરવાને તદ્દન નાલાયક હોવાથી ઘોરપડે કુટુંબવાળાઓએ અરજ કરી કે સેનાપતિનો હોદ્દો મૂળમાં અમારા કુટુંબનો છે માટે અમને પાછો આપો. પેશ્વાએ તેમને સેનાપતિનો હોદ્દો આપ્યો નહીં પણ જમીનો આપી તેમને પોતાના પક્ષના કરી લીધા.

---

# પ્રકરણ ૨ જું.

## ભાહુતી સમય.

૧૭૪૩–૧૭૬૦

ઈ. સ. ૧૭૪૩ અને ૧૭૪૪ એ બે સાલોમાં રંગોજી અને દેવાજી તાકપર એ બેની સરદારી નીચેની મરાઠી ફોજ, ગુજરાતની સુબેદારી માટે મુસલમાનો ટંટા કરતા હતા તેમાં રોકાઇ હતી. સુબેદારી માટે લઢી મરતા હરીફોએ ગાયકવાડ સાથે કરેલા કોલકરાર સમજવામાં, મરેઠા સરદારોની મુખત્યાર નિમવાની રીતથી ઘણી ગુંચવણ પડે છે. ઉદાહરણ તરીકે ઉમાબાઈ દાભાડેએ ગાયકવાડ કુટુંબવાળાને પોતાના મુતાલિક નિમ્યા હતા, પણ એ કુટુંબના મુખ્ય માણસો હમેશ ગુજરાતમાં રહેતા નહીં. દામાજી ગાયકવાડે રંગોજીને પોતાનો મુખત્યાર નિમ્યો; રંગોજીએ મરેઠાના હિસ્સાનું અમદાવાદ કૃષ્ણાજી નામના પોતાના મુખત્યારને સોંપ્યું. પણ દામાજીએ ગુજરાત છોડયું ત્યારે ઉમાબાઇએ રામાજી નામના એક જણને અમદાવાદમાં પોતાનો મુખત્યાર નિમ્યો. વળી આ ઇસમે પોતાના વતી કામ કરવા રામચંદ્ર નામના એક બીજા ઈસમને નિમ્યો. આ વખતે પેશ્વાની તરફનો કોઈ મુખત્યાર ગુજરાતમાં હોવાનું જણાતું નથી.

ખંડેરાવ ગાયકવાડ દખ્ખણમાંથી પાછો આવ્યો ત્યારે તેણે રંગોજી પાસે હિસાબ માગ્યો. રંગોજીએ બતાવેલા હિસાબથી ખંડેરાવને સંતોષ થયો નહીં તેથી તેણે તેને પકડી બોરસદમાં કેદ કર્યો અને તેની જગોએ ત્રિંબકરાવ નામના એક જણને નિમ્યો. ઉમાબાઇએ રંગો-

ઇ. સ. ૧૭૪૫.

જીને છૂટો કરાવ્યો અને દખ્ખણમાં પોતાની પાસે બોલાવી લીધો. આ પછી તેણે તેને ફરીથી પોતાનો મુખત્યાર નિમ્યો. રંગોજીએ ગુજરાતમાં આવી ત્રિંબકરાવને અમદાવાદમાંથી કાઢી મૂક્યો પણ કૃષ્ણાજી અને ગંગાધર એ નામના બે માજી મુખત્યારો તેની સામે થયા. એ ઉપરથી દામાજી અને ખંડેરાવ ગુજરાતમાં આવ્યા અને બધા મુખત્યારોને પોતાની પાસે બોલાવ્યા. દામાજી અને ખંડેરાવે ખાનગી ગોઠવણ કરી એવું ઠરાવ્યું કે નડીઆદ અને બોરસદ ખંડેરાવ પોતાની ખાનગી મિલકત તરીકે પોતાની પાસે રાખે અને ગાયકવાડના પ્રતિનિધિ તરીકે વડોદરામાં કામ કરે; રંગોજીને કામ ન હોય ત્યારે તેણે ઉમરેઠ રહેવું. ગંગાધર અને કૃષ્ણાજીને ઠપકો દેવામાં આવ્યો અને એવું ફરમાવવામાં આવ્યું કે મુસલમાન સરદારો સાથે તેમણે સ્વતંત્ર રીતે કોલકરાર કરવા નહીં.

ઇ. સ. ૧૭૪૬.

એ પછી દામાજીએ સોરઠની ખંડણી ઉઘરાવવાને કાનોજી તાકપરને મોકલ્યો અને પોતે સોનગઢ ગયો. રંગોજી અમદાવાદ આવ્યો અને ૧૭૨૮ માં મેળવેલા શહેરની ઉપજના હિસ્સા બાબત સુબેદાર સાથે કજીઓ કરવા માંડ્યો.

ગાયકવાડ સુરતમાં; ઇ. સ. ૧૭૪૭.

ઇ. સ. ૧૭૪૭ માં સૈયદ અચ્ચને સુરતની હાકેમી લેવામાં દામાજીના પિત્રાઇ ભાઈ કેદારજી ગાયકવાડની મદદ માગી, પણ કેદારજી સુરત આવી પહોચ્યો તેની આગમચ સુરતની હાકેમી બાબતની તકરારનો નિકાલ થઇ ગયો હતો તેથી તેની ફોજની મદદની જરૂર પડી નહીં. કેદારજીએ જણાવ્યું કે હું આવ્યો છું અને મદદ કરવાને માટે તૈયાર છું માટે મદદનો ઉપયોગ લ્યો કે ન લ્યો તોપણ મને ત્રણ લાખ રૂપીઆ આપો. એ વખતે એટલી રકમ સુરતના ખજાનામાં ન હોવાથી સુરતની ઉપજનો ત્રીજો હિસ્સો ગાયકવાડને આપવાને ઠર્યું.

રંગોજીએ ખંડેરાવ ગાયકવાડના દત્તક હરીબાની ઉપર હુમલો કરી

તેની પાસેથી બોરસદ ગામ કિલ્લા સાથે પાછું લઇ લીધું, એ ઉપરથી ખંડેરાવ તથા દામાજી બંને તેની સામા થયા

૧૭૪૮. ને લાંબા વખત સુધી ઘેરો ઘાલી બોરસદનો કિલ્લો લીધો અને રંગોજીને કેદ કર્યો. બીજે વર્ષે જ્યારે પેશ્વાએ કેટલીક ફોજ ગુજરાતમાં મોકલી ત્યારે તેઓએ રંગોજીને છોડ્યો. ઇ. સ. ૧૭૪૮ માં ત્રિંબકરાવ દાભાડેની વિધવા ઉમાબાઇ મરણ પામી અને તેના પુત્ર યશવંતરાવનો વાલી બાબુરાવ નામનો એક માણસ થયો. કંઇક દરજે ખંડેરાવની આજીજી ઉપરથી અને કંઇક દરજે પહેલાના ભોગવટા ઉપરથી દામાજી પ્રથમ પ્રમાણે ગુજરાતનો મુખત્યાર કાયમ રહ્યો. શાહુરાજાની વિધવા રાણી સકવારબાઈ જે સંભાજીને સતારાની ગાદી મળે તેને માટે ઉત્સુક હતી તેના કહેવાથી રઘુનાથરાવ ભોંસલેને મળી પેશ્વાની સામે થવા દામાજીએ ફોજ એકઠી કરવા માંડી. દામાજી ગાયકવાડ પોતાની તરફ કેટલી વિરૂદ્ધતા ધરાવે છે એ વાતની પેશ્વાને ખબર હતી તેથી દામાજીને દક્ષિણમાંથી દૂર રાખવાની મતલબે તેણે ગુજરાતમાં બખેડા વધારવાની અને પોતાની સત્તા ત્યાં વધારવાની બની તેટલી તજવીજ કરી. એ વખતે અમદાવાદમાં સર્વ સત્તા જવાનમર્દખાનના હાથમાં હતી તેથી પેશ્વાએ તેની સાથે કોલકરાર શરૂ કર્યા.

૧૭૫૦. પણ મરહુમ નિઝામુલ્મુલ્કના બેટા સામે થવામાં પેશ્વાની બધી ફોજ દખ્ખણમાં રોકાઇ ગઇ તેથી ગુજરાતમાં દામાજીના મુખત્યારો સામે થવામાં તે ફોજ મોકલી શક્યો નહીં.

બીજે વર્ષે રાજારામની વાલી તારાબાઇની વિનંતિ ઉપરથી દામાજી જબરી ફોજ લેઇ સહ્યાદ્રિ ઘાટ ઉપર ચઢ્યો, ને પેશ્વાની ફોજને હરાવી સાતારા લગી વધ્યો; પણ અહીંથી તેને પાછું

દામાજી ગાયકવાડ કેદ પકડાયો. ઇ. સ. ૧૭૫૧. હઠવું પડ્યું. પેશ્વા સાથે તે કોલકરાર કરતો હતો એવામાં પેશ્વાએ તેને દગાથી પકડી કેદખાનામાં નંખાવ્યો. બાલાજીએ ચઢેલી ખંડણી

માગી પણ દામાજીએ કહ્યું કે હું કંઈ સ્વતંત્ર નથી; હું તો માત્ર સેનાપતિનો કારભારી છું માટે હું તેની તરફથી કે મારી તરફથી કંઇ પણ આપવાને બંધાતો નથી. બાલાજી પેશ્વાએ ગાયકવાડ તથા દાભાડેનાં જે સગાં દક્ષિણમાં હતાં તે સૌને કેદ કર્યાં. આ પછી બાલાજીએ રઘુનાથરાવ (રાઘોબા) ને ગુજરાત મોકલ્યો. એણે સુરત તાબાના ઇશાન કોણ તરફના કેટલાક તાલુકા લીધા, પણ સુરત પહોચતા પહેલાં તેને દક્ષિણમાં પાછો બોલાવી લેવામાં આવ્યો. દામાજીની ગેરહાજરીમાં જવાનમર્દખાને સોરઠ અને કાઠીઆવાડમાં સ્વારી કરી. આ વખતે ગાયકવાડનાં સગાં એ પ્રદેશમાં હમેશનાં રહીશ થયાં હતાં.

રાઘોબાએ તથા જવાનમર્દખાને કરેલી સ્વારીઓની હકીકત દામાજીના સાંભળવામાં આવી ત્યારે તે ગુજરાત આવવાને ઘણો અધીરો થયો.

**દામાજી છૂટો થયો, ૧૭૫૨.**

તેણે પોતાના છૂટકારાને માટે ભારે લાંચો આપી ને ઘણી આકરી શરતો કબુલ કરી. તેણે કબુલ કર્યું કે મારે ગુજરાતના રક્ષણ માટે તથા ગુજરાતમાં ખંડણી ઉઘરાવવા માટે ફોજ રાખવી, દક્ષિણમાં પેશ્વાની ફોજમાં મારે હિસ્સે આવતાં માણસો મોકલવાં, પેશ્વાએ નજરકેદ કરેલા રાજાના નિર્વાહને માટે ભાગે પડતું આપવું, દાભાડેના કુટુંબ પાસે જે ખંડણી લેણી નિકળે તે આપવી અને ખર્ચ જતાં ગુજરાતની ઉપજમાંથી જે ચોખ્ખો નફો રહે તેમાંથી નીમે હિસ્સો પેશ્વાને આપવો. આટલું બધું કબુલ કર્યા છતાં પેશ્વાએ તેને એકદમ છોડ્યો નહીં, કારણ કે તે જાણતો હતો કે છૂટો થયા પછી દામાજી મારી વિરૂદ્ધના દરબારીઓ ભેગો ભળશે. આખરે જ્યારે દામાજીએ સુરત સામા રાઘોબાને મદદ કરવાનું કબુલ કર્યું ત્યારે પેશ્વાએ તેને છૂટો કર્યો, આ વખતે પાંડુરંગપંથ નામનો એક જણ ખંભાત અને અમદાવાદમાં પેશ્વાને નામે ખંડણી ઉઘરાવતો હતો. ખંભાતનો નવાબ ગાયકવાડથી એટલો બધો કંટાળી ગયો હતો કે પુનામાં ગુજરાતની વહેંચણ કરવાની તજવીજ ચાલતી હતી તે

વખતે પેશ્વાને તેણે એમ સમજાવ્યું કે ખંભાત તમારા ભાગમાં લેજો. નવાબે રોકડ નાણું અને તોપો નજરાણા તરીકે આપી પેશ્વાના કારભારીને ફોડ્યો. અમદાવાદના સુબેદારે પણ તેને પૈસા આપી સંતોષ્યો. આ પ્રમાણે ખંભાત અને અમદાવાદમાંથી સારી ધાબ મેળવી પાંડુરંગપંથ એવીજ લાલચે સોરઠ તરફ ગયો.

દામાજી ગાયકવાડ નવી ફોજ લઇ પાછો આવ્યો ને થોડા વખત પછી રઘુનાથરાવ બીજી ફોજ સાથે તેની મદદે આવ્યો. દામાજી અને રઘુનાથરાવ એઓએ અમદાવાદ તરફ કૂચ કરી. તેઓએ અમદાવાદને ઘેરો ઘાલ્યો તે પહેલાં જવાનમર્દખાન તેમને અટકાવી શકયો નહીં. જવાનમર્દખાન યુક્તિ પ્રયુક્તિએ શહેરમાં દાખલ થયો પણ અંતે શહેર આપી દઇ લઢાઇના માન સાથે શહેર બહાર નિકળી ગયો. મરેઠાઓએ ગુજરાતની વાવ્યકોણમાં તેને જાગીર કરી આપી પણ પાછળથી તેઓએ તે પાછી લઈ લીધી.

અમદાવાદ કબજે કર્યું, ઇ. સ. ૧૭૫૩.

૧૭૫૩ ના એપ્રિલમાં અમદાવાદ લીધા પછી રાઘોબા સોરઠ ગયો. ત્યાંથી પાછા આવતાં રસ્તામાં તેણે ખંભાતના નવાબ પાસેથી ભારે રકમની ખંડણી, બળાત્કારે લીધી. તેણે અમદાવાદમાં પોતાનો મુખત્યાર રાખ્યો હતો તે ૧૭૫૪ માં ખંભાતના નવાબ સામે ચઢાઈ લઇ ગયો પણ ખંડણી લઈ શકયો નહીં. નવાબે પોતાનો મુલક વધાર્યો હતો તે ઉપરથી પેશ્વાનો કારભારી જાતે બીજીવાર તેની સામે ગયો, પણ હાર્યો અને કેદ પકડાયો. રઘુનાથરાવના મુખત્યારના કહેવાથી નવાબે પેશ્વાના કારભારીને છોડયો. ત્યાર પછી પણ પેશ્વાના કારભારીએ નવાબ પાસે ચઢેલી ખંડણી માગ્યા કરી અને તે હું હવે પછી આપીશ એવી નવાબની કબુલત લીધી અને પછી દક્ષિણમાં ગયો; આ પછી નવાબે પોતાની ફોજનું જોર વધાર્યું ને અમદાવાદ જઇ ત્યાંની મરેઠી ફોજને હરાવી શહેર

૧૭૫૪.

લઈ લીધું. થોડી વાર પછી દામાજી તથા ખંડેરાવ ગાયકવાડ, પેશ્વાએ બારોબાર મોકલેલા મુખત્યાર સાથે અમદાવાદ આવ્યા. તેઓએ ઘેરો ચાલ્યો પણ ૧૭૫૭ ના એપ્રિલ સુધી મરેઠાઓ શહેરમાં દાખલ થઈ શક્યા નહીં. નવાબે જે કરારની દરખાસ્ત કરી તે મરેઠાઓએ પૂરેપૂરી કબુલ કરી ત્યારે તે તાબે થયો.

દામાજીનો દીકરો સયાજીરાવ પોતાના બાપની તરફથી અમદાવાદમાં રહ્યો, ને પેશ્વાનો મુખત્યાર સદાશીવ પોતાની તરફનો નાયબ મૂકી સુરત ગયો. ૧૭૫૧ ના કોલકરાર પ્રમાણે ખંડણીના

૧૭૫૮. હિસ્સા નક્કી કરવાને સયાજીરાવ પણ પાછળથી સુરત આવ્યો. બીજે વર્ષે કચ્છનો રાવ સિંધમાં ઠઠ્ઠા ઉપર ચઢાઇ કરવા નિકળેલો તેની મદદે કેટલાક મરેઠી ફોજ મોકલવામાં આવી. ખંભાતના નવાબને પોતાની ફોજનો ચઢેલો પગાર આપવાને સદાશીવે પેશ્વાની તરફથી કેટલુંક નાણું ધીર્યું. પણ બીજે વર્ષે મરેઠી ફોજે ખંભાતના દરવાજા આગળ જઇ બે વર્ષની ચઢેલી ૨૦,૦૦૦ રૂપીઆની ખંડણી માગી. નવાબે એ રકમ આપી દીધી તેથી તે લઇ મરેઠા દક્ષિણ તરફ ગયા. આ વખતે દામાજી પુનામાં હતો.

સુરતના સૈયદ અચ્ચન ઉપર આભાર કરવામાં આવે તો આગળ જતાં ફાયદો થશે એવી આશાએ પેશ્વાએ

૧૭૫૯. પ્રથમ તેને ટેકો આપ્યો હતો. આ વર્ષે તેની જાતના રક્ષણને માટે પેશ્વાએ તેને કેટલાક સ્વાર મોકલાવ્યા. ખંભાતનો નવાબ પેશ્વાનો આભારી હતો તેથી પેશ્વાને મળવા આ વર્ષે તે પુને ગયો. એ દરમિયાન ખંડેરાવે લુણાવાડા અને ઇડર લૂંટ્યાં અને સયાજીરાવે સોરઠ લૂટ્યું.

---

# પ્રકરણ ૩ જું.

## સર્વોપરી સત્તાનો સમય.

૧૭૬૧—૧૮૦૨.

દામાજી ગાયકવાડ પેશ્વાની સાથે દિલ્હી ગયો હતો. પાણીપતમાં હાર ખાધા પછી જે થોડાક સરદાર બચ્યા હતા તેમાંનો તે એક હતો. ખંભાતના નવાબે વાડાસિનોર ઉપર ચઢાઈ કરેલી તેની સામે ગુજરાત આવ્યા પછી દામાજી થયો ને જવાનમર્દખાનની જાગીર પાછી લઈ લીધી. વળી પેશ્વાના મુખત્યારની સામે થઈ સોરઠ અને કાઠીઆવાડમાં તેણે પોતાની સત્તા સબળ કરી.

૧૭૬૧.

પેશ્વાના હરીફ નિઝામે પેશ્વાને ખૂબ સપડાવ્યો તેથી પેશ્વા યૂરોપિયન ગોલંદાજ મેળવવાની મતલબથી ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અધિકારીઓ સાથે સંદેશા ચલાવવા લાગ્યો. એ મદદના બદલામાં તેણે પ્રથમ જંબુસરમાં કેટલોક કિંમતી પ્રદેશ આપવા કહ્યું, પણ શાષ્ટિનો ટાપુ, વસઈ, અને મુંબાઇ બંદરની પાસેના નાના ટાપુઓ એ શિવાય બીજો કોઈ મુલક લેવાને અંગ્રેજો કબુલ થયા નહીં; પણ એ મુલક આપવાને પેશ્વા કબુલ થયો નહીં તેથી કોલકરાર ભાગી પડ્યા.

બીજે વર્ષે બાલાજી પેશ્વાના સગીર પુત્ર માધવરાવ પેશ્વાના વાલી-રઘુનાથરાવે સેનાપતિનો ખિતાબ જાધવકુળવાળાનો મૂળમાં હતો તે તેમને પાછો આપ્યો, તેથી કરીને દાભાડે કુળનો અને સતારાના રાજ્યના કોઈ પણ કુળના સેનાપતિનો ગુજરાત સાથે સંબંધ રહ્યો નહીં. જ્યારે સેનાપ-

તિનો ઇલિકાબ દાભાડે કુળમાં હતો ત્યારે ગુજરાતનો વહિવટ સેનાપતિના હોદ્દા સાથેજ રહ્યો હતો પણ રાઘોબાએ કરેલા ફેરફાર પછી ગુજરાતનો વહિવટ જાધવકુળવાળાને ન મળતાં દામાજીની પાસે હતો તેમજ કાયમ રહ્યો. નવો સેનાપતિ રામચંદ્ર જાધવ સેનાપતિના માત્ર ખાલી નામથી સંતોષ પામ્યો નહીં, તેથી પેશ્વાનો પક્ષ છોડી નિઝામને જઈ મળ્યો. એ ઉપરથી બે વર્ષ પછી તેની નિમણુંક રદ કરી રાઘોબાએ ઘોરપડે કુળવાળાને સેનાપતિનો ઇલકાબ આપ્યો. આ પ્રમાણે થવાની મરેઠી રાજ્યના સેનાપતિના હોદ્દા સાથે ગુજરાતનો જે કંઇ સંબંધ જણાતો તેનો અંત આવ્યો.

રાઘોબાનાં કાવતરાં, ૧૭૬૮.

માધવરાવ બાલાજી મોટો થયો ત્યારે તેના કાકા રઘુનાથરાવનાં કાવતરાં સામે તેને હમેશ જાગૃત રહેવું પડતું હતું. રઘુનાથરાવને માધવરાવે રાજ્યકાજમાં જે હિસ્સો આપવા માંડ્યો તે લેવાની તેણે ના પાડી. પંદર હજાર માણસની ફોજ બાગલાન અને નાસિકમાં તેણે ભેગી કરી અને જાનોજી ભોંસલે મદદે આવશે એવી આશાથી એ ફોજ સાથે પુના તરફ કૂચ કરી. તેના લશ્કરમાં દામાજી ગાયકવાડનો દિકરો ગોવિંદરાવ પોતાના પિતાની ફોજની એક ટુકડી સાથે હતો. માધવરાવે જાનોજી ભોંસલેને રઘુનાથરાવના ભેગો થવા દીધો નહીં, ને ધારપ આગળ લઢાઇ આપી રઘુનાથરાવને હરાવ્યો અને તેને તથા ગોવિંદરાવને પકડી પુનામાં કેદ કર્યા.

દામાજી ગાયકવાડનું મરણ; ૧૭૬૮.

એ લઢાઈ પછી થોડા વખતમાં દામાજીરાવ ગાયકવાડ મરણ પામ્યો. એણે ગાયકવાડ કુળને ઉંચામાં ઉંચી સ્થિતિએ પહોચ્યાડ્યું, પણ તેના મરણ પછી તેના કુળની સત્તા ઓછી થવા લાગી. ગાયકવાડ કુટુંબમાં અત્યાર સુધી સંપ રહ્યો હતો તે દામાજીરાવના જાતિગુણોને લીધે રહ્યો હતો. અડધા સ્વતંત્ર એવા મરેઠા સરદારોમાં જુદા થઈ સ્વતંત્ર થવાનું વલણ ઘણું હોય છે. ખંડેરાવ અને

સયાજીરાવે આવું વલણ એક કરતાં વધારે વાર બતાવ્યું હતું; ઉદાહરણ તરીકે, રંગોજીનો પક્ષ લેવામાં પોતપોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તેઓ ઇચ્છા રાખતા હતા, પણ દામાજીરાવ દીર્ઘદૃષ્ટિવાળો હતો તેથી તેણે જોયું કે વહેંચણ કરી બધા ભાઇ નોંખા પડી જઇશું તો પેશ્વા આપણી સામે ફાવી જશે; તેથી કુનેહ વાપરી તેણે પોતાના કુટુંબનું ઐક્ય જાળવી રાખ્યું અને પોતાના ભાઇઓને સમજાવી દીધા કે પેશ્વા જેવા આપણા દુશ્મન સામે સદા ઐક્યતા ખાસ જરૂરની છે.

વારસાને માટે તકરાર.

દામાજીરાવના પછી વારસાને માટે તકરાર ઉઠી, એ ગાયકવાડની સત્તા તોડી નાખનારો પહેલો ઘા હતો. દામાજીરાવને ત્રણ રાણીઓ હતી. એ રાણીઓના સયાજીરાવ, ગોવિંદરાવ, માનાજીરાવ અને ફતેહસિંગરાવ એ પ્રમાણે ચાર કુંવર હતા. આ કુંવરોમાં સયાજીરાવ સૌથી મોટો હતો, પણ તે બીજી રાણીનો હતો; પહેલી રાણીનો ગોવિંદરાવ હતો; અને માનાજીરાવ અને ફતેહસિંગરાવ ત્રીજી રાણીના હતા. ગોવિંદરાવ, સયાજીરાવ કરતાં નાનો હતો, તોપણ તે પહેલી રાણીના પેટનો હતો તેથી ગાદી ઉપર પોતાનો હક્ક બતાવતો હતો. વળી આ વખતે તે પુને કેદમાં હતો તેથી માધવરાવ પેશ્વાની હજુર પોતાનો દાવો તુરત બતાવી શક્યો. પેશ્વાએ રામરાવ શાસ્ત્રી નામના હિન્દુધર્મશાસ્ત્રમાં પ્રવીણ શાસ્ત્રીનો અભિપ્રાય પૂછ્યો, તે ઉપરથી તેણે જણાવ્યું કે સયાજીરાવ ઉમ્મરે મોટો છે તેથી રાજ્યાધિકાર તેનેજ મળવો જોઇએ. પરન્તુ ગોવિંદરાવ પુના દરબારની પાસેજ હોવાથી પોતાને માટે ખટપટ કરવા લાગ્યો. સયાજીરાવ મૂર્ખ જેવો હતો અને તેનો ઓરમણ ભાઈ ફતેહસિંગરાવ જેમ કહેતો તેમ ચાલતો. 'સેનાખાસખેલ સમસેર બહાદુર' ના ખિતાબ સાથે વડોદરાની ગાદી માટે ગોવિંદરાવે તુર્ત પેશ્વાને અરજ કરી. તેણે ખંડણીના ચડેલા તથા રાઘોબાની સાથે રહ્યાના દંડના મળીને સાડીપચાસ લાખ રૂપિયા આપવાનું કહ્યું, તેથી પેશ્વાનું વલણ તેના લાભમાં થયું વળી પેશ્વાએ

તેના બાપ દામાજીરાવ પાસે ૭,૭૯૦૦૦ રૂપિયા ખંડણીના માગેલા તે આપવાની પણ તેણે કબુલાત આપી અને પુનામાં સુલેહને વખતે ૩૦૦૦ ઘોડાં અને લઢાઇને વખતે તે ઉપરાંત એક હજાર વધારે રાખવાનું કબુલ કર્યું, તેથી તેના હક્ક વિષે પેશ્વાના મનમાં કંઈ શંકા રહી નહીં; ગોવિંદરાવની કબુલત લખાવી લઈ પેશ્વાએ ગોવિંદરાવને તેના બાપના ખિતાબ આપી વડોદરાની ગાદીનો ખરો હક્કદાર કબુલ કર્યો.

દામાજીરાવના મરણ પછી બે વર્ષ સુધી સયાજીરાવનો દાવો આગળ આવ્યોજ નહીં. ગોવિંદરાવને પેશ્વાએ ગાદીનો હકદાર કબુલ કર્યો હતો પણ તેને ગુજરાત જવા દીધો નહોતો તેથી સયાજીરાવની વતી ફતેહસિંગરાવ વડોદરાનો રાજકારભાર ચલાવતો હતો. કદાચ સયાજીરાવની અરજ તેણે પુને મોકલાવી હશે તોપણ બે વર્ષ સુધી તે જોવાનો પેશ્વાને વખત મળ્યો નહીં હોય. ફતેહસિંગરાવ ઘણો બુદ્ધિશાળી હતો.

૧૭૭૧.

પેશ્વાએ ગોવિંદરાવના લાભમાં કરેલો ઠરાવ ફેરવી સયાજીરાવના લાભમાં ઠરાવ કરાવવા તે ઈ. સ. ૧૭૭૧ માં પુને ગયો. ગાયકવાડ કુટુંબનું જોર વધારવાને દામાજીરાવે જે જે કર્યું હતું તે દૂર કરી, ગાયકવાડના કુળમાં લઢાઇઓ ઘાલવા તથા ગાયકવાડ કુળને તોડવા પેશ્વા આતુર હતો; તેથી રામરાવ શાસ્ત્રીનો મત દલીલ તરીકે આગળ લાવી ગોવિંદરાવના લાભમાં પ્રથમ કરેલો ઠરાવ તેણે રદ્દ કર્યો, સયાજીરાવને હકદાર ઠરાવ્યો, અને સયાજીરાવમાં રાજકાજ કરવાની બુદ્ધિ ન હોવાથી ફતેસિંગને તેનો મુતાલિક બનાવ્યો. ફતેસિંગે એવું માગણું કર્યું કે ગોવિંદરાવ કદાચ અમારા ઉપર હુમલો કરે તો ગુજરાતમાં અમારે ફોજની જરૂર પડે, માટે જે ફોજ અમારે પુને રાખવાનું ઠર્યું છે તે ગુજરાતમાં રાખવાની રજા આપો. દર વર્ષે સાડા ૭ લાખ રૂપિયા લેવા કબુલ કરી પેશ્વાએ તેના માગવા પ્રમાણે રજા આપી. આ પ્રમાણે પોતાનું કામ ફતેમમંદીથી પાર પાડી ફતેસિંગ વડોદરે પાછો આવ્યો.

અંગ્રેજ લોકો ગુજરાતમાં માત્ર વેપાર માટે આવ્યા હતા; સુરત, ખંભાત વગેરે ઠેકાણે તેઓની વેપારની કોઠીઓ હતી અને ઈ. સ. ૧૭૫૧ સુધી તેઓનું લક્ષ માત્ર વેપાર તરફ હતું; પરન્તુ ત્યાર બાદ તેઓ રાજ્યખટપટમાં પડયા અને સન ૧૭૫૯ માં સુરતના કિલ્લાનો કારભાર તેમને હસ્તક આવ્યો એમ પાછળ જણાવવામાં આવ્યું છે.* સુરતમાં અંગ્રેજ લોકોની સત્તા દિનપ્રતિદિન વધતી ચાલી અને સુરતનો નવાબ તેમના હાથમાં એક તાબેદાર જેવો થઇ પડયો. સુરતના નવાબના ભરૂચ બંદરની જકાત ઉપર કેટલાક લાગા હતા તે ભરૂચનો નવાબ આપતો નહોતો; તેમજ અંગ્રેજ લોકો પાસેથી તેણે વધારે જકાત લીધેલી તે પણ પાછી આપતો નહોતો. એકંદરમાં ભરૂચના નવાબ પાસે દોઢ લાખ રૂપિયા લેણા નિકળતા હતા પણ વારંવાર માગણી કર્યા છતાં તે આપતો નહોતો. સુરતની સત્તા અંગ્રેજ લોકોના હાથમાં આવેલી હોવાથી તેમણે ઈ. સ. ૧૭૭૧ માં ભરૂચ સામે ફોજ મોકલી. આ ફોજ હારી, પણ, તેથી નાઉમેદ ન થતાં તેમણે ઈ. સ. ૧૭૭૨ માં જનરલ વેડરબર્નની સરદારી નીચે બીજી ફોજ મોકલી. જનરલ વેડરબર્ન મરાયો, પણ નવાબ હારીને નાઠો અને ૧૭૭૨ ના નવેમ્બરની ૧૮ મી તારીખે અંગ્રેજોએ ભરૂચ તાબે કર્યું.

અંગ્રેજ લોકો સંબંધી હકીકત.

ભરૂચ બંદર હોવાથી ફતેહસિંગ, ગાયકવાડની રાજધાની ત્યાં લઈ જવા ચહાતો હતો. તેણે અંગ્રેજોને જણાવ્યું કે જો અમને ભરૂચ સોંપી દો તો દર વર્ષે છ લાખ રૂપિયા આપીએ, અને સુરતની જકાતમાં અમારો હિસ્સો છે તેમાંથી દર વર્ષે સાઠ હજાર રૂપિયા ઓછા લઇએ. આ વાત અંગ્રેજોએ કબુલ કરી નહીં, તેથી ફતેહસિંગે ભરૂચનો વહિવટ કરવાનો પોતાનો હક્ક બતાવ્યો; પરંતુ નવાબ-

ભરૂચના સંબંધમાં અંગ્રેજો સાથે કરાર.

* જુઓ પાન ૨૧૪.

ના વખતમાં મરેઠાઓએ કદી વહિવટ કરેલો નહીં અને માત્ર ઉપજમાંથી ભાગ લીધેલો તેથી, આખરે એવો કરાર થયો કે નવાબના વખતમાં ભરૂચની ઉપજમાંથી મરેઠા ½ ભાગ લેતા તેમ અંગ્રેજ પાસેથી લે. આ કરાર સુરતની અંગ્રેજ કોઠીના વડા સાથે થયો.

**ગોવિંદરાવ અધિકાર લઇ ગુજરાતમાં આવ્યો.**

વડોદરામાં સયાજીરાવ ગાયકવાડ માત્ર નામનો રાજા અને ફતેહસિંગરાવ તેમનો કારભારી એ પ્રમાણે રાજ્ય કારભાર ચાલતો હતો એવામાં માધવરાવ પેશ્વા મરણ પામ્યો. તેની પછી નારાયણરાવ પેશ્વા થયો, પણ તેને ઈ. સ. ૧૭૭૩ માં મરાવી નાખી રાઘોબા પેશ્વાની ગાદી ઉપર બેઠો. ગોવિંદરાવ ગાયકવાડ હજી પુનામાં હતો, તેણે ધોરપ આગળ તથા બીજે ઠેકાણે રાઘોબાને મદદ કરેલી તે યાદ કરી, રાઘોબાએ તેને ગાયકવાડી રાજ્યનો વારસ ઠરાવ્યો. પોતાના રાજ્યનો હવાલો લેવા ઈ. સ. ૧૭૭૪ માં ગોવિંદરાવ ગુજરાતમાં આવ્યો અને ફોજ એકઠી કરી ફતેહસિંગ ઉપર હલ્લો કર્યો. કેટલીક નાની લઢાઇઓ થયા પછી ગોવિંદરાવે ઈ. સ. ૧૭૭૫ માં વડોદરાને ઘેરો ઘાલ્યો તેથી ફતેહસિંગ શહેર બહાર નિકળી શકયો નહીં.

**રાઘોબા પેશ્વા, ૧૭૭૪.**

એ અરસામાં પુનામાં નાના ફડનવીસ અને નારાયણરાવ પેશ્વાની પક્ષના બીજા બ્રાહ્મણોએ, નારાયણરાવની સ્ત્રી ગરોદર છે એમ ઠરાવી ગર્ભસ્થ રાજપુત્રના નામથી પેશ્વાઇની ગાદી ચલાવવાનો ઠરાવ કર્યો, તેથી રાઘોબાને પુના છોડવું પડયું. હોલ્કર અથવા સિંધિયા મદદ કરશે એવી આશાથી પ્રથમ તે માળવા તરફ ગયો; પણ થોડી ફોજ મળી એટલે તે લઈ સુરત આવ્યો, અને અંગ્રેજની કોઠીના વડા મી. ગેમ્બિયરની મારફતે કોલકરાર કરી અંગ્રેજોની મદદ મેળવવાને તજવીજ ચલાવી. બીજી કોઇ યુરોપિયન સત્તા હુમલો કરે તો તેની સામે મુંબાઇના રક્ષણને માટે અંગ્રેજોને વસાઇના કિલ્લાની, તથા સાષ્ટી, કેનેરી, હોગ અને એલિફન્ટા

ટાપુઓની જરૂર હતી, તેથી મદદના બદલામાં મુંબાઇ સરકારે વસાઇનો કિલ્લો અને સાષ્ટી વગેરે ટાપુઓ રાઘોબા પાસે માગ્યા. રાઘોબાએ તે આપવા ના પાડી પણ તેને બદલે ગુજરાતમાં અગીયાર લાખ રૂપિયાની ઉપજનો મુલક આપવા જણાવ્યું; વળી છ લાખ રૂપિયા રોકડા તથા અંગ્રેજોની ફોજના ખર્ચ માટે દર માસે દોઢ લાખ રૂપિયા આપવાની તેણે ખુશી બતાવી. આટલું લઈ રાઘોબાની માગણી કબુલ કરવી કે નહીં એ વિષે મુંબાઈ સરકાર વિચાર કરતી હતી એવામાં ખબર આવી કે પોર્ચ્યુગીઝ લોકો મોટી ફોજ લઇ મરેઠાઓ પાસેથી વસાઇ અને સાષ્ટી લેવા આવે છે. રાઘોબા સાથે કોલકરાર કરવાનું છોડી દઇ, અંગ્રેજોએ પોર્ચ્યુગીઝ સામે પોતાનો બચાવ કરવાની તજવીજ ચલાવી. થાણાના મરેઠા કિલ્લેદારને એક લાખ રૂપિયા આપી થાણા લેવાની તજવીજ મુંબાઇના ગવર્નર હોર્નબીએ ચલાવી પણ, કિલ્લેદાર બે લાખ સાઠ હજાર રૂપિયા માગતો હોવાથી એ વાત પેશ ગઈ નહીં. એટલામાં આ ખટપટની ખબર પુને જવાથી, પ્રધાનોએ થાણે ફોજ મોકલી દગો થતો અટકાવ્યો. ગમેતેમ થાય તોપણ પોર્ચ્યુગીઝ લોકો આવી પહોચે તે પહેલાં વસાઈ અને સાષ્ટી લેવાનો મુંબાઈ સરકારે નિશ્ચય કર્યો. તેમણે થાણાને ઘેરો ઘાલ્યો અને ૧૭૭૪ ની સાલ પૂરી થતા પહેલાં સાષ્ટી બેટ કબજે કર્યો.

રાઘોબા ગુજરાતમાં, ૧૭૭૫.

રાઘોબાને હવે ખબર પડી કે હોલ્કર અને સિંધિયા પણ પુનાના પ્રધાનો સાથે મળી ગયા છે, તેથી તેમના તરફથી કંઈ મદદ મળી શકશે નહીં. એ ઉપરથી સુરતથી નિકળી પોતાનાં ૧૦,૦૦૦ ઘોડાં તથા ૪૦૦ પેદળ સાથે તે પોતાના મિત્ર ગોવિંદરાવ ગાયકવાડ પાસે વડોદરે આવ્યો. ગોવિંદરાવ આ વખતે વડોદરાને ઘેરો ઘાલી બેઠો હતો તેમાં રાઘોબા પણ સામેલ થયો. અહીંથી રાઘોબાએ નરોત્તમદાસ નામના એક મુખત્યારને કોલકરારની વાત ફરીથી ઉપાડવા અંગ્રેજો પાસે સુરત મોકલ્યો. આ મુખત્યારને ફતેહસિંગરાવ ગાયકવાડના

સ્વારોએ પારનેરા આગળ પકડયો. ત્યાંથી છૂટયા પછી તે સુરત ગયો અને જેમ બને તેમ જલદી કોલકરાર પુરા કરવાને તજવીજ ચલાવી.

પુનેથી હરિપંથ ફડકેની સરદારી નીચે પેશ્વાનું ૩૦,૦૦૦ માણસનું લશ્કર ગુજરાતમાં આવ્યું; અને વડોદરાનો ઘેરો ઉઠાવી ગોવિંદરાવ તથા રાઘોબાને મહી તરફ હઠી જવાની ફરજ પાડી.

રાઘોબાની હાર.

એવામાં ફતેસિંગની ફોજ હરિપંથની ફોજના ભેગી થઈ. રાઘોબાની ઉપર ચોતરફથી હુમલા થયા. પગાર ચઢેલો હોવાથી તેના આરબ સિપાઇઓએ લઢવાની ના પાડી અને આખરે અડાસ આગળ રાઘોબાની હાર થઇ. માત્ર ૧૦૦૦ ઘોડેસ્વારો સાથે તે ખંભાત નાશી ગયો. મરેઠાની ફોજ રાઘોબાની પુઠે આવશે એવી બીકથી ખંભાતના નવાબે દરવાજા અટકાવી દીધા અને રાઘોબાને શહેરમાં પેસવા દીધો નહીં. રાઘોબા અને અંગ્રેજો વચ્ચે કોલકરારની મસલત ચાલે છે એમ ખંભાતની અંગ્રેજ કોઠીનો મુખ્ય મી. મેલેટ જાણતો હોવાથી તેણે રાઘોબાને છુપી રીતે ભાવનગર, અને ભાવનગરથી સુરત મોકલી દીધો. ફેબ્રુઆરીની તા. ૨૩ મીએ રાઘોબા સુરત આવી પહોચ્યો. રાઘોબાના મુખત્યાર નરોત્તમદાસે અંગ્રેજો સાથે કરેલા કોલક-

સુરતના કોલકરાર, ૧૭૭૫.

રારમાં નીચે પ્રમાણે સરતો હતી—અંગ્રેજોએ ૮૦૦ ગોરા, ૧૭૦૦ દેશી અને બીજા ગોલંદાજ એ પ્રમાણે મળીને રાઘોબાંને ૩૦૦૦ ફોજની મદદ આપવી. રાઘોબા કે જેને અંગ્રેજો પેશ્વા તરીકે માનતા હતા તેણે મદદના બદલામાં અંગ્રેજોને વસાઇનો કિલ્લો, સાષ્ટી અને તેને લગતા ટાપુઓ, જંબુસર અને ઓલપાડ આપવાં; વળી અંકલેશ્વરની ઉપજમાંથી ૭૫,૦૦૦ રૂપિયા આપવા; અંગ્રેજોએ આપવાની ફોજના ખર્ચ માટે રાઘોબાએ દરમહિને દોઢ લાખ રૂપિયા આપવાના તેની જામીનગીરીમાં અંકલેશ્વર, આમોદ, હાંસોટ અને વલસાડ એ પ્રગણાં રાઘોબાએ અંગ્રેજોના હવાલામાં આપવાં; ભરૂચમાં ગાયકવાડનો જે હક હતો તે અંગ્રેજોને અપાવી દેવો; આ શિવાય બીજી સરતો

દાખલ કરવામાં આવી હતી તેની ફઈએ એકંદર મરેઠી રાજ્યનો પોતે મા-
લીક હોય એવી રીતે રાઘોબાએ અંગ્રેજોને બીજા ઘણા હક લખી આપ્યા.
આ કોલકરાર ઉપર ઈ. સ. ૧૭૭૫ ના માર્ચ માસની ૬ ઠ્ઠી તારીખે સુર-
તમાં સહીઓ થઈ.

આ કોલકરાર લખાયા તે પહેલાં ફેબ્રુઆરીની આખરે મુંબાઈ સરકારે ૩૫૦ ગોરૂં પેદળ, ૮૦૦ સિપાઈ, ૮૦ ગોરા ગોલંદાજ અને બીજાં થોડાં માણસો એ પ્રમાણે એકંદર ૧૫૦૦ માણસોની ફોજ કર્નલ કીટિંજની સરદારી નીચે સુરત મોકલાવી હતી. રાઘોબા ભાવનગરથી સુરત આવ્યો ત્યાર પછીથી ચોથે દહાડે આ ફોજ સુરત આવી પહોંચી. રાઘોબાને મદદ કરવાનો અંગ્રેજોનો વિચાર છે એમ આ ફોજ આવી પહોંચવાથી સુરતના નવાબને જણાયું ત્યારે તેણે રાઘોબાની મુલાકાત લેઈ નઝરાણો આપ્યો.

હરિપંથ ફડકેએ રાઘોબાને નસાડયા પછી રાઘોબાને બાકી રહેલી ફોજ તથા ગોવિંદરાવ ગાયકવાડની ફોજ કપડવણજ આગળ એકઠી થયેલી છે એવી ખબર સુરત આવી પહોંચી ત્યારે એવો ઠરાવ કરવામાં આવ્યો કે કર્નલ કીટિંજે રાઘોબાને સાથે લઈ પોતાની ફોજ સાથે ખંભાત જવું અને ખંભાતથી કપડવણજ જઈ ગોવિંદરાવને મળવું. કર્નલ કીટિંજને રાઘોબા સાથે ખંભાત જતાં ઘણો વખત લાગ્યો. પ્રથમ તો રાઘોબાએ ભીમપોરના હનુમાનની પુંજામાં ગુંથાઈ ફોજને ડુમસમાં રોકી રાખી; ત્યાર બાદ વહાણને સામો પવન લાગવાથી કેટલોક વિલંબ થયો. આખરે માર્ચ મહિનાની ૧૭ મો તારીખે કર્નલ કીટિંજ ખંભાત પહોચ્યો. ખંભાતના

રાઘોબા ખંભાતમાં,
૧૭૭૫.

નવાબે રાઘોબાનું પ્રથમ અપમાન કરેલું પણ હવે અંગ્રેજો તેની મદદમાં છે એમ જોઈ રાઘોબાને નઝરાણો આપી ખુશી કર્યો. રાઘોબાએ જોયું કે આ માન મળ્યું તે અંગ્રેજોના પ્રતાપથી, તેથી મુસલમાનો કરતાં તેણે અંગ્રેજોના ઉપર વધારે ધ્યાન આપ્યું. ખંભાત શહેરની ઉત્તરે નારાયણ સરોવર છે ત્યાં પડાવ નાંખી કર્નલ કી-

ટિંજે મુંબાઇથી આવતી બીજી ફોજની વાટ જોઈ. મુંબાઇથી બીજી ફોજ આવી ત્યારે રાઘોબાને કરાર પ્રમાણે મદદમાં આપવાની ૩,૦૦૦ માણસની ફોજ પુરી થઈ.

ગોવિંદરાવ ગાયકવાડની ફોજ.

આ વખતે ગોવિંદરાવ ગાયકવાડની ફોજ દક્ષિણ તરફ આવી હતી. તે સાબરમતી ઓળંગે તે પહેલાં તેને મળવું નહીં એમ કર્નલ કીટિંજે ઠરાવ્યું. એવામાં પુનાવાળી ફોજ જેમાં ૪૦,૦૦૦ પેદળ અને ૧૨,૦૦૦ હયદળ હતું, તે ગોવિંદરાવને આવતો અટકાવવા ઉત્તર તરફ ચાલી; પણ તે આવી પહોંચતા પહેલાં ગોવિંદરાવ સાબરમતી ઉતર્યો અને ખંભાતની દિશાને ધર્મજ ગામ છે ત્યાં છાવણી કરી. અહીં એપ્રિલ મહિનાની અધવચમાં કર્નલ કીટિંજવાળી ફોજ તેને મળી. ગોવિંદરાવની ફોજમાં ૮,૦૦૦ લઢનારા અને ૧૮,૦૦૦ છાવણી સાથે રહેનારા હતા. છાવણી સાથે રહેનારામાં ઘણાક પિંઢારા હતા. લૂંટનો અરધો ભાગ લેવાની સરતે પિંઢારા મરેઠા સરદારોની ફોજ સાથે રહેતા; મરેઠી ફોજના સરદારો સેનાપતિના તાબામાં હતા, તોપણ દરેક પોતાની ફોજ ઉપર સ્વતંત્ર અમલ ચલાવતો. આ ગોઠવણથી ઘણો ઘોટાળો થતો અને લશ્કરની કવાયત જેવી જોઇએ તેવી રહેતી નહીં. વધારે ઘોટાળો થવાનું કારણ એ હતું કે પિંઢારા લોકોની સાથે તેમનાં બૈરાં છોકરાં રહેતાં અને તેમનાં રાંધવાનાં વાસણ તથા લૂંટનો સામાન ઉપાડવાને બળદ તથા ઘોડાં મળીને લગભગ બે લાખ રાખવાં પડતાં; દરેક છાવણીમાં બજાર રહેતું, અને તેમાં રોકડથી અથવા માલને બદલે માલની ખરીદી થતી. છાવણીમાંથી નાની વસ્તુઓ પિંઢારા ચોરી લેતા અને દોસ્ત કે દુશ્મન કોઇને છોડતા નહીં. આથી એટલી બધી ગડબડ મચી રહેતી કે કવાયતી લશ્કર પણ પોતાનું કામ કરી શકતું નહીં.

બધી તૈયારીઓ કરી રહ્યા પછી કર્નલ કીટિંજ અને ગોવિંદરાવની

ફોજ દુશ્મન સામે જવા નિકળી. ૨૦ મી એપ્રીલે પહેલી લઢાઇ ઉસામલી આગળ થઈ તેમાં પુનાવાળી તથા ફતેહસિંગની ફોજને પાછું હઠવું પડયું. બીજી લઢાઈ ૧ લી મેએ વાત્રક આગળ થઇ તેમાં પણ પુનાવાળી ફોજને ખેડા તરફ હઠવું પડયું.

એકઠું મળેલું લશ્કર આગળ વધ્યું.

રાઘોબાએ માતર આગળ નદી ઉતરી અહીંથી પણ એ ફોજને હઠાવી કાઢી. આ વખતે દસ હજાર સ્વાર સાથે ખંડેરાવ ફતેહસિંગને મળ્યો, પણ તેજ વખતે હોલ્કર તથા સિંધિયા તેને છોડી દઇ જતા રહ્યા. દુશ્મનની ફોજમાં ઘોડેસ્વારો ઘણા હોવાથી, કર્નલ કીટિંજ, અત્યાર સુધી મેળવેલી ફતેહોમાં વધારો કરી શકયો નહીં. તેણે દક્ષિણ તરફ કુચ કરી અને રાઘોબા ચોમાસુ અમદાવાદ ગાળવા ધારતો હતો તેને સમજાવ્યો કે અમદાવાદના કરતાં પુના જવું એ સારૂં છે, કારણ કે ત્યાં રહેવાથી તમારા વિરૂદ્ધ ચાલતી ખટપટ તમારા જાણવામાં આવશે.

રસ્તામાં દુશ્મનોએ બે વાર હલ્લા કર્યા તેમાં જીત મેળવી રાઘોબાની ફોજ ૮ મી મેને રોજ નડીઆદ આવી પહોચી. આ વખતે નડીઆદ ખંડેરાવનું હતું અને એ ફતેહસિંગને મળી ગયો હતો તેથી રાઘોબાએ નડીઆદ ઉપર સાઠ હજાર રૂપિયાનો દંડ નાખ્યો. આ દંડની રકમ જૂદી જૂદી ન્યાતો ઉપર તેમની મગદુર પ્રમાણે ફાળવી નાખવામાં આવી. ભાટ લોકોને માથે જે રકમ આપવાનું આવ્યું તે આપવા તેઓએ ના પાડી અને જુલમગારને પાપ લાગે એટલા માટે માંહોમાંહે કપાઇ મુઆ. બ્રાહ્મણોએ પણ દંડ આપવાની ના પાડી અને પોતાની ન્યાતમાંની બે ડોસીઓને બજારમાં લાવી મારી નાખી. આ પ્રમાણે વ્યર્થ લોહી ઉછાળી, એ બંને ન્યાતોએ છેવટ દંડની રકમ ભરી દીધી. નડીઆદ ઉપર નાખેલો દંડ વસુલ કરવામાં રાઘોબાએ સાત દહાડા ખોયા અને છેવટે માત્ર ૪૦,૦૦૦ રૂપિયા લઇ શકયો.

૧૪ મી મેએ રાઘોબાએ દક્ષિણ તરફ કુચ જારી કરી અને ફતેહ-

સિંગની ફોજે અહિંતહિં હુમલા કર્યા છતાં, અડાસ સુધી આવી પહોચ્યો.

ફતેહસિંગની હાર. ૧૭૭૫.

અહિં રાઘોબાએ પ્રથમ હાર ખાધી હતી, અને આ વખત પણ તેની હાર થાય એવી સખત કતલ દુશ્મનોએ ચલાવી, પણ રાઘોબાની ફોજના પેદલની તથા તોપખાનાની ટુકડીએ એવો માર ચલાવ્યો કે ફતેહસિંહની ફોજને પાછું હઠવું પડયું; પછી વગર હરકતે રાઘોબા મહી સુધી આવી પહોચ્યો. કર્નલ કીટિંજની સલાહથી ફોજે ૨૭ મીએ ભરૂચ આવી છાવણી કરી અને ત્યાં જુનની આઠમી સુધી છાવણી રાખી.

જ્યારે કર્નલ કીટિંજે ભરૂચથી છાવણી ઉપાડી દક્ષિણ તરફ આગળ ચાલવાની તૈયારી કરી ત્યારે ભરૂચ પાસે નર્મદા ઓળંગવાને સવડ નહીં હોવાથી, બાબા પ્યારા આગળ નર્મદા ઓળંગવાના ઇરાદાથી તે એ તરફ જતો હતો, એવામાં તેને ખબર મળી કે પેશ્વાઇ ફોજનો સેનાપતિ હરિપંથ નદીને ઉત્તર તટે છાવણી કરી પડયો છે. હરિપંથની પાછલી ટુકડી ઉપર હુમલો કરવાના ઇરાદાથી કર્નલ કીટિંજે ઉતાવળે કુચ કરી, પણ હરિપંથને ખબર પડી ગઇ તેથી તેણે પોતાની ફોજ ત્યાંથી ખસેડી લીધી; તોપણ ઉતાવળમાં કંઇક સરંજામ અને થોડીક તોપો ત્યાં મૂકી જવાની તેને જરૂર પડી. પછી કર્નલ કીટિંજે ફતેહસિંગના ડભોઈ ગામ ઉપર હલ્લો કરવાને ઇરાદે, બાબા પ્યારાથી ઉત્તરે ચૌદ માઈલ દૂર છાવણી નાખી. હવે પુને જવાનો વિચાર માંડી વાળી, વડોદરા નજીક ચોમાસુ ગાળવાનો તેણે ઠરાવ કર્યો.

હરિપંથે, ગણેશપંથ નામનો એક મુખત્યાર ગુજરાતમાં રાખ્યો હતો તેને પકડી લાવવા રાઘોબાએ પોતાની ફોજમાં એક સરદાર અમીરખાનને મોકલ્યો. હરિપંથની ફોજની એક ટુકડી લઈ ગણેશપંથ અમદાવાદ તરફ જતો હતો તેને અમીરખાને પકડી પાડયો.

એ વખતે ડભોઇ એક બ્રાહ્મણ કારભારીના હવાલામાં હતું. કર્નલ

કીટિંજની ફોજ આવી પહોંચી કે તરત તે તાબે થયો. કર્નલ કીટિંજ ત્યાં છાવણી નાખી રહ્યો, પણ રાઘોબાએ ડભોઈમાંથી ત્રણ લાખ રૂપિયા ઉઘરાવી ડભોઈથી દસ માઈલ છેટે ઢાઢર નદી ઉપર ભીલાપુર ગામ છે ત્યાં છાવણી કરી. અહિંથી તેણે કર્નલ કીટિંજની મારફતે વડોદરામાં ફતેહસિંગ સાથે સલાહ કરવાના સંદેશા ચલાવ્યા. ફતેહસિંગ જાણતો હતો કે ગોવિંદરાવ વડોદરૂં લેવા તજવીજ ચલાવે છે તેથી તે પણ જેમ બને તેમ જલદી સલાહ કરી દેવા આતુર હતો.

કર્નલ કીટિંજ ડભોઇમાં, ૧૭૭૫.

આ કોલકરાર વખતે કેવી સરતો રજુ કરવામાં આવી હતી અને તેમાંથી કઇ કબુલ રહી હતી એ ચોકસ રીતે જાણવાને કંઇ સાધન નથી. ઈ. સ. ૧૮૦૨ માં ગવર્નર ડંકન સાહેબે પુનાના રેસિડંટને તેની એક નકલ મોકલાવી હતી, એ શિવાય આ કોલકરારનો બીજો લેખી દાખલો નથી. આ લેખ પ્રમાણે કોલકરારની મુખ્ય સરતો નીચે પ્રમાણે હતી:—ગોવિંદરાવને મળતું પેન્શન બંધ થાય, અને રાઘોબા પેશ્વા થયા તે પહેલાં તે જે સ્થિતિમાં હતો તે સ્થિતિમાં રહે; ભરૂચ ઉપર ગાયકવાડનો જે હક્ક હતો તે રાઘોબાએ લખી આપ્યા પ્રમાણે અંગ્રેજોને આપવાનું ગાયકવાડે મંજુર રાખવું; સુરત પાસે ચીખલી તથા વરીઆવ પ્રગણાં, અને નર્મદા ઉપરનું કોરલ પ્રગણું ગાયકવાડે અંગ્રેજોને તેમની દરમ્યાનગીરીના બદલામાં હમેશને માટે આપી દેવાં. પરન્તુ આ કોલકરાર મંજુર થાય તે પહેલાં, કર્નલ કીટિંજને પોતાની સરકાર તરફથી એવો હુકમ મળ્યો કે રાઘોબાને છોડી દઇ, પોતાની ફોજ સાથે તેણે અંગ્રેજી હકુમતના મુલકમાં આવતું રહેવું.

રાઘોબા અને ગાયકવાડ વચ્ચે કોલકરાર.

આ પ્રમાણે હુકમ થવાનું કારણ એ હતું કે મુંબાઇ સરકારે રાઘોબા સાથે ૬ ઠ્ઠી માર્ચને રોજ કરેલા કોલકરાર કલકત્તાની વડી સરકારે

રાઘોબા સાથેના કોલકરાર વડી સરકારે રદ કર્યા.

નાપસંદ કર્યા હતા અને તે "અધિકાર બહારના, ગેરવાજબી, અને નુકશાનકારક" હોવાનું જણાવી નામંજુર કર્યા હતા. રાઘોબા સાથેના કોલકરાર આ પ્રમાણે રદ થવાથી કર્નલ કીટિંજને એકદમ પાછો બોલાવી લેવામાં આવ્યો; અને વડી સરકાર તરફથી કર્નલ જૉન અપ્ટન નામનો એલચી પુના દરબાર સાથે સલાહ કરવા મોકલવામાં આવ્યો.

કર્નલ કીટિંજ ડભોઇથી ઉપડી ગયો.

જવાય એવો રસ્તો થયો કે તરત કર્નલ કીટિંજ ડભોઇથી સુરત જવા ઉપડયો. રાઘોબાએ તેની ઘણી આજીજી કરી તેથી હુકમ પ્રમાણે અંગ્રેજી હદમાં જવાને બદલે, સુરતથી વીસ માઇલ છેટે કડોદ આગળ તેણે છાવણી નાખી, અને કર્નલ અપ્ટન કેવા કરાર કરે છે તેની વાટ જોતો બેઠો. કર્નલ અપ્ટન ૨૮, ડિસેમ્બર, ૧૭૭૫ થી ૧, માર્ચ, ૧૭૭૬ સુધી પુનામાં રહ્યો તે દરમ્યાન પુરંધરનું

પુરંધરનું તહનામું, ૧૭૭૬.

તહનામું નક્કી થયું અને ૧, માર્ચ ૧૭૭૬ ને રોજ તેની ઉપર સહીઓ થઈ. આ તહનામામાં પેશ્વાનો હોદ્દો લખ્યો છે, પણ નામ લખેલું નથી. આ તહનામાની સરતો નીચે પ્રમાણે હતીઃ—"ઇંગ્લિશ કંપની તરફ પોતાની દોસ્તી" બતાવવા પેશ્વાએ ભરૂચની ઉપજનો લાગો તથા તેની પાસેનો પ્રદેશ અંગ્રેજને આપવો; લઢાઈના ખર્ચના બદલામાં બાર લાખ રૂપિયા આપવા; સાષ્ટી ટાપુ અંગ્રેજો રાખે અથવા વર્ષે ત્રણ લાખ ઉત્પન્ન થાય એવો બીજો મુલક મળે ત્યારે પાછો આપી દે; જો પુના સરકાર સાબિત કરી આપે કે પુનેથી અખત્યાર મળ્યા વિના અંગ્રેજોને મુલક આપી દેવાનો ફતેહસિંગને અધિકાર નહોતો, તો ફતેહસિંગે આપેલાં પ્રગણાં અંગ્રેજો પાછાં આપે; ૬ ઠી માર્ચના કોલકરાર રદ છે એમ સમજવું; રાઘોબાને માટે એવું ઠર્યું કે તે પોતાની ફોજને રજા આપી પેન્શન લે અને ગોદાવરી ઉપર કોપરગામમાં રહે. પણ જો તે સામો થાય તો અંગ્રેજોએ તેને મદદ કરવી નહીં. પરન્તુ તેને આ તહ-

નામાની ખબર પડી ત્યારે પેન્શન લેવાની તેણે ના પાડી. કલકત્તાની વડી સરકાર સાથે મુંબાઈ સરકારનો સંબંધ રાઘોબાના સમજવામાં નહોતો, તેથી તેણે મુંબાઇ સરકારને જણાવ્યું કે જોઇએ તો એથી પણ વધારે મુલક લો પણ મને મદદ કરો. પણ જ્યારે તેને જણાવવામાં આવ્યું કે વડી સરકારના હુકમ વિરૂદ્ધ તેને મદદ થઇ શકે નહીં, ત્યારે તે માંડવી

રાઘોબા સુરતમાં, ૧૭૭૯.

હતો ત્યાંથી બસેં માણસ સાથે સુરત આવી રહ્યો. તેની બાકીની ફોજે ચઢેલો પગાર લેવાને નિમિત્તે સુરત આગળ પડાવ નાખ્યો; પણ એ ફોજ શા માટે પડી રહી હશે એ શક ભરેલું લાગતું હતું તેથી, તથા તેને વિખેરી નાખવા પુનેથી હરિપંથ મોટી ફોજ લઇ આવે છે એવી ખબર આવી પહોચી તેથી અંગ્રેજોએ પોતાની બધી ફોજ સુરત અને ભરૂચમાં રાખી મજબૂતિ કરી રાખી.

કર્નલ અપ્ટને પેશ્વા તરફથી રાઘોબાને જણાવ્યું કે પેશ્વા તમને વધારે પેન્શન આપશે અને તમારી મરજી હશે તો તમને કાશીમાં રહેવા દેશે, તોપણ રાઘોબાએ માન્યું નહીં. પછી તે મુંબાઇ નાશી ગયો અને અંગ્રેજ સરકાર તરફથી મહિને મહિને મળતા પેન્શન ઉપર રહ્યો.

કોર્ટ ઓફ ડિરેકટરોએ, ૬ માર્ચ ૧૭૭૫ના કોલકરાર મંજુર કર્યાનો હુકમ ૧૭૭૬ ના ઓગષ્ટની ૨૦ મી તારીખે આવી પહોચ્યો, તે ઉપરથી મુંબાઈ સરકારે પ્રથમ તો એમ ધાર્યું કે રાઘોબાએ આપેલો મુલક રાખી લેવાને એ મંજુરીથી અધિકાર મળે છે; પણ વધારે વિચાર કરતાં તેમનો મત એવો થયો કે કોર્ટ ઓફ ડિરેકટરોએ ૫ એપ્રીલ ૧૭૭૬ ને રોજ મંજુરીની સહી કરી તે પછી પુરંધરનું તહનામું કલકત્તા સરકારે મંજુર રાખ્યું હતું તેથી, પુરંધરનું તહનામું અમલમાં આવ્યા પછી માર્ચ ૧૭૭૫ ના કોલકરાર કાયમ રહ્યા છે એમ કહી શકાય નહીં.

પુરંધરના તહનામા પ્રમાણે અમલ કરાવવા સારૂ, સંન ૧૭૭૬ ની સાલ આખરે કર્નલ અપ્ટનની જગોએ મી. મોસ્ટીન નામના અમલદારને

પુનામાં ભાંજગડ, ૧૭૭૭.

પુના દરબારમાં એલચી તરીકે મોકલવામાં આવ્યો. ૧૭૭૭ ના માર્ચમાં મી. મોસ્ટીન પુને આવી પહોચ્યો, અને મુલક બક્ષીસ આપવાની બાબતમાં ગાયકવાડને પેશ્વા સાથે કેવો સંબંધ છે તેની ભાંજગડ ચલાવી. પેશ્વાના પ્રધાનો એવી તકરાર લાવ્યા કે પેશ્વા તરફથી ગાયકવાડ ગુજરાતનો માત્ર વહિવટ ચલાવે છે અને બધી રીતે પેશ્વાનો તાબેદાર છે, માટે પેશ્વાની મંજુરી વગર તેનાથી પારકાં રાજ્ય સાથે કોલકરાર થઈ શકે નહી. પેશ્વાનો તાબેદાર હોવાની ફતેહસિંગ ગાયકવાડે ના પાડી નહીં, પણ મુલક બક્ષીસ આપવાનો તેને હક્ક છે કે નહીં એ પ્રશ્ન ઉઠાવી, એવી તકરાર રજુ કરી કે, રાઘોબા પોતાનો કરાર પાળી શક્યો નથી, માટે મેં આપેલો મુલક મને પાછો આપવો જોઇએ. આ પ્રશ્ન ઉપર કેટલાક દહાડા તકરાર ચાલી; પણ આખરે તાબેદારીનો પ્રશ્ન તો રહ્યોજ નહીં, કારણ કે ૧૭૭૮ ના ફેબ્રુઆરીમાં ફતેહસિંગે ચઢેલી ખંડણી આપી દીધી અને પેશ્વાના પ્રધાનો તથા તેમના માનીતાઓને નજરાણાં કરી સેનાખાસખેલનો ખિતાબ પેશ્વા તરફથી મેળવી, ધારણ કર્યો. આ પ્રમાણે થવાથી ગોવિંદરાવનો દાવો રદ્દ બાતલ થયો.

અકટોબર મહિનામાં કોર્ટ ઓફ ડાયરેક્ટરો તરફથી લખાણ આવ્યું તેમાં પુરંધરના કોલકરાર તરફ નાપસંદગી બતાવવામાં આવી હતી, પણ બન્યું ના બન્યું થાય નહીં એ ધોરણે તે મંજુર રાખવામાં આવ્યા હતા. તોપણ એ લખાણમાં એવી સૂચના કરવામાં આવી હતી કે જો પેશ્વાના પ્રધાનો આપણને ઉડાવવાનો જવાબ આપે તો ૧૭૭૫ માં કરેલા કોલકરારને ધોરણે રાઘોબા સાથે ફરીથી કોલકરાર કરવા.

ઈ. સ. ૧૭૭૮ ના નવેમ્બરમાં એવી ખબર આવી કે પુનાના પ્રધાનો ફ્રેન્ચ લોકો સાથે ખટપટમાં છે; તે ઉપરથી મુંબાઇ સરકારે, રાઘોબા સાથે

રાઘોબા સાથે નવા કોલકરાર. ૧૭૭૮.

નવા કોલકરાર કરવાની તજવીજ કરી. રાઘોબા હજી મુંબાઇમાંજ હતો. ૧૭૭૫ માં લખી આપેલી સરતો તેણે કબુલ રાખી અને તેને

પેશ્વાઇની ગાદી ઉપર બેસાડવા સારૂ અંગ્રેજોને જે ફોજ મોકલવી પડે તેના ખર્ચની જામીનગીરીમાં પ્રથમની પેઠે વલસાડ, અંકલેશ્વર વગેરે પ્રગણાં આપવાનું કબુલ કર્યું; પણ તેની સાથે એવી સરત કરાવી લીધી કે એ પ્રગણાંની વસુલાત મારાં માણસ ઉઘરાવે; જ્યારે ખર્ચની પૂરેપૂરી રકમ હું ન આપી શકું ત્યારેજ એ પ્રગણાંનો કબજો અંગ્રેજોને મળે.

૧૭૭૮ ના નવેમ્બરની ૨૨ મી તારીખે કર્નલ ઇગરટનની સરદારી નીચે ફોજ મુંબાઇથી નિકળી. પણ એ ફોજથી રાઘોબાના લાભનું કંઈ થઈ શક્યું નહીં. માધાજી સિન્ધિયા, જે પેશ્વાના પ્રધાન નાના ફડનવીસની સહાયમાં હતો, તેણે ચોતરફથી અંગ્રેજી ફોજને સતાવી અને પુને પહોચતા પહેલાંજ ૧૬ મી જાનેવારી ૧૭૭૯ ને રોજ ભડગામ આગળ સુલેહ કરવાની ફરજ પાડી. આ સુલેહથી એવું ઠર્યું કે સાષ્ટી, ઉરણ, અને બીજા ટાપુઓ તથા માધવરાવ પેશ્વાના વખત પછીજ બીજો મુલક અંગ્રેજોએ લીધો હોય તે પાછો આપવો; અને રાઘોબા સિંધિયાને હવાલે સોંપી દેવો. વળી સિંધિયા સાથે એક જૂદો કરાર કરી તેને ભરૂચ આપી દેવાનું કબુલ કરવામાં આવ્યું.

ભડગામનું તહનામું, ૧૭૭૯.

આ કોલકરાર મુંબાઈ સરકારે પસંદ કર્યાં નહીં તોપણ પુના દરબારથી સિંધિયાને છૂટો પાડવાની મતલબથી સિંધિયાને ભરૂચ આપવા પુરતી સરત મંજુર રાખવા મુંબાઇ સરકાર ખુશી હતી. મુંબાઇના ગવર્નર મી. હોર્નબીએ વડી સરકારને એવી ભલામણ કરી કે એકલા ફતેહસિંગ સાથે નવા કોલકરાર કરી તેને પેશ્વાની તાબેદારીમાંથી છૂટો કરવો અને ગાયકવાડ કુટુંબમાં ચાલતા કજીઆનો અંત લાવવો. વડોદરા રાજ્યના મુખ્ય તરીકે ફતેહસિંગ સાથે કોલકરાર કરવાનું વડી સરકારે પસંદ કર્યું; પણ તેના કુટુંબના કજીઆમાં ભાગ લેવાની વાત ના પસંદ કરી કાઢી; અને જણાવ્યું કે ગુજરાતમાં પેશ્વાનો હિસ્સો છે તે જીતાય તો જીતી લેવો.

ગાયકવાડ સાથે કોલકરારની તજવીજ.

આ પહેલાં વડી સરકારે જનરલ ગાર્ડને ફોજ લઈ મુંબઈ સરકારની મદદે મોકલ્યો હતો અને તે વડી સરકાર તથા મુંબાઈ સરકાર તરફથી પુના દરબાર સાથે કોલકરારની મસલતમાં હતો.

જનરલ ગાર્ડ.

રાઘોબાને પ્રથમ સિંધિયાના હવાલામાં સોંપ્યો હતો પણ તે પહેરામાંથી છટકી આ અરસામાં ભરૂચ આવ્યો. નાનાફડનવીસ અને અંગ્રેજોએ વચ્ચે અણબનાવ કરાવવા કદાચ સિંધિયાએ તેને જાણીબુજી છોડી મૂક્યો હશે. જનરલ ગાર્ડે જુનની ૧૨ મી તારીખે તેને પોતાના આશરામાં લીધો પણ તેની સાથે કોઈ પ્રકારના કોલકરાર કર્યા નહીં. એ સાલનું ચોમાસુ પુરૂં થતાં અંગ્રેજોને એવી ખબર મળી કે પેશ્વા, નિઝામ, અને માઇસોરનો હૈદરઅલી એ ત્રણે જણ અંગ્રેજોની સામે થવા એકત્ર થયા છે. આ અરસામાં નાના ફડનવીસે જનરલ ગોડર્ડને એવું જણાવ્યું કે પ્રથમ સાલસેટ ટાપુ આપો તથા રાઘોબા અમારે હવાલે સોંપી દો તો સલાહની વાત કરીએ. આ કહેણથી ચાલતી અફવાને ટેકો મળ્યો. જનરલ ગોડર્ડે નાના ફડનવીસને કંઇ જવાબ ન આપતાં વિશેષ મદદ મંગાવી અને મુંબાઈ સરકારના વિચાર પ્રમાણે ફતેહસિંગ ગાયકવાડ સાથે કોલકરાર કરવાના સંદેશા ચલાવ્યા. પણ ફતેહસિંહને બીક લાગી કે હું અંગ્રેજો સાથે કોલકરાર કરી સ્વતંત્ર થવા તજવીજ કરીશ તો પેશ્વાની ફોજ મારી ઉપર ચઢી આવશે, તેથી કોલકરાર કરવાની તેણે આનાકાની કરી.

અંગ્રેજો વિરૂદ્ધ તજવીજ, ૧૭૮૦.

ગાર્ડે ડભોઇ લીધું, ૧૭૮૦.

એ ઉપરથી જનરલ ગોડર્ડે ૧૭૮૦ ના જાનેવારીની પહેલી તારીખે ડભોઇમાં પેશ્વાની ફોજ હતી તે ઉપર ધસારો કર્યો; ભરૂચના અંગ્રેજોએ મરેઠા અમલદારોને હાંકી મૂકી, અંકલેશ્વર, હાંસોટ અને આમોદ કબજામાં લઇ લીધાં. જાનેવારીની વીસમી તારીખે પેશ્વાની ફોજે ડભોઈ ખાલી કર્યું, ત્યારે ગોડર્ડના કહેવા

ફતેહસિંગ ગાયકવાડ સાથે કોલકરાર, ૧૭૮૦.

પ્રમાણે કોલકરાર કરવા ફતેહસિંહે મરજી બતાવી અને જાનેવારીની ૨૬ મી તારીખે કોલકરાર ઉપર સહી કરી. આ કોલકરારમાં મુખ્ય સરતો એ હતી કે પેશ્વાને ગુજરાતમાંથી સમુળગો બાદ કરવો; વસુલાત કરવામાં ઘોટાળો થાય નહીં એટલા માટે મહીની ઉત્તરનો બધો મુલક ફતેહસિંગે લેવો; તાપી નદીની દક્ષિણનો મુલક, તથા સુરતની ઉપજમાં ગાયકવાડને જે હિસ્સો મળતો તે અંગ્રેજ લે. પેશ્વાને ખંડણી નહીં આપવાથી પેશ્વા સામે થાય તો અંગ્રેજોએ ફતેહસિંગને મદદ કરવી અને એ મદદના બદલામાં ફતેહસિંગે સીનોર પ્રગણું તથા ભરૂચની આસપાસનાં ગાયકવાડી ગામ અંગ્રેજોને આપવાં; પણ અમદાવાદ જીતી, ફતેહસિંગને કબજે સોંપવામાં ન આવે ત્યાંસુધી આ મુલક અંગ્રેજોએ લેવો નહીં; અને ગાયકવાડનાં ત્રણ હજાર ઘોડાં અંગ્રેજોની મદદમાં રહે.

પેશ્વા સાથે લઢાઈ શરૂ કરવામાં રાઘોબા સંબંધી કંઈ સંબંધ બતાવવામાં આવ્યો નહોતો, પણ પેશ્વા પોતાના કોલકરાર પ્રમાણે ચાલતો નથી એવો સબબ બતાવવામાં આવ્યો હતો. રાઘોબાને અંગ્રેજોએ પોતાના આસરા નીચે રાખી પેન્શન બાંધી આપ્યું હતું. જેમ્સ ફોર્બ્સ નામના મુલકી અમલદારને થોડી ફોજ સાથે ડભોઇનો કબજો સોંપી, અને પોતાની ફોજ તથા ફતેહસિંહ તરફથી મળેલાં મદદનાં ત્રણ હજાર ઘોડાં લઈ જનરલ ગોડર્ડ અમદાવાદ તરફ રવાના થયો.

ગોડર્ડે અમદાવાદ આગળ પાંચ દહાડા છાવણી રાખી ફેબ્રુઆરીની પંદરમી તારીખે છાપો મારી અમદાવાદ શહેર લીધું. કંપની સરકારના

જનરલ ગોડર્ડે અમદાવાદ લીધું ૧૭૮૦.

નામની તેણે શહેરમાં દવાઇ ફેરવી અને શહેરના મુખ્ય મુખ્ય લોકોની ભેટ લીધી. આ પ્રમાણે અમદાવાદનો કબજો લઇ અંગ્રેજી ફોજ વડોદરા તરફ આવવા નિકળી એટલામાં એવી બાતમી આવી કે હોલ્કર તથા સિંધિયા નર્મદા નદી ઉતરી પાવાગઢ નજીક આવી પહોંચ્યા છે અને ત્યાંથી ડભોઇ જવાના છે.

ડભોઈમાં મી. જેમ્સ ફોર્બ્સે બચાવને માટે બનતી તજવીજ કરી રાખી, પણ જનરલ ગોડર્ડ આવી પહોચ્યાની ખબર સાંભળી, હોલ્કર અને સિંધિયા આવ્યા નહીં. સિંધિયાએ સલાહ કરવા સંદેશા ચલાવી એવી માગણી કરી કે રાઘોબા મને સોંપો એટલે એને માટે મેં ઝાંસીમાં જાગીર રાખી છે તે એને હું આપીશ; અને રાઘોબાના દીકરા બાજીરાવને પેશ્વા માધવરાવનો પ્રધાન બનાવો. બાજીરાવ સગીર ઉમ્મરનો હતો તેથી પેશ્વાની રાજ્યસત્તા પોતાને હસ્તક રાખવાનો સિંધિયાનો મનસુબો હતો. પણ સિંધિયાની એ માગણી ગોડર્ડે કબુલ કરી નહીં. રાઘોબા પોતાની ખુશીથી જ્યાં જવું હોય ત્યાં જાય તેમાં ગોડર્ડને કંઈ હરકત નહોતી, પણ તેની મરજી વિરૂદ્ધ તેને કોઈ ઠેકાણે મોકલવાને તે રાજી નહોતો. સિંધિયાને ખબર નહોતી કે અંગ્રેજો હવે પેશ્વા સામે લઢતા હતા તે રાઘોબાને માટે નહીં, પણ પોતાને માટેજ લઢતા હતા. સિંધિયા સાથે કોલકરારના સંદેશા ચલાવવાનું બંધ કરી ગોડર્ડે તેની પાછળ પડી તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે એ પ્રમાણે નસાડયો. પછી ગોડર્ડ ચોમાસાને માટે છાવણીની તજવીજ કરતો હતો એવામાં તેને બાતમી મળી કે મરેઠાઓએ સુરત અઠાવીસીના કેટલાક ભાગમાં લુંટ ચલાવી છે, તેથી લેફ્ટેનન્ટ વેલ્સને કેટલીક ફોજ સાથે તેણે એ તરફ મોકલ્યો. અને પોતે નર્મદા ઉપર રહ્યો. વેલ્સે મરેઠા લુંટારૂઓને પાછા વાળ્યા, અને પારનેરા, ઇંદરગઢ અને બગવાડા એ ત્રણ કિલ્લા કબજે કર્યા.

**સિંધિયા અને હોલ્કરને પાછા કાઢયા.**

ચોમાસા પછી મેજર ફોર્બ્સને ગુજરાતની ફોજ સોંપી જનરલ ગોડર્ડ વસાઈને ઘેરો ઘાલવા ગયો. ફોર્બ્સે એક ટુકડી ફતેહસિંગના બચાવ માટે અમદાવાદ મોકલી અને એક ભરૂચ મોકલી. વળી બે ટુકડીઓ સીનોરમાં રાખી, અને ફોજનાં થોડાં માણસ ડભોઈમાં રાખ્યાં.

સિંધિયાએ ૧૭૮૧ માં સીનોર ઉપર હલ્લો કર્યો પણ ફોર્બ્સે તે લેવા

સીનોર ઉપર સિધિયાનો હલ્લો, ૧૭૮૧.

દીધું નહીં. આ પછી સિંધિયા પોતાના મુલકના બંદોબસ્તમાં રોકાયો તેથી ગુજરાતમાં ફોજ મોકલી શકયો નહીં.

અંગ્રેજોને કોકણ તથા દક્ષિણમાં પેશ્વા સાથે લઢાઇઓ ચાલતી હતી, તેનો સાલબૈનું તહનામું થવાથી ૧૭૮૨ માં અંત આવ્યો. આ તહનામાથી

સાલબૈનું તહનામું, ૧૭ મે, ૧૭૮૨.

એવું ઠર્યું કે, અંગ્રેજો સાષ્ટી, એલીફન્ટા, કરંજા, હોગ ટાપુ, અને ભરૂચ રાખે, પણ વસાઇ અને પુરંધરના તહનામા પછી મેળવેલો બીજો પ્રદેશ પાછો આપે; રાઘોબાને પેશ્વા દરમાસે પચીસ હજાર રૂપિયાનું પેન્શન આપે અને તે પોતાની મરજીમાં આવે ત્યાં રહે; ૧૭૮૫ માં રાઘોબા સામે લઢાઈ ચાલતા પહેલાં ફતેહસિંગરાવ ગાયકવાડને તાબે જેટલો મુલક હતો તેટલો રહે; દરમ્યાન કોઇએ હક્કથી અગર ગેરહક્કથી ખંડણી માગી હોય અગર લીધી હોય, તેનો હવે દાવો કરવો નહીં. રાઘોબા કોપરગામ જઈ રહ્યો અને ત્યાં થોડે મહિને મરણ પામ્યો. સન ૧૭૭૯ માં અંગ્રેજોનો પરાભવ થયા પછી ભડગામ આગળ તહનામું થયું હતું તે વખતે મહાદજી સિંધિયાએ જે અંગ્રેજોને ઓળખમાં રાખ્યા હતા તેમના પ્રત્યે એકંદરમાં હમેશ હિતબુદ્ધિ બતાવી હતી, તેથી તેના ઉપકાર તરીકે અંગ્રેજોએ આ વખત ભરૂચ સિંધિયાને આપી દીધું. ભરૂચનો કબજો લેવાને સિંધિયાએ ભાસ્કરરાવ નામના કારભારીને મોકલ્યો, તેને ઇ. સ. ૧૭૮૩ ના જુલાઇની ૯ મી તારીખે અંગ્રેજોએ ભરૂચ સોંપી દીધું. ભરૂચ, ડભોઇ, સિનોર વગેરે પ્રગણાં અંગ્રેજોના હાથમાં હતાં તે ઉપર જણાવેલા કરારોને લીધે મરેઠાઓના હાથમાં ગયાં તેથી લોક ઘણા દિલગીર થયા; કારણ કે મરેઠાઓ તરફથી તેમને ઘણો જુલમ તથા ત્રાસ સોસવો પડતો તેને બદલે અંગ્રેજના ઇનસાફી અમલમાં તેમણે સર્વ પ્રકારનું સુખ અનુભવ્યું હતું.

આ પછીનાં ૭ વર્ષમાં ગુજરાતમાં રાજકીય અગત્યની કંઈ બીના

બની નથી. એ અરસામાં ગુજરાતનો રાજ્યકારભાર ઘણો ખરો ગાયકવાડ-નીજ સત્તામાં હતો.

સન ૧૭૮૯ માં ફતેહસિંગરાવ ગાયકવાડ રાજમહેલની મેડી ઉપરથી પડી જવાથી મરણ પામ્યો. તેના મરણ પછી સયાજીરાવના વાલી તરીકેની તેની જગો તેના નાના ભાઈ માનાજીએ લીધી.

ફતેહસિંહનું મરણ ૧૭૮૯.

ગોવિંદરાવ ગાયકવાડ આ વખતે દક્ષિણમાં હતો. ફતેહસિંગના મરણની ખબર મળતાંજ પોતાનો દાવો બતાવવા તે પુને ગયો અને પેશ્વા દરબારને પોતાના હક્ક બાબત અરજી કરી; પરન્તુ માનાજીએ ૩,૧૩,૦૦૦ રૂપિયાનું નઝરાણું આપ્યું અને ફતેહસિંગની કારકીર્દીમાં પેશ્વાની ખંડણીનું ૩૬ લાખ રૂપિયાનું લેણું નિકળતું હતું તે આપવા કબુલ કર્યું તેથી પેશ્વા દરબારે માનાજીને ગાદીનો વારસ તથા વહિવટદાર ઠરાવ્યો, અને ગોવિંદરાવનો દાવો રદ્દ કર્યો. પરન્તુ પેશ્વાનો ન્યાય મહાદજી સિંધિયાને પસંદ પડ્યો નહીં. ગોવિંદરાવે પોતાના પુત્ર આનંદરાવને સિંધિયાની કુંવરી સાથે પરણાવવાનું કહ્યું, અને ત્રણ લાખ રૂપિયા આપવા જણાવ્યું તેથી સિંધિયાએ ગોવિંદરાવનો પક્ષ લીધો, અને ગોવિંદરાવનો પુત્ર કાન્હોજી વડોદરા તરફ આવતો હતો તેની મદદમાં ભરૂચથી પોતાની ફોજ મોકલી. માનાજીએ અંગ્રેજ સરકારને જણાવ્યું કે ગોવિંદરાવે જે પગલાં ભર્યા છે તે ૧૭૮૦ના કોલકરાર વિરૂદ્ધ છે માટે મને મદદ કરો. પરન્તુ પાછળથી થએલા સાલબૈના તહનામાથી ૧૭૮૦ નું તહનામું રદ છે એમ જણાવી અંગ્રેજ સરકારે દરમ્યાનગીરી કરવા ના પાડી. એમ છતાં તેમણે પુના દરબારને સૂચના કરી કે બંને વચ્ચે સમાધાન થાય તો ઠીક; નાના ફડનવીસ સમાધાન કરાવવાની તજવીજ ચલાવતો હતો પણ મહાદજી સિંધિયાની શિખવણીથી ગોવિંદરાવ કબુલ થયો નહીં.

આ તકરારનો કોઈ રીતે નિકાલ થતા પહેલાં માનાજી ઈ. સ. ૧૭૯૩

માનાજીનું મરણ ૧૭૯૩.

ના ઓગસ્ટમાં મરણ પામ્યો. આ બનાવ બન્યા પછી ગાયકવાડ કુળમાં એવી ખટપટો જાગી કે જેથી એ કુળની સત્તા વધારે કમી થઇ.

માનાજીના મરણ પછી ગોવિંદરાવ એકલો દાવાદાર રહ્યો, પણ તેને પેશ્વા દરબાર તરફથી વડોદરે જવાની પરવાનગી મળી નહીં. નાના ફડનવીસનો ઇરાદો એવો હતો કે તે પાછલા બધા કરાર કબુલ કરે અને તાપીની દક્ષિણનો મુલક તથા સુરતની ઉપજનો ભાગ પેશ્વાને લખી આપે ત્યારે તેને છોડવો. પરન્તુ એ પ્રમાણે કરવું એ સાલબૈના તહનામા વિરુદ્ધ છે એમ ગોવિંદરાવના તરફથી વચમાં પડી અંગ્રેજ સરકારે તકરાર બતાવી, તે ઉપરથી છેવટે ગોવિંદરાવને વડોદરે જવાની પરવાનગી મળી; અને ૧૯ મી ડિસેમ્બર સન ૧૭૯૩ ને રોજ વડોદરે આવી તેણે રાજ્યકારભાર પોતાને હસ્તક લીધો. તેનો પુત્ર કાન્હોજી તેના સામે થયો, પણ ગોવિંદરાવે તેનાં માણસોને ફોડી તેને કેદમાં નંખાવ્યો.

ગોવિંદરાવ ગાયકવાડ.

એ પછી બે વર્ષ ગુજરાતમાં શાન્તિ રહી. ઈ. સ. ૧૭૯૬ માં રાઘોબાનો પુત્ર બાજીરાવ પેશ્વા થયો. તેણે દસ વર્ષના પોતાના નાના ભાઇને ગુજરાતનો સુબેદાર નિમ્યો; નાયબ નિમીને કામ ચલાવવાની પદ્ધત મુસલમાનોની પેઠે મરેઠાઓમાં પણ હતી, તેથી બાજીરાવના સગીર ભાઇની વતી આબા શેલુકર નામનો માણસ ગુજરાતનો નાયબ સુબેદાર નિમાયો. નાના ફડનવીસે બાજીરાવને પેશ્વા તરીકે કબુલ રાખેલો નહીં તેથી દૌલતરાવ સિંધિયાએ તેને કેદ કર્યો તેની સાથે આબા શેલુકરને પણ કેદ કર્યો.

આબા શેલુકર, ગુજરાતમાં પેશ્વાનો નાયબ સુબેદાર, ૧૭૯૬.

દસ લાખ રૂપિયા આપવાના કબુલ કરી આબા શેલુકર ૧૭૯૭ માં છૂટયો અને તે એકઠા કરવાને અમદાવાદમાં પોતાની સુબેદારની જગો ઉપર આવ્યો.

૧૭૯૭.

ગોવિંદરાવ ગાયકવાડ, નાના ફડનવીસની પક્ષનો છે એમ ધારી તેને નરમ પાડવા બાજીરાવ ચહાતો હતો તેથી ગોવિંદરાવ ગાયકવાડ અને આબા શેલુકર વચ્ચે ટંટા ચાલે તેમાં બાજીરાવ રાજી હતો. ટંટાનું કારણ થોડા વખતમાંજ બન્યું. દસ લાખ રૂપિયાને માટે સિંધિયાએ આબા શેલુકર ઉપર તગાદો કર્યો; તેથી શેલુકરે રૂપિયા કઢાવવાને અમદાવાદના લોકો ઉપર ઘણો જુલમ કર્યો. એના જેવો જુલમી માણસ અમદાવાદમાં કદી આવ્યો નહોતો; અમદાવાદમાં અદાલત નામથી ઓળખાતું મકાન શેલુકરે લોકોનાં ઘર તોડી પાડી તેના કાટમાળથી તથા જોરજુલમથી અને લોકોના પૈસાથી બંધાવેલું હોવાનું મશહુર છે. મોટા મોટા શ્રીમંત લોકોને તે પોતાના તાબામાં હોદ્દાની નોકરીમાં રાખતો અને પછી તેમના ઉપર એકાદ ભયંકર આરોપ મૂકી તેમને તોપને મોઢે ઉડાવી દેતો અને તેમનાં ઘરબાર લૂંટી લેતો. શેલુકરે લોકો ઉપર અનેક પ્રકારના વેરા નાખ્યા તથા હરેક પ્રકારે લોકોને દંડ્યા. રેંટીઓ કાંતનારીને પણ તેણે બાકી મૂકી નહીં; તોપણ તેના તાબાના મુલકમાંથી સિંધિઆને આપવાના દસ લાખ રૂપિયા પુરા થયા નહીં તેથી તેણે ગાયકવાડના તાબામાંના ગામોમાંથી પણ નાણું કઢાવ્યું. આથી કરીને ગોવિંદરાવ ગાયકવાડ સાથે તેને વેર ઉત્પન્ન થયું. ગોવિંદરાવે શેલુકર સામે લઢવાની તૈયારી કરી અને સુરતના અંગ્રેજ અધિકારીની મદદ માગી.

**આબા શેલુકર અને ગોવિંદરાવ ગાયકવાડ વચ્ચે તકરારો.**

સુરતનો નવાબ પોતાના મુલકનો બંદોબસ્ત રાખી શકતો નહીં એટલુંજ નહીં પણ રૈયત ઉપર ઘણો જુલમ કરતો. ૧૭૯૯માં નવાબ નિઝામુદ્દીનખાન મરી ગયો અને તેની જગોએ તેનો ભાઈ નાસિરૂદ્દીન નવાબ થયો. ઈ. સ. ૧૮૦૦ માં મુંબાઇનો ગવર્નર ડંકન સાહેબ સુરત આવ્યો અને નવાબ સાથે એવો બંદોબસ્ત કર્યો કે અંગ્રેજ સરકારે નવાબના મુલકની વસુલ જમા કરવી અને દિવાની ફોજદારી કામ પણ કરવું; એ સંબંધે

**સુરતનો કુલ વહિવટ અંગ્રેજોને મળ્યો, ૧૮૦૦.**

જે ખર્ચ થાય તે વજા કરતાં બાકી જે ઉપજ રહે તેમાંથી પાંચમો હિસ્સો નવાબને આપવો અને તે ખાઈ નવાબે બેસી રહેવું. સુરત મળ્યા પછી તેની આસપાસનો મુલક તથા સુરત શહેર અને પ્રગણાની ઉપજમાંનો ગાયકવાડનો હિસ્સો મેળવવાને ગવર્નર ડંકન આતુર હતો, તેથી તે આપવા તેણે ગોવિંદરાવ ગાયકવાડને કહ્યું; ગોવિંદરાવ જાણતો હતો કે સાલબૈનું તહનામું થયા પછી તેની પાસેથી કે અંગ્રેજ કોઇથી કંઇ મુલક લેવાય નહીં, તોપણ તેણે ડંકન સાહેબને જણાવ્યું કે પેશ્વા પાસેથી તેની માગણી કરો.

આ ભાંજગડમાં અંગ્રેજ સરકાર તરફથી ગોવિંદરાવને મદદ મળી નહીં, એટલે તેણે કોઇની મદદની પરવા ન રાખતાં શિવરામ ગાડદી નામના પોતાના એક શૂરા સરદારને ફોજ આપી, શેલુકર સામે અમદાવાદ મોકલ્યો. શિવરામ ગાડદીએ અમદાવાદ જઈ ગાયકવાડની હવેલીનો કબજો કર્યો. ગાયકવાડની હવેલીમાં ગાયકવાડનો સુબેદાર રહેતો હતો, પણ શેલુકરે તેને કાઢી એ જગો પોતાને તાબે કરી લીધી હતી. શિવરામ ગાડદીએ ગાયકવાડની હવેલી પાછી લીધી એટલુંજ નહીં, પણ ભદર પેશ્વાને તાબે હતું તે પણ લીધું. આથી શેલુકરે, ડાકોરમાં તથા કાઠીઆવાડમાં પોતાની ફોજ હતી તે બોલાવી અને ગાયકવાડના સરદાર સામે સામનો ચલાવ્યો, પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં અને છેવટે તેને કિલ્લામાં ભરાવું પડયું. શિવરામ ગાડદીએ થોડા દિવસ એમને એમ જવા દીધા.* આ પ્રમાણે શાન્તિ જોઈ, શેલુકરે કિલ્લામાં પોતાનો વખત અનેક પ્રકારની ગમ્મતો તથા મોજમઝામાં કાઢયો. દુશ્મન બહાર શું કરે છે, તે કેવા વેંતમાં છે એ વગેરેની તપાસ ન રાખતાં શેલુકર નાચ, ગાયન તમાસા વગેરેમાં પોતાનો વખત ગુમાવવા લાગ્યો. આ સંધિ જોઈ શિવરામ ગાડદીએ એકદમ કિલ્લાને ઘેરો ઘાલી અંદર પ્રવેશ કર્યો અને તાબડતોબ

શેલુકર હાર્યો અને કેદ પકડાયો, ૧૭૯૮.

* એ માણસ કામનો ઠંડો હોય એમ જણાય છે. લોકોમાં એવી કહેવત ચાલે છે કે "શિવરામ ગાડદી, ને જ્યાં પડયા ત્યાં એ મહિના ને બાર દી."

શેલુકરને કેદ કર્યો. એવું કહેવાય છે કે શેલુકર કેદ પકડાયો તે વખતે પણ તે વારંગનાઓનું ગાયન સાંભળતો હતો. તેનો રોફ એટલો હતો કે તેને બેડીઓ ઠોકવાને લૂહાર બોલાવ્યા તે પણ બેડીઓ ઠોકતાં ધ્રુજવા લાગ્યા. શેલુકરે ગાયકવાડની હવેલી લેતાં ગુજરાત ખોયું, તે ઉપરથી 'હાથમાં દંડો બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ.' એવી કહેવત ચાલી છે. શેલુકરને બોરસદમાં સાત વર્ષ કેદ રાખવામાં આવ્યો અને આખરે અંગ્રેજ સરકારે છોડયો.

ગુજરાતમાં પેશ્વાના હક્કનો ગાયકવાડને ઇજારો મળ્યો, ૧૭૯૯.

એજ વર્ષમાં ( ૧૭૯૯ ) પેશ્વાએ પોતાના ભાઈ ચિમનાજીની સુબેદારી રદ્દ કર્યા વગર, ગુજરાતમાં પોતાના જે કંઇ હક્ક હતા તેનો પાંચ વર્ષ માટે ગોવિંદરાવ ગાયકવાડને ઇજારો આપ્યો. એ હક્કમાં કાઠીઆવાડ તથા સોરઠની ખંડણીનો હિસ્સો, પેટલાદ, નાપાડ, રાણપુર, ધંધુકા અને ગોધાની ઉપજ, ખંભાતની દરિઆઇ જકાતમાં કેટલાક હક્ક, અને અમદાવાદ શહેરની ઉપજનો હિસ્સો, એ પ્રમાણે હતું. પણ એ ઇજારો રીતસર પટો કરીને પેશ્વાએ આપ્યો તે પહેલાં એક મહિના ઉપર ગોવિંદરાવ મરણ પામ્યો.

આનંદરાવ ગાયકવાડ, ૧૮૦૦.

દામાજીના મરણ વખતે જેમ સયાજીરાવ રાજકાજ કરવા અશક્ત હતો તેમ ગોવિંદરાવના મરણ વખતે તેનો વડો પુત્ર આનંદરાવ પણ કેવળ અશક્ત હતા, તેથી તેના વાલીપણા માટે ટંટા ઉઠયા અને દેશમાં બખેડા ચાલ્યા. ગોવિંદરાવને ધર્મપુરવાળી રાણીને પેટ કાન્હોજી નામનો બીજો પુત્ર હતો; ૧૭૯૩ માં ગોવિંદરાવ વડોદરાનો હવાલો લેવા આવ્યો ત્યારે કાન્હોજી તેની સામે થયો હતો અને તેથી ગોવિંદરાવે તેને કેદમાં નાખ્યો હતો એમ આગળ કહેવામાં આવ્યું છે. ગોવિંદરાવના મરણ પછી કાન્હોજી તજવીજ કરી કેદમાંથી છૂટયો અને તેના નબળા મનના મોટા ભાઇના સલાહકારોમાં આગળ પડતો અને રાજ-

કાજ કરતો થયો. કાન્હોજીનો સ્વભાવ ઘણો જુલમી અને સ્વાર્થી હતો તે બતાવવાનો તેને હવે પૂરેપૂરો લાગ મલ્યો. તેણે આનંદરાવને કેદમાં નાંખ્યો અને પોતે રાજ્યાધિકારી થયા પછી વડોદરના લોકો ઉપર જુલમ ગુજારવા મંડયો.

વડોદરા દરબારમાં બે પક્ષ બંધાયા હતા. ગોવિંદરાવ ગાયકવાડનો દિવાન રાવજી આપાજી કરીને હતો તેને બરતરફ કરી, આનંદરાવે ગાંડપણમાં કાન્હોજીરાવને દિવાન બનાવ્યો, તેથી આ પક્ષ ઉભા થયા હતા. રાવજી આપાજીના પક્ષમાં તેનો ભાઈ બાબાજી અને સામળ બેચર અને મંગળ પારેખ એ નામના બે સાવકાર હતા. કાન્હોજીરાવના જુલમી આચરણથી ત્રાસીને વડોદરાના ઘણાખરા લોક રાવજીના પક્ષમાં ભળ્યા. આ પ્રમાણે મામલો બનવાથી રાવજીના પક્ષવાળાઓએ કાન્હોજીરાવને પાડયો અને આનંદરાવ ગાયકવાડ કેદમાં હતો તેની પાસે તેને લાવી તેની આજ્ઞાથી તેનાં હથીયાર મૂકાવ્યાં અને તેને બેડીઓ જડી ગુજરાત અને માળવાની વચ્ચેના ડુંગર ઉપર રામપુર રાટિયાના કિલ્લામાં તેને કેદ કર્યો.

આ બનાવ બન્યા પછી રાવજી આપાજી ખરેખરો દિવાન થયો. રાવજી આપાજી તથા તેના ભાઈ બાબાજી આપાજીને ગોવિંદરાવ ગાયકવાડ ઇ. સ. ૧૭૯૩ માં પોતાની સાથે લાવ્યો હતો.

**રાવજી આપાજી, દિવાન.**

રાવજીએ મુલ્કી કામનો હવાલો પોતાની પાસે રાખ્યો અને લશ્કરી કામનો હવાલો બાબાજીને સોંપ્યો. એ સમયમાં લશ્કરી અમલદારનું મુખ્ય કામ ફોજનો દાબ બતાવી ખંડણી ઉઘરાવવાનું હતું.

કાન્હોજીરાવની મા ગજરાબાઈ વડોદરા છોડી સુરત જતી રહી હ[illegible] તેણે અંગ્રેજ સરકારની મદદ મેળવવા તજવીજ ચલાવી. વળી એજ અ[illegible] સામાં મલ્હારરાવ ગાયકવાડ નામનો ગાયકવા[illegible] કુળનો એક જણ વડોદરાની ગાદી સામે થયો. પિલાજી ગાયકવાડે કડીના રાજ્ય ઉપર પોતાના

**મલ્હારરાવ ગાયકવાડ.**

નાના છોકરા ખંડેરાવને ઠરાવ્યો હતો; અને તેવામાં પિલાજી, સેનાપતિ દાભાડેનો મુતાલિક હતો તેથી તેણે તે જગો ઉપર ખંડેરાવને કાયમ કરી હિમ્મત બહાદુરનો ખિતાબ આપ્યો હતો. ખંડેરાવની પછી તેના છોકરા મલ્હારરાવને, ફતેહસિંગરાવ ગાયકવાડે કડીની જાગીર ઉપર સ્થાપ્યો અને તેના બાપનો ખિતાબ તેને ધારણ કરવા દીધો; પણ એમ ઠરાવ્યું કે મલ્હારરાવે ચારસો સ્વાર સાથે નોકરી કરવી અથવા તેમ કરવાની તેની મરજી ન હોય તો હરસાલ ૧,૨૦,૦૦૦ રૂપિયા આપવા. આ ઠરાવથી મલ્હારરાવ કડીનો જાગીરદાર નક્કી થયો હતો. જો કે તેને વડોદરાના ગાયકવાડનો પટાવત ગણવામાં આવતો તોપણ જેમ વડોદરાના ગાયકવાડ પેશ્વાથી સ્વતંત્ર અધિકાર ચલાવતા તેજ પ્રમાણે મલ્હારરાવ પોતાની જાગીરમાં ગાયકવાડથી સ્વતંત્રપણે કારભાર ચલાવતો.

મલ્હારરાવ પાસે રાવજી આપાજીએ ચઢેલી ખંડણી માગી તેથી રાવજી પ્રત્યે મલ્હારરાવ ગુસ્સે ભરાયો અને સામે થવા તૈયારી કરવા લાગ્યો; પણ તેણે બહારથી એવું ડોળ ઘાલ્યું કે રાવજી આપાજી અને તેનો ભાઈ બાબાજી સત્તા ઉપરાંતનાં અને જુલમનાં કામ કરે છે માટે હું તેમને શિક્ષા કરવાનો છું; અને કાન્હોજીરાવ તથા ગાયકવાડ કુટુંબનાં બીજાં માણસો સાથે ખોટી વર્તણુક ચલાવીને એ જુલમી કામદારોએ તેમના વાજબી હક્ક ખુંચી લીધા છે તે પાછા અપવવાને હું આગળ પડયો છું. રાવજી આપાજી ઉપર રિસાઇ ગજરાબાઈ સુરત જતી રહી હતી અને અંગ્રેજોની મદદ મેળવવાની ખટપટ કરતી હતી એવામાં રાવજીની સામે મલ્હારરાવ બીજો દુશ્મન ઉભો થયો. મલ્હારરાવ પણ રાવજીની સામે થયો છે એમ ગજરાબાઇના પક્ષવાળાએ જાણ્યું ત્યારે તેઓ તેને જઇ મળ્યા. મુકુન્દરાવ ગાયકવાડ નામનો માજી ગાયકવાડનો એક દાસીપુત્ર ખજાના ઉપર અધિકારી હતો, તે ગાયકવાડનો બધો ખજાનો લઇ દર્શન કરવાને બહાને ડાકોર જતો રહ્યો. રાવજીએ તેને પાછો બોલાવ્યો પણ તે આવ્યો નહીં તેમ જે ખજાનો લઇ ગએલો તે પણ મોકલ્યો નહીં. તે ઉપરથી તેને પકડવા આનંદરાવ ગાયક-

વાડે, રાવજીની સલાહથી ફોજ મોકલી, પણ મુકુન્દરાવ ડાકોરથી છટકી જઇ મલ્હારરાવને કડી મળ્યો. મલ્હારરાવે વિસનગર તથા વિજાપુરના કિલ્લા જોરાવરીથી લઈ લીધા; અને તે કાન્હોજીરાવને માટે લઈ રાખ્યા છે અને કાન્હોજીરાવને માટે લઢવા સારૂ મારી પાસે જૂદે જૂદે ઠેકાણે ચાળીસ હજાર ફોજ તૈયાર છે એમ તે બડાઇ મારવા લાગ્યો. ગાયકવાડનો જૂનો નોકર શિવરામ ગાડદી પણ મલ્હારરાવને જઈ મળ્યો અને એવી વાત ચલાવી કે બીજા કેટલાક કામદારો પણ મારી પેઠે કરવાની તૈયારીમાં છે. દિવાન રાવજી આપાજીના પક્ષમાં તેનો ભાઈ બાબાજી તથા તેના તાબાની ફોજ, કિલ્લેદારો અને તેમની ફોજ, અને સામળ બેચર તથા મંગળ પારેખ એ સાવકાર એટલાજ હતા. બંને પક્ષ તરફથી લઢાઇની તૈયારીઓ ચાલી. બાબાજી આપાજી પોતાની ફોજ લઈ અમદાવાદમાં શાહિબાગ આગળ છાવણી કરીને પડયો અને બીજી ફોજ કાલિકાકોટ આગળ રાખી. મલ્હારરાવ પોતાની ફોજનો એક ભાગ લઈ કડીના કિલ્લામાં રહ્યો અને તેનો ભાઈ હનમંતરાવ બીજો ભાગ લઇ, કડીથી આઠ ગાઉ કલોલ આગળ છાવણી કરી રહ્યો. ત્યાં તેની તથા બાબાજીની ફોજ વચ્ચે બે નાની નાની લઢાઇઓ થઈ તેમાં હનમંતરાવની ફોજને ફતેહ મળી.

આણીગમ ગજરાબાઇ અંગ્રેજ સરકારની મદદ માટે તજવીજો ચલાવી રહી હતી. કાન્હોજીરાવની વતી ગજરાબાઇના કામદારે બ્રિટિશ સરકારને ચોરાસી પ્રગણું તથા સુરતની ચોથ આપવાનો કબુલ કર્યું; વળી તે કહેવા લાગ્યો કે ચોરાસી પ્રગણા કરતાં ચીખલી પ્રગણું ઘણું સરસ છે તે પણ આપીશ. બીજી તરફથી આનંદરાવ ગાયકવાડની વતી દિવાન રાવજી આપાજીએ મીર કમાલુદ્દીનખાન અને બીજા બે વકીલોને મુંબાઇના ગવર્નર મી. ડંકન પાસે મોકલ્યા. માજી ગોવિંદરાવ ગાયકવાડના વખતમાં ચોરાસી પ્રગણું અને સુરતની ચોથ આપવાનો ઠરાવ થયો હતો પણ પેશ્વાએ તે મંજુર નહીં રાખવાથી તેનો અમલ થયો

આનંદરાવના પક્ષને અંગ્રેજ સરકારની મદદ મળી.

નહોતો, તે આપવાનો આનંદરાવના વકીલોએ દસ્તાવેજ કરી આપ્યો. બ્રિટિશ ગવર્નરે કેટલીકવાર સુધી બંને પક્ષકારોના હક્ક વિષે વિચાર કર્યા પછી છેવટે આનંદરાવના નામથી પૂર્ણ અધિકાર ચલાવનારા કામદારોને આશ્રય આપવાનો ઠરાવ કર્યો.

ગવર્નર ડંકનને મલ્હારરાવના પક્ષવાળાએ એવું ભરવેલું કે રાવજી આપાજીના જુલમમાંથી આનંદરાવ મહારાજને છૂટો કરવાને માટે, આનંદરાવના ખાનગી કહેણ ઉપરથી મલ્હારરાવ સામો થયો છે; એથી ઉલટ રાવજી આપાજીના પક્ષવાળાએ એમ જણાવ્યું કે કાન્હોજીરાવને કેદમાં નાખ્યો છે તે આનંદરાવની આજ્ઞાથીજ નાખ્યો છે અને મલ્હારરાવની સામે લઢવા મદદ માગવામાં આવે છે તે પણ આનંદરાવના હુકમથીજ. ખરી વાત શું હશે એ વિષે ગવર્નરના મનમાં અંદેશો રહ્યો, તેથી તેણે કબુલ કર્યા પ્રમાણે, મલ્હારરાવની સામે મદદ કરવા સુરતથી ખંભાત ૧૬૦૦ કાળા અને ૪૦૦ ગોરા એ પ્રમાણે ૨૦૦૦ માણસોની ફોજ રવાના તો કરી, પણ એ ફોજના ઉપરી મેજર વૉકરને એવો હુકમ કર્યો કે તેમણે વડોદરે જવું, અને આનંદરાવ મહારાજનો ખરો વિચાર શો છે તે જાણી લઈ રીપોર્ટ કરવો; અને બંને પક્ષ વચ્ચે બનતા સુધી સમાધાન કરાવવાની તજવીજ કરવી.

સન ૧૭૦૨ ના જાનેવારી મહિનાની ૨૪ મી તારીખે મેજર વૉકરે સુરત છોડયું અને ૨૯ મી તારીખે વડોદરે આવી પહોચ્યો. મેજર વૉકરને માલમ પડયું કે આનંદરાવ મહારાજ નબળા મનનો છે, મલ્હારરાવ તરફ કટ્ટી દુશ્મનાવટ ધરાવે છે અને તેને શિક્ષા કરાવવાને ઇન્તેજાર છે; રાવજી આપાજીનાં તેણે વખાણ કર્યાં પણ જ્યારે તેને એમ પૂછવામાં આવ્યું કે કાન્હોજીરાવને તમારા અભિપ્રાયથી કેદ કરવામાં આવ્યો છે કે નહીં ત્યારે તેણે કંઈ ઉત્તર આપ્યો નહીં ને પોતાનું માથું નીચે રાખી રહ્યો. સમાધાન કરાવવાના સંબંધમાં મેજર વૉકરને એમ માલમ પડયું કે સામદામનો પ્રયત્ન રાવજીએ અત્યાર સુધીમાં ઘણોએ ચલાવ્યો છે પણ તે પેશ ગયો

નથી, તે ઉપરથી તેણે એકંદર હકીકતનો ગવર્નર ડંકનને રીપોર્ટ કર્યો તેમાં જણાવ્યું કે મલ્હારરાવ જો પોતાના રાજાને શરણ થવા ના પાડે તો ન્યાય અને રાજનીતિના ધોરણથી તે શિક્ષાને પાત્ર થાય છે. પછી મેજર વૉકર વડોદરેથી ખંભાત આવ્યો અને પોતાની ફોજને મળ્યો. આ વખતે મલ્હારરાવ પાસે ૧૫૦૦૦ ફોજ હોવાની બાતમી આવી, પણ એ ફોજ કેવળ નામનીજ હતી. ખંભાતમાં અંગ્રેજ લોકોનો વકીલ રહેતો હતો તેને મલ્હારરાવ પાસે મોકલી કર્નલ વૉકરે ટંટાનું સમાધાન કરી નાખવાને કહેવરાવ્યું. પણ મલ્હારરાવે હથિયાર છોડવાને તેમજ વિસનગર અને બીજી જગાઓ તેણે લઈ લીધી હતી તે આપી દેવાને ના પાડી. આ વખતે ખુદ્દ ગવર્નર ડંકન સાહેબ ખંભાત આવ્યો હતો, તેણે બાબાજીની ફોજને જઇ મળવા સારૂ અંગ્રેજી ફોજને આજ્ઞા આપી. વળી મલ્હારરાવને ખબર આપવામાં આવી કે આનંદરાવ મહારાજનો મુલક તમે ગેરવાજબી રીતે દબાવ્યો છે તે આપવાને કબુલ થશો તો માત્ર સો માણસ સાથે લઇને મી. ડંકનને મળવાની તમને રજા આપવામાં આવશે; પણ એ શિવાય બીજા કોઈ ઠરાવની તમારે આશા રાખવી નહીં. મેજર વૉકર તા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૦૨ ના રોજ ખંભાતથી નિકળી તા. ૪ માર્ચને રોજ અમદાવાદમાં બાબાજીને મળ્યો. ત્યાંથી બીજે દિવસે અડાળજ ગયો. મલ્હારરાવ હજી લગણ સલાહનું કહેણ ચલાવતો હતો, પણ સલાહ કરવાની તેની મરજી હોય એવી ખાત્રી પડી નહીં; માત્ર વખત કાઢવાનો ઈરાદો હોય એમ જણાયું; તેથી ગાયકવાડની ફોજને પછવાડે રહેવા દઇ તા. ૧૦ ના રોજ બ્રિટિશ ફોજ કડી મહાલમાં પેઠી અને સરેતા ગામ પાસે છાવણી નાખી. આ ઠેકાણે મલ્હારરાવે મેજર વૉકરની મુલાકાત લીધી અને તહ કરવાનું જણાવ્યું. પણ એ વેળાએ મલ્હારરાવ હથિયાર સજેલાં ઘણાં માણસ લઈ ગયો હતો તેથી તેના મનમાં અવિશ્વાસ અને દગો હોય એમ જણાયું; અને એ સર્વ હકીકત ઉપર નજર રાખતાં સલાહશાંતિથી તકરાર પતી જાય એમ મેજર વૉકરને લાગ્યું નહીં. મેજર વૉકરે મલ્હારરાવને કહ્યું કે અમે કલોલ

જઇએ છીએ ત્યાં તમારો જે છેવટ નિશ્ચય થાય તે અમને જણાવજો. સરેતાથી કુચ કરી ગાયકવાડી તથા અંગ્રેજી ફોજ તા. ૧૫ માર્ચના રોજ કલોલ આવી. મલ્હારરાવ નિકાલ સંબંધે શું કહેવરાવે છે તેની વાટ જોવામાં વૉકર સાહેબે એ દિવસ કાઢ્યો; પણ મલ્હારરાવ તરફથી કંઈ સમાચાર જણાયા નહીં તેથી કડીથી આશરે ત્રણ માઇલને છેટે બુઢાસણ ગામ છે ત્યાં તે તા. ૧૬ મીએ ગયો. પાસે એક ઉંચી ટેકરી હતી તેનો કબજો લઇને તેના છેક ઉંચા ભાગ ઉપર મેજર વૉકરે એક તોપ તથા ફોજની એક ટુકડી રાખી. આવી ઉંચી જગ્યા કબજામાં આવી તેથી મલ્હારરાવની ફોજ કેટલી છે તથા શું કરે છે તે મેજર વૉકરના જોવામાં આવ્યું.

મલ્હારરાવે કડીના કિલ્લાના ફતેહ દરવાજા ઉપર તોપો ગોઠવી દીધી હતી અને લઢાઈની તૈયારી કરી મૂકી હતી. પણ બપોર થવા આવ્યા એવામાં મલ્હારરાવે નમ્રતા ભરેલો એક પત્ર લખી વૉકર સાહેબ તરફ મોકલ્યો. એ પત્રનો ઉત્તર વૉકર સાહેબે સુંદરજી તથા કપ્તાન વિલિયમ્સ એ નામના પોતાના બે માણસો સાથે મોકલ્યો. મલ્હારરાવ એવો નીચ અને કપટી હતો કે જવાબ લઇને આવનારા એ બે ગૃહસ્થોને તેણે કેદ કરી લીધા ને અંગ્રેજી લશ્કર ઉપર તોપો શરૂ કરી. મેજર વૉકરે ગાયકવાડના સરદારો સાથે થોડી મસલત કરી એવો નિશ્ચય કર્યો કે આખી ફોજે ધસારો કરી શત્રુની છાવણી ઉપર હલ્લો કરવો. મીર કમાલુદ્દિનખાન પાસે એક હજાર સ્વાર હતા તે લઇને બ્રિટિશ ફોજની જમણી બાજુએ રહ્યો; અને બાબાજી પાયદલ તથા થોડા ઘોડેસ્વાર અને થોડા ગોલંદાજને લઇને ડાબી બાજુએ રહ્યો. જેમ જેમ બ્રિટિશ ફોજ આગળ ચાલવા લાગી તેમ તેમ મલ્હારરાવના તોપખાનાનો મારો વધવા લાગ્યો. આશરે પાંચ વાગતાં શત્રુની ફોજથી અડધા માઇલને છેટે મેજર વૉકર આવી પહોચ્યો. એટલે ત્યાંથી શત્રુની છાવણી આખે આખી દેખાવા લાગી. મેજર વૉકરે હલ્લો કરવાનો વિચાર આગળથી કરી રાખ્યો હતો તે પ્રમાણે કરવાની તે તૈયારીમાં હતો એટલામાં તેને ખબર મળી કે બાબાજીની ફોજના આરબ લોકો

બ્રિટિશ ફોજની પછવાડે જવાને આનાકાની કરે છે અને કમાલુદ્દિનને જે ઠેકાણે રહેવાનું ઠરાવ્યું હતું તે ઠેકાણે રહેવાને બદલે તે પાછળ પડી ગયો છે. આ પ્રમાણે હકીકત બનવાથી ધાર્યા પ્રમાણે હલ્લો કરવાનું મેજર વૉકરને ઘણું જોખમભરેલું લાગ્યું તેથી આગળ વધવાનો વિચાર માંડીવાળી અંધારૂ થયા પછી પોતાની છાવણીની જગ્યાએ પોતે પાછો આવ્યો. આ પ્રસંગે શત્રુના તરફ ઘણું નુકશાન થયું અને બ્રિટિશ ફોજને પણ ભારે નુકસાન પહોંચ્યું. લેફ્ટેન્ટ કીંગ અને મેકડોનલ અને લોવેલ નામના બે કપ્તાનો માર્યા ગયા. સર્વ મળીને ૧૪૬ માણસ માર્યાં ગયાં તથા ઘાયલ થયાં તેમાં ૨૫ યૂરોપિયન હતાં. એક તોપનાં પૈડાં ભાગી ગયાં તેથી તેને રણભૂમિમાં રહેવા દેવી પડી.

મેજર વૉકરની પાસે જેટલી ફોજ હતી તેટલાથી તાબડતોબ અને ઓચિંતો હલ્લો કરી લઢાઇનો અંત આણવાનું બની શકે એમ નહોતું. ખંભાતમાં ગવર્નર ડંકનને આ બનાવની ખબર પડી એટલે તેણે મુંબાઇથી વધારે લશ્કર મંગાવ્યું. જે ગોરી ફોજ મુંબાઇમાં હતી તથા કમાડિંગ ઓફિસર કર્નલ સર વિલિયમ કલાર્કની પાસે ગોવામાં હતી તે એકંદર ફોજ કર્નલ સર વિલિયમ કલાર્કની સરદારી નીચે કડી રવાના કરવામાં આવી. એ અધિકારી તા. ૧૨ મી એપ્રિલને દિવસે ખંભાત આવી પહોચ્યો, અને તા. ૨૪ મીએ બુઢાસણ આગળ મેજર વાકરને મળ્યો. આ વખતે ગાયકવાડનું લશ્કર બાદ કરતાં ફકત બ્રિટિશ સરકારનું લશ્કર છ હજાર હતું અને તેમાં બે હજાર કરતાં વધારે ગોરા લોક હતા.

મલ્હારરાવે કડી પાસે એક ખાઈ ખોદાવી તેની પાસે તોપો ગોઠવી દીધી હતી અને એ ખાઈમાં લશ્કર ઉભું રાખી બધી તૈયારી કરી રાખી હતી. એ શિવાય તેની પાસે એક યુરોપિયનના હાથ નીચે ૧૨૦૦ ઘોડેસ્વાર હતા તે પણ એ ખાઈના રક્ષણ માટે ઉભા કરી દીધા હતા. આ પ્રમાણે દુશ્મનની તૈયારી હોવાથી સર વિલિયમ કલાર્કને થાક ખાવાનો વખત નહોતો. તા. ૩૦ એપ્રિલની સવારે ગાયકવાડની મદદે આવેલું અંગ્રેજી

લશ્કર દુશ્મનની સામે જવાને નિકળ્યું. એ લશ્કરમાં આખી ૭૫ મી પલટણ, ૮૪ મી પલટણના કેટલાક લોક અને ગ્રેનેડિયર નામના ઘણા ઉંચા કદના અને બહાદુર સોલજરો તથા ચાર તોપો હતી. એ પ્રમાણે આખું લશ્કર લેફ્ટેનંટ કર્નલ વુડિંગટનના હુકમ નીચે તૈયાર થયું અને કોઇને દેખા ન દેતાં પરોઢીઆમાં મલ્હારરાવના તોપખાનાની લગભગ આવી પહોચ્યું. મલ્હારરાવની તોપો આગળના લશ્કરને સંગીનના મારથી પાછું હઠાવી બ્રિટિશ લશ્કરે મલ્હારરાવની તોપો લઈ લીધી અને તેમાંથી કેટલીક તેજ ક્ષણે મલ્હારરાવના લશ્કરની સામે ઓઠવી દીધી. બ્રિટિશ ફોજ જુસ્સાથી મંડી અને અગીઆર વાગતા પહેલાં ખાઈ અને મોરચાનો આખો ભાગ જે કડીના મોખરા આગળ હતો તે પોતાને સ્વાધીન કરી લીધો અને શત્રુની ફોજમાં ભંગાણ પાડી અવ્યવસ્થા કરી નાખી. મલ્હારરાવે પોતાના કિલ્લાની હદમાં તોપખાનાને માટે ઠેકાણે ઠેકાણે દારૂનાં પીપ ગોઠવ્યાં હતાં તેમાંનું એક સળગી ઉઠવાથી તેની ફોજનાં ઘણાં માણસ બળી મુઆં. એ પ્રમાણે ગોટાળો ચાલી રહ્યો હતો એવામાં અંગ્રેજી ફોજ મલ્હારરાવની છાવણીમાં જઇ પહોંચી. અંગ્રેજી લશ્કરે મલ્હારરાવની છાવણીને આગ લગાડી તેથી છાવણીમાંના લોક ગભરાઇને આમ તેમ દોડવા લાગ્યા. પોતાના બચાવને માટે મલ્હારરાવની ફોજનાં ગભરાયેલાં માણસ કડીના દરવાજા આગળ દોડી ગયાં, પણ કિલ્લેદારે દરવાજા ઉઘાડયા નહીં તેથી તે ચોતરફ દોડી ગયાં. પછી વૉકર સાહેબે મલ્હારરાવને ડર બતાવી કહેવરાવ્યું કે સુંદરજી તથા કપ્તાન વિલિયમ્સને તમે કેદ કર્યા છે તેમને છોડી દો, નહીં તો તમારા હાલ માઠા થશે. મલ્હારરાવ ડરી ગયો તેથી તેણે તર્તજ તેમને છોડી દીધા અને તેઓ સાજા સમા બ્રિટિશ છાવણીમાં આવી પહોંચ્યા.

મલ્હારરાવે કપ્તાન વિલિયમ્સ અને સુંદરજીને છોડી મૂકયા તે પછી સર વિલિયમ કલાર્કે તેને શરણ થવાનું કહેવરાવ્યું. શરણ થવાનું મલ્હારરાવે કબુલ કર્યું તેથી તેની મરજી પ્રમાણે તેને બ્રિટિશ છાવણીમાં તેડી લાવવાને એક ટુકડી દરવાજા આગળ મોકલવામાં આવી; પણ મલ્હારરાવની

ફોજે તેને સમજાવીને અટકાવ્યો તેથી કિલ્લો તોડી પાડવાને તોપોનો માર ચાલ્યો અને કામ ઘણું આગળ વધ્યું. છેવટ તા. ૩ જી મેને દિવસે મલ્હારરાવ પોતાના અને પોતાના કુટુંબના બચાવની શરતે શરણ થયો અને કડીનો કિલ્લો અંગ્રેજોને સ્વાધીન કરી દીધો. કડીના કિલ્લામાં બ્રિટિશ અને ગાયકવાડની ફોજે પ્રવેશ કરવાથી તેઓના એકઠા વાવટા ઉડવા લાગ્યા. કિલ્લામાં નાની મોટી થઇને ૩૭ તોપો તથા હાથી, ઉંટ, અને કેટલુંક દારૂખાનું તથા સરસામાન હતો તે તેમને હાથ લાગ્યો. મલ્હારરાવ અંગ્રેજોને સ્વાધીન થયા પછી ગાયકવાડના દિવાનના અનુમતથી તેને માન મરતબા સાથે નડીઆદમાં નજર કેદ રાખવામાં આવ્યો અને એ પ્રગણાની ઉપજમાંથી ખર્ચને માટે તેને સવા લાખ રૂપીઆનું સાલીઆણું બાંધી આપવામાં આવ્યું.

માર્ચ મહિનામાં કડીમાં ઉપર પ્રમાણે મામલો ચાલતો હતો એવામાં રાવજી આપાજી ખંભાતમાં ગવર્નર ડંકનને મળ્યો. રાવજી આપાજીને યોગ્ય લાગે તેવા કોલકરાર કરવાને આનંદરાવ ગાયકવાડ તરફથી કુલઅખત્યાર હતો. તા. ૧૭ માર્ચ ૧૮૦૨ ને રોજ ખંભાત મુકામે એવો ઠરાવ થયો કે (૧) બ્રિટિશ સરકારે કરેલી મદદના સંબંધમાં જે ખર્ચ થયું હોય અથવા થાય તે ગાયકવાડે આપવું અને તે આપવાની જામીનગીરીમાં સુરત અઠાવીસીમાંનો ગાયકવાડનો મુલક આપવો; (૨) ૨૦૦૦ સિપાઈ, યૂરોપિયન ગોલંદાજની એક ટુકડી અને ખારવા વગેરે બીજાં જોઇતાં માણસ, એ પ્રમાણે સહાયકારી ફોજના ખર્ચ માટે, લઢાઈ પૂરી થયા પછી, ગાયકવાડે મુલક આપવો; (૩) ગાયકવાડની ચાકરીમાં આરબ ફોજની મોટી સંખ્યા હતી તે કમી કરવામાં બ્રિટિશ સરકારે મદદ કરવી.

મલ્હારરાવ શરણ થયા પછી તા. ૬ ઠી જુનને રોજ ઉપર જણાવેલા ઠરાવ પ્રમાણે રીતસર કોલકરાર કરવામાં આવ્યા; અને એ ઉપરાંત, બ્રિટિશ સરકારે કરેલી મદદના આભારમાં બદલા તરીકે આનંદરાવ મહારાજે પોતાની રાજીખુશીથી ચીખલી પ્રગણું તેમને બક્ષીસ આપી દીધું. આ

પ્રસંગે બ્રિટિશ સરકારે વચન આપ્યું કે "ન્યાય તથા દેશનું ભલું લક્ષમાં રાખી" અમે ગાયકવાડ સરકારની મદદમાં રહીશું, પણ ગાયકવાડ સરકારે અમારી સલ્લાહ તરફ લક્ષ આપવું. વળી એવું ઠર્યું કે બંને સરકારે પોતાના વકીલ એક બીજાના મુલકમાં રાખવા અને ગુન્હેગારોને અરસપરસ સોંપી દેવા, પણ કોઇ પ્રસંગે નજીવી ફરીઆદ કરવી નહીં.

વડોદરામાં રાવજી આપાજી જેવો વજનદાર માણસ પોતાનો કરી રાખ્યો હોય તો તે ગુજરાતમાં અંગ્રેજી સત્તા વધારવામાં અને મરેઠાઓનું પ્રાબલ્ય નરમ પાડવામાં ઉપયોગી થઈ પડે એવા ઈરાદાથી ગવર્નર ડંકને તા. ૬ ઠી જુનના કોલકરાર પછી બે દિવસે રાવજી આપાજી સાથે નીચે પ્રમાણે ગુપ્ત ઠરાવ કરી રાખ્યો:—

"મુંબાઈ સરકારનો વિચાર એવો છે કે વડોદરા રાજ્યમાં રાવજી આપાજીની દિવાનગીરી વંશ પરંપરા કાયમ રહે. તેને, તેના પુત્રને, ભાઈઓને, ભત્રિજાઓને, સગાંને તથા મિત્રોને કંપની સરકાર તેમના વાજબી હક્કોમાં હમેશ મદદ કરશે તથા તેમનું રક્ષણ કરશે; અને જો ગાયકવાડ સેનાખાસખેલ સમસેર બહાદુર, તેમની સાથે વગર કારણે ગેરરીતે વર્તશે અથવા તેમને ત્રાસ આપશે તો કંપની સરકાર વચ્ચમાં પડી તેમનું રક્ષણ કરશે." એજ વખતે ગવર્નર ડંકને રાવજી આપાજીને સુરત પાસે, ચોરાસી પ્રગણાનું ભાડા નામનું ગામ વંશ પરંપરાની જાગીર તરીકે આપ્યું.

એજ દિવસે (૮ જુન, ૧૮૦૨) મેજર વૉકરને વડોદરાના રેસિડંટ તરીકે જઈ રહેવાનો હુકમ મળ્યો. ગવર્નર ડંકનને આનંદરાવ મહારાજને પત્ર લખી જણાવ્યું કે વૉકર સાહેબને તમારા દરબારમાં અમારા એલચી તરીકે મોકલ્યા છે; અને એ પત્રની સાથે બે ઘોડા, બે અંગ્રેજી બનાવટની પીસ્તોલો, અને કાપડની એક ગાંસડી એ પ્રમાણે આનંદરાવ મહારાજને ભેટ તરીકે મોકલવામાં આવ્યું.

મેજર વૉકરને ગવર્નર ડંકન તરફથી એવી સૂચના કરવામાં આવી હતી કે ગાયકવાડ કુટુંબનાં માણસ સમજીને આનંદરાવ મહારાજ સાથે હળી મળી રહે એમ કરવું; અને આરબ ફોજ કમી કરવામાં મદદ કરવી. આ વખતે એ ફોજનું માસિક ખર્ચ ત્રણ લાખ રૂપિયા થતું હતું અને ૨૦ લાખ જેટલો તેમનો પગાર ચઢી ગયો હતો. સહિસલામતી સાથે જેમ બને તેમ તાકીદે આ ફોજના ૧/૩ ભાગને રજા આપવાની હતી.

---

# પ્રકરણ ૪ થું.

## અંદર અંદરના ટંટાનો સમય.

### ૧૮૦૨–૧૮૧૯.

પાછલા પ્રકરણમાં જણાવવામાં આવ્યું તેમ ગાયકવાડ કુટુંબના માંહો-માંહેના ટંટાને લીધે ગુજરાતમાં બ્રિટિશ સરકાર મજબૂત પગ પેસારો કરી શકી અને ઘણો મુલક મેળવી શકી. આ પ્રકરણમાં વર્ણવેલી બાબતોથી જણાશે કે મરેઠાઓના અંદર અંદરના ટંટાને લીધે ગુજરાતમાંથી મરેઠાઓની સર્વોપરી સત્તા નીકળી ગઈ અને બ્રિટિશ સરકારની થઇ.

૧૮૦૨.

ઇ. સ. ૧૮૦૨ માં ગુજરાતમાં મલ્હારરાવ ગાયકવાડને તાબે કરવાની તજવીજો ચાલતી હતી ત્યારે દખ્ખણમાં સિંધિયા અને હોલ્કર વચ્ચે ઝગડો ચાલતો હતો. એ બે હરીફોની મતલબ બાજીરાવ પેશ્વાને પોતાને હસ્તક લઈ, મરેઠી રાજ્યની કુલ સત્તા મેળવવાની હતી. ૧૮૮૨ ના અકટોબરમાં પુના પાસે લઢાઈ થઈ તેમાં જસવંતરાવ હોલ્કરે સિંધિયા તથા બાજીરાવના એકત્ર થએલા લશ્કરને હરાવ્યું.

વસાઇના કોલકરાર, ૧૮૦૨.

હોલ્કરની સત્તા વધી જવાથી પેશ્વાને પોતાની જાતની સલામતી માટે ભય લાગ્યો તેથી તે બ્રિટિશ સરકારનો આશરો લેવા દોડ્યો. આનું પરિણામ એ થયું કે ૧૮૦૨ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે વસાઇના કોલકરાર થયા અને તેની રૂઇએ પોતાની જાતની સલામતીને ખાતર પેશ્વાએ રાજ્યની સ્વતંત્રતા ખોઈ. આ કોલકરારની દસમી કલમની રૂઇએ

પેશ્વાએ સુરત શહેર ઉપરના તથા ચોરાસી અને ચીખલી પ્રગણાં ઉપરના પોતાના તમામ હક્ક બ્રિટિશ સરકારને આપી દીધા. આથી અને તે પહેલાં ગાયકવાડે જે લખી આપ્યું હતું તેથી બ્રિટિશ સરકાર એ પ્રગણાંની પૂરેપૂરી માલેક થઈ. વસાઇના કોલકરારની રૂઇએ પેશ્વા કબુલ થયો કે હવેથી મરેઠી રાજ્યની મુખ્ય શાખાઓ પૈકી કોઇની સાથે હું લઢાઇ કરીશ નહીં અને તેમની સાથે કંઈ તકરાર પડશે તો તેનો ફડચો બ્રિટિશ સરકાર જે કરશે તે કબુલ રાખીશ.

ગાયકવાડ સાથે ગવર્નર ડંકને તા. ૬ ઠ્ઠી જુનને રોજ જે કરાર કર્યો હતો તે વસાઇના કોલકરારની ૧૪ મી કલમથી પેશ્વાએ મંજુર રાખ્યો; ગાયકવાડ પાસે પેશ્વાનું લેણું નિકળે છે એવો દાવો પેશ્વાએ બતાવ્યો હતો તેનો ફડચો કરવાનું કામ પેશ્વાએ બ્રિટિશ સરકારને સોંપ્યું; અને એક સહાયકારી ફોજ રાખવાનું કબુલ કરી તેના ખર્ચને માટે ગુજરાતમાંથી નીચે પ્રમાણે ઉપજનો મુલક તથા પોતાના હક્ક આપવા કબુલ થયો:—

| | રૂપિયા. |
|---|---|
| ધંધુકા, ચુડા, રાણપુર અને ગોઘા સાથે ... | ...૧,૦૫,૦૦૦ |
| ખંભાત ( ખંડણી ) ... ... ... | ૬૦,૦૦૦ |
| પારનેરા ... ... ... ... | ૨૭,૦૦૦ |
| બુતસર ... ... ... ... | ૬,૨૦૦ |
| ભવાની ... ... ... ... | ૮,૮૦૦ |
| વલસાડ ... ... ... ... | ૮૫,૦૦૦ |
| પરચોલ ... ... ... | ...૧,૦૭,૦૦૦ |
| સૂપા ... ... ... ... | ૫૧,૦૦૦ |
| સરભાણ ... ... ... ... | ૩૦,૦૦૦ |
| વાલોર ... ... ... ... | ૩૦,૦૦૦ |
| વસો કસબો ... ... ... ... | ૭,૯૦૦ |

| | |
|---|---|
| વાંસદા ( ખંડણી ) ... ... ... | ૭,૦૦૦ |
| ધરમપુર ... ... ... ... | ૯,૦૦૦ |
| સુરત ... ... ... ... | ૪૨,૧૦૦ |
| જકાત ... ... ... ... | ૮૩,૦૦૦ |
| ઓલપાડ ... ... ... ... | ૩,૧૬,૦૦૦ |
| હાંસોટ ... ... ... ... | ૮૫,૦૦૦ |
| અંકલેશ્વર ... ... ... ... | ૭૮,૦૦૦ |
| નંદરી ... ... ... ... | ૬૫,૦૦૦ |
| ચીખલી અને ચોરાશીની નાકાબંદી... ... | ૨૦,૦૦૦ |
| ફુલપાડા, હુમરીયા અને કતારગામ... ... | ૫,૦૦૦ |
| રૂપિયા | ૧૨,૨૮,૦૦૦ |

ગવર્નર ડંકને તા. ૬ ઠ્ઠી જુન ૧૮૦૨ ને રોજ રાવજી આપાજી સાથે કોલકરાર કરી સુરતની ચોથ અને ચોરાશી પ્રગણું વગેરે મુલક મેળવ્યો હતો, પણ એથી પેશ્વા નારાજ થશે એમ ધારી એ કોલકરાર કોર્ટ ઑફ ડિરેક્ટરે પસંદ કર્યો નહીં; પણ આ સંબંધે તેઓ કંઇ હુકમ કરે તે પહેલાં પેશ્વા સાથે ઉપર જણાવેલા વસાઇના કોલકરાર થયા અને ખુદ પેશ્વાએજ ગાયકવાડ સાથે થયેલા કોલકરાર મંજુર રાખ્યા તેથી ગવર્નર ડંકને કરેલા કોલકરાર રદ્દ કરવાનો હુકમ કરવામાં આવ્યો નહીં. સહાયકારી ફોજના ખર્ચ માટે ગાયકવાડે આપેલા મુલકની ઉપજ ૧૮૦૨ માં ૭,૮૦,૦૦૦ રૂપીઆની હતી.

આરબ ફોજનો ચઢેલો પગાર ચૂકવવાને રાવજી આપાજીએ મુંબાઈ અને વડોદરાના સરાફો પાસેથી ઘણું નાણું કરજે લીધું. આરબ ફોજને રજા આપવાની છે એમ ખબર પડતાં એ ફોજ ઘણી નારાજ થઇ ગઈ. મેજર વાકરે આરબ ફોજને બહુ સમજાવી પણ તેઓ ન માનતાં હથીયાર લઈ સામે થયા અને કાન્હોજી ગાયકવાડને બંધીખાનેથી છૂટો કર્યો. કાન્હોજીએ વડોદરા પાસે ફોજ ઉભી કરવા માંડી અને આનંદરાવ મહારાજને પકડી

પોતાની પાસે રાખ્યો. આ ઉપરથી બ્રિટિશે છાપો મારી વડોદરૂં લીધું. ઘણાક આરબો તાબે થયા, કેટલાક કાન્હોજી સાથે રહ્યા અને કેટલાકે ચઢેલો પગાર લઈ વડોદરા છોડયું. ૧૮૦૩ ના ફેબ્રુઆરી માસ સુધી કાન્હોજી શરણ થયો નહીં. એ દરમીઆન મલ્હારરાવ નડીઆદથી છટકી કાઠીઆવાડમાં ગયો અને ત્યાં બંડ ઉઠાવી મુલક લૂંટવા લાગ્યો. બાલાજી આપાજી અને વિઠ્ઠલ દેવાજી (અથવા દિવાનજી) નામનો એક જુવાન અમલદાર તેની સામે ગયા અને કેટલીક લઢાઈઓ ચલાવી છેવટે મલ્હારરાવને પકડયો. નડીઆદની જાગીર જે ગોવિંદરાવે મલ્હારરાવને આપી હતી તે રાવજીએ પાછી લઈ બ્રિટિશ સરકારને આપી દીધી. ૧૮૦૨ ના કોલકરારની પુરવણી તરીકે આ વખતે બીજા કોલકરાર થયા તેમાં ગાયકવાડે નડીઆદની બક્ષિસ મંજુર રાખી અને એ ઉપરાંત ખેડાનો કિલ્લો અને ખેડા પ્રગણું "હાલમાં આવી પડેલી આફતોને વખતે ગાયકવાડનો મોભો જાળવવાને તથા રાજ્યનું ભલું કરવાને કરેલી મદદના ઉપકારના બદલા તરીકે" ઈનામ દાખલ આપવામાં આવ્યાં.

સહાયકારી ફોજનો વધારો, ૧૮૦૩.

આરબ ફોજ ઘણી ઘટી ગઈ હતી અને જુની દેશી ફોજ ગાયકવાડની સરહદ સાચવવાને પણ શક્તિમાન નહોતી તેથી સરહદ સાચવવાનું અને બંદોબસ્ત રાખવાનું કામ બ્રિટિશ સહાયકારી ફોજને કરવું પડતું; પણ એ ફોજ એ કામને પુરતી નહોતી તેથી ૧૮૦૩ માં રાવજીએ સહાયકરી ફોજમાં વધારો કરવાની માગણી કરી અને તેના બદલામાં મહુધા, માતર અને કિમ કઠોરાની જકાત આપી.

રાવજી આપાજીનું મરણ, ૧૮૦૩.

સહાયકારી ફોજ વધાર્યા પછી થોડી વારે ૧૮૦૩ ના જુલાઈમાં રાવજી આપાજી મરણ પામ્યો. એ માણસ ગુજરાતના દૈવમાં એક અગત્યનો ફેરફાર કરવાનું સાધન થઇ પડયો હતો. ગુજરાત જેવા એક મોટા દેશ ઉપર વાસ્તવિક સત્તા બ્રિટિશ સરકારની કરી આપી તેમની એક

ભારે સેવા તેણે બજાવી. આની સાથે પોતાના માલેક ગાયકવાડની પણ તેણે કિંમતી સેવા બજાવી. ગાયકવાડ ઉપર આવી પડેલી મુશીબતોમાંથી ગાયકવાડ પોતે છૂટી શકે એટલી શક્તિ તેનામાં નહોતી, એવે સમયે તેણે પોતાની બુદ્ધિ વાપરી બ્રિટિશ સરકારની મદદ મેળવી ગાયકવાડનાં સંકટ ટાળ્યાં. તે વખતે કદાચ રાવજીના દેશી ભાઇઓને રાવજીનું કૃત્ય નિમકહરામ જેવું પણ લાગ્યું હશે પરંતુ જો રાવજીએ બ્રિટિશ સરકારની મદદ મેળવી નહોત તો ગાયકવાડી રાજ્યના ટુકડે ટુકડા થઇ ગયા હોત અને હાલ કદાચ તેનો પત્તો પણ રહ્યો નહોત. રાવજીએ બ્રિટિશ સરકારની જે સેવા બજાવી તે જોકે કિંમતી હતી અને તેના બદલામાં જે આપવામાં આવે તે ઓછું હતું તોપણ ગવર્નર ડંકન જેવા દીર્ઘદૃષ્ટિ અને ઉંડી સમજવાવા અધિકારીએ રાવજીના કુટુંબમાં ગાયકવાડની દિવાનગીરી વંશપરંપરા રાખવાનું વચન આપ્યું તેથી પાછળથી બ્રિટિશ સરકારને તેના વારસ સિતારામના સંબંધે નકામી આપદામાં પડવું પડયું. રાવજીને પુત્ર સંતતી ન હોવાથી પોતાના ભત્રિજા સિતારામને તેણે દત્તક લીધો હતો, તેથી તેની જગોએ તે તુરતજ દિવાન થયો.

સિંધિયા સાથે લઢાઇ.

વડોદરામાં આગળ જણાવ્યા પ્રમાણે મામલો ચાલતો હતો એવામાં બાજીરાવ પેશ્વા જૂદાજ પ્રકારની ખટપટ ચલાવતો હતો. ગયા શિયાળામાં જે મુશીબતોમાં તે આવી પડયો હતો તેમાંથી છૂટવાને બ્રિટિશ સરકારનો આશરો લઇ પોતાની સ્વતંત્રતા તેણે ખોઈ હતી, પણ બ્રિટિશ સરકારને આધીન રહેવું એ તેના મનમાં ખુંચ્યા કરતું હતું. બ્રિટિશ સરકારને હલકી પાડવા સિંધિયા અને બ્રિટિશ સરકાર વચ્ચે લઢાઇ કરાવવાના તે ખટપટ કરવા લાગ્યો. આખરે સિંધિયા અને અંગ્રેજ સરકાર વચ્ચે લઢાઇ ઉઠી ને ગુજરાતમાંથી ૭,૩૫૨ માણસ લઢાઇને માટે મોકલવાનો હુકમ થયો. સિંધિયા હાર્યો તેથી ઑગસ્ટ કે સપ્ટેંબરમાં ભરૂચ અને પાવાગઢ બ્રિટિશ સરકારના તાબામાં આવ્યાં.

૧૮૦૩ ના ડિસેંબરમાં સરજે અંજન ગામમાં કોલકરાર થયા તેની રૂએ પાવાગઢ અને દાહોદ સિંધિયાને પાછાં આપવામાં આવ્યાં, પણ ભરૂચ બ્રિટિશ સરકાર પાસે રહ્યું. આથી કરીને સિંધિયા જેવી ઉદય પામતી મરેઠી સત્તા ગુજરાતના મધ્ય ભાગમાંથી ખશી બાજુપરના પ્રદેશમાં આવી.

મુલકગીરી.

સિંધિયાના ગુજરાતમાંના મુલક લેવામાં બ્રિટિશ કંટીજંટની બધી ફોજ રોકાયલી હોવાથી દરવર્ષે કાઠીઆવાડમાં ખંડણી ઉઘરાવવાને જે ફોજની મદદ મેજર વૅાકરે આપવાની હતી તે તે આપી શકયો નહીં. રાવજી આપાજીએ બ્રિટિશ સરકાર સાથે કરાર કર્યો હતો કે કંટીજંટની ફોજ નવરી હોય ત્યારે મુલકગીરીના કામમાં ગાયકવાડને તે વાપરવી હોય તો તે વાપરી શકાય. આ વાત ગવર્નર ડંકને બ્રિટિશ વડી સરકારને જણાવી ત્યારે તેમણે એથી ગાયકવાડને તથા ખંડીઆઓને ફાયદો થશે એમ સમજી સંમત્તિ આપી હતી. ગાયકવાડ જેવી બળવાન સત્તા પોતાની પાસેથી વધારે કઢાવવાનો જુલમ કરે નહીં એવી તજવીજ કરવાને કેટલાક ખંડીઆઓએ મેજર વૅાકરને અરજ કરી હતી. ગાયકવાડનો સેનાપતિ કાઠીઆવાડમાં મુલકગીરી કરવા નિકળે તેમાં મદદ કરવાને તેમજ ખંડીઆ રાજાઓનું રક્ષણ કરવાને ગવર્નર ડંકન ચહાતો હતો. મુલકગીરીમાં મદદ કરવાનું માથે લેવામાં બ્રિટિશ સરકારને એક કરતાં વધારે કારણ હતાં. પહેલું:—કાઠીઆવાડની ખંડણી બ્રિટિશ સરકારને કરજ પેટે લખી આપેલી હોવાથી તે ઉઘરાવતી વખતે બ્રિટિશ અમલદારની દેખરેખ રાખવી એ બ્રિટિશ સરકારને હિતકારક હતું. બીજું: એ સમયે ફ્રેંચ લોકો કાઠીઆવાડના કિનારાનાં બંદર ઉપર ખટપટ ચલાવતા હોવાનો વહેમ હતો તેથી મુલકગીરીમાં સામેલ રહેવાથી બ્રિટિશ સરકારને પોતાનો બચાવ કરવા જેવું એકાદ બંદર મળી શકે. વળી કચ્છ તરફ મુંબાઈ સરકારની જે ધારણા હતી તે એ રીતથી કંઇ દરજ્જે પાર પડવાનો સંભવ રહે. ત્રીજું: ખંડણી ઉઘરાવવાની રીતમાં જુલમ થતો હોય તથા બળાત્કારે વધારે લેવાતું હોય તે ઉપર બ્રિટિશ લશ્કરના અમ-

લદારથી કંઇ દાબ રહે. ચોથું કારણ જે બતાવવામાં આવ્યું હતું તે મુખ્ય સત્તાથી જુદા પડી સ્વતંત્ર થવાના મરેઠા લોકોના વલણ ઉપર દાબ રાખવાનું હતું. બાબાજીએ ૧૮૦૨–૩ ની ખંડણી ફતેહમંદીથી વસુલ કરી હતી. તેના તાબાનો અમલદાર વિઠ્ઠલ દેવાજી પણ તેના જેવોજ હોંશીઆર અને કાવતવાળો હતો. આથી કરીને એવી ધાસ્તી રહેતી હતી કે દરબારથી દૂરના મુલકમાં તે એકલો રહે તો કદાચ એવો બળીઓ થઇ પડે કે મુલક દબાવી સ્વતંત્ર જેવો થઇ જાય. એટલા માટે તેની મદદમાં બળવાન પરદેશી ફોજ રાખવા અને તેની સત્તા તેમજ જોખમદારી કમી કરવાં એ રાજકીય ડહાપણ ભરેલું જણાતું હતું. તોપણ સિંધિયા સાથે લદાઇ જાગવાથી મુલકગીરી કરવામાં બ્રિટિશ ફોજની મદદ આપવાનું આ સમયે બની આવ્યું નહીં.

પેશ્વાના મુલકનો ઈજારો ગાયકવાડને મળ્યો, ૧૮૦૪.

ગુજરાતમાં આવેલા પેશ્વાના મુલકનો ઈજારો ફરીથી ગાયકવાડને મળે તો ગુજરાતમાં એવડી રાજ્યસત્તા ચાલવાથી થતી હરકતો દૂર થાય એવા વિચારથી પુનાનો રેસિડેંટ બીજાં દશ વર્ષને માટે ગાયકવાડને પેશ્વાના મુલકનો ઈજારો અપાવવા તજવીજ કરતો હતો. દર વર્ષે સાડાચાર લાખ રૂપીઆ ભરવાની શરતે પેશ્વાના ગુજરાતમાંના હક્કનો ઇજારો ભગવંતરાવ ગાયકવાડના નામથી ૧૮૦૪ માં આપવામાં આવ્યો.

બ્રિટિશ અને ગાયકવાડ વચ્ચે કોલકરાર, ૧૮૦૫.

૧૮૦૨ થી ૧૮૦૫ સુધીમાં બ્રિટિશ સરકારને ગાયકવાડ સાથે જુદે જુદે વખતે ઘણા કોલકરાર થયા હતા, તે સર્વ ભેગા કરી એક નવું તહનામું કરવાની આવશ્યકતા છે એમ બ્રિટિશ સરકારને જણાયાથી ૧૮૦૫ ના એપ્રીલમાં ગાયકવાડ અને બ્રિટિશ સરકાર વચ્ચે એક નવો તહનામાનો દસ્તાવેજ લખાયો. એ તહનામામાંની કલમો નીચે પ્રમાણે હતી:—

૧. પાછલી ચાર સાલોમાં થયેલા સઘળા કરાર કાયમ અને હમેશને માટે બંધનકારક છે.

૨. બંને પક્ષે એકબીજાના દુશ્મન સાથે લઢવામાં તેમજ દુશ્મનથી બચાવ કરવામાં અરસપરસ મદદ કરવી.

૩. સહાયકારી ફોજ ૨,૦૦૦ ને બદલે ૩,૦૦૦ માણસોની રાખવી.

૪. સહાયકારી ફોજ ગાયકવાડના અંગનું રક્ષણ, બળવાખોરોને શિક્ષા વગેરે અગત્યનાં કામ કરવાને તત્પર રહે અને જરૂર પડે તો કાઠીઆવાડ પણ જાય.

૫. સહાયકારી ફોજના ખર્ચ માટે ગાયકવાડે બ્રિટિશ સરકારને નીચે પ્રમાણે મુલક યાવતચંદ્રદિવાકરૌ આપવો.

| | રૂપીઆ. |
|---|---|
| ધોળકા ... ... ... ... | ૪,૫૦,૦૦૦ |
| નડીયાદ ... ... ... ... | ૧ ૭૫,૦૦૦ |
| વિજાપુર ... ... ... ... | ૧,૩૦,૦૦૦ |
| માતર ... ... ... ... | ૧,૩૦,૦૦૦ |
| મહુવા ... ... ... ... | ૧,૧૦,૦૦૦ |
| કડી ટપ્પા... ... ... ... | ૨૫,૦૦૦ |
| કીમ કઠોદરાની જકાત ... ... | ૫૦,૦૦૦ |
| કાઠીઆવાડની વાર્ષિક ખંડણી ઉપર વરાત... | ૧,૦૦,૦૦૦ |
| એકંદર | રૂ. ૧૧,૭૦,૦૦૦ |

૬. ચોરાસી, ચિખલી અને સુરતની ચોથ અને ખેડા ગાયકવાડે અંગ્રેજોને પહેલાં ઇનામ તરીકે આપેલાં તે હમેશને માટે લખી આપવાં.

૭. બ્રિટિશ સરકારે ગાયકવાડને કરજે નાણાં ધીરેલાં તથા સરાફોની હામી કરેલી તેની ફેડમાં નીચેની ઉપજ લખી આપવી.

| | | | | રૂપીઆ |
|---|---|---|---|---|
| વડોદરા પ્રગણું | ... | ... | ... | ૬,૦૦,૦૦૦ |
| પેટલાદ ,, | ... | ... | ... | ૩,૦૦,૦૦૦ |
| કોરલ ,, | ... | ... | ... | ૨૫,૦૦૦ |
| કડી ,, | ... | ... | ... | ૧,૫૦,૦૦૦ |
| રાજપીંપળા ,, | ... | ... | ... | ૪૫,૦૦૦ |
| અમદાવાદ ,, | ... | ... | ... | ૧,૦૦,૦૦૦ |
| વડોદરાની જકાત | ... | ... | ... | ૭૫,૦૦૦ |
| | | | | ૧૨,૯૫,૦૦૦ |

૮. સહાયકારી ફોજને માટે જોઇતા સરંજામ ઉપર જકાત લેવી નહીં; અને ગાયકવાડ, તેના કુટુંબના માણસો અને તેના પ્રધાનના ખાનગી ઉપયોગને માટે જોઇતી જણસો મુંબાઇ કે સુરતમાં ખરીદવી અને ત્યાંથી જકાત લીધા વગર મોકલવી.

૯. ગાયકવાડે બ્રિટિશ સરકારની સંમતિ વગર કોઇ યુરોપિયન, અમેરિકન અથવા બ્રિટિશ રૈયતને નોકરીમાં લેવી નહીં. ગાયકવાડના નોકરો, તાબેદારો અને ગુલામો સંબંધે બ્રિટિશ સરકારે પણ એજ પ્રમાણે વર્તવું.

૧૦. ગાયકવાડે કોઇ રાજાનો મુલક ખુંચાવી લેવો નહીં અને કોઇની સાથે વાંધો પડે તો તેનો ચુકાદો કરવાનું બ્રિટિશ સરકારને સોંપવું.

૧૧. પેશ્વાના લેણા બાબત ગાયકવાડને જે વાંધો ચાલતો હતો તેનો ફડચો કરવાનું બ્રિટિશ સરકારને સોંપવું.

૧૨. ઇતર દેશી લોકો સાથે લઢાઈ થાય તો એક ટુકડી ગાયકવાડ પાસે રાખી બાકીની સહાયકારી ફોજ મદદમાં મોકલવી; અને ગાયકવાડના લશ્કરે પણ ગુજરાતની સરહદ ઉપર જવું.

૧૩. કાન્હોજી ગાયકવાડ શરણ થાય તો તેને સાલીઆણું બાંધી આપવું.

૧૪. પોતાના મુલકમાંથી મળી શકે તેટલું ઘાસ તથા ગાડાં ગાયક-

વાડે બ્રિટિશ સરકાર પાસેથી ખર્ચ લઈ પુરાં પાડવાં; સહાયકારી ફોજ લડાઈના કામપર જાય ત્યારે તેની બરદાશ કરવી.

૧૫. બ્રિટિશ હદમાં બળવો જાગે ત્યારે સહાયકારી ફોજ ત્યાં લઈ જવા દેવી. તેજ વખતે એ ફોજની ગાયકવાડના મુલકમાં જરૂર હોય તો બીજી કોઈ બ્રિટિશ ફોજ મોકલવી.

૧૬. જેઓની સામે એમાંથી કોઈ સરકારનો કંઇ વ્યાજબી દાવો હોય તેવા લોકોને અરસપરસ સોંપી દેવા.

૧૭. વેપાર સંબંધી કોલકરાર હવે પછી કરવા.

ગાયકવાડ અને પેશ્વા વચ્ચે લેણા બાબત તકરાર.

૧૭૫૧ માં પેશ્વાએ દામાજીને કેદ કરેલો ત્યારથી તેના લેણા બાબત ગાયકવાડ સાથે વાંધો ચાલતો હતો. એ લેણાની રીતસર ચોકશી થયેલી નહોતી એટલુંજ નહીં પણ ગાયકવાડે અને પેશ્વા એ બંનેએ અત્યાર સુધીમાં ત્રીજા પક્ષકારો સાથે કરેલા કોલકરારથી એ લેણાના દાવામાં ઘણો ગુંચવાડો થઇ ગયો હતો. ગાયકવાડ તરફ બાજીરાવ પેશ્વા દશ લાખ રૂપીઆ લેણું કાઢતો હતો. ગાયકવાડનું કહેવું એવું હતું કે બાજીરાવનો વડીલ રાઘોબા દાદા જ્યારે પેશ્વાઈની ગાદી માટે ખટપટ કરતો હતો ત્યારે ગોવિંદરાવ ગાયકવાડે તેનો પક્ષ કરી તેને માટે વડોદરાના ખજાના ઉપર કરજનો બોજો ઘાલ્યો. આનંદરાવ ગાયકવાડની આ તકરાર સાંભળ્યા પછી બાજીરાવે જણાવ્યું કે જો એ વાત ખરી હોય તો મારા વડીલને માટે કરેલા ખર્ચ બદલ હું ૭ લાખ રૂપીઆની છૂટ આપવા કબુલ છું; પણ તે જતાં મારા ચાર લાખ રૂપીઆ લેણા રહે તે તમારે આપવા જોઇએ. ગાયકવાડે એટલું દેવું પણ કબુલ રાખ્યું નહીં અને ઉલટ પોતાના હિસાબની યાદી તૈયાર કરાવી બાજીરાવ તરફ એ કરતાં વધારે લેણું કાઢ્યું. બાજીરાવની સૂચના પ્રમાણે અમદાવાદમાંથી આબાશેલુકરને કાઢવામાં તથા ગુજરાત પ્રાંતમાં પેશ્વાનાં જે પ્રગણાં હતાં તેમાં ફોજ રાખી બંદોબસ્ત રાખવામાં ગાયકવાડને ભારે ખર્ચ થયેલું, તે ગાયકવાડે આ યાદીમાં બતાવ્યું.

વળી સન ૧૮૦૦ માં પેશ્વાના હક્કનો પાંચ વર્ષનો ઇજારો પેશ્વાએ ગાયકવાડને આપેલો હતો તેની મુદ્દત પૂરી થતા પહેલાં વસાઇના તહનામાથી પેશ્વાએ એ પટા પૈકીનો કેટલોક મુલક બ્રિટિશ સરકારને આપી દીધો તેથી ગાયકવાડને થયેલા નુકસાનના રૂપિયા ગાયકવાડે પેશ્વા તરફ લેણા કાઢયા. એ પ્રમાણે હોવાથી પેશ્વાનું લેણું ગાયકવાડ તરફ નિકળવાને બદલે ઉલટ ગાયકવાડનું લેણું પેશ્વા તરફ નિકળતું હતું, તે આપવાની ગાયકવાડે માગણી કરી. આ બાબતનો ખુલાસો થઈ બંને પક્ષની સમજુત થવાની અવશ્ય જરૂર હતી. ગાયકવાડે તથા પેશ્વાએ કરેલાં તહનામાંની રૂઇએ આ તકરારની પંચાત કરવાનો હક બ્રિટિશ સરકારને મળ્યો હતો; પરંતુ આ સમયે જુદા જુદા મરેઠા સરદારોને ખુશ કરી પોતાના પક્ષમાં મેળવી લેવાની અને તેમને એકત્ર કરી પોતાને બનાવનાર બ્રિટિશ સરકાર સામે લઢાવવાની ખટપટમાં પેશ્વા હતો, તે ઉપરથી ગમે તે બહાનાં બતાવી ગાયકવાડના લેણા સંબંધી પ્રશ્ન હાલ તુરત એમનો એમ રહેવા દેવાની તેણે તજવીજ ચલાવી. મરેઠા સરદારોને મેળવી લેવાની પોતાની ખટપટ પેશ જાય, બ્રિટિશ સરકારનું ધ્યાન નવા મુલકની વ્યવસ્થા કરવામાં રોકાય અને ગાયકવાડ પોતાનો હિસાબ કરી નાખવાની ઉતાવળ કરે નહીં એવા વિચારથી પેશ્વાએ દશ વર્ષને નવે પટે ગુજરાતમાંના પોતાના હકનો ઇજારો ગાયકવાડને આપવાનું કબુલ કર્યું હતું. તેની આ ધારણામાં તે ફાવ્યો હોય એમ જણાય છે, કારણ કે હિસાબ નક્કી કરવા બાબત ગાયકવાડ તરફથી આ વખતે કંઈ વિશેષ તજવીજ થઈ નહોતી. વળી ૧૮૦૪ માં કર્નલ વૉકરે ગાયકવાડના રાજ્યનું સરવાયું તૈયાર કર્યું હતું તેમાં પેશ્વા તરફના લેણાની વાત જણાવી નહોતી.

એ પછી વર્ષ બે વર્ષ કંઈ અગત્યની બીના બની નથી. કાઠીઆવાડની ફોજની સરદારી બાબાજીએ છોડી વિઠ્ઠલરાવ દેવાજીને આપી ને પોતે વડોદરે મુલકી કામ કરવા લાગ્યો. વડોદરાનો રેસિડેંટ પણ વડોદરાના રાજ્યની અંદરની વ્યવસ્થા કરવામાં અને કાન્હોજી નાશીને હોલકરના

દરબારમાં જઈ રહ્યો હતો તેના હુમલાથી રાજ્યનું રક્ષણ કરવામાં રોકાયો હતો.

બાજી પેશ્વાનો સરસુબેદાર બાબા શેલુકર નવાં તરકટ થાય તેમાં સામેલ થઈ શકે નહીં એવા ઇરાદાથી રેસિડેંટે ઇ. સ. ૧૮૦૭ માં તેને બ્રિટિશ સરકારને સોંપી દીધો. કાઠીઆવાડની ખંડણીની વ્યવસ્થા કરવાને મેજર વૉકર ઘણા વખતથી કાઠીઆવાડ જવા ધારતો હતો પણ અત્યાર સુધી ગાયકવાડની રાજધાનીમાંજ રહેવાની તેને જરૂર પડવાથી તે જઇ શક્યો નહોતો. આ વર્ષમાં એ ખંડણીની વ્યવસ્થા કરવાને તે કાઠીઆવાડ ગયો.

ઇ. સ. ૧૮૦૭.

કાઠીઆવાડના સરદારો પાસેથી ખંડણી ઉઘરાવવાના સંબંધી ઇ. સ. ૧૮૦૭ માં જે નવી ગોઠવણ થઇ તેથી ખંડીયાઓનો તથા મુખ્ય સત્તાધારીનો સંબંધ નવા પાયાપર સ્થપાયો. એ નવી ગોઠવણથી કાઠીઆવાડના ખંડીઆઓ ઉપર તથા મરેઠી રાજસત્તાધારીઓ ઉપર બ્રિટિશ સરકારની સત્તામાં વધારો થયો તથા મુંબાઈ સરકાર તથા વડોદરા સરકાર એ બેનો સંબંધ ગાઢો થયો. વળી રાજાઓ તથા તેમની રૈયત એ બંનેને ઘણો ફાયદો થયો, કારણ કે ઉપજની વ્યવસ્થામાં અત્યાર સુધી કોઈ રીતનું નક્કીપણું નહોતું તે દૂર થયું ને ચોક્સ ખંડણી લેવાની રીત દાખલ થઈ.

કાઠીઆવાડની ખંડણી.

એ નવી ગોઠવણનો વિગતવાર હેવાલ આપતા પહેલાં એ ગોઠવણ દાખલ કરવામાં આવી તે વેળા કાઠીઆવાડની સંસારી તથા રાજદરબારી હાલત કેવી હતી એ પ્રથમ જણાવવું જરૂરનું લાગે છે.

કાઠીઆવાડની વસ્તીનો મોટો ભાગ સરદારો અને ખેડુતો એ બે વર્ગનો હતો અને તેઓ ભોમીઆ અને રૈયત કહેવાતા. ભોમીઓ એક

કાઠીઆવાડની સ્થિતિ. ઈ. સ. ૧૮૦૭.

ગામનો મુખી હોય કે પછી તેની સત્તા રાજા રૂપે ઘણાં ગામો ઉપર હોય. ખાતેદાર ખેડુત રૈયત કહેવાતા અને તે ઘણું કરીને પ્રાંતમાં લાંબા વખતના રહીશ હતા. સરદારો પરદેશી હતા ને ઉત્તરેથી કે ઇશાન ખૂણેથી આવી હુમલા કરી સત્તાધારી થયા હતા. અમદાવાદની દરબારના કેટલાક સાહસિક મુસલમાન સરદાર, લૂંટ ને ઢોર ચોરી કરનાર કાઠીઓ, ચાંચીઆના ધંધાને માટે કાંઠા ઉપર વસેલા મિયાણા તથા વાઘેલા સત્તાધારી સરદારોના વર્ગમાં હતા. બીજા સરદારો કરતાં રજ-પૂત સરદારોની સંખ્યા વધારે હતી. એ લોકો પોતાના વતની રાજ્યની પડતી હાલતથી દક્ષિણ તરફ ઘસડાઈ આવેલા હતા અથવા જે વર્ગમાં એકજ ધંધો માનવંતો ગણાય છે તે વર્ગના હોઈ લશ્કરી સાહસિકપણાને લીધે દક્ષિણ તરફ ઉશ્કેરાઇ આવેલા હતા. એ બધા સરદારેના બંધારણમાં એક જાતનું સરખાપણું માલમ પડે છે. જોરાવર સરદારો પૂરતા સાથીઓ લઈ પોતાના નબળા પડોશીઓને એટલા બધા સપડાવતા કે તેઓ પોતાના બચાવને માટે અને વળી બીજાની લૂંટમાં વખતે પોતાને હિસ્સો પણ મળે એટલા માટે તે સરદારોના રક્ષણ તળે આવી રહેતા. આ પ્રમાણે જુદાં જુદાં સંસ્થાન બંધાયાં. વળી સરદારના સંબંધીઓ એટલે કે ભાયાતો ઘણા અને જબરા હોય તો તે વળી સ્વતંત્રતા ધારણ કરી એક જૂદુંજ રાજ્ય સ્થાપતા. બહારના દુશ્મનો સામે તેઓ કુટુંબના વડીલની સાથે રહેતા પણ અંદરની વ્યવસ્થામાં તેનાથી જુદા પડતા. જો કે રજપૂતો હથીઆર પકડ-વાના ધંધાને વળગી રહે છે તો પણ તેઓ ખરા લશ્કરી લોક કહેવાય નહીં કારણ કે તેમનામાં ખરા લશ્કરી ગુણ ઘણાજ થોડા હોવાથી, તેમની વૃદ્ધિ ઘણીજ ધીમી થઈ હતી; ને ઓછી હિંમતના પણ સંપીલા ને વલાક સ્વભાવના લોકની સાથે સરસાઈ કરવામાં તેઓ ફાવ્યા નથી. ઘેરાના સર-જામ વગર ઉતાવળી દોડ કરતી ફોજને ડરામણા લાગે એવા મજબૂત કિલ્લા કાઠીઆવાડમાં ચોતરફ તૈયાર થયેલા છે અને ઢોર ચોરનારથી બચાવ કરવા

માટે ગામડાંની આસપાસ પણ મટોડીની ઉંચી બંધાયેલી છે, એ વાત પણ દેખાડી આપે છે કે રજપૂતોમાં ખરા લશ્કરી સદ્દગુણ થોડાજ હતા.

કાઠીઆવાડનાં સંસ્થાનોનું મંડાણ ઉપર જણાવ્યા પ્રમાણે અસ્થિર હોવાથી તેઓના અરસપરસના સંબંધમાં બળીઓ કહે તે ધારો એ શિવાય બીજું કંઈ ધોરણ હતું નહીં. આખા દેશમાં સઘળે ઠેકાણે અણભરોંસો હતો. દરેક સરદાર જાણતો કે જેમ મેં નબળાને મારામાં લઈ લીધો છે તેમ મારી પડોશના બીજા સરદારોએ પણ કર્યું છે તેથી લાગ મળશે તો તેઓ મારૂં રાજ્ય છીનવી લેવાને ચુકનાર નથી. તેના રાજ્યની વ્યવસ્થામાં માત્ર એટલુંજ હતું કે આસપાસનાં રાજ્યોના સંબંધમાં પોતાનું મોટમ રહેતાં પોતાનો અને પોતાની ફોજનો નિભાવ થયાં કરે એટલું ઉત્પન્ન પાછલા વહીવટની હદમાં રહી મેળવ્યા કરવું. જો કોઈ બહારનો દુશ્મન આવે તો સરદારો સંપી તેની સામે થવામાં એકઠા મળતા નહીં. વધારે જોરાવર શિવાય બીજા કોઇને તાબે થવું નહીં એમાં જ તેઓ મોટું માન સમજતા. દરેક સરદાર પોતાના ઉપર થયેલી માગણીની સામે થવામાં પોતાનું બધું જોર વાપરતો ને પછી ન ફાવતો તો સામો ધણી કહે તે પ્રમાણે કરાર કરી આપતો ને પછી પોતાના પડોશીની પણ એજ પ્રમાણે દશા થતી જોતો. આ વાત સ્મરણમાં રાખવા જેવી છે કે કાઠીઆવાડમાં ફોજોએ ઘણીવાર દોડાદોડ કરી છતાં એ પ્રાંત કદી તાબે થયો નહોતો. હુમલાથી થતું નુકસાન માત્ર થોડી વારજ રહેતું. ખંડણી આપવાથી સરદારની સ્વતંત્રતામાંથી કંઇપણ ઓછું થાય છે એમ તે સમજતો નહીં. પોતે લશ્કરી લૂંટારો હોવાથી પોતાની ઉપર થયેલા બળાત્કારને તે વાજબી સમજતો. તેનો મુલક તેણે તરવારથી મેળવેલો અને ખંડણી આપવાની કબુલતે નહીં પણ તરવારથી રાખેલો તેથી ખંડણી માગનારની સામા થવાય તો થવું એ વાજબી છે એમ તે સમજતો. પરદેશી હુમલો કરનારાઓની સામે થતાં તે છેક નબળો પડી જતો તો તેના પડોશી સરદારો તેના રાજ્યને પોતાના રાજ્યમાં જોડી દેતા. એટલા માટે તે એવી રીત રાખતો કે થોડીક હદ લગી સામે થવું ને તેમાં ન ફવાય તો તાબે થઈ જવું.

કાઠીઆવાડમાં આ પ્રમાણે વ્યવસ્થા હોવાથી મોગલો તથા મરેઠાઓને એમ લાગ્યું કે ભારે ખરચે મોટી ફોજ રાખી એ દેશ હવાલામાં રાખવાને બદલે તેનીપર વારંવાર ચઢાઇઓ કરવી એજ વધારે ફાયદાકારક છે. મુસલમાનની પહેલાં થયેલા ગુજરાતના સત્તાધારીઓ જોધપૂરથી તે દ્વારકાં લગી ખંડણી લેવાને નિકળતા તેમનું અનુકરણ કરીનેજ મુલકગીરીએ નિકળવાની રીત મુસલમાનોએ શરૂ કરી હશે એમ ધારી શકાય છે.

મુલકગીરી.

અમદાવાદના કેટલાક સુબેદાર વર્ષમાં ત્રણવાર ત્રણ જૂદી જૂદી દિશાએ જાતે ખંડણી ઉઘરાવવા નિકળતા. સુબેદારની એ મોટી મુલકગીરી શિવાય જુનાગઢનો બાબી અને ભાવનગરનો રાવળ પોતાની પડોશનાં નબળાં રાજ્યોમાં ખંડણી ઉઘરાવવા નિકળતા. અમદાવાદથી હરવર્ષે જે સ્વારી નિકળતી તે કેટલાએક ખાસ ધારા જે રજુલમુલક કહેવાતા તે મુજબ કામ કરતી. એ ધારામાં ત્રણ અગત્યના છે; અને ૧૯ મી સદીની શરૂઆતમાં બાબાજી ને વિઠ્ઠલરાવે ચઢાઇઓ કરવા માંડી તેમાં એ ધારા માન્ય કરેલા જોવામાં આવે છે. પહેલો ધારો એ હતો કે સર્વોપરી સત્તા ( એટલે કે નાના મોટા સર્વ સરદારો પાસેથી ખંડણી લેનારૂં બળવાન પરદેશી રાજ્ય) ને ખંડીઆ રાજ્યના ભાગ પડી જતાં અટકાવવાની અથવા તેની ઉપજ ઘટે એવું કંઈ કાર્ય થતું હોય ત્યારે વચ્ચમાં પડવાની સત્તા છે. બીજો ધારો એ હતો કે સર્વોપરી સત્તા મુલકગીરીની સ્વારીએ નિકળી હોય ત્યારે આખા પ્રાંતમાં બીજી કોઇપણ ફોજ લઢાઇના હંગામામાં ન હોવી જોઇએ. ત્રીજો ધારો એ હતો કે દરેક રાજ્યમાંથી ખંડણી લેવી તે પાછલી સાલોમાં લેવાઈ હોય તેનું ધોરણ રાખીને લેવી. આ પ્રમાણે છતાં વાસ્તવિક રીતે મરેઠા લોક તો જેટલી ખંડણી લેઈ શકાય તેટલી જબરજસ્તીથી લેતા.

એ વાત જાણવા જેવી છે કે ૧૯ મી સદીની શરૂઆતમાં કાઠીઆવાડની પૂર્વ અને દક્ષિણના પ્રદેશના સરદારો ખંડણી ઉઘરાવવાના કામની સામે થતા તેના કરતાં પશ્ચિમ તરફના મુલકના વધારે જોરથી સામા

થતા. મહીકાંઠામાં કોળી સરદારો ખંડણીની વસુલાતની સામા થતા તેથી ત્યાં વધારે ફોજ વાપરવાની જરૂર પડતી. વિજાપુર અને કડીની પડોશના સરદારો ગામને ઘેરો પડે અને ફોજ ચઢી આવે ત્યાં સુધી ખંડણી આપતાજ નહીં. પણ ધોળકાની પશ્ચિમે મુલકગીરીમાં જેવી અડચણ પડતી તેવી બીજે કોઈ ઠેકાણે પડતી નહીં. આ પ્રમાણે ઉપોદ્ઘાત તરીકે સમજ મળ્યા પછી મરેઠાઓનો વહીવટ સ્પષ્ટ રીતે સમજાશે.

**મરેઠા સોરઠમાં.**

મરેઠાઓ ગુજરાતમાં આવ્યા તે સમયથીજ સોરઠમાં જઈ પહોચ્યા હતા. ઈ. સ. ૧૭૧૧ માં મુસલમાનો અમદાવાદની પાસે રોકાયલા હતા તેવામાં મરેઠાઓએ સોરઠમાં પહેલવહેલી ચઢાઈ કરી. આ પછી ઘણીવાર ચઢાઇઓ થઈ પણ દામાજી ગાયકવાડના વખતથી તો દરવર્ષે થવા લાગી. દામાજી ચઢાઈ કરવા ઉપરાંત બીજું પણ ઘણું કરી શકયો. તેણે લાઠીના ગોહિલ ઠાકોરની કુંવરી સાથે પરણી પહેરામણીમાં જમીન મેળવી તેથી દ્વીપકલ્પના મધ્ય ભાગમાં તેને રહેવાનું ઠેકાણું મળ્યું. જેમ બળવાન રજપૂતો પોતાની જાતના નબળાઓને તાબે કરી લેતા તેમ નબળા સરદારોને પોતાની તરફ વાળી દામાજીએ અમરેલી મહાલ મેળવ્યો. જ્યારે ખંડસ્થભૂમિમાં દામાજી એટલી બધી ફોજ રાખી શકયો કે ફોજનો એક ભાગ મુલકગીરી માટે દ્વીપકલ્પ તરફ મોકલી શકે, ત્યારે દરવર્ષે કાપણીની મોસમમાં તેની સ્વારી કાઠીઆવાડમાં નિકળતી. એ ચઢાઇઓની મતલબ દેશ જીતવાની નહીં પણ લૂંટવાની હતી. તેથી કરીને હાર્યા પહેલાં સરદારો ખંડણી આપવાનું કબુલ કરે તો તેટલાથીજ ચઢાઇનો અંત આવતો. ચઢાઇને માટે ફોજ રાખવાનો ખર્ચ ઘણો મોટો થતો. ખર્ચ વધારે રાખવો પડતો તેનું કારણ એ હતું કે ફોજનો ઉપયોગ ક્યારે કરવો પડશે એ ચોક્કસ નહોતું. જેની પાસેથી ખંડણી લેવાની હોય તે સામો થાય ત્યારેજ ફોજનો ઉપયોગ કરવો પડતો. ઘણીવાર મરેઠાની ફોજ એકાદા ગામની આસપાસ ઘણા દહાડા સુધી પડાવ રાખતી, કારણ કે તેની પાસે ઘેરો ઘાલવાને તોપના

સરંજામ નહતાં. ૧૯ મી સદીની શરૂઆતમાં માળીઆ ગામે બાબાજીની સરદારીવાળી ઘણી તૈયાર ફોજની સામે ફતેહમંદીથી ટકાવ રાખ્યો હતો, અને એવાજ સબબથી મરેઠાઓ જૂનાગઢ ઉપર ચઢાઈ લઈ જવાનું જેમ બને તેમ માંડી વાળતા.

મુલકગીરી ફોજ જે પ્રદેશમાં થઇને જતી તે પ્રદેશ હમેશ ઉજ્જડ કરી નાખતી અથવા ફોજ આવવાથી ખેડુતોને સ્વાભાવિક રીતે જે નુકસાન થાય તે કરતાં હમેશ વધારે નુકસાન કરતી, એમ કંઈ નહોતું. તોપણ એ ચઢાઇઓથી રૈયતને લૂંટફાટ ને બીજા વણસાડની મોટી ધાસ્તી રહેતી. વળી ફોજની કુચ વખતે ભારે નુકસાન થવાના કેટલાક દાખલા પણ નોંધાએલા છે. મરેઠી ફોજને કુચ કરતી વખતે ઘરનાં લાકડાં તથા પાટીયાં બાળવાનાં લાકડાંને ઠેકાણે કામ લાગે એટલા માટે એક ભોમીઆએ પોતાની રૈયતને ગામમાંથી નિકળી જવાનો હુકમ કર્યાનું કહેવાય છે. પૈસાદાર લોકોને મિલકત સંતાડ્યાના શક ઉપરથી મરણ તોલ માર મારવામાં આવતો. મરેઠી ફોજમાં કવાયત નહોતી. ફોજનાં માણસોની સાથે બીજાં ઘણાં માણસ ફાલતું રહેતાં તે પિંઢારાના જેવી ચાલ ચલાવતાં. સન ૧૭૭૫ ની લઢાઇઓમાં મી. ફોર્બ્સે આ વાત નજરે જોઇ હતી. જબરા દુશ્મન સામે ખરે લઢાઇને પ્રસંગે આ પ્રમાણે થતું ત્યારે નબળા સરદારો સામે મુલકગીરીની ચઢાઇઓ લઈ જવાને પ્રસંગે, ફોજની સાથે લૂંટફાટ કરનારા ફાલતુ માણસોની સંખ્યા પ્રમાણમાં વધારે રહેતી હશે એ સંભવિત છે. કદાચ એ પિંઢારાની વર્તણૂક ચલાવનારા ફાલતુ માણસોનાં કૃત્ય ફોજનાં માણસને માથે ઠોકી બેસાડવામાં અવતાં હશે; તોપણ રૈયતને દુઃખ થતું એમાં તો કંઈ સંદેહ નથી. પાછળના વખતમાં જ્યારે મુલકગીરીનું કામ વધારે વ્યવસ્થિતિ રીતે ચાલતું ત્યારે ફોજના રસ્તા ઉપરના ગામવાળાઓને એક બે જણને બાંહેધરી દાખલ રાખવાની છૂટ હતી. જો આવી બાંહેધરી કબુલ કરવામાં આવતી નહીં તો ફોજ ત્યાં પડાવ નાખતી. ઘણી વખત એ બાંહેધરોની માગણી એટલી ભારે થતી કે ગામવાળાએ તેમનું મન મનાવી

તેઓ આવેજ નહીં એવી તજવીજ કરતા. પોતાના મુલકમાં મુલકગીરીની ફોજ આવેજ નહીં એટલા માટે કેટલાક ભોમીઆ પોતાના તરફથી ફોજના સરદાર સાથે ખંડણીનું નક્કી કરવાને કોઇ વકીલને આગળથી મોકલતા. એ વકીલ ફોજના સરદાર સાથે ખંડણીનો આંકડો નક્કી કરતો અને તેનો લેખ લખી આપતો. પછી એ લેખ પ્રમાણે રકમ આપવાનું ભોમીઓ કબુલ કરતો અને પોતે પાકો લેખ કરી આપતો, એટલે વકીલે કરી આપેલો લેખ ફાડી નાખવામાં આવતો. હરેક પ્રકારના કરારમાં ગુજરાત દેશમાં બાંહેધરી લેવાની રીત ઘણીજ ચાલતી. ગાયકવાડના ખાલસા અને ખંડીઆ મુલકના વહીવટમાં બાંહેધરીની રીત એટલી બધી ચાલેલી છે કે એ રીત અત્રે ખુલાસેથી જણાવવી એ યોગ્ય દીસે છે.

હિંદુ લોકોના વ્યવહારની એક જાણીતી ખાશિયત એ છે કે કોઈ વ્યવહારમાં ત્રીજા માણસને નાખી શકાય એમ હોય તો ફક્ત બે માણસ એકલાજ વ્યવહાર કરતા નથી. જુના વખતમાં ગેરબંદોબસ્ત ચાલતો ત્યારે કોઈ માણસને સરકારનો કે તેના પડોશીનો ભરોંસો પડતો નહીં. કોળી ને લૂંટારા રજપૂત સાથે કામનો પ્રસંગ આવે ત્યારે પોતાની જાત કે મિલકતનો કોઇને ભરોંસો પડે નહીં તે ઉપરથી બાંહેધરી લેવાની રીત નિકળી ને પછીથી બીજા લોકો સાથેના વ્યવહારમાં પણ પ્રસરી. ૧૯ મી સદીની શરૂઆતમાં એટલો બધો અણવિશ્વાસ ફેલાયો હતો કે ગાયકવાડ સરખો પણ પોતાની રૈયતમાંના કોઇની બાંહેધરી આપે તે શિવાય કોઈ તેની સાથે કરાર કરતું નહીં. ગાયકવાડ નાણાં કરજે લેતા તેની બાંહેધરી આરબ જમાદારો કરતા. આરબ લોકોની બાંહેધરી કબુલ કરવામાં આવતી તેનું મુખ્ય કારણ એ હતું કે જેમાં તેઓ ઉભા રહ્યા હોય તેવા કરાર બળજોરીથી પૂરા કરાવવાનું તેમનામાં સામર્થ્ય હતું. જેમ બીજે ઠેકાણે રાજદરબારી વિચાર ઉપરથી આરબ જમાદારોની બાંહેધરી લેવામાં આવતી તેમ કાઠીઆવાડમાં રાજદરબારી વિચાર ઉપરથી નહીં પણ ધર્મ તથા પરં-

બાહેધરી.

પરાથી અપાતું આવેલું માન એ બે વિચાર ઉપરથી ભાટ લોકોની બાંહેધરી લેવામાં આવતી.

દરેક રજપૂતને પોતાનો ભાટ હતો. વંશ સંબંધી કે વારસા સંબંધી બાબતમાં ભાટોનેજ પૂછવામાં આવતું. ભાટનો નાશ થાય તો તેની સાથે વંશાવળીનો નાશ થાય અને તેથી ઘણું નુકસાન થવાનો સંભવ રહે તેથી ભાટ ઘણો પવિત્ર અને કિંમતી ગણાતો. ભાટનું કામ પડે એવા રજપૂતોની સંખ્યા કરતાં પાછળથી ભાટની સંખ્યા એટલી બધી વધી પડી કે કેટલાક ભાટે નાણાંની ધીરધારનું અને કેટલાકે ખેતીનું કામ કરવા માંડ્યું; તોપણ ભાટ નામે ભરોંસો રાખવા જોગ ને તેના શરીર ઉપર કદી હાથ ઉગામાય જ નહીં એમ બધે મનાતું. ભાટની પેઠે ચારણો પણ મોટા મનાતા. તેઓની સંખ્યા કાઠીઆવાડમાં ઘણી છે. ત્યાં તેઓ ગામ વસાવી ખેતીનું કામ કરતા હતા. એવું કહેવાય છે કે પ્રથમ રાજા ટોડરમલે રજપૂતોની તરફથી ભાટને જામીન દાખલ લેવાનો ધારો પાડ્યો. ઈ. સ. ૧૮૦૭ ની અગાઉ ભાટની જામીની વગર કોળી કે રજપૂત લોકો એક બીજા સાથે અથવા રાજ્ય સાથે નાણાં સંબંધી કંઇપણ વ્યવહાર કરતા નહીં. ભાટ લોક જેટલી રકમના જામીન થતા તેટલી ઉપર સેંકડે ટકા લેતા તેથી તેઓ બહુ દોલતમંદ થયા હતા. જેના તેઓ જામીન થતા તેને તેઓએ સતાવ્યાના ઘણા દાખલા બનેલા છે. ઈ. સ. ૧૮૦૮ માં ભાવનગરના રાવળને પોતાના ભાટ જામીન સાથે તકરાર થઈ હતી તે ઉપરથી જે સત્તાધીશને તે ખંડણી આપતો હતો તે સત્તાધીશને અરજ કરી તેણે ભાટની જામીનગીરીનું ખત રદ કરાવ્યું અને પોતાની જાત જવાબદારી ઉપર નવું ખત કરાવ્યું. આ દાખલા ઉપરથી જણાઇ આવે છે કે જેમ સુધારો, ઉદ્યોગ અને વેપાર વધતો જાય છે તેમ વહેમભરેલી જૂની રીતો નાબુદ કરવાનું વલણ પણ વધતું જાય છે.

ભાટ અને ચારણો, ઇ. સ. ૧૮૦૭.

મરેઠાઓની એક રીત એવી હતી કે મુકરર કરેલી ખંડણીથી ઓછું

લેવું નહીં. ઘણાં વર્ષની ખંડણી ચઢી હોય તો તેમાં કંઈ છૂટ મૂકી બાકીની રકમ લેવાના કરતાં વર્ષ એ વર્ષની ખંડણીનો પૂરેપૂરો આંકડો લેવાનું તેઓ વધારે પસંદ કરતા. તેમના મનમાં હમેશ એવી બીક રહેતી કે જો કોઈ સાલ ઓછી રકમ લેવામાં આવશે તો હવે પછીની સાલોમાં એ ઓછો આંકડો દાખલા તરીકે વપરાશે. જમા અથવા ખંડણીનો જે ચોકસ આંકડો ઠરાવ્યો હોય તેજ લેવાનું મરેઠાઓ ડોળ બતાવતા તો પણ જ્યારે ફોજ પૂરતી હોય ત્યારે તેઓ જમા ખંડણી ઉપરાંત ખરાજાતને નામે ઘણુંક જુદે લેતા, ઘોડાને માટે "ઘાસ દાણો" અને એ કરતાં પણ જેમાં સર્વ વાત આવી જાય એવો "બીજો પરચુરણ ખર્ચ" લેવામાં આવતો. એ રીતે ખંડણી વધારે લેવાની યુક્તિ પ્રથમ શિવરામ ગાડદીએ કાઢેલી ને પછી બાબાજી તથા વિઠ્ઠલરાવે તજવીજથી આગળ ચલાવેલી. વિઠ્ઠલરાવની ફોજ એટલી જબરી હતી કે ખંડણીના મોટા ભાગ જેટલી ખરાજાતની રકમ તે જબરાઇથી લઇ શકતો અને તે ભરનારાઓએ સામે થયા છતાં આખરે આપવી પડતી. બ્રિટિશ સત્તા રાણપુર, ઘોઘા અને ધંધુકામાં સ્થાપન થયાને થોડીવાર થઇ નહીં એટલામાં ગોહિલવાડ અને સોરઠના કેટલાક નાના રાજાઓએ વડોદરાના રેસિડેન્ટને અરજ કરી ભાવનગરનો રાવળ અને જુનાગઢનો નવાબ એ એની મુલકગીરીની સામે થવાને મદદ માગી. તેઓએ જણાવ્યું કે જો હમારા કુટુંબના હક જાળવી રાખો તો અમારાં રાજ્ય બ્રિટિશ સરકારને આપી દઇશું. તેમણે જે શરતો જણાવી તે બ્રિટિશ સરકારને તે વખતે પસંદ પડે તેવી નહોતી તેથી તે વખતે એ તરફ તેમનું વધારે ધ્યાન ગયેલું જણાતું નથી. તોપણ એ નાના રાજાઓની અરજ ઉપરથી એટલી અસર થઇ કે કાઠીઆવાડની હાલત તરફ મુંબાઇ સરકારનું ધ્યાન ખેંચાયું. બ્રિટિશ* સરકારનો ગાયકવાડ સાથે પ્રથમ સબંધ થયો તેવામાંજ જણાઇ આવ્યું હતું

ખરાજાત, ઘાસ દાણા, પરચુરણ બાબતો.

બ્રિટિશની દરમિયાનગીરી.

કે ગાયકવાડની ઉપજનો મોટો ભાગ કાઠીઆવાડની ખંડણીનો હોવાથી તે દરવર્ષે નિયમસર ઉઘરાવી લેવાની જરૂર પડતી. વળી એ અરસામાં ઘણી બાકી ચઢી ગઈ હતી તેથી તે ઉઘરાવી લીધા વિના ચાલે તેમ નહોતું. ગાયકવાડના પ્રધાન સારી પેઠે સમજતા હતા કે બ્રિટિશ સરકારની મદદ વિના આપણાથી એ બાકી વસુલ કરી શકાશે નહીં. તેમની અશક્તિને લીધે તેઓએ સહાયકારી લશ્કરની ત્રણ પાયદળની પલટણો રાખી હતી તથા જરૂર પડે તો એક પલટણને કાઠીઆવાડ મોકલવાનો ઠરાવ કરી રાખ્યો હતો. આ પ્રમાણે ગાયકવાડની મતલબ બર પહોચાડી આપવાને બ્રિટિશ સરકાર પોતાને મોઘમ રીતે બંધાયેલી સમજતી, પણ ગાયકવાડની હમેશની રીત પ્રમાણે ખંડણી વસુલ કરવાનો અમલ કરવામાં આવે તો બ્રિટિશ સરકારને પોતાની હમેશાંની રીતભાત અને રાજનીતિથી ઉલટી રીતે વર્તવું પડે એમ હતું. સન ૧૮૦૨ ના ડિસેમ્બર મહિનાની ૧૫ મી તારીખે હિંદુસ્તાનની વડી સરકારના અધિકાર ઉપર માર્કિવસ ઓફ વૅલ્સલિ હતો તે વેળાએ તેણે એવો અભિપ્રાય જણાવ્યો હતો કે મુલકગીરી કર્યા વિના કાઠીઆવાડના રાજા અને ઠાકોરો સાથે ગાયકવાડને આપવાની ખંડણીનો સુલેહ ભરેલી રીતે ઠરાવ થાય તો ગાયકવાડની તેમજ ગુજરાતમાં બ્રિટિશ સરકારના સ્વાર્થની સારી સેવા બજાવેલી કહેવાય. રજવાડાવાળા પોતાની મેળે ગાયકવાડને ખંડણી આપે એટલે ગાયકવાડને ખંડણી ઉઘરાવવાની ફોજ રાખવાનો જે ભારે ખર્ચ કરવો પડતો તે કરવો પડે નહીં ને રજવાડાવાળા ઉપર પરચુરણ બાબતો સબબે ખંડણીની રકમ વધારવાનો જુલમ થતો હતો તે થવા પામે નહીં, એ પ્રમાણે બંને પક્ષને લાભકારક ગોઠવણ કરી આપવાનો વિચાર બ્રિટિશ સરકારે કર્યો હતો; પણ ઇ. સ. ૧૮૦૭ ના એપ્રિલ મહિનાની ૩ જી તારીખ સુધી એ કામ માથે લેવાનો પ્રસંગ મુંબાઈ સરકારને આવ્યો નહોતો. સિંધિયા સાથે લઢાઈ ચાલવાથી એ પ્રશ્ન થોડો વખત મુલતવી રાખવો પડયો હતો, તેમજ તળ વડોદરામાં કરવાનાં કેટ-

* રાસમાળા, ભાગ ૨ જો ; પાન ૬૫.

લાંક અગત્યનાં કામને લીધે બ્રિટિશ રેસિડેંટ ઈ. સ. ૧૮૦૭ સુધી વડોદરામાં રોકાઈ રહ્યો હતો. તોપણ એ દરમીઆન બ્રિટિશ સરકારના મધ્યસ્થપણાથી ગાયકવાડની મુલકગીરીને બદલે હમેશાંને માટે ખંડણી આપવાનો બંદોબસ્ત કરવાને કાઠીઆવાડના તાલુકદારોની મરજી છે કે નહીં એ વિષે તેમનું મન જોવાને કર્નલ વૉકરે એક બે દરબાર તરફ વકીલો મોકલી તપાસ કરાવી હતી. ઈ. સ. ૧૮૦૭ માં મોરબીના રાજ્યમાં એક ઠેકાણે વિઠ્ઠલરાવની ફોજ પડી હતી ત્યાં થોડીક બ્રિટિશ ફોજ સાથે તેને મદદ કરવાને વડોદરાનો રેસિડેંટ કર્નલ વૉકર ગયો. ખંડણી સંબંધી જે નવી ગોઠવણ કરવાની ધારણા હતી તેના ઉપોદ્‌ઘાત તરીકે ગાયકવાડ તરફથી વિઠ્ઠલરાવે અને બ્રિટિશ સરકાર તરફથી કર્નલ વૉકરે એકેકી યાદી કાઠીઆવાડના સઘળા રાજાઓને મોકલી. આ સંબંધમાં બ્રિટિશ સરકાર કયા નાતાથી ભાગ લે છે તે સ્પષ્ટ જણાવેલું નહોતું. વિઠ્ઠલરાવે પોતાની યાદીમાં એમ જણાવ્યું હતું કે અમારી મદદે બ્રિટિશ સરકારની ફોજ આવી છે તોપણ જો તમારી મરજી હોય તો ખંડણી સંબંધી યોગ્ય ઠરાવ કરી આપીશું. કર્નલ વૉકરની યાદી વધારે લાંબી, વધારે સ્પષ્ટ અને જાણે પોતે વધારે સત્તાવાન હોઇ રાજાઓનો બચાવ કરવાને આવ્યો હોય એવી મતલબની હતી. રાજાઓના જવાબ જૂદા જૂદા હતા પણ તે બધા ઉપરથી એમ સમજાતું કે ખંડણી સંબંધી સૂચના બ્રિટિશ સરકારના વિચારથી થઇ છે એમ તેઓ સમજ્યા હતા. રાજાઓને ખબર હતી કે ગાયકવાડને મુંબાઇ સરકાર સાથે કેટલાક કોલકરાર થયા છે અને તે કરારની રૂઈએ ખંડણી ઉઘરાવવામાં મદદ કરવાને મુંબાઇ સરકાર બંધાયેલી છે. કાઠીઆવાડની પૂર્વમાં બ્રિટિશ સરકાર તેઓના પડોશી હોવાથી તેઓની રાજનીતિ કેવી છે એ વાત પણ તેઓ જાણતા; પણ એટલા ઉપરથી ખંડણીની બાબતમાં બ્રિટિશ સરકાર કેવી રીતે કામ કરવા ધારે છે એ સમજવાને તેઓ શક્તિમંત નહોતા. બ્રિટિશ સરકારની વર્તણુક ખરેખર સ્વાર્થ વિનાની છતાં તાલુકદાર લોકો તેમના વિષે કેવો વિચાર કરવા લાગ્યા એ કર્નલ વૉકરે લખેલા

નીચેના પત્ર ઉપરથી જણાય છે*:—

"તાલુકદારો ઉપર મોકલેલા સરક્યુલર પત્રમાં લખેલી વાત સાચી છે એમ તેઓને લાગ્યું નહીં અને ફોજ આગળ વધવા લાગી તેમ તેઓ તરેહવાર કહેણ કહાવવા લાગ્યા, તેથી સર્વના વિચાર જણાઈ આવ્યા. તેઓ સ્વાભાવિક રીતે એમ ધારવા લાગ્યા કે અમે અમારા તરફથી મુલકગીરી કરવાને નિકળ્યા છીએ, તે ઉપરથી કેટલાક કહેવા લાગ્યા કે અમને પૈસા કહાડી લેવાની યુક્તિઓ ઘણી સારી આવડે છે, અને અમારી ફોજ ઘણી લડાયક છે તેથી લૂંટમાં અમને ભાગિયા કરશો તો તમારી ફોજને મહેનત કરવી પડશે નહીં. માળિયાના રાજાએ રણ ઉપરના રસ્તાનો કબજો કરી લેવાની ઇચ્છા કરી અને ચોડ, વાગડ, કચ્છ અને સિંધ ઉપર એકઠા મળીને લૂંટફાટ કરવાને હલ્લા કરવાનો અભિપ્રાય આપ્યો. વળી કેટલાક એમ સમજ્યા કે, ગાયકવાડનો હક્ક યુક્તિથી ખશેડી દેઇને બ્રિટિશનો હક્ક સ્થાપી દેવાનો અમારો વિચાર છે, તેથી કંપનીની સત્તા પાળવાની ઘણીજ ખાતરીપૂર્વક ઇચ્છા બતાવા લાગ્યા, અને ગાયકવાડના પ્રમાણિકપણા ઉપર શક ઉત્પન્ન થાય એવી ઠગાઇભરેલી યુક્તિઓ કરવા માંડી. આવા તેઓના પ્રયત્નોની સામે તૈયાર થઇ રહેવાની અને તેઓને તર્તજ તોડી પાડવાની અગત્ય હતી. તેઓનો ઇરાદો ઠગાઇ ભરેલો હતો, અને જ્યાં એકઠો સ્વાર્થ હોય એવા કામમાં એક સંપની અને નિષ્કપટપણાની વર્તણુંક નહીં ચલાવવાથી જેવાં ભારે પરિણામ થાય તેવાં કરી નાખે એવો હતો. એવા કારણ ઉપરથી કાઠીઆવાડમાં કંપની સરકારની ફોજ આવી છે તે ગાયકવાડના સહાયકારી તરીકે આવી છે અને અમારી મતલબ ગાયકવાડના રાજ્યના લાભ ઉપર નજર રાખીને અને ભોમીઆઓનો સદાય સ્વાર્થ સુધારીને કંપનીના મધ્યસ્થપણાથી દેશમાં સારો બંદોબસ્ત કરી દેવાની છે એ વાતની ભોમીઆઓને ખાતરી કરી આપવા ઉપર મારો પ્રયત્ન મેં ચલાવવા માંડયો."

* રાસમાળા, ભાગ ૨, પાન ૬૭.

ગાયકવાડની ફોજના સેનાપતિ વિઠલરાવ દિવાને કર્નલ વૉકરને તેના પ્રયત્નમાં સારી મદદ કરી તેથી તર્તજ ભોમીઆઓના મનમાં વિશ્વાસ આવવા માંડયો. બ્રિટિશ સરકારનો મનસૂબો સ્વાર્થ વિનાનો અને ભોમીઆઓનું કલ્યાણ કરવાનો છે એમ બતાવી આપવાને આ વખતે એક પ્રસંગ મળી ગયો. તે એ કે કંદોરણાનો કિલ્લો તેના ધણી પાસેથી નવાનગરવાળાએ લેઇ લીધો હતો તે બ્રિટિશ ફોજે પાછો લેઇ તેના ધણીને સ્વાધીન કર્યો. આ બનાવ ઉપરથી ભોમીઆઓના વિચાર બિલકુલ બદલાઈ ગયા અને બ્રિટિશ સરકાર વાજબીપણે વર્તી આપણને ન્યાય આપશે એમ ધારવા લાગ્યા. ઘણા વખતથી ખંડણીનો દર નક્કી કરેલો નહોતો તથા તેમાં ફેરફાર થતો હતો તેથી તેને એક વાજબી ધોરણ ઉપર આણી મૂકવાનું કામ ઘણું કઠણ હતું. વળી વડોદરા સરકારની નાણાં સંબંધી સ્થિતિ બ્રિટિશ સરકારના જાણવામાં હતી તેથી તે વડોદરા સરકારની ઉપજ કદાપિ વધારી આપે નહીં તોપણ છેવટ હોય તેટલી કાયમ રહે એવો બંદોબસ્ત બ્રિટિશ સરકાર કરી આપે એવી આશા ગાયકવાડ તરફે રાખવામાં આવતી હતી. એજ રીતે ભોમીઆઓની ખાત્રી થઈ હતી કે અમારી પાસેથી બ્રિટિશ સરકાર ઘણા પૈસા કઢાવશે નહીં અને અમારા ગજા ઉપરાંતની ખંડણી લેવાનો હમેશાંનો ઠરાવ કરશે નહીં.

કર્નલ વૉકરે જે તજવીજ કરી હતી તે ઉપરથી તેનું ધારવું એવું હતું કે ૨૯ મુખ્ય ઠાકોરોને યાદીઓ મોકલી હતી તેઓની સાથેજ જુદા જુદા કરાર કરવા પડશે અને બાકીના ભાયાતોનો સમાવેશ તેમનામાં થઇ જશે. પણ ખંડણીની બાબત જ્યારે સારી પેઠે તપાસ કરવામાં આવી ને ભાયાતોના હક્ક જાણી લેવામાં આવ્યા ત્યારે તેને માલમ પડયું કે ખંડણીની બાબત ઓછામાં ઓછા ૧૫૩ રાજા સાથે જુદા જુદા કરાર કરાવી લેવાની જરૂર છે. આથી કરીને વ્યવસ્થા નક્કી થતાં વાર લાગી; પણ છેવટે એક મુખ્ય ધોરણે બધા સાથેના કરાર નક્કી કરી નાખવામાં આવ્યા. પાછલી વસુલ થયેલી રકમો બારીકીથી તપાસી તથા ખરાજાતમાં ઘણોજ ઘટાડો કરી

પ્રત્યેક ભોમીઆની ખંડણીનો આંકડો નક્કી કરવામાં આવ્યો. એ સંબંધે જે કોલકરાર થયા તે નીચે પ્રમાણે હતાઃ—

ઈ. સ. ૧૮૩૭ માં હમેશને માટે મુકરર કરેલી ખંડણી રાજાએ તથા તેના વારસોએ દરવર્ષે વડોદરે ભરવી. તે ભરવાને માટે તેણે પોતાની તરફનો દશ વર્ષને માટે જામીન આપવો. ખંડણીનો આંકડો ગાયકવાડ હમેશ કાયમ રાખે તેની ખાત્રીમાં બ્રિટિશ સરકારે ગાયકવાડની તરફથી જામીન રહેવું.

૧૮૦૭ નો ઠરાવ.

આ પ્રમાણે ખંડણીની રકમ હમેશને માટે ઠરાવવાનું તથા તે ભરવાને માટે તથા કાયમ રાખવાને માટે જામીન લેવાનું તથા આપવાનું ઠર્યા પછી કર્નલ વૉકરે ભોમીઆઓ અંદર અંદર કજીઆ કરે નહીં તેને માટે બંદોબસ્ત કર્યો. ખંડણી મુકરર કરવાનો સબબ એટલોજ હતો કે જ્યારે ત્યારે ફોજને આખા પ્રાંતમાં લઈ જવાની જરૂર પડે નહીં ને ખંડણી ભરનારા પાસેથી જબ્બરજસ્તીથી વધારે લેવામાં આવે નહીં; પણ જો ગાયકવાડની ફોજ ખસેડી લેવામાં આવે તો પ્રાંતમાં બંદોબસ્ત રાખવાનું કંઈ સાધન રહે નહીં અને ભોમીઆ માંહોમાંહે લઢી મરે તેથી પહેલાં કરતાં પણ તેમની મ ઠી વલે થાય. એટલા માટે તેમજ ગાયકવાડ સરકારની શ્રેષ્ટતા ચાલુ રહે એટલા માટે મરેઠી ઘોડેસ્વારો અને બ્રિટિશના સહાયકારી લશ્કરની એક પલટણનો રસાલો કાઠીઆવાડમાં રાખવાનો ઠરાવ થયો. વળી ભોમીઆઓ પાસે એક બીજો કરાર કરાવી લેવાની જરૂર પડી. તે એવી મતલબનો હતો કે દરેક ખંડીઆએ શાંતિ રહે એવી ચાલ ચાલવી અને એ પ્રમાણે ચાલવાની ખાત્રી માટે બીજા ભોમીઆને જામીન તરીકે આપવો. આ કરાર હમેશને માટે હતો.

એ પ્રમાણે બે કરાર થયા ત્યારે ગાયકવાડ સરકારે ભોમીઆને એવો પરવાનો લખી આપ્યો કે ઠેરવેલી ખંડણી કરતાં તેની પાસેથી વધારે લેવામાં નહીં આવે. એ પરવાના ઉપર બીજી સહી બ્રિટિશ સરકાર તરફથી કર્નલ

બૉકરે કરી. મુકરર કરેલી ખંડણી દરવર્ષે ભરી દેવાને રાજાએ કરી આપેલો લેખ જેમ હમેશને વાસ્તે હતો તેમ બ્રિટિશ સરકારની જામીની પણ હમેશને માટે હતી. ખંડણીનો આંકડો જો કે હમેશને વાસ્તે ઠરાવેલો હતો તોપણ તે ભરવાનું જામીનખત દશ દશ વર્ષે નવું કરાવી લેવાનું ઠર્યું હતું.

ઇ. સ. ૧૮૦૭ ના ઠરાવના સંબંધમાં એક જાણવા જેવી બાબત એ છે કે જો કે પેશ્વાએ ખંડણી ઉપરના પોતાના હક થોડાંક વર્ષને માટેજ બીજાને હવાલે કર્યા હતા તોપણ ફેલજામીન સિવાય બીજા કોઈ લેખમાં પેશ્વાનું નામ જણાવવામાં આવ્યું નહોતું. નવી ગોઠવણથી નક્કી થયેલી ખંડણીની કુલ રકમ ૯,૭૯,૮૮૨ રૂપિયાની થઈ હતી.

એ પ્રમાણે બ્રિટિશ રેસિડેન્ટની દરમીઆનગીરીથી ખંડણીનો બંદોબસ્ત કરવાનું કામ ઘણી સારી રીતે પાર પડ્યું. જુલમ ભરેલી રીતે પૈસો કઢાવવાની રીત નાબુદ થઈ અને ખંડણીનો દર મુકરર થયો તેથી કાઠીઆવાડના તાલુકદારો રાજી થયા.

૧૮૦૪ માં પેશ્વાએ ગાયકવાડને દશ વર્ષનો ઇજારો આપેલો તેની મુદતમાં આ વખતે સાત વર્ષ બાકી હતાં, તેથી આ વખતે કાઠીઆવાડની ખંડણી સંબંધી કરેલી નવી ગોઠવણની વાત પેશ્વાને જણાવવામાં આવી નહોતી. ૧૮૧૫ માં જ્યારે પુનાનો રેસિડેંટ ગાયકવાડને ફરીથી ઇજારો અપાવવાની તજવીજ કરતો હતો ત્યારે તેણે તૈયાર કરેલા ખરડામાં કાઠીઆવાડની ખંડણીનો નવો આંકડો પેશ્વાને બતાવ્યો. આ ખરડામાં એક વિલક્ષણ ભૂલ એ થઈ કે દશ વર્ષની મુદત માત્ર જામીનખતને માટે હતી તેને બદલે એમ લખાઈ ગયું કે હર દશ વર્ષે ખંડણીની નવી વ્યવસ્થા કરવાની છે. એ ઉપરથી પેશ્વાએ પોતાના તરફથી ખરડો રજુ કર્યો તેમાં એવી માગણી કરી કે દશ વર્ષની મુદત પૂરી થયા પછી કાઠીઆવાડની ખંડણીમાં વધારો કરી આપવો. વળી તેણે એવું માગણું કર્યું કે ખરાજાત બાબત ગાયકવાડે કેટલુંક વધારે ઉઘરાવ્યું છે

કાઠીઆવાડની ખંડણીમાં પેશ્વાના હક.

તે પાછું આપવું અને એમ માની લીધું કે કાઠીઆવાડના રાજાઓની ખંડણી આપવાને બ્રિટિશ સરકાર જામીન થયેલી છે. આ ખરડો પુનાના રેસિડેંટે કબુલ રાખ્યો નહીં ને બીજા ખરડા તૈયાર થતા હતા એટલામાં ગંગાધર શાસ્ત્રીનું ખુન થયું ને ૧૮૧૭ ના જુનના કોલકરાર થઈ ગયા તેથી ગાયકવાડને પેશ્વાના હક્કનો ઇજારો અપાવવાની તજવીજ કરવાનું કંઈ કારણ રહ્યું નહીં.

**કાઠીઆવાડની ખંડણી સંબંધી ૧૮૦૭ પછીની ગોઠવણ.**

૧૮૦૪ નો ઇજારો પૂરો થયા પછી રાજાઓના માંહોમાંહેના ટંટાને લીધે તથા બાજીરાવના કારભારીઓની ઉશ્કેરણીને લીધે રાજાઓ ખંડણીની કે સારી ચાલની બાબતમાં ૧૮૦૭ ના કોલકરાર પ્રમાણે ચાલ્યા નહીં. એ ઉપરથી ગાયકવાડ તથા બ્રિટિશ એ બંનેની ફોજે સાથે ચઢાઈ કરી. કાઠીઆવાડ સબંધી કામકાજમાં પેશ્વા વારંવાર દખલ કરતો તે નહીં કરવાને તેને વારંવાર જણાવવામાં આવતું, તે ઉપરથી પેશ્વાએ પોતાના તરફની ખંડણી ઉઘરાવવાનું માંડી વાળ્યું અને એમ જણાવ્યું કે તે ઉઘરાવી આપવાની જવાબદારી ગાયકવાડ તથા બ્રિટિશ સરકારને માથે છે. પછી તેણે લશ્કરી ખર્ચના બદલામાં કાઠીઆવાડની ખંડણી બ્રિટિશ સરકારને આપી દીધી. ૧૮૧૯ માં પેશ્વાઈ ગઈ ત્યારે પેશ્વાનો મુલક તથા ગુજરાતમાંના તેના સઘળા હક્ક બ્રિટિશ સરકારને મળ્યા; અને ૧૮૨૦ માં ગાયકવાડે બ્રિટિશ સરકાર સાથે એવી ગોઠવણ કરી કે વડોદરા તાબાનાં પ્રગણાં શિવાય કાઠી-આવાડની તમામ ખંડણી બ્રિટિશ સરકારની મારફતે વસુલ કરી લેવી.

**મહીકાંઠા.**

સીતારામ રાવજી અને બ્રિટિશ સરકાર વિરૂદ્ધના ગાયકવાડના બીજા સલાહકારો સામે પડયા છતાં કર્નલ વૉકરે કાઠીઆવાડમાંથી પાછા આવ્યા પછી થોડીવારે કાઠીઆવાડમાં દાખલ કરેલી ખંડણી લેવાની રીત મહીકાંઠામાં પણ દાખલ કરી.

બ્રિટિશ સહાયકારી ફોજના ખર્ચને માટે ૧૮૦૫ માં જે મુલક આપવામાં આવેલો તેની ઉપજ ધાર્યા કરતાં ઓછી આવવાથી ૧૮૦૮ માં ૧૮૦૫ ના તહનામાની પુરવણી તરીકે નવા કરાર થયા. તેની રૂઇએ ૧,૭૬,૧૬૮ રૂપિયાના ઉત્પન્ન જેટલો બીજો મુલક બ્રિટિશ સરકારને આપવામાં આવ્યો. એ મુલક નડીઆદ, મહુધા, ધોળકા, માતર અને રંજરઘાટની પાસેનાં ગામ મળીને હતો. આ તહનામાથી ઘાસદાણા અથવા ભાવનગરની ખંડણી પણ આપવામાં આવી. ભાવનગરની ખંડણી આપવાનો કરાર આનંદરાવ ગાયકવાડ તરફથી બ્રિટિશ સરકારના નામનો નહીં પણ "ઑનરેબલ કંપની" નામનોજ હતો. પેશ્વાની ફોજ એ ખંડણીમાંથી કંઈ ગેરહક્કે લે તો કેમ કરવું એ સંબંધી શરત પણ એ કરારમાં દાખલ કરેલી છે. આ ઉપરથી એમ લાગે છે કે બાજીરાવે ગાયકવાડને ઇજારે આપેલા હક્કોમાં ભાવનગરની ખંડણીનો હક નહીં હોય અને તેથી ઇજારો પૂરો થયા પછી પેસ્વાને તેમાંથી ભાગ આપવાનો પણ નહીં હોય. ભાવનગરના ભાયાતનાં ૫૯ ગામ ગોધા તાલુકામાં હતાં અને ગોધા પેશ્વાએ બ્રિટિશને આપી દીધેલું હતું તેથી તેની રૂઇએ ભાવનગરની ખંડણીનો પેશ્વાનો હક્ક પણ બ્રિટિશ સરકારનોજ હતો.

પુરવણી તહનામું, ૧૮૦૮.

૧૮૦૯ ના જાનેવારીની ૧૧ મી તારીખે કર્નલ વૉકરે વડોદરાના રેસિડેન્ટની જગાનો હવાલો છોડયો ને તેની જગોએ કેપ્ટન કર્નાક નિમાયો.

ઓખામંડળના સરદારોને ૧૮૦૭ ની વ્યવસ્થામાં ગણવામાં આવેલા નહીં. ૧૮૦૯ માં તેમની પાસે કરાર કરાવી લેવામાં આવ્યા કે તેઓએ દરિયા કિનારા ઉપર રહી ચાંચીઆનું કામ કરવું નહીં ને બ્રિટિશ સરકાર તરફથી સુંદરજી શીવજીને એલચી તરીકે રાખવો, એ કરારમાં ગાયકવાડ સરકારે તેમની જામીની કરી હતી.

ઓખામંડળ, ૧૮૦૯

૧૮૧૧ માં નવાનગર તથા જુનાગઢમાં બખેડા થવાથી અને ઓખા-

મંડળમાં પણ તેવાં ચિન્હ દેખાવાથી વડોદરેથી થોડીક ફોજ લઇ રેસિડેન્ટ કાઠીઆવાડ ગયો. નવાનગરના જામને કચ્છના રાવનું દેવું હતું. એ દેવું હપ્તે અપાવવાની ગોઠવણ કરવાના ઇરાદાથી બ્રિટિશ સરકારે તેમાં દરમીઆનગીરી કરી હતી, પણ જામે

કાઠીઆવાડમાં બખેડા, ૧૮૧૧.

દેવા સંબંધી તથા ખંડણી સંબંધી ૧૮૦૭ ના કરાર ઈનકાર કર્યા, ગાયકવાડના મુખતીઆરને પોતાના રાજ્યમાંથી કાઢી મૂકયો અને લઢવાની તૈયારી કરી. વળી આખા દ્વીપકલ્પમાંથી સર્વોપરી સત્તાને હાંકી કાઢવાને પડોશના રાજાઓને તેણે ઉશ્કેર્યા. એ ઉપરથી જ્યારે ઘણીક ફોજ ત્યાં લઈ જવામાં આવી ત્યારે લઢાઇ કરવી બંધ રાખી જામ સમજુતીપર આવ્યો. કચ્છના દાવા બાબત બ્રિટિશ સરકાર પંચ થાય એવું તેની પાસે કબુલ કરાવી કેપ્ટન કર્નાકે દેવાનો આંકડો રૂ. ૪,૩૩,૮૩૦ નો નક્કી કર્યો અને એવું ઠરાવ્યું કે જામ હપ્તે હપ્તે તેની ફેડ કરે.

જૂનાગઢનો નવાબ હમીદખાન મરી જવાથી તેના વારસા બાબત તકરારો ઉઠેલી તેનો હવે નિકાલ કરવાનો રહ્યો. ખરો વારસ રાધનપુરના નવાબના બેટીનો બેટો સલાબતખાન હતો, પણ તેની સામે બહાદુરખાન નામે એક લુંડીનો છોકરો ગોઠવવામાં આવ્યો હતો. વડોદરા સરકારે, રેસિડેન્ટની સંમતિથી સલાબતખાનનો હક્ક કબુલ રાખેલો, પણ કાઠીઆવાડના આસિસ્ટંટ રેસિડેન્ટના રિપોર્ટ ઉપરથી, પોતાનું મન ફેરવી કેપ્ટન કર્નાકે બહાદુરખાનને ટેકો આપ્યો. આમ કરવાનું કારણ એવું જણાવવામાં આવ્યું કે સલાબતખાન ખોટો ઉભો કરેલો છોકરો છે અને બહાદુરખાન ગાયકવાડ સરકારને કેટલીક કિંમતી બક્ષીસો આપવાને તૈયાર છે. તોપણ મુંબાઇ સરકારે બહાદુરખાનને ટેકો આપવાની ના પાડી તેથી એ વાત એટલેથી પડતી મૂકવામાં આવી.

અંગ્રેજ સરકારની દરમ્યાનગીરીથી ગુજરાતમાં જે જે ગોઠવણો થઇ તેથી લોકનું સુખ તથા શાન્તિ વધતાં ગયાં અને તેથી કરીને અંગ્રેજ

સરકાર વિષે લોકોના મનમાં સન્માન અને આદર પ્રયુક્ત ભય વધતાં ચાલ્યાં. દેશમાં આબાદી વધી તેની સાથે રૈયત અને રૈયત ઉપરના અધિકારી વચ્ચે મિત્રતા અને પ્રીતિ પણ વધતાં ચાલ્યાં. ગાયકવાડનો ખજાનો કેવળ ફોજના ખર્ચમાં વિના કારણ ખર્ચાઇ જતો હતો, તે પ્રમાણે ખર્ચાઇ જવાની જરૂર ન રહેવાથી અને બ્રિટિશ રેસિડેન્ટની સારી દેખરેખથી ગાયકવાડની નાણાં સંબંધી સ્થિતિ સુધરતી ચાલી હતી. ૧૮૦૩ માં ગાયકવાડે બ્રિટિશ સરકાર પાસેથી જે નાણું કરજે લીધું હતું તેની ફેડ સન ૧૮૧૨ માં થઇ ગઇ; પણ જે કરજની આરબ જમાદારોને બદલે બ્રિટિશ સરકારે બાંહેધરી આપેલી તે કરજ વળવાને હજી બે વર્ષની વાર હતી; તેથી રેસિડેન્ટને એવો હુકમ કરવામાં આવ્યો કે વડોદરાના રાજ્યવહિવટ ઉપર અત્યાર લગી જેવી બારીક ચોકસી તે રાખતો હતો તેવી એ બાકીની મુદતમાં પણ રાખ્યા જવી.

૧૮૧૩-૧૪. આ પછીનાં બે વર્ષ મુખ્યત્વે કરીને ગાયકવાડની પાસે પેશ્વાના લેણાના દાવાની તકરારોમાં ગયાં. એમાં કંઇ શક નથી કે ૧૭૫૩ માં જેટલું આપવાને દામાજી કબુલ થયો હતો તેટલું તેના મરતા પહેલાં આપી ચૂકયો નહોતો. અત્યાર લગીમાં પેશ્વાએ ગાયકવાડ સાથે જુદે જુદે વખતે બીજા ૭ કરાર કર્યા હતા. ૧૭૬૮ ના કરારથી પાછલી ત્રણ સાલોની બાકી નક્કી કરવામાં આવી હતી; ૧૭૭૮ ના કરારથી અને ૧૭૭૧ ના કરારની દસમી કલમથી રાઘોબાની સાથે ચાલેલા ટંટાની દરમ્યાન ચઢેલી બાકીની ગાયકવાડને માફી આપવામાં આવી હતી. ત્યાર પછી ૧૭૯૭ માં ગોવિંદરાવની સાથે થએલા કોલકરારમાં જમા ઉધારની તપસીલ બતાવવામાં આવી હતી.

આગળ જણાવવામાં આવ્યાં છે તે કારણોને લીધે, દસ વર્ષના ઇજારાની દરમ્યાન પેશ્વાએ પોતાના દાવાની તકરાર જેમની તેમ રહેવા દીધી હતી. પણ હવે એ ઇજારાનો પટો પુરો થવા આવવાથી, ફરીથી પટો કરી

વડોદરામાં પેશ્વાની ખટપટ, ૧૮૧૪.

આપવાનો વિચાર ચાલવા લાગ્યો એટલે પેશ્વાએ વડોદરા દરબાર સાથે પત્રવ્યવહાર ચલાવવો શરૂ કર્યો, અને તેમાં પોતાનાં માગણાંને બહાને ગાયકવાડના કામદારોની લાગણી બ્રિટિશ સરકાર પ્રત્યે કેવી છે તે જાણી લેવાને તજવીજ કરી. પેશ્વાના લેણા બાબતની તકરારનો ફડચો આવે એવે રસ્તે કામ ચાલવું શરૂ થયું ત્યારે પેશ્વાએ તે લંબાવવાની તજવીજ કરી; અને છેવટ ૧૮૧૪ માં ઇજારાની મુદત પૂરી થઈ, અને ફરીથી ઇજારો આપવો કે નહીં એ વિષે પેશ્વાએ પોતાનો નિશ્ચય કર્યો ત્યાં સુધી એ તકરાર નિકાલ થયા વગર બાકી રહી.

વડોદરામાં બ્રિટિશ સરકાર સાથે નાખુશ થએલા કોણ કોણ માણસો છે એ પેશ્વા થોડા વખતમાં જાણી શક્યો. રાવજી આપાજીનો દત્તક સિતારામ કામ કરવામાં નાલાયક જણાયાથી તેના હાથમાં કંઈ અગત્યનું કામ રાખવામાં આવ્યું નહોતું. કાઠીઆવાડના સુબેદારની જગો ઉપરથી તેને ખસેડી વિઠ્ઠલરાવ દેવાજીને નિમવામાં આવ્યો હતો. પોતાના વચન પ્રમાણે બ્રિટિશ સરકારે મારા હક્કને ટેકો આપ્યો નહી એમ સમજી સિતારામ બ્રિટિશ રેસિડેંટ પ્રત્યે તથા તેના દેશી મદદગાર પ્રત્યે બેદીલીથી જોતો હતો. આથી કરીને, બ્રિટિશ સરકારની સામે ખટપટ કરવામાં સિતારામ મદદ કરશે એમ ધારી પેશ્વાએ તેની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો; એ પત્રવ્યવહારની શરૂઆત, વડોદરાના રેસિડેંટની સત્તા તોડવા કદાચ સિતારામે પણ કરી હોય. નવો ઇજારો મેળવવા તથા પાછલા દેવાલેણાનો નિકાલ કરી નાખવા ગાયકવાડ સરકાર તરફથી મુતાલિક દિવાન ગંગાધર શાસ્ત્રી પટવર્ધનને પુને મોકલવામાં આવ્યા હતા. પણ તેના કામમાં અડચણ નાખવા તથા તેની સામે ખટપટ કરવા આનંદરાવ ગાયકવાડની રાણી તખ્તાબાઇએ પોતાના વકીલને પુને મોકલી દીધો. પેશ્વાનો દાવો નક્કી કરવામાં મોટી અડચણ એ હતી કે પેશ્વાએ ગાયકવાડની કબુ-

લાત લીધા વગર ભરૂચ આપી દીધેલું હોવાથી ભરૂચ સંબંધી ગાયકવાડે લેણું કાઢયું હતું; તેમજ પેશ્વાના મુખત્યાર આબા શેલુકરની ચઢાઇઓથી ગાયકવાડને ઘણું નુકસાન થયું હતું તેનું પણ લેણું કાઢયું હતું.

આ ભાંજગડની દરમ્યાન પુનામાં જે જે બીના બની તેનું અત્રે વર્ણન કરવાની કંઇ જરૂર જણાતી નથી. ૧૮૦૪ માં ગાયકવાડનો ઇજારો પૂરો થવાથી, બાજીરાવે ત્રિંબકજી ડેંગળેને અમદાવાદનો સરસુબો નિમ્યો. પણ પુનામાં તેના જેવા ખટપટી માણસ વગર બાજીરાવને ચાલે નહીં તેથી તેણે પોતે અમદાવાદ ન આવતાં પોતાના તરફના કામદારો મોકલ્યા. એ કામદારોને નામનું કામ વસુલાત કરવાનું પણ ખરેખરી રીતે પેશ્વાની વતી ગુજરાતમાં ખટપટ કરવાનું હતું. ગંગાધર શાસ્ત્રીનું કાટલું કાઢવાને ત્રિંબકરાવ ડેંગળેએ માથે લીધું અને તે પ્રમાણે ૧૮૧૫ ના જુલાઇમાં પંઢરપુરમાં તેને મારી નાંખ્યો.

એ અરસામાં નવાનગરનો જામ મરી જવાથી તેના વારસા બાબત ટંટા ચાલ્યા, તેમાં પેશ્વા તરફના અમદાવાદના કારભારીઓની ઉશ્કેરણીથી ખવાસોએ રાજકારભાર પોતાને હાથ કરી લીધો; તે ઉપરથી દરબારે નિવેડાને માટે સર્વોપરી સત્તાધારી તરીકે પેશ્વાને અરજ કરી. અમદાવાદની ફોજના સરદારે બસેં ઘોડેસ્વારો નવાનગર મોકલ્યા, પણ એ જઇ પહોંચતા પહેલાં વડોદરેથી ગએલી બ્રિટિશ ફોજની ટુકડીએ ખવાસોનું બંડ બેસાડી દીધું હતું. અમદાવાદના સ્વારોએ કાઠીઆવાડમાં વેરાઇ જઇ જાટ તથા કાઠી લોકોને બળવો કરવા ઉશ્કેર્યા. ખેડામાં તેમણે કોળી લોકોને ઉશ્કેરી ત્યાંની બ્રિટિશ છાવણી ઉપર રાતે હલ્લો કરાવ્યો. સિતારામ રાવજીના મળતીઆઓએ ધારમાં ફોજ એકઠી કરી ગુજરાતની સરહદ ઉપર બખેડા મચાવ્યા. પણ પુનામાં તથા વડોદરામાં બ્રિટિશ અમલદારોએ સખ્ત ઉપાય કામે લગાડ્યા તેથી એ સૌ બખેડા પતી ગયા. છેવટ ગંગાધર શાસ્ત્રીના ખુનનો જવાબ દેવાને, પેશ્વાએ ત્રિંબકરાવને બ્રિટિશ સરકારને હવાલે સોંપી દીધો. ગાયકવાડના દેવા બાબતના પ્રશ્નનો વિચાર આખું વર્ષ ચાલતો રહ્યો હતો

અને એ દરમ્યાન, બ્રિટિશ સરકારને હિન્દુસ્તાનની પશ્ચિમમાંથી હાંકી કાઢવાને શી તજવીજ કરવી એ પેશ્વાના મનમાં પણ વિચાર ચાલી રહ્યા હતા.

૧૮૧૬ માં ઓખામંડળના ભોમીઆ ફરીથી ચાંચીઆનો ધંધો કરવા લાગ્યા, તેથી તેમનો મુલક બ્રિટિશ સરકારે કબજે કર્યો. ૧૮૦૮ માં ઓખામંડળના ભોમીઆ ચાંચીઆનું કામ નહીં કરવાને કબુલ થયા તે વખતે ગાયકવાડ સરકાર તેમની જામીન થઈ હતી, પણ એવા દૂરના મુલકમાં ફોજ મોકલવાને ગાયકવાડને સવડ નહીં હોવાથી તેમના ઉપર કંઈ અંકુશ રાખી શકાયું નહીં અને તેથી તેઓ પહેલાંની પેઠે ચાંચીઆનું કામ કરતા થયા. ૧૮૧૬ માં તેમનો મુલક બ્રિટિશ સરકારે કબજે કર્યો ત્યારે ગાયકવાડને જણાવ્યું કે જો તમે ત્યાં પૂરતી ફોજ રાખો તો તે તમને સોંપી અમે ખાલી કરી દઇશું. ગાયકવાડે કેટલીક તકરાર કર્યા પછી તેમ કરવાનું કબુલ કર્યું તેથી ઓખામંડળ તેમને સોંપવામાં આવ્યું.

ઓખામંડળ ગાયકવાડને મળ્યું. ૧૮૧૬.

એજ વર્ષમાં જૂનાગઢના નવાબને તેનો દિવાન આરબ ફોજની મદદથી સપડાવ્યા કરતો હતો તેથી નવાબે બ્રિટિશ સરકારની મદદ માગી. કાઠીઆવાડમાં જેટલો મુલક બ્રિટિશ સરકારને મળ્યો હતો તેટલા મુલક ઉપર પોતાની ખંડણીનો હક્ક, નવાબે આ મદદના બદલામાં છોડી દીધો.

જૂનાગઢમાં બ્રિટિશની મદદ, ૧૮૧૬.

થાણેથી ત્રિંબકજી ડેંગળે નાઠેલો તે ફરીથી ન પકડાય તેને માટે તથા બ્રિટિશ સામે મરેઠા લોકોમાં સંપ કરવા માટે પેશ્વાએ જે યુક્તિઓ ચલાવી તે ઉપરથી ૧૮૧૭ ના જુનની ૧૩ મીએ નવા કોલકરાર કરવામાં આવ્યા. પુના તથા વડોદરા દરબારને એકમેક ઉપરના દાવા બાબત જે તકરારો

પુનાના કોલકરાર ૧૮૧૭.

ચાલતી હતી તેનો પણ આ કોલકરારથી નિકાલ કરી દેવામાં આવ્યો. આ કોલકરારમાં મુખ્ય સરતો નીચે પ્રમાણે હતીઃ—( ૧ ) ગાયકવાડના તાબાના મુલક ઉપરથી પેશ્વાએ પોતાના હક્ક ઉઠાવી લેવા અને પાછલા બધા કરજના બદલામાં ગાયકવાડ પાસે હરસાલ ચાર લાખ રૂપિયા લેવા; (૨) વર્ષે સાડાચાર લાખ રૂપિયા લઇને ગુજરાતનો ઇજારો હમેશને માટે ગાયકવાડને આપવો; પણ કાઠીઆવાડની ખંડણી લશ્કરી ખર્ચની ફેડમાં બ્રિટિશ સરકારને આપવી; ( ૩ ) નર્મદાની ઉત્તરના મુલકમાં પેશ્વાના સઘળા હક્ક બ્રિટિશ સરકારને આપવા અને ઓરપાડ સિવાય ગુજરાતમાં પેશ્વાને જે ઉત્પન્ન મળતું હોય તે પણ બ્રિટિશ સરકારને આપવું.

પેશ્વા સાથે ઉપર પ્રમાણે કોલકરાર થયા તેથી બ્રિટિશ સરકારને ગાયકવાડ સાથે કેટલાક કોલકરાર ફરીથી નક્કી કરવાની જરૂર પડી. ૧૮૧૭ ના નવેમ્બરમાં કેટલાક કરાર થયા તેની પૂરવણી ૧૮૧૮ ના નવેમ્બરમાં થઈ. ગાયકવાડની ફોજ થોડી હોવાથી વધારે બ્રિટિશ ફોજ રાખવી પડી અને તેના ખર્ચના બદલામાં ગાયકવાડે અમદાવાદના કિલ્લામાં તથા દસક્રોઈ પ્રગણામાં પોતાનો નીમે હિસ્સો હતો તે બ્રિટિશ સરકારને આપી દીધો. વળી સુરતની પાસેનાં કેટલાંક પ્રગણાં, ખેડા તાબાનું ઉમરેઠ ગામ, અને અમદાવાદના હમેશના ઇજારાથી મળેલા સઘળા હક્ક, એ પણ ગાયકવાડે બ્રિટિશને આપી દીધાં. એજ પ્રમાણે સુરતની પાસેના ગાયકવાડી મુલક ઉપર સુરતના નવાબ જે મોગલાઈ લેતા તે બ્રિટિશ સરકારે મૂકી દીધી. ઓખામંડળ હવે શાન્ત થયું હતું તેથી ગાયકવાડને હવાલે સોંપી દેવામાં આવ્યું. પણ ચાર માસ પછી ત્યાં ફરીથી બળવો જાગ્યો તેથી તેને નરમ પાડી તાબે કરતાં ઘણો વખત લાગ્યો.

ગાયકવાડ સાથે કોલકરાર, ૧૮૧૭–૧૮.

આનંદરાવ ગાયકવાડ તરફથી વડોદરાના રાજ્યનું કામ જોનાર ફતેસિંગ-

સયાજીરાવ ગાયકવાડ, ૧૮૧૯.

રાવ ગાયકવાડ, તેર વર્ષ અમલ ચલાવી ૧૮૧૮ માં મરી ગયો; અને તેના પછી થોડે દહાડે આનંદરાવ ગાયકવાડ પણ મરી ગયો. આનંદરાવ પછી તેનો ભાઈ સયાજીરાવ વડોદરાની ગાદીએ બેઠો.

૧૮૧૯ માં પેશ્વાના મુલકની છેલ્લી વ્યવસ્થા થઈ તેની રૂઇએ ગુજરાતમાંના તેના સઘળા હક્ક બ્રિટિશ સરકારને મળ્યા. બાજીરાવના લેણાના બદલામાં ગાયકવાડે હરસાલ સાડાચાર લાખ રૂપિયા આપવાનું ઠર્યું હતું, તે લેવાનું બ્રિટિશ સરકારે માફ કર્યું.

કાઠીઆવાડની ખંડણીમાં અને ઘાસદાણામાં પેશ્વા તથા ગાયકવાડનો કેટકેટલો હિસ્સો છે એ બાબત બીજે વર્ષે ખાસ તપાસ કરવામાં આવી.

૧૮૨૦.

એ તપાસ કરતાં ગાયકવાડના કામદારોએ જબરજસ્તીથી નાણાં કઢાવ્યાની તથા જુલમ કર્યાની એટલી બધી વાતો જણાઈ કે તે કારણુથી તેમજ ગાયકવાડનું લશ્કર કાઠીઆવાડમાં રાખવામાં આવ્યા પછી કાઠીઆવાડની સ્થિતિ બગડેલી હોવાના કારણથી બ્રિટિશ સરકારે સયાજીરાવ ગાયકવાડને સમજાવી એવું ઠરાવ્યું કે ખંડણીની વસુલાતને માટે કાઠીઆવાડમાં એક બ્રિટિશ અમલદાર રહે, તે ગાયકવાડની ખંડણી ઉઘરાવી આપે અને જરૂર પડે તો ગાયકવાડના સ્વારોને કામે લગાડે.

૧૮૧૧ માં મહીકાંઠામાં કરેલા બંદોબસ્તનો અમલ ગાયકવાડી ફોજના ગેરવર્તનને લીધે બરોબર થયો નહીં અને મહીકાંઠાના ઠાકોરોની હાલત ઘણી માઠી થતી ચાલી તેથી કાઠીઆવાડના જેવોજ બંદોબસ્ત મહીકાંઠામાં પણ દાખલ કરવામાં આવ્યો. કાઠીઆવાડમાં તથા મહીકાંઠામાં આ પ્રમાણે ગોઠવણ થવાથી ગુજરાતનો સઘળો રાજ્યકારભાર બ્રિટિશ સરકારના હાથમાં આવ્યો અને મરેઠી સરકારની સર્વોપરી સત્તાનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૫ મું.

## રાજ્ય કારભાર, લોક સ્થિતિ વગેરે.

મરેઠી રાજ્યકાળના ઇતિહાસપરથી જણાય છે કે એક બે પ્રસંગ શિવાય પહેલેથી તે છેલ્લે લગી મરેઠાઓની વૃત્તિ ગુજરાતમાંથી જેટલું બને તેટલું દ્રવ્ય લેવાનીજ હતી, એટલે લોકોનું ભલું કરવાને અથવા લોક સ્થિતિ સુધારવાને તેમના તરફથી ઝાઝો પ્રયત્ન થયો નથી તેમાં કંઇ નવાઇ નથી.

મરેઠાઓની સત્તા તળે આવેલા બીજા દેશોના મુકાબલામાં ગુજરાતની વસ્તીનો મોટો ભાગ પહેલેથીજ વેપારમાં તથા ધંધા રોજગારમાં ગુંથાયેલો માલમ પડે છે. શિવાજીનો વિચાર જેટલી લૂંટ લેવાય તેટલી લેવાનો હોવાથી તે વેપારીઓને તથા કારખાનાવાળાઓને લૂંટતો અને ખેડુતો પાસેથી માત્ર ખોરાક અને ઘાસદાણો માગતો. શિવાજીની બીજી ધારણા ઝડપથી કામ કરવાની હતી. તેટલા માટે તે ગુજરાતમાં એટલી થોડી મુદત રહેતો કે તેથી રાજ્ય ઉપર ઝાઝી અસર રહેતી નહીં ને એવો માલ લૂંટતો કે જે પોતાના સ્વારો સહેલથી ઉપાડી શકે. પોતાની ફોજ સાથે તે બૈરાં છોકરાં કે બીજા નોકરો સાથે લાવતો નહીં. જે લોકો મોટી રકમ આપી પોતાનો છૂટકારો મેળવી શકે તેવા થોડાક શિવાય બીજા કોઇને તે કેદી કરી લેઇ જતો નહીં. ધન સંતાડવાના શક શિવાય બીજા કોઇ કારણસર કેદીને માર મારવામાં આવતો નહીં. ગાય, બૈરાં ને ખેડુત એમને કદી નજ પકડવા એવી શિવાજીની નીતિ હતી. કોઇપણ ઠેકાણે ઉત્પન્ન ઉપર લાગો લેવાનું શિવાજીએ ઠેરવ્યું નહોતું; પણ શિવાજી પછીના મરેઠાઓએ ચોથ અને સરદેશમુખી લેવાનું નક્કી કર્યું. ચોથ અને સરદેશમુખી માત્ર નામનાજ ચોકસ લાગા હતા; કારણ કે વસુલ ઉઘરાવનારો એ ઉપરાંત જેટલું બની શકે તેટલું

કઢાવતો. શિવાજીની પછીના મરેઠાઓની કુચ ધીરી ને વધારે જોરમાં થતી. ગુજરાતમાં પેશ્વાના રસ્તા તથા નાકાં ઉપર મરેઠાઓનાંજ માણસ રહેતાં તેથી અગાઉના કરતાં વધારે ભારે માલ ગાડાં ભરીને તેઓ દક્ષિણમાં લઈ જઈ શકતા. વળી વસુલાતનો વખત મહાલ તથા ગામના મુખીના જાણવામાં પહેલેથી આવતો તેથી તેઓ ખેડુત પાસેથી તેમના હિસ્સાનું નાણું આગળથી કઢાવી રાખતા. આનું પરિણામ એ થયું કે શિવાજીના વખતમાં માત્ર વેપારી અને તવંગર લોક લૂંટાતા તે ઉપરાંત હવે ખેડુત લોકો પણ લૂંટાવા લાગ્યા. વળી ખેડુતોને વધારે મોટી ફોજનો ઘાસદાણો ઘણા લાંબા વખત સુધી પૂરો પાડવો પડતો.

જ્યારથી દાભાડે તથા તેના મુખત્યાર ગાયકવાડની સત્તા સ્થપાઈ ત્યારથી કંઈક દરજ્જે નિયમપૂર્વક વ્યવસ્થા પણ દાખલ થઈ. ઈ. સ. ૧૭૨૯ ના કોલકરારની રૂઈએ ઉપજનો દાભાડેનો હિસ્સો ઉઘરાવવાના કામમાં જોઈએ તે ઉપરાંત જેટલા બને તેટલા ઓછા મરેઠા અમલદાર રાખવાના હતા; પણ મુસલમાન સરદારોના માંહોમાંહેના ટંટાને લીધે મરેઠા કામદારોની સંખ્યા ઘણી વધી. કામદારોના તથા તેમના ધર્માદા કામના નિભાવને માટે જાગીરો આપવી પડતી તેથી કેંદ્રસ્થ મુખ્ય સત્તા નબળી થતી ચાલી. દાભાડે પોતે ગુજરાતમાં રહેતોજ નહીં ને તેના મુખત્યાર દામાજીને પણ જ્યારે ત્યારે દક્ષિણમાં જઈ રહેવું પડતું તેથી ઉઘરાતનું કામ મુખત્યારના તથા તેના મૂકેલા કામદાર ચલાવતા ને વળી તેઓ ઘણું કામ ગામના મુખીઓને અને અજાણ્યા માણસોને પણ સોંપતા. દાભાડે દક્ષિણમાં રહેતો અને તેનો વિચાર માત્ર બ્રાહ્મણ કામદારોથી ચાલતી પેશ્વાઈ સત્તા સામે ગુજરાતમાં નવી સત્તા સ્થાપવાનો હતો; પણ તેને થોડા વખતમાં માલમ પડયું કે રાજદરબારી બાબતમાં ગુજરાતનો ઉપયોગ એટલોજ થઈ શકે કે જે વિચારોને દક્ષિણમાં અમલમાં આણવાના તેને માટે જોઈતાં નાણાં ગુજરાત પૂરાં પાડી શકે.

ગુજરાતની જમીન ફળદ્રુપ હતી અને તેમાં વેપાર તથા કારખાનાંને

માટે સગવડો હતી તેથી લશ્કરી માણસોની ભરતી કરવાના ઠેકાણા તરીકે ગુજરાત લાયક નહોતું. કસ્બાના લોકોને પોતપોતાના ધંધામાં ચોકસ કમાણી હતી અને ખેડુત ઘણા ખરા એવા વર્ગના હતા કે જેમને પોતાની જમીનની ફળદ્રુપતાને લીધે મુસલમાન કે મરેઠા જલદી ભીખારી કરી નાખવાને શક્તિમંદ નહોતા. ગુજરાતમાં આવ્યા છતાં પણ મરઠાઓને પોતાની ફોજની ભરતીને માટે ઘાટ ઉપરના તથા કોકણના લોકને શોધવા પડતા. ઘાટ ઉપરના લોક લશ્કરમાં દાખલ થઇ ગુજરાતમાં ખુશીથી આવતા કારણ કે પોતાના દેશમાં ખાવાના પણ તેમને સાંસા પડતા. ગુજરાતની યુદ્ધ કરનારી જાતો પોતાના કુળની મોટાઇ તથા સંસારી સ્થિતિને લીધે પોતાના કે પોતાની જાતના કલ્યાણ શિવાય બીજા કોઇને વાસ્તે લઢાઇનાં કામ માથે લે એવી નહોતી. કોળી ભીલ પોતાનાં જંગલ તથા કિલ્લાથી વધારે દૂર જવાને કદાપિ ખુશી બતાવે તોપણ તે દિલથી મદદગાર થઇ રહે તેવા નહોતા. મરેઠા સત્તાધારીઓના હાથ નીચે ગુજરાતમાં જુદી જુદી લાગણી અને નિરનિરાળા હિતવાળા લોકો હતા તેમને એકત્ર કરી તથા પોતાની સાથે મેળવી લઈ, પુનાની સત્તાની સામે થવામાં રાજકીય રીતે ઉપયોગી બનાવવાનો પ્રયત્ન કોઇ મરેઠાએ કર્યો નહીં. તેમણે માત્ર એટલુંજ કર્યું કે પોતાના તાબાના મુલકમાંથી જેટલું બને તેટલું નાણું કઢાવ્યું અને તે કામમાં વચ્ચે ઘુસનારાઓને દૂર રાખ્યા. પણ કર ભરનારને થોડીજ દરકાર હતી જે તેના પ્રગણામાં કંતાજી હુમલો કરવા આવ્યો છે કે પીલાજી આવ્યો છે. તેને મન તો બંને સરખા હતા, કારણ કે બંનેને તેના હિતની કંઇ દરકાર નહોતી. જો દામાજી કે કંતાજીમાંથી એક પહેલો આવીને પાક લઇ જતો તોપણ તેને કઢાવવાને ખેડુતને બીજાને પણ આપવો પડતો. ખેડુતો સામા થવાનો મરેઠાઓને ભય નહોતો. તેઓને પોતાના લોકનોજ કે રજપૂત ગરાસીઆનો ભય હતો. મરેઠા લોકો રાજપીપળા પાસેના પ્રદેશ આગળ જે ગરાસીઆ લોકોના સંબંધમાં આવ્યા તે ગરા-

ફોજની ભરતી.

સીઆ લૂંટ ચોરી ન થાય તેને માટે મળતી હકસાઇ ઉપર ગુજરાન ચલાવતા તેથી ત્યાં તેઓ લુંટારા જેવાજ ગણાતા. પણ ઉત્તર તરફના ગરાસીઆ મોટા જમીનદાર, સ્થાઇ રહીશ અને મોટી વગ સત્તા ધરાવનાર હોવાથી તેઓ કંઇ મરેઠાના દબ્યા રહે તેવા નહોતા. રાજપીંપળા તરફના ગરાસીઆની પેઠે તેઓ ભીલ, કોળી, મેવાસી, કે બારવટિયા નહોતા.

ઉપજની વસુલની જવાબદારીમાંથી મોટા કામદારોને મોકળા રાખવાને વર્ષની અમુક રકમ ઠરાવીને ગાયકવાડે અઢારમા સૈકાના પાછલા ભાગમાં મહાલનો એકથી પાંચ વર્ષ સુધીનો ઇજારો આપવાનો ધારો દાખલ કર્યો. ઇજારો રાખનાર પોતાના ઇજારાના મહાલમાં ઘણું કરીને હાજર રહેતો તોપણ વસુલાતની દેખરેખ રાખવાનું કામ દક્ષણી બ્રાહ્મણ સિવાય બીજા કોઇને સોંપવામાં આવતું નહીં. પાછલી સાલનો હિસાબ તથા દરેક ગામનો પાક જોઇને દરેક સાલને માટે જમા નક્કી કરવામાં આવતી. જમા લેવામાં આવતી તે પાકની જાતનીજ, પણ દરેક ખેડુત પાસેથી ઉઘરાવવાનું કામ ગામના પટેલને માથે હતું અને પોતાના ગામ ઉપર મુકાયલી જમાને માટે ઘણું કરીને તેજ જવાબદાર ગણાતો.

ઇજારો.

સામસામી ફોજની આવ જાને લીધે તથા એવાં બીજાં કારણોને લીધે ખેડવા લાયક ઘણી જમીન પડતર રહેતી. એવી જમીન ખેડાણ કરાવવાને તથા તેમાં વસ્તી કરાવવાને, દેસાઇઓને ઇરતાવે સોંપવામાં આવતી. એ જમીનની વ્યવસ્થા દેસાઇઓ પોતાની મરજી પ્રમાણે કરતા અને હરવર્ષે તેના ગણોતને માટે મહાલની ઉપજના મુખ્ય અમલદારને જવાબદાર રહેતા. ગામના પટેલ તથા બીજા ગામ નોકરો પરદેશી દેખરેખ રાખનારાઓના સંબંધમાં પોતાના મોભાનો લાભ લઈ ઘણી પડતર જમીન પોતાના ઉપયોગમાં લેતા.

કુમાવિસદાર (ઇજારો રાખનાર) નું લક્ષ હમેશ એ તરફ રહેતું કે મરેઠી સરકારને જે આપવાનું મુકરર કરવામાં આવ્યું છે તથા ઇજારો મેળવી

આપનાર દરબારીઓને જે રૂશવત આપી છે તે જતાં મને ફાયદો શી રીતે રહેશે. તેથી કરીને પોતાને કચેરી ખર્ચનો ઉગારો પડે અને થોડે ખર્ચે જેટલી બને તેટલી વસુલ જમા ઉઘરાવી શકાય એવા ઉપાય કામે લગાડવાને તે ચૂકતો નહીં. ખુશીથી સરકારનો હક આપે નહીં એવા ખેડુતો પાસેથી બળાત્કારે નાણું કઢાવી શકે એવા વંશપરંપરાના પટેલો ઘણાં ગામમાં હતા. ધોળકા વગેરે બીજે કેટલેક ઠેકાણે મુસલમાન કસ્બાતીઓ કેટલાંક ગામની વસુલને માટે જવાબદાર થતા અને તેના બદલામાં વસુલ જમાના કેટલાક ટકા મનોતી દાખલ પોતે લેતા. દક્ષણી કામદારોને એ મનોતીદાર એટલા તો કામ લાગ્યા કે તેઓ ધીમે ધીમે વંશપરંપરાના થયા અને જે ગામોમાં તેઓ મૂળમાં માત્ર વસુલ ઉઘરાવનાર નોકર જેવા હતા તે ગામોમાં કેટલાક હકના ધણી થયા. તેઓએ વળી દેસાઇ દાખલ કામ કરી પડતર જમીન ખેડાણમાં આણી અને એવી જમીનમાં ખેડાણ થઇ ગયા પછી કંઇ કામ કરવાનું રહેલું ન છતાં પણ એવી કેટલીક જમીન લાંબી મુદતને પટે મેળવતા ગયા.

કમાવિસદાર.

એ પ્રમાણે કમાવિસદાર વસુલાતનો વહીવટ કરતો. તે જમીનની ઉપજનો વહીવટ કરતો એટલુંજ નહીં પણ દીવાની ફોજદારી કામ પણ કરતો. તેની મતલબ લોકોની હાલત સુધારવાની નહીં પણ નાણું મેળવવાની હતી, તેથી તે દંડનીજ સજા કરતો અને કેટલાક ગુન્હા તો નાણું લઇ માંડી વાળતો. દરેક ફેંસલા વખતે જે રકમ ઇજારદારને નામે જમે થતી તેની યાદી શિવાય, કામની બીજી કંઇ હકીકત લખવામાં આવતી નહીં. દીવાની કામમાં કોઇકોઇવાર દાવાનો ચોથો ભાગ સરકાર ખર્ચ દાખલ લેવાતો અને તે દાવો ચૂકવનાર પોતે ખાઇ જતો. પોતાનાં ગામોમાં ગરાસીઆ કમાવિસદારના જેવોજ વહિવટ

દીવાની ફોજદારી કામ.

ચલાવતા, પણ મારામારી જેવા મોટા ગુન્હાનો ચુકાદો જેને નુકસાન થયું હોય તે પોતે ? તેનાં સગાં ગુન્હાની રીત પ્રમાણે પોતેજ કરતાં. દીવાની અને ફોજદારી વાંધા પંચ કરીને પતાવવાની રીત પણ હતી; પણ કુમાવિસદાર કે ગરાસીઓ ઘણું કરીને એવી તજવીજ રાખતા કે એવી રીતે વાંધા પતી સરકારને ગેરફાયદો ન થાય.

ટહાડા ઉના સોગન આપીને અને સમ ખવરાવીને ન્યાય કરવાની રીત પણ ચાલતી. કોઇ કોઇવાર દેગડામાં પાણી ખુબ ઉકાળવામાં આવતું અને પછી તેમાં લોઢાનું કડું નાખી તેમાં હાથ ઘાલીને તે કડું કહાડી લેવાનું અપરાધીને ફરમાવવામાં આવતું. એજ રીતે કોઇ વેળા લોઢાની સાંકળ તપાવીને અપરાધી પાસે ઉપડાવવામાં આવતી; અને કોઇ વેળા તાવડામાં તેલ ઉકાળી તેમાં વીંટી કે ત્રણ પૈસા નાખીને તે અપરાધી પાસે કઢાવવામાં આવતા. ટહાડા સમ ખવરાવવાની રીત એવી હતી કે સમ ખાનાર કહે કે શિવની મૂર્ત્તિ ઉપરથી ફુલ ઉપાડી લેવાને અથવા કોઇ દેવને પગે હાથ મૂકવાને હું તૈયાર છું. જો સામો માણસ કબુલ કરે તો તે પ્રમાણે સમ ખાવાથી તે સાચો ઠરતો. બ્રાહ્મણ જનોઇના સમ ખાતો, રજપૂત તરવારના ખાતો, વાણિયો શારદા અથવા સરસ્વતિ ( ચોપડા ) ના ખાતો, ખેડુત બળદના ખાતો અને મુસલમાન રોજાના અથવા પીરના ખાતો. ઓરિયન્ટલ મેમોયરના કર્ત્તા મી. ફોર્બ્સે ડભોઇમાં ૧૭૮૦ માં સોગન આપી ઇનસાફ થયાના દાખલા જાતે જોયા હતા અને તેની નોંધ પોતાના પુસ્તકમાં કરી રાખી હતી. ખાનગી રીતે સોગન આપી તકરારનો નિકાલ કરવાની રીત હજી પણ ગુજરાતમાં ઘણે ઠેકાણે ચાલે છે.

જે ગામની ચોરી થઈ હોય ત્યાંથી બીજે ગામ પગલું જાય નહીં તો દેશના ચાલ પ્રમાણે ત્યાંના લોકને ચોરીનું વળતર આપવું પડતું. એટલા માટે કોઇ શકવાળો ગામની સીમમાં ભરાઈ પેસે નહીં તેને માટે ગામના રખાઓને ચોકસી રાખવી પડતી. વળી આગલી રાતે અજાણ્યાં પગલાં પડ્યાં

હોય તો તે તેમને સાચવી રાખવાં પડતાં, કારણ કે જો તે વિષે પૂછ્વામાં આવે તો ખાતરી થાય એવી રીતથી પગલું પકડીને આગળ ચલાવવાને બની આવે.

વેપાર.

અઢારમી સદીમાં ખંભાત સુરતથી ઉતરતું હતું તોપણ ત્યાંથી અફીણ, અનાજ, રૂ, તંબાકુ, ગળી, હાથીદાંત, રેશમ, સુતરાઉ કાપડ અને જરીકામ દેશાવર જતું. ખંભાતનું જરીકામ ઘણું વખણાતું. સુરત મોટું બંદર થવાથી, ખંભાતના બંદર આગળનો ભાગ પૂરાઈ જવાથી અને માલ ઉપર લેવાતી જકાત, ઘણી અને ત્રાસદાયક હોવાથી, અમદાવાદનો વેપાર એ સદીના પાછલા ભાગમાં ઘણો ઘટી ગયો. સન ૧૮૦૨ માં ખુશ્કીને રસ્તે અમદાવાદથી ૭ લાખનો, દખ્ખણથી ૨૪ હજારનો, જેપુરથી ૩૦ હજારનો અને ખાનદેશથી ૯૯ હજારનો માલ સુરતમાં આવતો. સુરતથી ૨૦ હજારનો માલ અમદાવાદ, ૩૨ હજારનો દખ્ખણ, અને ૧૬ હજારનો જેપુર જતો. સન ૧૮૧૩ માં મુંબાઇનો વેપાર તેજીપર આવવાથી સુરતમાં વેપારની ઘણી મંદી હતી. સન ૧૮૧૫ માં ભરૂચના બંદરનો વેપાર ઉત્તરમાં કચ્છ માંડવી સાથે અને દક્ષિણમાં મુંબાઈ અને કોંકણનાં બંદરો સાથે હતો. ભરૂચથી રૂ સુરત અથવા મુંબાઈ ચઢતું અને ત્યાંથી દેશાવર જતું. એ સાલમાં ભરૂચમાં માલની આવજા ૨૬ લાખ રૂપિયાની હતી.

સહજાનંદ સ્વામી.

પ્રખ્યાત સહજાનંદ સ્વામી, મરેઠી રાજ્યકાળના વખતમાં ઈ. સ. ૧૭૮૦ માં જન્મ્યા હતા. ગુજરાત અને કાઠીઆવાડની લૂટારૂ અને બખેડાખોર જાતોને સુધારા ઉપર લાવવાનું માન ઘણે દરજ્જે એ મહાન્ પુરૂષને ઘટે છે. સાધુને વેષે ફરતાં ધોળકામાં રામાનંદ સંપ્રદાયના મુક્તાનંદ સાધુને એ મળ્યા અને પછી એ બે જણે મળી ઇ. સ. ૧૮૦૦ માં કૃષ્ણ ભક્તિનો માર્ગ ચલાવ્યો. એમના ઉપદેશથી કાઠી અને

બીજી તોફાની જાતો ધીમે ધીમે શાન્ત થઇ સુલેહ અને કાયદેસર રીતે ચાલવા લાગી.

દુધપીતી.

કચ્છ અને કાઠીઆવાડમાં, જાડેજા રજપૂત અને એવી બીજી જાતોમાં પોતાની દિકરીઓને જન્મતાંવાર દુધના કુંડામાં બુરાડી મારી નાખવાનો દુષ્ટ રિવાજ ચાલે છે એમ કાઠીઆવાડની ખંડણીનો બંદોબસ્ત કરતી વખતે મેજર વૉકરના જાણવામાં આવવાથી એ દુષ્ટ ચાલ બંધ કરાવવાને તેણે ઘણો સ્તુતિપાત્ર પ્રયત્ન કર્યો. તેણે એ લોકોને સમજાવ્યા કે તમારાં નિર્દોષ બાળકોને મારી નાખવાં એ તમારા ધર્મ વિરૂદ્ધ અઘોર કર્મ છે; પછી ૧૮૦૭ ના ડિસેમ્બરમાં મુખ્ય મુખ્ય જમીનદારો પાસે લેખ લખાવી લઇ તેણે એવી કબુલત કરાવી લીધી કે અમારી હદમાં અમે દુધપીતી થવા દઈશું નહીં. દુધપીતીનો ચાલ નાબુદ થવાને આ પછી ઘણાં વર્ષ લાગ્યાં અને કર્નલ વૉકર પછી થએલા બ્રિટિશ અધિકારીઓને તે સંબંધે ઘણો પ્રયાસ કરવો પડ્યો, તોપણ એ દુષ્ટ ચાલ બંધ કરાવવાની શરૂઆત કરવાનું માન કર્નલ વૉકરને ઘટે છે.

ગુજરાતમાં મરેઠા લોકોની વ્યવસ્થા તથા નીતિ ઉપરથી સાફ જણાય છે કે મરેઠાઓએ રાજદરબારી ખટપટને માટેજ ગુજરાત રાખ્યું હતું. ગુજરાતમાં હમેશ વસવું એ તેમનો વિચાર જ નહોતો. ઘાટની ઉપર ચાલતી રાજદરબારી ખટપટોને માટે ગુજરાતમાંથી જેટલું બને તેટલું દ્રવ્ય લઈ જવું એજ મરેઠાઓનો મુખ્ય વિચાર હતો. બ્રિટિશ સરકારે વડોદરામાં ગાયકવાડની જોરાવર અને સ્વતંત્ર અખત્યારવાળી દરબાર સ્થાપી મરેઠાઓને બે ભાગમાં વહેંચી નાખવાનું રાજકીય ડહાપણ વાપર્યું ત્યારથીજ કેટલાક મરેઠા ગુજરાતના જાથુ રહીશ થયા.

મરેઠાઓનું ઘર દક્ષિણમાં હતું તેથી તેમની નજર હમેશ દક્ષિણ તરફ રહેતી. ગુજરાતમાં પગ ઘાલ્યા પછી તેઓની ફોજ દર ચોમાસે દક્ષિણમાં

જતી. ફોજના સરદારોને એક તરફથી દાભાડે અને બીજી તરફથી પેશ્વા ભલામણ કરતા કે જેમ બને તેમ પુના દરબારની પાસેજ રહેવું. એમ કરવામાં દાભાડેની મતલબ એ હતી કે દરબારની પાસે રહેવાથી દરબારમાં શું થાય છે તે જાણવામાં આવે; અને પેશ્વાની મતલબ એ હતી કે દૂર મુલકમાં તેઓની સત્તા ઘણી વધી ન જાય. એવાજ કારણોથી, મરેઠાઓએ જીતેલો મુલક મરેઠાઓના હાથમાં ટકાવી રાખવાને જોઇએ તેટલી ફોજ ગુજરાતમાં રહેવા દેવામાં આવતી નહીં. જો દામાજી ગાયકવાડ વધારે જીવ્યો હોત તો તેણે પોતાના લાગવગથી ગુજરાતની રાજકીય વ્યવસ્થા કરી હોત અને મરેઠી સત્તા દઢ પાયા ઉપર સ્થાપન કરી હોત. પણ તેમ થયું નહીં. પોતાની જન્મભૂમિથી દૂર એવા મોટા અને સુધરેલા દેશમાં મરેઠા સરદારો આવ્યા અને પોતાની ફોજના બળે તે તાબે કર્યો; પણ પુનામાં મુખ્ય સત્તા તેમની તરફ એવી અદેખાઇથી જોતી હતી કે તેમનું જોર વધી ન જાય; વળી એ સરદારોની દાનત પણ લૂંટવા તરફ હતી; તેથી કરીને ગુજરાતમાં મરેઠી રાજ્યનો પાયો સબળો નંખાયો નહીં અને મરેઠી સત્તા ઝાઝીવાર ટકી નહીં.

---

# વિભાગ ૩ જો.

## બ્રિટિશ રાજ્યકાળ.

### ૧૮૨૦-૧૮૯૭.

મુસલમાની તથા મરેઠી રાજ્યકાળના ઇતિહાસમાં જણાવવામાં આવ્યું છે કે અંગ્રેજ લોક મૂળમાં ગુજરાતમાં વેપાર માટે આવેલા હતા અને ઈ. સ. ૧૭૫૧ સુધી વેપાર શિવાય બીજી બાબતમાં તેમનું લક્ષ નહોતું. પરન્તુ ત્યાર પછી રાજકીય બાબતોમાં હાથ ઘાલી તેમણે પ્રથમ ઈ. સ. ૧૭૫૯ માં સુરત તથા તેને લગતા મુલકમાંનો મોગલાઇ અમલ સુરતના નવાબ પાસેથી મેળવ્યો, અને ત્યાર પછી ઘણો મુલક મરેઠાઓ પાસેથી મેળવ્યો. જેમ જેમ મોગલ બાદશાહોનો અમલ શિથિલ પડતો ગયો તેમ તેમ ગુજરાતમાં તેમના સુબેદારો સ્વતંત્ર થઈ સામે થવા લાગ્યા, અને તેમની માંહોમાંહેની લઢાઇઓમાં ગુજરાતમાં મરેઠાઓનો પગ પેસી છેવટે મરેઠા સર્વોપરી સત્તાધારી થયા. મરેઠા લોકોમાં પણ આપસઆપસમાં ટંટા થતા અને જોઇએ તેવી વ્યવસ્થા નહોતી, તેથી કરીને તેમના કારભારમાં અંગ્રેજ લોકોનો પગ પેઠો, અને છેવટે ઈ. સ. ૧૮૨૦ માં સર્વોપરી સત્તા મરેઠાઓની મટી અંગ્રેજોની થઈ.

ઈ. સ. ૧૮૨૦ માં ગાયકવાડ અને બ્રિટિશ સરકાર વચ્ચે થએલા કોલકરારથી ગુજરાતના ખંડીઆ રાજાઓ ઉપરની સર્વોપરી હકુમત બ્રિટિશ સરકારના હાથમાં આવી ત્યારથી ગુજરાતને લગતો સર્વોપરી રાજ્ય કારભાર બ્રિટિશ સરકાર ચલાવવા લાગી અને ગાયકવાડનું રાજ્ય તેના તાબાના રાજ્ય જેવું થઇ ગયું.

આનંદરાવ ગાયકવાડ નબળા મનના હોવાથી તેમના વખતમાં કારભારીઓની કમિટીથી રાજ્ય કારભાર ચાલતો તે વખતે બ્રિટિશ રેસિડંટ વડોદરાના રાજ્યકારભાર ઉપર બારીક દેખરેખ રાખતો. પણ આનંદરાવ પછી સયાજીરાવ ગાદીએ બેઠા તે રાજકાજ કરવામાં કુશળ જણાયાથી પહેલાંના જેવી બારીક દેખરેખ રાખવાની જરૂર જણાઈ નહીં. મુંબાઇનો ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટન ઈ. સ. ૧૮૨૦ માં વડોદરે આવ્યો અને સયાજીરાવ સાથે મસલત કરી એવું ઠરાવ્યું કે

વડોદરાના સયાજીરાવ સાથે કોલકરાર.

૧. સયાજીરાવે પોતાનો રાજ્યકારભાર સ્વતંત્રપણે પોતાની મેળે ચલાવવો; બ્રિટિશ સરકારની જામીનીવાળા સરાફો સાથે થએલા કરારોનો અમલ કરવો; દરસાલનું બજેટ રેસિડંટને બતાવવું, હિસાબ જોવા દેવો અને કંઇ વિશેષ ખર્ચ કરવું પડે તો તેમાં તેની સલાહ લેવી.

૨. ઈતર સંસ્થાનો તથા રાજ્યો સાથેનો તમામ કારભાર બ્રિટિશ સરકાર કરે.

૩. ગાયકવાડે પોતાનો દિવાન રેસિડંટની સલાહ લઇને નિમવો અને રેસિડંટની સલાહ તરફ ધ્યાન આપવું.

ઉપરની સરતો સયાજીરાવે મંજુર રાખી પણ જામીનીવાળા સરાફોને નિયમિત રીતે હપ્તા આપવા જોઇએ તે તેણે આપ્યા નહીં. તેને પૈસો એટલો બધો પ્રિય હતો કે પોતાનો ખાનગી ખજાનો વધારવા તરફજ તેણે લક્ષ રાખ્યું. બ્રિટિશ સરકારની જામીનગીરીવાળા સરાફો ઉપર તેણે જુલમ કર્યો, અને મુંબાઈના ગવર્નરોએ વખતોવખત કરેલી તાકીદ તરફ કંઈ લક્ષ આપ્યું નહીં. બ્રિટિશ સરકારે પસંદ કરેલા વિઠલરાવ દિવાનજીને તેણે ગેરઆબરૂ કરી દિવાનના હોદ્દા ઉપરથી ખસેડયો અને બ્રિટિશ સરકારને અણગમતા વેણીરામ અને પ્રભાશંકર દિક્ષિતને જૉઈન્ટ દિવાન નિમ્યા. આ કૃત્ય ઈ. સ. ૧૮૨૦ ની સરતો વિરૂધ હતું તોપણ લોર્ડ એલ્ફિન્સ્ટને સયાજી-

રાવ રાથે નરમાશથી વર્તી, કારભારી નિમવાની બાબતમાં વચ્ચે પડયો નહીં. પણ ઇ. સ. ૧૮૨૭ માં પોતાનો હોદ્દો છોડતી વખતે તેણે સયાજીરાવને તાકીદ આપી કે જો તમે જામીનીવાળાનું કરજ પતાવશો નહીં તો તમારા રાજ્યની ઉપજ ઉઘરાવવાનું કામ બ્રિટિશ સરકાર પોતાના હાથમાં લેશે. આ સૂચના તરફ સયાજીરાવે ધ્યાન આપ્યું નહીં તેથી લોર્ડ એલ્ફિન્સ્ટન પછી ગવર્નર તરીકે આવેલા સર જાન માલ્કમે સયાજીરાવ સાથે સખ્ત રીતે વર્તવા માંડયું. છેવટ ઇ. સ. ૧૮૨૮ માં તેણે જાહેરનામું કાઢી સયાજીરાવનો ૨૭ લાખ ઉપજનો મુલક* જપ્તીમાં લીધો. સહાયકારી ફોજ ઉપરાંત, બીજી ત્રણ હજાર માણસની ફોજ રાખવાને ગાયકવાડ કોલકરારથી બંધાયા હતા પણ ઘણીવાર તાકીદ કર્યા છતાં સયાજીરાવે એ હજાર માણસ પણ રાખ્યાં નહોતાં, તેથી ઈ. સ. ૧૮૩૦ માં પંદર લાખ ઉપજનો બીજો પણ તેનો મુલક જપ્તીમાં લેવામાં આવ્યો.

એ પ્રમાણે તજવીજ કર્યા છતાં પણ વડોદરાના રેસિડંટ મિ. વિલિયમ્સ અને સયાજીરાવ વચ્ચે વાંધા ચાલતા રહ્યા તેથી ઇ. સ. ૧૮૩૦ ના ડિસેમ્બરમાં વડોદરેથી રેસિડંસી કાઢી નાખી મિ. વિલિયમ્સને એવો હુકમ કરવામાં આવ્યો કે તેણે અમદાવાદ જઇ રહેવું અને ત્યાંથી ગુજરાતના પોલિટિકલ કમિશનર તરીકે વડોદરાના રાજકાજ ઉપર દેખરેખ રાખવી. સહાયકારી ફોજ પણ ઉત્તર પ્રાન્તની ફોજ સાથે જોડી દઇ અમદાવાદ લઈ જવામાં આવી. આ ફેરફારથી સયાજીરાવને કંઇ ફાયદો થયો નહીં. સહાયકારી ફોજ ગયા પછી ૧૮૩૧ માં તેના કેટલાક સગાંઓએ તેને પકડી તેના ભાઈ ગણપતરાવને ગાદીએ બેસાડવાનું કાવતરૂં કર્યું, પણ તે વેળાસર ઉઘાડું પડી જવાથી નિષ્ફળ ગયું.

મુંબાઇનો ગવર્નર લોર્ડ ક્લેર ૧૮૩૧ ના નવેમ્બરમાં તથા ૧૮૩૨

* ૧ પેટલાદ, ૨ બહિયલ, ૩ કડી, ૪ ડભોઇ, ૫ સિનોર, ૬ અમરેલી, ૭ સોનગઢ. વળી કાઠીઆવાડ, મહીકાંઠા અને રેવાકાંઠાની ખંડણી પણ જપ્તીમાં લેવામાં આવી.

ના માર્ચમાં વડોદરે આવ્યો. એ વખતે સરાફોએ બ્રિટિશ સરકારને જામીનગીરીમાંથી મુક્ત કરી પરભારે ગાયકવાડ પાસેથી પોતાનો અવેજ લેવા કબુલ કર્યું; અને કંટિન્જન્ટ ફોજના ખર્ચનો માસિક હપ્તો ભરવામાં વિલંબ થાય તો તે દસ લાખ રૂપિયા અનામત મુકું છું તેમાંથી લેવો એમ જણાવી દસ લાખ રૂપિયા સયાજીરાવે અનામત મૂકવા કબુલ કર્યું તેથી ગાયકવાડના મહાલો ઉપર તથા કાઠીઆવાડ વગેરેની ખંડણી ઉપર બેસાડેલી જપ્તી ૧૮૩૨ ના એપ્રિલમાં લોર્ડ ક્લેરે ઉઠાવી લીધી. આ વખતથી બંને સરકાર વચ્ચે દોસ્તીભરેલો સંબંધ ફરીથી સ્થાપન થયો અને ઈ. સ. ૧૮૩૫ માં મિ. વિલિયમ્સ ગુજરાતના પોલિટિકલ કમિશનરના હોદ્દા સાથે વડોદરામાં રેસિડંટ તરીકે પાછો આવ્યો.

તોપણ એ દોસ્તીભરેલો સંબંધ લાંબો વખત ચાલ્યો નહીં. દિવાન વેણીરામની બદસલાહથી સયાજીરાવે મુંબાઇ સરકારના હુકમોનો વખતો વખત અનાદર કરવા માંડયો. પુંજા જોરાજી નામનો બ્રિટિશ હદનો ગરાસિયો પોતાનો ગરાસ હક માગતો હતો એટલાજ કારણથી સયાજીરાવે તેના હાથ કપાવી નાખ્યા. નવસારીનો દેસાઇ મનચેરજી ખરસેદજી બ્રિટિશ સરકારની બાંહેધરી ધરાવતો હતો એમ છતાં તેની જાગીર તેણે જપ્ત કરાવી. વલ્લભચંદ માણેકચંદ નામના વાણીઆના કુટુંબનાં ૨૬ માણસોને તેણે વિના કારણ કેદ બેસાડયાં. વલ્લભદાસની મા તો કેદમાંજ મરી ગઈ અને વલ્લભદાસ પોતે પણ આપઘાત કરી મરી ગયો. આ એકંદર દાવાઓનો નિકાલ કરી નાખવા પોલિટિકલ કમિશનરે સયાજીરાવને ઘણીએ સમજુત આપી પણ તેના કહેવા ઉપર તેમજ ખુદ મુંબાઈના ગવર્નરના કહેવા ઉપર સયાજીરાવે કંઇ ધ્યાન આપ્યું નહીં અને કંઇ ખુલાસો કર્યો નહીં. એ ઉપરથી ૧૮૩૮ ના ફેબ્રુઆરીમાં નવસારી મહાલ જપ્ત કરવામાં આવ્યો અને સયાજીરાવને ધમકી આપવામાં આવી કે જો આથી ચેતશો નહીં તો તમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવશે. નવેમ્બરમાં પેટલાદ મહાલ પણ જપ્ત કરવામાં આવ્યો અને ૧૮૩૯ ના ફેબ્રુઆરીમાં ઇન્ડિયા સરકારે સયા-

જીરાવ પ્રત્યે પોતાનો અણગમો જાહેર રીતે બતાવ્યો. આથી સયાજીરાવ ડરી ગયો. ૧૮૩૯ ના નવેમ્બરની ૨૮ મીએ તે રેસિડંટ પાસે ગયો, અને પાછલી ભૂલો માટે માફી માગી તમામ દાવાની બાબતમાં બ્રિટિશ સરકારના હુકમ પ્રમાણે વર્તવા કબુલત આપી. વેણીરામને બરતરફ કરવામાં આવ્યો અને તેની સાથે કંઈ સંબંધ નહીં રાખવાને સયાજીરાવે વચન આપ્યું. ૧૮૪૦ ના જાનેવારીમાં મુંબાઇનો ગવર્નર સર જેમ્સ કર્નાક વડોદરે આવ્યો. એ વખતે બધાને સંતોષકારક નવા કરાર કરવામાં આવ્યા અને નવસારી અને પેટલાદ મહાલોની જપ્તી ઉઠાડવામાં આવી; સયાજીરાવે અનામત મૂકેલા દસ લાખ રૂપિયા પાછા આપવામાં આવ્યા; ૧૮૩૯ ના માર્ચમાં સયાજીરાવને સજા દાખલ પેટલાદ મહાલની ઉપજમાંથી અમદાવાદમાં ૬૮૦ ઘોડેસ્વારોનો રસાલો રાખવામાં આવ્યો હતો તે કાયમ રાખવામાં આવ્યો અને તેના ખર્ચ માટે દરવર્ષે ત્રણલાખ રૂપિયા આપવા સયાજીરાવે કબુલત આપી. ગણપતિની સ્વારીમાં બ્રિટિશ અમલદારોએ ભાગ લેવો પડતો હતો તે આ પ્રસંગે કાઢી નાખવામાં આવ્યો; અને પોતાના રાજ્યમાં સતી થવાનો ચાલ બંધ કરાવવા સયાજીરાવ કબુલ થયો.

૧૮૪૪ માં સયાજીરાવે બ્રિટિશ સરકાર સાથે કોલકરાર કરી પોતાનાં બંદરોમાં આવેલાં ભાગેલાં વહાણો ઉપરના તમામ હક છોડી દીધા. તેનો દાખલો લઇ કાઠીઆવાડનાં બંદરોના રાજાઓએ પણ એવાજ કરાર કરી આપ્યા. આ કરારોથી, વેપારને એક મોટી અડચણ હતી તે દુર થઈ અને અત્યારસુધી જે માલ બંદરવાળા રાજા ખાઇ જતા તે તેના ખરા માલીકને આપવાનો રસ્તો થયો.

ઇ. સ. ૧૮૨૦ માં કેપ્ટન બાર્નવેલ કાઠીઆવાડનો પોલિટિકલ એજંટ નિમાઈ ગાયકવાડનાં ખંડિયાં રાજ્યની તપાસ કરવા સારૂ પ્રાંતમાં આવ્યો.

કાઠીઆવાડ, ૧૮૨૦-૧૮૪૦.

એ વરસમાં ગાયકવાડે કાઠીઆવાડના રાજાઓ પાસેથી લેવાની ખંડણી બ્રિટિશ સરકાર માર-ફત લેવા કબુલત આપી તેથી ઇ. સ. ૧૮૨૦

ચી ગાયકવાડની સર્વોપરી સત્તા બ્રિટિશ સરકારને હાથ આવી ચૂકી હતી, પણ બ્રિટિશ સરકારે પ્રાંતના રાજકાજનો સઘળો વહીવટ ઈ. સ. ૧૮૨૨ સુધી લીધો નહોતો. પ્રાંતના રજવાડાઓનો એક બીજાની સાથેનો સંબંધ કેવો હતો એ વિષે બ્રિટિશ સરકારને પૂરતી માહિતી નહોતી. કુંડળાના ખુમાણોએ બંડ મચાવ્યું હતું અને કોળીઓએ તથા વાગડના સિંધીઓએ મોરબી તથા ધાંગધ્રાનો મુલક ઉજ્જડ કરવા માંડયો હતો. એ વગેરે કારણોને લીધે બ્રિટિશ સરકારને પ્રાંતનો વહિવટ પોતાના હાથમાં લેતાં ઢીલ થઈ.

ઇ. સ. ૧૮૨૨ માં બ્રિટિશ સરકારે સર્વોપરી સત્તા પોતાના હાથમાં લીધી ત્યારથી સલાહ શાંતિ રાખવામાં, ટંટા ફિસાદ બેસાડી દેવામાં તથા માંહોમાંહેના કજીયા પતાવી દેવામાં ઘણી જાગૃતિ જણાઇ. જુનાગઢના સિપાઇઓ જેઓ ઘણા હુલડખોર ને તોફાની હતા તેમણે ધાડ પાડી ધોરાજીના ઠાકોરને ઘણો હેરાન કર્યો; પણ ઈ. સ. ૧૮૨૪ માં તેમને તેમ કરવાનો અટકાવ કરવામાં આવ્યો અને નુકસાનીના બદલામાં જુનાગઢ પાસેથી ધોરાજીને ૬,૮૫,૦૦૦ કોરી અપાવવામાં આવી. ખુમાણોએ બંડ મચાવ્યું હતું તે પણ એજ વરસમાં સમ્યું, પણ ખુમાણો બહારવટું કરતા થયા. ઇ. સ. ૧૮૨૪ તથા તેની પછીનાં વરસમાં કાઠીઆવાડમાંથી ગેરબંદોબસ્તનું જડમૂળ નિકળ્યું. ઈ. સ. ૧૮૨૯ માં ખુમાણો શાન્ત થયા. એ પહેલાં કચ્છના રાવ રણને માર્ગે થઇ મોરબી તથા ઝાલાવાડમાં સ્વારી કરતા તે પણ બંધ થઇ અને કેપ્ટન મેકમરડોના પ્રયાસથી, જે જે સંસ્થાનોને નુકસાન પહોંચેલું તેમને રાવની પાસેથી નુકસાની મળી.

ઈ. સ. ૧૮૬૧ માં બ્રિટિશ સરકારે કાઠીઆવાડમાં એક ફોજદારી ન્યાયની કોરટ સ્થાપી. આ કોરટમાં પોલિટિકલ એજંટ અને ત્રણ ચાર મોટા રાજા રાણા મળી ઇનસાફ કરતા. ગાયકવાડના સ્વચ્છંદી સુબાઓના રાજ્ય કરતાં બ્રિટિશ અધિકારીઓના રાજ્યમાં ઘણો સુધારો છે એમ લોકોને માલમ પડયું. પહેલવહેલાંના પોલિટિકલ એજંટોએ અને તેમાં

વિશેષે કરી સર લી ગ્રાંડ જેકબે તથા કર્નલ લાંગે માંહોમાંહેની લઢાઇઓનો અંત આણવાની સાથે આખા પ્રાન્તમાં સલાહ શાંતિ પ્રવર્તાવી લોકોની બેદિલી નાબુદ કરી.

મહીકાંઠા સાથે બ્રિટિશ સરકારનો પહેલ વહેલો સંબંધ ઈ. સ. ૧૮૧૩ માં થયો. મેજર વૉકરે કાઠીઆવાડની ખંડણીનો બંદોબસ્ત કર્યો હતો તેમ ઇ. સ. ૧૮૧૩ માં મેજર બેલેન્ટાઇને મહીકાંઠાની ખંડણીનો બંદોબસ્ત કર્યો, પણ એ બંદોબસ્ત કેવળ નામનોજ રહ્યો. ઇ. સ. ૧૮૧૮ માં પેશ્વાના હક બ્રિટિશ સરકારને મળ્યા ત્યારથી મહીકાંઠાના ઠાકોરો સાથે બ્રિટિશ સરકાર નજીકના સંબંધમાં આવી. મહીકાંઠાના ઠાકોરોમાં ગાયકવાડથી બંદોબસ્ત ન રાખી શકાયાથી ૧૮૨૦ ના એપ્રિલની ૩ જી એ ગાયકવાડે બ્રિટિશ સરકાર સાથે કરાર કરી એવું ઠરાવ્યું કે બ્રિટિશ સરકારે મહીકાંઠાની ખંડણી ઉઘરાવી આપવી. ૧૮૨૧ માં મુંબાઇના ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટને મહીકાંઠાની મુલાકાત લીધી અને ગાયકવાડની ખંડણી ઉઘરાવી આપવાને તથા સુલેહ શાંતિ રાખવાને એ ભાગમાં પોલિટિકલ એજન્સી સ્થાપન કરી. સુલેહ શાન્તિ રાખવાને માટે મહીકાંઠાના ઠાકોરો પાસેથી યોગ્ય મુચરકા લખાવી લેવામાં આવ્યા.

મહીકાંઠા, ૧૮૧૩-૧૮૪૦.

૧૮૨૮ માં મિ. વિલોબીને મહીકાંઠા, પંચમહાલ અને રાજપીંપળાનો પોલિટિકલ એજંટ નિમવામાં આવ્યો. પણ તે થોડા વખતમાં રજા ઉપર ગયો તેથી ગાયકવાડની કંટિન્જંટ ફોજ ઉપર દેખરેખ માટે સાદરામાં એક આસિસ્ટંટ રાખી, મહીકાંઠાનો હવાલો વડોદરાના રેસિડંટને સોંપવામાં આવ્યો. આ ગોઠવણ ૧૮૩૫ સુધી કાયમ રહી, એ દરમ્યાન મહીકાંઠામાં ચારે તરફ લુંટફાટ, બહારવટાં અને દંગા રહ્યા.

ઈ. સ. ૧૮૩૩ માં રૂપાલના ફતેસિંગ નામના ઠાકોરે ઇડરના કારભારીના ભાઇને પકડી કારભારી પાસે એવી માગણી કરી કે મારે ઇડરના મરહુમ રાજા ગંભીરસીંગજીનું દેવું છે તે તમે આપી દો તો તમારા ભાઇને

છોડું. પણ એ રકમ કારભારીથી આપી શકાય તેમ ન હોવાથી તેણે મદેતીના ઠાકોર જાલમસીંગના દિકરા સુરજમલને કહ્યું કે જો તમે મારા ભાઈને છોડાવો તો તમને સારૂ ઇનામ આપ્યું. સુરજમલે હા પાડી અને ૪૦૦ સિપાઈ રાખી તથા વાવડીના ભીલ લોકો જેમને રૂપાલ સાથે ટંટો હતો તેમને સાથે લઈ રૂપાલના ઠાકોર પાછળ થયો, અને રૂપાલનો કિલ્લો કબજે કર્યો. પછી ઇડરના કારભારીને સુરજમલે કહ્યું કે મારા સિપાઈઓનો પગાર ચુકવો પણ તે પ્રમાણે કારભારી કરી શક્યો નહીં, તેથી સુરજમલ બહાર નિકળ્યો ને ઇડરનાં ગામ લુંટવા લાગ્યો.

એ અરસામાં સતી થવાનો ચાલ મહીકાંઠામાં ઘણો ચાલતો હતો. ઇડરનો રાજા ગંભીરસિંગજી ૪૨ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૮૩૩ ના ઓગસ્ટમાં મરી ગયો ત્યારે તેની સાત રાણીઓ, બે રક્ષાઓ, એક ચાકર અને ચાર લુંડીઓ બળી મોઈ. એક રાણી તો માત્ર વીસ વર્ષનીજ હતી અને તેને પરણ્યાને એકજ વર્ષ થયું હતું. મિ. અર્સકિન તે વખતે મહીકાંઠામાં પોલીટિકલ એજંટના હોદ્દા પર હતો. આટલાં બધાં માણસ બળી મુઆની ખબર સાંભળી તેના મનમાં ઘણો ખેદ થયો ને હવેથી મહીકાંઠામાં સતી નહીં થવા દેવાનો તેણે નિશ્ચય કર્યો. ૧૮૩૫ માં અહમદનગરનો રાજા કરણસીંગ મરણ પામ્યો ત્યારે તેની રાણીઓને સતી થતી અટકાવવાને અર્સકિને અહમદનગરની નજીક મુકામ નાખ્યો. રજપૂતોએ ભીલ અને કોળીઓને ભેગા કર્યા અને ગમે તેમ થાય તોપણ કરણસીંગની વિધવાઓને સતી થવા દેવાનો પાકો ઠરાવ કર્યો. સુરજમલને પણ તેઓએ મદદ માટે બોલાવવા મોકલ્યો. મિ. અર્સકિને અહમદનગરના દરવાજાએ ચોકી મૂકી રાણીઓને ચીતા તરફ નહીં જવા દેવાનો બંદોબસ્ત રાખ્યો. પણ રાતે કિલ્લામાં નવો દરવાજો પાડી રજપૂતો રાણીઓને ઘસડી ગયા અને તેમને તેમના ધણી ભેગી બાળી નાખી. આ પ્રમાણે બ્રિટિશ સત્તાનો અનાદર થવાથી અહમદનગર પર હલ્લો કરવાનો મિ. અર્સકિને નિશ્ચય કર્યો. પણ એટલામાં ખબર આવી કે સુરજમલ એક હજાર મકરાણીઓ લઈ અહમદનગરની મદદે આવે

છે તેથી અર્સકિને પોતાની મદદમાં બીજી ફોજ મોકલવા લખ્યું અને તે આવતાસુધી હલ્લો કરવાનું બંધ રાખ્યું. એ ફોજ આવી પહોંચી ત્યારે અહમદનગરને ઘેરો ઘાલવામાં આવ્યો અને ૧૮૩૫ માર્ચમાં તે તાબે કરવામાં આવ્યું. અહમદનગરનો કિલ્લો તેમજ બીજા કિલ્લા તોડી નાખવામાં આવ્યા પણ બહારવટીઆ પકડાયા નહીં અને સુરજમલ ઇડરનો પ્રદેશ લુંટતોજ રહ્યો. ગાયકવાડ સરકારના સિદ્ધપુર ગામ ઉપર હલ્લો કરવાની પણ સુરજમલે હિંમત ધરી. [સિદ્ધપુરના એક મઠ ઉપર રાજભારથી નામના અતિતનો હક કબુલ રાખવામાં આવ્યો નહીં તેથી તે બહારવટે નિકળ્યો. સુરજમલને તે મળ્યો અને કહ્યું કે જો મને મદદ કરો તો તમને જોઇએ તેટલું નાણું અપાવીશ. પછી સુરજમલ અને રાજભારથી સાથે સિદ્ધપુર ગયા અને લખુ શેઠ નામના એક અગ્રેસર વેપારીને પકડયો. લખુ શેઠને ઓળમાં રાખી સુરજમલે તેની પાસે તેની દુકાન ઉપર હુંડીઓ લખાવી વખતોવખત નાણું મેળવ્યું; અને એ રીતે બહારવટે ફરતો છતાં તે સુખમાં રહેવા લાગ્યો.

બહારવટીઆઓનું તોફાન બેસાડી દેવાને મહીકાંઠામાં જુદી એજન્સિ સ્થાપવાની જરૂર છે એમ હવે બ્રિટિશ સરકારને માલમ પડયું. ડાંગ અને ખાનદેશમાં સુલેહ શાંતિ કરવામાં કેપ્ટન જેમ્સ આઉટરામ નામના અધિકારીએ ચાલાકી બતાવી પ્રસિદ્ધિ મેળવી હતી તેને મહીકાંઠાનો પોલિટિકલ એજંટ નિમવામાં આવ્યો. આઉટરામે બહારવટીઆઓની પાછળ પડી તેમનો એવો કેડો લીધો કે તેઓ ખોરાકની તંગીમાં આવી પડ્યા અને તેમનાં માણુસ તેમને છોડી ચાલ્યાં ગયાં. છેવટ મુંબાઈ સરકારે દયા વાપરી ૧૮૩૬ ના ફેબ્રુઆરીની ૭ મીએ એક જાહેરનામું પ્રસિદ્ધ કરી બહારવટીઆઓને જણાવ્યું કે જેઓ શરણે થશે તેમને માફી આપવામાં આવશે અને તેમની ફરીઆદનો વાજબી ઇનસાફ આપવામાં આવશે. રખડી રખડીને બહારવટીઆ એટલા બધા કંટાળી ગયા હતા કે તેઓ એક પછી એક

શરણે થયા. બ્રિટિશ સરકારે પોતાના વચન પ્રમાણે તેમને માફી આપી તેમની જાગીરો પાછી આપી અને સતી થવાનો ચાલ બંધ કરવાને તેમની પાસે કબુલતો લખાવી લીધી. માર્ચની ૭ મી તારીખે સુરજમલ લખુ શેઠને સાથે લઈ શરણે થયો. સિદ્ધપુરનો રાજભારથી પણ ગાયકવાડ સરકારને શરણ થયો તેથી ગાયકવાડ સરકારે નજરાણો લેઈ તેનો મઠ તેને પાછો સોંપ્યો. ૧૮૩૬ ની આખર પહેલાં મહીકાંઠામાં બધા બખેડા બંધ થયા અને શાંતિ થઈ. ૧૮ મી સદીની આખરમાં અને ૧૯ મી સદીની શરૂઆતમાં મહીકાંઠામાં ચાલેલા બખેડાને લીધે શામળાજીનો મેળો ભરવાનું ઘણા વખતથી બંધ થયું હતું તે આઉટરામે ૧૮૩૮ માં ચાલતું કર્યું તેથી વેપારનો ઘણો વધારો થયો. વળી સરહદની તકરારોનો પંચથી નિકાલ કરવાની રીત પણ તેણે દાખલ કરી. મહીકાંઠાના બંડખોર કોળીઓને ઉદ્યોગ મળે એટલા માટે તેણે એક ભીલ ફોજ ઉભી કરી. એ ફોજ પાછળથી અમદાવાદની પોલીસમાં મેળવી દેવામાં આવી.

એ અરસામાં આમલીઆરાનો ઠાકોર મરી ગયો. તેની એક રાણીએ તેના મરણ પછી જે કુંવરને જન્મ આપ્યો તે કુંવરને ગાદીનો વારસ ઠરાવવામાં આવ્યો અને બીજી રાણીએ દત્તક લીધેલા છોકરાનો હક નામંજુર કરવામાં આવ્યો તેથી એ રાણી, સાઠંબા, રૂપાલ, અને બીજી જગાઓના ઠાકોરો સાથે ડુંગરામાં ભરાઇ બખેડા મચાવવા લાગી. તેમની પાછળ ફોજ મોકલી થોડા વખતમાં તેમનાં માણસ વીખેરી નાખવામાં આવ્યાં તથા રાણીને તથા તેના દત્તક પુત્રને કેદ કરવામાં આવ્યાં. ત્યાર પછી રૂપાલનો ઠાકોર પણ પકડાયો અને અમદાવાદની જેલમાં રહી મરણ પામ્યો.

ઈ. સ. ૧૮૩૯ માં મહીકાંઠામાં ફોજદારી ન્યાયની કચેરી સ્થાપન કરવામાં આવી.

ઈ. સ. ૧૮૨૦ માં ગાયકવાડ સાથે થયેલા કોલકરારની રૂઇએ રેવાકાંઠાના ખંડીઆ રાજાઓ ઉપર બ્રિટિશ સરકારને હકુમત મળી. આ ગોડ-

રેવાકાંઠા, ૧૮૨૦–૧૮૪૨.

વણ તથા પહેલાં ગાયકવાડે રાજપિંપળાના રાજાને ઘણું દુઃખ દીધું હતું અને તેની ખંડણી ઘણી વધારી નાખી હતી. ઇ. સ. ૧૮૧૩ માં રામસીંગ અને નારસીંગ એ નામના બે જણ વચ્ચે રાજપિંપળાની ગાદીને માટે હરીફાઈ ચાલી તેથી સયાજીરાવે રાજપિંપળાનો કારભાર પોતાના હાથમાં લીધો. રાજપિંપળાનો કારભાર સયાજીરાવના હાથમાં સાત વર્ષ રહ્યો તોપણ રામસીંગ અને નારસીંગની તકરારોનો તેણે કંઇ નિકાલ કર્યો નહીં. આખરે રાજપિંપળાનો બંદોબસ્ત કરવાને વડોદરાના આસિસ્ટંટ રેસિડેંટ મિ. વિલોબીને મોકલવામાં આવ્યો. વિલોબીએ લંબાણથી તપાસ કરી નારસીંગને હકદાર ઠરાવ્યો. નારસીંગ પોતે આંધળો હોવાથી તેના પુત્ર વેરીસાલજીને ૧૮૨૧ ના નવેંબરની ૧૫ મીએ રાજપિંપળાની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. એ વખતે તેની પાસે લખાવી લેવામાં આવ્યું કે તે અને તેના વંશજો બ્રિટિશ સરકારની સલાહ પ્રમાણે હમેશ ચાલશે. રાજપિંપળામાં ત્રણ વર્ષ રહી મિ. વિલોબીએ એ સંસ્થાનની સારી વ્યવસ્થા કરી અને ઈ. સ. ૧૮૨૩ માં સંખેડા મેવાસના જમીનદારોએ ગાયકવાડને ભરવાની જમાબંધી મુકરર કરી. ૧૮૨૫ સુધીમાં રેવાકાંઠા તરફ મી. વિલોબીએ ચોતરફ સલાહ શાંતિ સ્થાપન કરી તે જોઇ વડોદરા સરકારે મહી નદી ઉપરના પાંડુ મેવાસના નાના નાના જમીનદારો બ્રિટિશ સરકારની સત્તા નીચે સોંપ્યા.

એ વર્ષમાં સિંધિયાએ પંચમહાલ બ્રિટિશ સરકારને સોંપ્યું. તે તથા બારિયા ભોપાવર એજંસીમાં હતાં તે રેવાકાંઠામાં નાખવામાં આવ્યાં. ૧૮૨૬ માં મિ. વિલોબી રેવાકાંઠાનો પહેલો પોલિટિકલ એજંટ નિમાયો. લુણાવાડા અને સુંથનાં રાજ્ય મહીકાંઠામાં ગણાતાં તે પણ આ અરસામાં રેવાકાંઠા એજંસીમાં દાખલ કરવામાં આવ્યાં. ૧૮૨૯ માં વડોદરાનો રેસિડેંટ મિ. વિલિયંમ્સ, અમદાવાદમાં ગુજરાતનો પોલિટિકલ કમિશનર

નિમાયો ત્યારે રેવાકાંઠામાંથી પણ પોલિટિકલ એજંટની જગો કાઢી નાખી, એ એજંસી ગુજરાતના પોલિટિકલ કમિશનરના આસિસ્ટંટના હવાલામાં સોંપવામાં આવી. પણ આ ફેરફારનું પરિણામ સારૂં આવ્યું નહીં. રેવાકાંઠામાં પોલિટિકલ એજંટ ન રહેવાથી એ ભાગના જમીનદારો ઉપર બ્રિટિશ સરકારનું નામનું જ ઉપરી પણું રહ્યું અને તેઓ સ્વતંત્ર જેવા થઈ પડ્યા. આથી કરીને સ. સ. ૧૮૩૬ સુધીમાં ચારે તરફ ગેરવ્યવસ્થા ફેલાઈ. ઈ. સ. ૧૮૩૮ માં બારિયા, છોટા ઉદેપુર, જાંબુઘોડા અને ગોધરાના નાયકડાઓએ મોટા મોટા ગુન્હા કરી ચારે તરફ તોફાન મચાવી મુક્યું. મેજર ફોર્બસના ઉપરીપણા નીચે એ તરફ ફોજ મોકલવામાં આવી; સીમાડા ઉપર લશ્કરી થાણાં બેસાડવામાં આવ્યાં; નાયકડાઓને ભરાઇ રહેવાની જગાઓ ઘેરી લેવામાં આવી. એ પ્રમાણે તજવીજો થઈ ત્યારે બારિયાના રાજા ને છોટા ઉદેપુરના રાણાની તથા વડોદરા અને સિંધિયા સરકારની મદદથી કેટલાક નાયકડા પકડાયા અને કેટલાક શરણ થયા.

ઈ. સ. ૧૮૩૯ માં નાયકડાઓના તાબાનો તમામ ભાગ આસિસ્ટંટ કમિશનરના ઉપરીપણા નીચે દાખલ કરવામાં આવ્યો. છેવટે ઇ. સ. ૧૮૪૨ માં રેવાકાંઠાને માટે ફરીથી જુદા પોલિટિકલ એજંટની નિમણુંક થઇ, અને રેવાકાંઠામાં પણ ફોજદારી ન્યાયની કોર્ટ સ્થાપન થઇ.

સુરતમાં હુલ્લડ, ૧૮૪૪.

મીઠા ઉપર નવો કર નંખાવાથી ૧૮૪૪ ના ઓગસ્ટની ૨૯ મી તારીખે સુરતમાં હુલ્લડ થયું. એ હુલ્લડ સુરતના ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટે બેસાડી દીધું, તોપણ એવાં હુલ્લડ બીજે ઠેકાણે થવા પામે નહીં એટલા માટે મુંબાઇથી કેટલુંક લશ્કર તથા તોપો મોકલવામાં આવી. આથી કરીને લોકોમાં શાંતિ રહી અને સપ્ટેમ્બરની ૧૪ મી તારીખે મીઠાનો કાયદો અમલમાં મૂકાયો ત્યારે નવા બખેડા થવા પામ્યા નહીં.

મહીકાંઠા અને રેવાકાંઠાના પોલિટિકલ એજંટો ઉપર વડોદરાના

૧૮૪૫.

રેસિડેંટનું ઉપરીપણું હતું તે ઈ. સ. ૧૮૪૫ માં કાઢી નાખવામાં આવ્યું અને એ એજન્સિઓ પરભારી મુંબાઈ સરકારના ઉપરીપણા નીચે દાખલ કરવામાં આવી.

સુરતમાં માપ અને વજન સંબંધી હુલ્લડ, ૧૮૪૮.

૧૮૪૮ માં બંગાળાનું વજન અને માપ દાખલ કરવામાં આવવાથી સુરતમાં હડતાળ પાડવામાં આવી. શહેરની દુકાનો કેટલાક દહાડા સુધી બંધ રાખવામાં આવી અને જાહેરનામાં ચોટાડી લોકોને ધમકી આપવામાં આવી કે જે દુકાન ઉઘાડશે તેને ન્યાત બહાર મૂકવામાં આવશે. વળી એવું જણાવવામાં આવ્યું કે ઠેઠ ઇંગ્લાંડ સુધી આ બાબતની લડત ચલાવવાને ૫૦ હજાર રૂપિયા એકઠા કરવામાં આવ્યા છે. આ પ્રમાણે હડતાળ પાડવામાં આવી પણ કંઇ હુલ્લડ કરવામાં આવ્યું નહીં. ૫ મી એપ્રીલે લોકોના અગ્રેસરોએ ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટની ભેટ લીધી, તે ઉપરથી એ અધિકારીએ તેમની હકીકત સાંભળી, સરકારમાં અરજી કરી હુકમ ફેરવી લાવવાને તેમને મુદત આપી. નવાં માપ અને વજન દાખલ કરવાની સામે લોકો આટલા બધા સામા છે એમ સરકારના જાણવામાં આવ્યું ત્યારે તેમણે એવું ઠરાવ્યું કે નવાં માપ અને વજન દાખલ કરવાનો વિચાર છોડી દઈ જેમ પ્રથમ ચાલતું હતું તેમ ચાલવા દેવું.

અમદાવાદઃ હઠીસીંગનું જૈન દેવળ, ૧૮૪૮.

બ્રિટિશ સરકારના અમલ નીચે અમદાવાદ કેટલું બધું આબાદ થયું હતું અને તેની દોલત કેટલી બધી વધી હતી એ ૧૮૪૮ માં દિલ્લી દરવાજા બહાર શેઠ હઠીસીંગનું જૈન દેવળ બાંધવામાં આવ્યું તે ઉપરથી જણાય છે. એ દેવળ તથા તેને લગતાં મકાન બાંધવામાં દસ લાખ રૂપિયા ખર્ચવામાં આવ્યા અને તેનું વાસ્તુ

કરવાની ક્રિયામાં ભાગ લેવા મુંબાઇથી સર જમસેદજી જીજીભાઇનો વડો બેટો, નાના શંકરશેઠ અને બીજા સંભવિત ગૃહસ્થો મુંબાઇથી આવ્યા. હઠીસીંગના પિતા પાસે પચાસ હજાર રૂપિયા કરતાં જાદે પુંજી નહોતી, પણ હઠીસીંગ ગુજરી ગયા ત્યારે તેમની પુંજી ૮૦ લાખની ગણાતી હતી. શેઠ મગનભાઈ કરમચંદ નામના એક બીજા ગૃહસ્થે પણ ઘણો પૈસો ભેગો કર્યો; અને તે વખતે લોકોના વિચાર સ્ત્રીકેળવણી વિરૂદ્ધ છતાં ૧૮૫૧ માં અમદાવાદમાં પહેલ વહેલી કન્યાશાળા ઉઘાડી. આ લોક સેવાના બદલામાં સરકારે તેમને રાવબહાદુરનો ઇલકાબ આપ્યો. આ માન મેળવવામાં અમદાવાદના શહેરીઓમાં શેઠ મગનભાઇ પહેલા હતા.

૧૮૪૯ થી ૧૮૫૬ સુધીમા ગુજરાતમાં સંપૂર્ણ સલાહશાંતિ રહી અને લોકોની સ્થિતિ ઘણી સુધરી. આગગાડીને માટે રસ્તો કરવા ૧૮૫૩ માં જમીનની સર્વે થઈ, અને તારની ગોઠવણ કરવાનું પણ શરૂ થયું.

ઈ. સ. ૧૮૪૭ ના ડિસેંબરની ૨૮ મી તારીખે વડોદરામાં સયાજીરાવ મહારાજ મરણ પામ્યા અને તેમની ગાદી ઉપર તેમનો પાટવી કુંવર ગણપતરાવ ગાદીએ બેઠો. ગણપતરાવ ગાદીએ બેઠા પછી અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૪૯ માં છોકરાં વેચવાનો ચાલ બંધ કરાવ્યો; અને ઇ. સ. ૧૮૫૬ માં ગુલામનો વેપાર બંધ કરવા બાબત ગણપતરાવ પાસે લેખ કરાવી લીધો. ગણપતરાવ ગાદીએ બેઠા ત્યારે તેમણે ભાઉ તાંબેકર નામના માણસને દિવાનની જગોપર નિમ્યો. એ વખત વડોદરાના રેસિડેંટની જગો ઉપર કર્નલ આઉટરામ હતા. વડોદરા રાજ્યમાં ચાલતી કેટલીક ગરબડોને લીધે કર્નલ આઉટરામને ભાઉ તાંબેકર સામે એ બનાવ થયો. કર્નલ આઉટરામે ૧૮૫૧ માં વડોદરા ખટપટ નામનો રિપોર્ટ બહાર પાડયો તેથી વડોદરામાં એક મોટું કારસ્થાન

વડોદરાનો મામલો.
૧૮૪૭-૧૮૫૯.

ઉભું થયું. મુંબાઇના ગવર્નર લોર્ડ ફૉકલંડે ગણપતરાવને ખુશ રાખવા કર્નલ આઉટરામને વડોદરાના રેસિડેંટની જગોપરથી ખસેડ્યો, પણ કર્નલ આઉટરામે વિલાયત જઇ ખટપટ કરી તેથી એવું થયું કે આજ સુધી વડોદરાનું રાજ્ય મુંબાઈની ગવર્નરની દેખરેખ નીચે હતું ત્યાંથી કાઢીને ઈ. સ. ૧૮૫૩ માં કલકત્તા સરકારના તાબામાં મુકવામાં આવ્યું. પરંતુ ચાર વર્ષ પછી ૧૮૫૭ માં બળવો થયો તે વખતે કામકાજને સંબંધે વડોદરાના રેસિડેંટને વેળાસર જવાબ મળવામાં તથા પત્ર વ્યવહાર ચલાવવામાં હરકતો પડી તેથી વડોદરાનો વહીવટ ફરીથી મુંબાઇ સરકારને સોંપવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૫૬ માં રેલવે બાંધવા માટે ગણપતરાવ ગાયકવાડે પોતાના રાજ્યમાં જમીન આપી અને તેજ સાલમાં તે મરણ પામ્યા, તેથી તેમનો નાનો ભાઇ ખંડેરાવ વડોદરાની ગાદીએ બેઠો.

૧૮૫૭ ના બળવાની વખતે ગુજરાતમાં અહીં તહીં બખેડા ઉઠેલા, પણ તેને બળવા સાથે ઝાઝો સંબંધ ન હતો. લોકોમાં બેદીલી હતી ખરી પણ તેનાં કારણ જુદાંજ હતાં. કચ્છના રણમાંથી કેટલુંક મીઠું ગુજરાત ભણી આવતું હતું તે, પહેલાં જેમાં સિંદુર ભરેલું એવા કોથળામાં ભરેલું હોવાથી, લાલ રંગનું થયું. આ ઉપરથી લોકોમાં એવી ગપ ચાલી કે લોકોને વટાળવાને સરકારે તેમાં ગાયનું લોહી છાંટ્યું છે. ન્યાય આપવાની રીતમાં થએલા ફેરફારથી પણ લોકોમાં બેદિલી ફેલાઈ હતી. આ પહેલાં ન્યાય અપાતો તેમાં કાયદાની બારીકી ઉપર ઝાઝું ધ્યાન આપવામાં આવતું નહીં; અને ન્યાયાધીશો લોકોની રીતભાતથી વાકેફ તથા તેમને ચહાનારા હોવાથી લોકોને ખરેખરો ન્યાય મળતો તેથી તેઓ રાજી રહેતા. પણ તે જમાનો બદલાઇ ગયો ને કાયદાની બારીકી ઉપર વધારે ધ્યાન અપાતું થયું તેથી લોકોને પહેલાંના જેવો અદલ ઇનસાફ

૧૮૫૭ નો બળવો.

ન મળવાથી લોકો નારાજ જણાતા. વળી સર્વેખાતુ તથા ઈનામ કમીશન એ બેથી પણ લોકોનાં મન સરકાર વિરૂદ્ધ થયાં. લશ્કરમાં પણ થોડી ઘણી નારાજી હતી. વાવ્યપ્રાંત તરફનાં કેટલાંક માણસ ગુજરાત તરફના લશ્કરમાં હતાં, તેમને દોલતરાવ સિંધિયાની વિધવા બાયજાબાઇએ લાલચ આપી ફોડયાં.

આ પ્રમાણે ચાલી રહ્યું હતું એવામાં ભરૂચમાં મુસલમાનો તથા પારસીઓ વચ્ચે ઝઘડો ઉઠયો. એ મારામારીને રાજકીય બાબતો સાથે કંઇ સંબંધ નહોતો તોપણ તેનું પરિણામ એવું થયું કે લોકોનાં મન એથી વધારે ઉશ્કેરાયાં. સન ૧૮૫૭ ના જુલાઇની પહેલી તારીખે મહુમાં ૨૩ મી બંગાળ નેટિવ ઈન્ફન્ટ્રીએ બંડ કર્યું અને ૯ મી જુલાઇએ ગુજરાત હોર્સના કેટલાક સવારોએ લઢાઇનો સરંજામ હાથ કરવાની કોશિશ કરી. એ વખતે અમજેરાના રાજાએ હથીઆર લીધાં ને ભોપાવરના પોલિટિકલ એજંટ ઉપર હલ્લો કર્યો. પંચમહાલના મુસલમાન તથા જમીનદારોએ દોહદને ઘેરો ઘાલ્યો; પણ રેવાકાંઠાનો પોલિટિકલ એજન્ટ કેપ્ટન બકલ વડોદરેથી એ તોપ લઈ આવી પહોંચ્યો તેથી ઘેરો ઘાલનારાને નાસવું પડ્યું.

આબુમાં રહેલી જોદ્ધપુર બટેલિયને તારીખ ૫ મી ઑગસ્ટે તોફાન ઉઠાવ્યું. ૧૭ મી બોમ્બે નેટિવ ઈન્ફન્ટ્રીનાં કેટલાંક માણસ તેમાં સામેલ છે એવો શક આવવાથી તેમનાં હથીયાર છીનવી લેવામાં આવ્યાં. સપ્ટેમ્બરની શરૂઆતમાં અમદાવાદમાંની ગ્રેનેડિયરની બીજી પલટણ તથા ૭ મી નેટિવ ઈન્ફન્ટ્રીએ બંડ ઉઠાવવાની કોશીશ કરી. પણ એ બંને પલટણોમાં માંહોમાંહે અગાઉથીજ કેટલીક ગેરસમજુત ચાલતી આવતી હતી તેથી તે એકઠી થઈ શકી નહીં અને તેમનો યત્ન નિષ્ફળ ગયો. તેમાંના કેટલાક અગ્રેસરોને તોપને ગોળે ઉઠાવી દેવામાં આવ્યા. રાધનપુરના નવાબે દિલ્લીના બાદશાહ સાથે ફિતુર ભરેલો પત્રવ્યવહાર ચલાવેલો હોવાથી આ અરસામાં તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

અકટોબર મહીનામાં રોવાના ઠાકોરે બંડ ઉઠાવ્યું અને પાલણપુર તથા સિરોહીના તાબાનાં ગામો લુટયાં. મન્દાતાનો ઠાકોર પણ હથીયાર લઈ તૈયાર થઈ રહ્યો હતો. એ બંને ઠાકોરોને (વડોદરાના ખંડેરાવ ગાયકવાડના ભાઇઓ) મલ્હારરાવ તથા બાપુ ગાયકવાડ, ભાઉ સાહેબ પવાર, અને રાજા ભોંસલે નામના એક સરદારની મદદ હતી. એ લોકોએ ઉમેટા, ભાદરવા, ખેડા ને દઇમાના ઠાકોરોને તથા આણંદ તથા પરતાપપુરના પટેલોને ઉશ્કેર્યા હતા. ખેડાના ઠાકોરો માણસો લઇ મહીના કાંઠા ઉપર આવી પડ્યા હતા. પણ તેમની સામે બ્રિટિશ સરકારની ફોજ આવી એટલે તે વિખેરાઇ ગયા ને પરતાપપુર ગામ બાળી નાખવામાં આવ્યું.

આટલા બધા બખેડા થયા તેથી સરકારે લોકોનાં હથીઆર છીનવી લીધાં. હથીઆર છીનવી લેતાં અમદાવાદ, ખેડા, તથા ભરૂચ જીલ્લાના જંબુસર તાલુકામાં ઘણી મુશીબત પડી. ત્યાર પછી સન ૧૮૫૮ માં ભાઉસાહેબ પવારની ઉશ્કેરણીથી નારૂકોટના નાયકડાઓએ બંડ મચાવ્યું. રૂપો અને કેવળ એ નામના બે નાયકડાની સરદારી તળે રહી તેમણે જાંબુઘોડા ઉપર હલ્લો કર્યો. તેમને તાબે કરતાં ઘણી મુશ્કેલી નડી. છેવટે ૧૮૫૯ માં કેપ્ટન રિચર્ડ બોનરે તેમને સમજાવી તાબે કર્યા. એ અરસામાં પ્રખ્યાત તાત્યા ટોપી પંચમહાલમાં ભરાયો ને તેની ફોજે કેટલાંક ગામ લુટયાં. તેની પાછળ કર્નલ પાર્ક પડયો તેથી તે નર્મદા ઉતરી છોટા ઉદેપુર જતો રહ્યો. ત્યાંના રાજાની ફોજ તાત્યા ટોપીને મળી ગઈ તેથી તેણે છોટાઉદેપુરનો કબજો લીધો. પણ કર્નલ પાર્કે આવી પહોચી જબરી કતલ સાથે તેને હરાવ્યો તેથી પોતાનું લશ્કર છોડી તે નાઠો.

૧૮૫૭ ના બળવાનું એક અગત્યનું પરિણામ એ થયું કે મહા-

મહારાણીએ હિન્દુસ્તાનનું રાજ્ય પોતાને હસ્તક લીધું. ૧૮૫૮.

રાણી સરકારે એવો ઠરાવ કર્યો કે હિન્દુસ્તાનમાં બ્રિટિશ મુલક એટલો બધો વધી ગયો છે કે તે ઉપર રાજ્ય કરવાનું કામ બ્રિટિશ વેપારીઓની કંપનીને હસ્તક રાખવું એ હવે ડહાપણ ભરેલું નથી, માટે મહારાણીએ એ રાજ્ય પોતાને હસ્તક લેવું. એ ઉપરથી હિન્દુસ્તાનનો રાજ્ય વહિવટ સુધારવાને એક નવો કાયદો ( ૨૧ અને ૨૨ વિકટોરિયા, પ્રકરણ ૧૦૬ ) કરવામાં આવ્યો અને મુખ્ય સત્તા પોતે ધારણ કર્યા બાબત મહારાણીએ જાહેરનામું બહાર પાડ્યું. ૧૮૫૮ ના નવેમ્બરની ૧ લી તારીખે આ જાહેરનામું હિન્દુસ્તાનનાં ગામ અને શહેરોમાં વાંચવામાં આવ્યું. આ જાહેરનામામાં જણાવવામાં આવ્યું કે હિન્દુસ્તાનના લોકોના ધર્મમાં હાથ ઘાલવાની સરકારની ઇચ્છા નથી, તેમ સરકારને તેવો હક પણ નથી; લોકોના રીતરીવાજમાં સરકાર હાથ ઘાલશે નહીં અને ચાલુ હક, માનમરતબો, કાયદા અને તહનામા કાયમ રાખી, હિન્દુસ્તાનના લોકો ઉપર મહારાણીની બીજી રૈયતની માફક, ન્યાય અને શુદ્ધ વર્તનથી રાજ્ય ચલાવવામાં આવશે. આ પ્રસંગે વળી કેટલાક દેશી રાજાઓને દત્તક લેવાનો હક બક્ષવામાં આવ્યો અને ખુન કરવામાં જેમણે ભાગ લીધેલો નહીં એવા બળવાખોરોને માફી આપવામાં આવી. નવા ગવર્નર જનરલ લોર્ડ કેનિંગે ૧૮૫૯ ના જુલાઈની ૮ મી તારીખે સલાહ શાન્તિનું જાહેરનામું કાઢ્યું અને પાછલી સાલોની વિટંબણા ટળી તેને માટે ઇશ્વરનો આભાર માનવા તથા પ્રાર્થના કરવા ૧૮ મી તારીખ મુકરર કરી. એ દિવસે હિન્દુસ્તાનના બીજા ભાગોની પેઠે ગુજરાતમાં પણ ખુશાલી બતાવી કૃપાળુ ઈશ્વરનો આભાર માનવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૫૮ માં ઓખામંડળના વાઘેરોએ બળવો ઉઠાવ્યો અને ગાયકવાડની સિબંદી પાસેથી બેટ અને દ્વારકાં લઇ લીધાં. લેફટેનન્ટ બાર્ટના હાથ નીચે બ્રિટિશ ફોજની એક ટુકડીએ તેમને ત્યાંથી હાંકી કાઢી

બેટ ગાયકવાડને પાછો સોંપ્યો. તોપણ થોડાં મહીના પછી હિન્દુસ્તાનમાં ચાલેલા બળવાની વાત સાંભળી એ લોકોએ ફરીથી બળવો કર્યો અને બેટ અને દ્વારકાં કબજે કરી ગાયકવાડના અમલદારોને હાંકી કાઢ્યા. પોતાની સિબંદી ઉપર ખંડેરાવ ગાયકવાડને ભરોંસો નહીં હોવાથી વાઘેરોનો બળવો બેસાડી દેવાનું કામ તેમણે બ્રિટિશ સરકારને સોંપ્યું. બ્રિટિશ ફોજે ૧૮૫૯ ના અકટોબરની ૬ ઠ્ઠી તારીખે વાઘેરોને હરાવી બેટ પાછો લીધો અને એજ માસની ૩૧ તારીખે દ્વારકાં પણ લીધું. કેટલાક વાઘેરો આભપુરા નામના ડુંગરમાં ભરાયા હતા તેમને કર્નલ હોમરે ડિસેંબરની ૧૮ મી તારીખે કાઢ્યા. ત્યાર પછી થોડા વખતમાં વાઘેરોનો બળવો બંધ થયો. એ બળવામાં ભાગ લેનાર કેટલાક વાઘેરોને વડોદરાની જેલમાં રાખેલા હતા ત્યાંથી ઇ. સ. ૧૮૬૨ માં તેઓ નાઠા અને ઇ. સ. ૧૮૬૮ સુધી કાઠીઆવાડમાં લૂંટફાટ કરવા લાગ્યા. પણ એ સાલમાં પોરબંદરની સિબંદીએ તેમના સરદાર મૂળુ માણેક ઉપર છાપો મારી મારી નાખ્યો ત્યારથી વાઘેરોની લૂટફાટ બંધ થઇ. ૧૮૫૯ થી ઓખામંડળની બેટેલિયન ઉપર બ્રિટિશ ઓફિસર નિમવામાં આવે છે પણ વસુલાત ઉઘરાવવાનું અને રાજ્યકારભાર કરવાનું કામ ગાયકવાડ સરકાર તરફથી કરવામાં આવે છે.

ઇ. સ. ૧૮૬૦ થી ૧૮૬૪ સુધીમાં મુંબાઇ વડોદરા રેલવે ચાલુ થવાથી વેપાર ઘણો વધ્યો અને ૧૮૬૩ માં અમેરિકામાં લઢાઇ જાગવાથી કપાસનો ભાવ ચઢી ગયો તેથી ગુજરાતમાં ઘણો પૈસો આવ્યો. જે ભાગોમાં કપાસનું વાવેતર થાય છે તે ભાગોમાં બળવા પછીનાં દશ વર્ષમાં ખેડુત લોકોએ જેટલી આબાદી ભોગવી તેટલી બીજે કોઈ વખતે ભોગવી નથી. ૧૮૬૬ માં શેર મેનિયાને લીધે ઘણાં આબરૂદાર કુટુંબ પાયમાલ થયાં તોપણ એકંદરીમાં ગુજરાતની આબાદીને ઝાઝો ધોકો લાગ્યો નહીં.

ઈ. સ. ૧૮૬૩ માં કર્નલ કિટિંજે કાઠીઆવાડના રાજારાણાઓના

કાઠીઆવાડના રાજરાણા-
ઓના સાત વર્ગ, ૧૮૯૩.

સાત વર્ગ કરી તેઓને પોતાના દરજ્જા પ્રમાણે દિવાની ફોજદારી ઇનસાફ કરવાના અધિકાર આપ્યા. આ રાજારાણાઓમાં જેઓ એ અધિકાર વાપરવાને લાયક નહોતા તેમનો તથા હલકા વર્ગના જમીનદારોને જેટલો અખત્યાર આપવામાં આવ્યો તે ઉપરાંતનો અધિકાર એજન્સિએ પોતાના હાથમાં લીધો. એજન્સિએ પોતાના હાથમાં લીધેલો અધિકાર ચલાવવાને જમીનદારોને ખરચે થાણદારો અને ડેપ્યુટી આસિસ્ટંટો નિમ્યા. જમીનદારોના મુલકની અંદરના રાજ્યકારભારમાં હાથ નહીં ઘાલવાની પદ્ધતિ એજન્સિએ દાખલ કરી અને એજન્સિ તાબાના તાલુકદારોની ફરીઆદ એજન્સિ સાંભળતી હતી તે બંધ કરી એવું ઠરાવ્યું કે એ લોકોએ પોતાના રાજા પાસેથી દાદ લેવી. આ નવી રીતથી નારાજ થયેલા કેટલાક લોક વાઘેરોને જઈ મળ્યા અને બખેડા કરવા લાગ્યા. તેમની સામે મોકલેલી અંગ્રેજી ફોજને માંચરડા પાસે હોબર નામની જગાએ લઢાઈ થઇ તેમાં અંગ્રેજી ફોજના કપ્તાન હેબર્ટ અને લેટુસ મરણ પામ્યા. છેવટ ઇ. સ. ૧૮૬૮ માં વાઘેરોનો સરદાર મૂળુ માણેક પોરબંદર નજીક મરાયો ત્યારે એ તોફાન બંધ પડયું.

મહીકાંઠામાં પોસીનાના રાજાની નોકરીમાં પ્રતાપસિંહ નામનો રજપૂત હતો, તેણે મકરાણીઓ રાખી ઇ. સ. ૧૮૬૭ માં ફિતુર ઉઠાવ્યું. પોસીનાના ઠાકોરની દાદી કુંવરને લઇ પોસીનેથી નાશી ગઈ; પણ છેવટ રાજાની પોતાની ફોજ વધારી એ તોફાન બંધ પાડયું. સિરોહીની હદના બટાના ઠાકોરના હુમલા સામે સરહદનો બચાવ કરવા બ્રિટિશ ફોજની ટુકડી ઈ. સ. ૧૮૬૮ માં ગયેલી હોવાથી એ તોફાન આગળ ફેલાતું બંધ પડયું.

ઈ. સ. ૧૮૬૮ માં પંચમહાલમાં ગંભીર પ્રકારના બખેડા ચાલ્યા. જાંબુઘોડા પાસે વાડક નામે ગામ છે ત્યાંનો જોરીઆ નામનો નાયકડો

પંચમહાલમાં બખેડા, ૧૯૬૮.

પરમેશ્વર હોવાનું ડોળ ઘાલી લોકોને સમજાવવા લાગ્યો કે મારી પાસે એવો ચમત્કાર છે કે મને કંઇ ઈજા થાય નહીં. ભગતના ચમત્કારથી આપણને કંઈ નુકસાન થશે નહીં એવી આસ્થા રાખી ઘણા લોક તેની પાસે ભેગા થયા. આ લોકોમાં દાંડીઆપુરાનો પુરાણો જમીનદાર રૂપસિંહ અગ્રેસર હતો. તેઓ બંને વાડકના રાજા થયા અને મહેસુલ ઉઘરાવવા લાગ્યા. પછી પાંચસો માણસ સાથે લઇ તેઓએ બારીઆ તાબાના રાજગઢ નામના ગામ ઉપર હુમલો કર્યો. પોતાની સાથેનાં માણસને કિલ્લા બહાર રાખી જોરીઓ અને રૂપસિંહ અંદર ગયા અને ત્યાંના દેશી અધિકારીઓ પાસે બેઠા. જોરીઆના ચમત્કાર વિષે વાત નિકળતાં એક અધિકારીએ મૂઠી વાળી હાથ લાંબો કર્યો ને કહ્યું કે મારી મૂઠીમાં શું છે એ કહુ તો તારો ચમત્કાર ખરો. રૂપસિંહનો છોકરો ગલાલીઓ ગુસ્સામાં બોલી ઉઠયો કે તારી મૂઠીમાં મોત છે અને એ પ્રમાણે કહી તેના બે કકડા કરી નાખ્યા. આથી ડરી જઈ સરકારી માણસો નાશી ગયાં અને નાયકડાઓ સુખેથી ગામ લૂટી ચાલ્યા ગયા. પછી રૂપસિંહ પંચમહાલમાં ગયો ને ત્યાંથી નાયકડાઓની ફોજ ભેગી કરી જાંબુઘોડા ઉપર છાપો માર્યો. જાંબુઘોડાની પોલીસે બંદુકો ફોડી પણ નાયકડામાંથી કોઇને એક ગોળી વાગી નહીં તેથી જોરીઓ ખરેખર પરમેશ્વર હશે એમ ધારી તેઓ બીને નાઠા. નાયકડાઓએ જાંબુઘોડા લૂટી લીધું અને ત્યાંનાં સરકારી દફતર બાળી નાખ્યાં. પછી તેઓએ છોટા ઉદેપુર તાબાના જેતપુર ગામ ઉપર હલ્લો કર્યો, પણ ત્યાં તેમનાં કેટલાંક માણસ મરાયાં તેથી ભગતના ચમત્કારથી લઢાઈમાં તેનાં માણસને નુકસાન થતું નથી એવો વિશ્વાસ લોકોમાં બેઠો હતો તે ઉઠી ગયો. આ તોફાન આગળ ફેલાય તે પહેલાં વડોદરેથી ૨૬ મી નેટીવ ઇન્ફન્ટ્રીનાં ૨૦૦ માણસ આવી પહોચ્યાં અને નાયકડા ઉપર હુમલો કર્યો. તેમાં નાયકડાનો એક સરદાર મરાયો ને બે જખમી થયા. છેવટ રૂપસિંહ, ગલાલીઓ અને જો-

રીઓ એ પણ પકડાયા. તેમની ઉપર કામ ચલાવવામાં આવ્યું તેમાં તેઓ ગુન્હેગાર ઠર્યાથી તેમને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા. આ પછી પંચમહાલમાં સુલેહ ચાલતી આવી છે.

આગળ જણાવવામાં આવ્યું છે કે પંચમહાલ સિંધિયાને તાબે હતો. એ પહાડી મુલક ઉપર ગ્વાલિયરથી રાજ્ય ચલાવવું મુશ્કેલ જણાયાથી ૧૮૫૩ માં પંચમહાલનો વહીવટ દશ વર્ષને માટે સિંધિયાએ અંગ્રેજ સરકારને સોંપ્યો હતો. દશ વર્ષ પૂરાં થતા પહેલાં ઈ. સ. ૧૮૬૧ માં સિંધિયાએ પંચમહાલને બદલે ગ્વાલિયરની પાસેનો પ્રદેશ લઇ પંચમહાલ અંગ્રેજ સરકારને આપી દીધો હતો.

અમદાવાદમાં ભારે વરસાદ, ૧૮૬૮.

૧૮૬૮ માં ઓગસ્ટની ૧૧ મીથી ૧૫ મી સુધીમાં અમદાવાદમાં સિત્તેર ઈંચ જેટલો ભારે વરસાદ પડ્યો. વળી તેની સાથે વાવાઝોડું ચાલ્યું તેથી ૯૫૦૦ ઘર પડી ગયાં અને એકંદર દશ લાખ રૂપીઆનું નુકસાન થયું.

ખંડેરાવનું મરણ, ૧૮૭૦.

૧૮૭૦ માં વડોદરાના મહારાજા ખંડેરાવ મરણ પામ્યા તેથી તેમની ગાદી ઉપર તેમનો ભાઈ મલ્હારરાવ બેઠો. મલ્હારરાવ મુળથીજ તોફાની હતો પણ એમ કરવામાં તેની પોતાની નહીં પણ તેના સલાહકારોની કસુર હતી એમ ગણી તેને ગાદી આપવામાં વાંધો લેવાયો નહીં. મલ્હારરાવને ખંડેરાવ સાથે અત્યંત વેર હતું તેથી ખંડેરાવના પક્ષનાં

મલ્હારરાવ ગાયકવાડ.

માણસોને પોતાના દુશ્મન સમજી તેમની ઉપર તેણે ઘણો જુલમ ગુજાર્યો. વડોદરાના રેસિડેંટ કર્નલ ફેરે મલ્હારરાવના જુલમની ખબર મુંબાઈ સરકારને કરી તેથી એ બાબતની તપાસ માટે સરકારે એક કમિશન નિમ્યું. ૧૮૭૩ ના નવેંબરની ૧૦ મીથી ડિસેમ્બરની ૨૪ મી સુધી કમિશને તપાસ ચલાવી રિપોર્ટ કર્યો તેમાં જણાવ્યું કે મલ્હારરાવે કેટલાક

લોકો ઉપર ઘણો જુલમ ગુજાર્યો છે. કમિશનના આવા રિપોર્ટ ઉપરથી સરકારે ૧૮૭૪ ના જાનેવારીની ૨૫ મી તારીખે મલ્હારરાવને સૂચના કરી કે બે વર્ષની અંદર વડોદરાના રાજ્ય કારભારમાં તમારે જોઇતા સુધારો કરવો, તમારા બદ સલાહકારોને રજા આપવી અને મુંબાઈ સરકાર પસંદ કરે એવો એક કારભારી નિમવો. મલ્હારરાવે પ્રખ્યાત દેશાભિમાની વીર દાદાભાઇ નવરોજજીને દિવાન નિમ્યા અને બીજા કેટલાક સારા અમલદાર રાખ્યા. દાદાભાઇએ વડોદરામાં આવી વડોદરાની વ્યવસ્થાની માહિતી મેળવી સરકારને લખી જણાવ્યું કે મલ્હારરાવ વિષે કર્નલ ફેરનો વિચાર સારો ન હોવાથી તે સરકારમાં વાજબી કરતાં વિશેષ હકીકત લખી વડોદરાના રાજ્યકારભાર વિષે સરકારના મનમાં સંશય ઉત્પન્ન કરે છે માટે તેને બદલી નવો રેસિડંટ નિમવો જોઇએ અને મલ્હારરાવને પોતાની રાજ્ય વ્યવસ્થા સુધારવાને ૧૮ માસની જાદે મુદત મળવી જોઇએ. સરકારે દાદાભાઇની વિનંતિ પ્રમાણે કર્નલ ફેરની બદલી કરી અને ૧૮૭૪ ના નવેમ્બરની ૨૫ મીએ કર્નલ સર લુઈ પેલીને વડોદરામાં સ્પેશિયલ કમિશનર અને એજંટ ટુ ધી ગવર્નર જનરલ નિમ્યો. આ પ્રમાણે વડોદરા રાજ્યનો સંબંધ મુંબાઈ સરકારના હાથ નીચે આવ્યો.

કર્નલ ફેરની બદલી થયા પછી તે વડોદરેથી જવાનો હતો એવામાં તેણે સરકારમાં રિપોર્ટ કર્યો કે મારે પીવાના સરબતમાં ઝેર માલમ પડયું છે અને તે મને મારી નાખવા મલ્હારરાવે નંખાવ્યું છે. મલ્હારરાવ ઉપર આવેલા આ ગંભીર આરોપની ચોકશી કરવાને સરકારે એક કમિશન નિમ્યું. આ કમિશનમાં ગ્વાલિયરના મહારાજ જયાજીરાવ સિંધિયા, જેપુરના રાજા રામસિંગ મહારાજ, અંગ્રેજ સરકારનો તથા દેશી રાજ્યોનો દોસ્ત રાજા સર દીનકરાવ, મી. મેલ્વિલ, સર રીચર્ડ મીડ અને સર રીચર્ડ કાઉચ એ પ્રમાણે ત્રણ દેશી અને ત્રણ યુરોપિયન ગૃહસ્થો નિમાયા. મલ્હારરાવની તપાસનું છેવટ આવતા સુધી મહારાણી તરફથી હિંદુસ્તાનની સરકાર તા. ૨૫ મી જાનેવારી ૧૮૭૫ ને રોજ એક જાહેરનામું કાઢીને વડો-

દરાનો રાજ્યકારભાર પોતાને હાથ લીધો. કમિશને વડોદરાના કાંપમાં ૧૮૭૫ ના ફેબ્રુઆરીની ૨૪ મીએ મલ્હારરાવની ઉપરના આરોપની તપાસ શરૂ કરી અને માર્ચની ૩૧ મીએ તપાસ પૂરી કરી. કમિશનના ત્રણ અંગ્રેજ મેંબરોનો એવો મત થયો કે મલ્હારરાવે કર્નલ ફેરને ઝેર દેવાની કોશીશ કર્યાનો ગુન્હો સાબીત થાય છે પણ દેશી મેંબરોનો મત એવો થયો કે એક બે હલકા દરજ્જાના ગુન્હા શિવાય બીજો કોઈ ગંભીર આરોપની સાબીતી થઈ નથી. કમિશનનો રિપોર્ટ ધ્યાનમાં લઈ હિંદુસ્તાનની સરકારે ૧૮૭૫ ના એપ્રિલની ૧૫ મીએ સેક્રેટરી ઓફ સ્ટેટને ભલામણ કરી કે મલ્હારરાવને પદભ્રષ્ટ કરી તેનો રાજ્યકારભાર ચલાવવા સર ટી માધવરાવને નિમવા; અને ખંડેરાવની વિધવા જમનાબાઇ પાસે ગાયકવાડ કુટુંબમાંથી એક દત્તક લેવડાવવો. સેક્રેટરી ઓફ સ્ટેટે મલ્હારરાવ વિરૂદ્ધ ગુન્હો સાબીત માન્યો નહીં, પણ મલ્હારરાવ ગાદીએ બેઠો ત્યારથી તેણે રાજ્યકારભાર બરાબર ચલાવ્યો નથી, ને રાજ્યકારભાર કરવાની તેનામાં લાયકી નથી એવો સબબ બતાવી તેને પદભ્રષ્ટ કરવા હુકમ કર્યો. આ ઉપરથી ૧૮૭૫ ના એપ્રિલની ૨૨ મીએ મલ્હારરાવને કેદ કરી મદ્રાસ લઈ ગયા અને ત્યાં નજર કેદ રાખ્યો.

સયાજીરાવ ગાયકવાડ, ૩ જો. ૧૮૭૫.

પોતાના વિશાળ રાજ્ય સાથે વડોદરાનું રાજ્ય જોડી દેવાનો બ્રિટીશ સરકારનો વિચાર નહોતો. ગાયકવાડ કુળમાં તપાસ કરાવી માલેગામ તાલુકાના કૌલાણા ગામમાંથી, દામાજી ગાયકવાડના ભાઈ ઝિંગોજી ગાયકવાડના વંશના ત્રણ ભાઇઓની તેમણે બાતમી મેળવી. એ ત્રણ ભાઇઓમાં ગોપાળરાવ નામનો બીજો ભાઈ તેર વર્ષનો તથા ચપળ બુદ્ધિનો હતો તેને પસંદ કરી ખંડેરાવ મહારાજનાં વિધવા જમનાબાઈ પાસે દત્તક લેવરાવ્યો અને તેને સયાજીરાવ ૩ જો એ નામ આપી ૧૮૭૫ ના મેની ૨૭ મીએ ગાદીએ બેસાડ્યો.

સર ટી માધવરાવ.

રાજા સર ટી માધવરાવ નામનો રાજકારભાર કરવામાં કુશળ ગૃહસ્થ વડોદરાની દિવાનગીરી ઉપર ૧૮૭૫ ના મેની ૧૦ મીએ નિમાયો હતો તેણે સયાજીરાવની બાલ્યાવસ્થામાં વડોદરાનો રાજ્યકારભાર ઘણી ઉત્તમ રીતે ચલાવ્યો. વડોદરા રાજ્યમાં પ્રજાના કલ્યાણ માટે શું કરવાની જરૂર છે એ બાબત તેણે તપાસ કરી ધીરે ધીરે ઘણા સુધારા કર્યા. કેળવણી, ન્યાય, વસુલાતી, બાંધકામ વૈદક, એ વગેરે ખાતાં તેણે સુધારી નવીન પાયા ઉપર સ્થાન કર્યાં; અને સારા અધિકારીઓ નિમી ગાયકવાડીનું રૂપ ફેરવી નાખ્યું. તરૂણ મહારાજાની કેળવણીને માટે પણ તેણે ઉત્તમ ગોઠવણો કરી. મિ. એફ. એ. એચ. ઈલિયટ નામનો એક સિવિલિયન મહારાજાનો શિક્ષક નિમાયો, તેણે મહારાજાને ઉત્તમ રીતે કેળવણી આપી. એજ પ્રમાણે રાજ્યકારભારનાં કામોમાં પણ જુદાં જુદાં ખાતાનાં મુખ્ય અધિકારીઓ પાસે મહારાજાને તાલીમ અપાવી. વળી ઉત્પન્ન કરતાં ખર્ચ કમી રાખી, તથા અયોગ્ય ખર્ચ બંધ કરી, ગાયકવાડના ખજાનાની હાલત પણ સર. ટી. માધવરાવે ઘણી સુધારી.

અમદાવાદમાં રેલ, ૧૮૭૫.

૧૮૭૫ ના સપ્ટેમ્બરની ૨૩ મીએ અમદાવાદમાં ભારે રેલ આવી એ દિવસના જેટલું પાણી આગળ કોઈવખત આવ્યું નહોતું. ૩૮૦૦ કરતાં વધારે ઘર એ રેલને લીધે પડી ગયાં અને આસરે ૫,૮૦,૦૦૦ રૂપિયાનું નુકસાન થયું. વળી એ શિવાય બીજી મિલકતને ૧,૬,૦૦૦ રૂપિયાનું નુકસાન થયું અને બાર જણ માર્યા ગયાં. શહેર બહાર આસરે સો ગામોમાં પણ થોડું ઘણું નુકસાન થયું. સાબરમતી ઉપર રેલવે કંપનીએ ત્રણ લાખ રૂપિયા ખર્ચી બાંધેલો પુલ તથા પાંચ વર્ષ ઉપર પાંચ લાખ રૂપિયા ખર્ચી સરકારે બાંધેલો એલિસ પુલ એ પ્રમાણે બે પુલ પણ એ રેલમાં ઘસડાઇ ગયા.

૧૮૭૭ ના જાનેવારીની ૧ લીએ મહારાણી વિક્ટોરિયાએ કૈસરે-હિંદની પદવી ધારણ કરી તે સંબંધે દિલ્લીમાં દરબાર ભરવામાં આવ્યો તેમાં વડોદરાના સયાજીરાવ ગાયકવાડ, રાજા સર ટી માધવરાવ વગેરે મંડળી સાથે ગયા. ત્યાં તેમને મલિકા માયાઝમા તરફથી "ફરઝંદે ખાસ દોલતે ઇંગ્લિશિયા" નામનો ઇલકાબ મળ્યો.

દિલ્લી દરબાર, ૧૮૭૭.

સન ૧૮૭૭ માં ( સંવત ૧૯૩૪ ) ચોત્રીસા નામનો દુકાળ પડયો. એ દુકાળની અસર કાઠીઆવાડમાં ઘણી જણાઇ, પણ ગુજરાતના બીજા ભાગોમાં ઝાઝી જણાઈ નહીં.

ચોત્રીસો દુકાળ.

લાઇસન્સ ટેકસના નામના નવા કરની સામે થવાને ઈ. સ. ૧૮૭૮ માં સુરત શહેરના લોકોએ હુલ્લડ કર્યું. વેપારીઓએ ૧ લીથી ૫ મી એપ્રિલ સુધી દુકાનો બંધ કરી કેટલાક લોકો રેલવે સ્ટેશન ઉપર ગયા અને એવી માગણી કરી કે અમે જેમ દુકાનો બંધ કરી છે તેમ તમે ગાડીઓ ચલાવવાનું બંધ કરી હડતાળમાં ભાગ લો. હુલ્લડખોરોને વેરાઇ જવાની સૂચના આપ્યા છતાં વેરાઈ ગયા નહીં તેથી તેમની ઉપર ગોળી બાર કરવામાં આવ્યો જેથી ત્રણ જણ મરણ પામ્યા અને બે જણ ઘાયલ થયા. પછી હુલ્લડખોરો ઉપર કામ ચલાવી તેમના ગુન્હાના પ્રમાણમાં સજા કરવામાં આવી. વળી સુરતના શહેરીઓને ખરચે શિક્ષા તરીકે પાંચ વર્ષ સુધી જાસ્તી પોલીસ રાખવામાં આવી.

સુરતમાં હુલ્લડ, ૧૮૭૮.

ઈ. સ. ૧૮૮૦માં કાઠીઆવાડમાં ભાવનગર ગોંડળ નામથી ઓળખાતી રેલવે લાઇન પૂરી થઈ. એજ વર્ષમાં વડોદરાના સયાજીરાવ મહારાજનું લગ્ન તંજાવરના રાજાની કુંવરી સાથે થયું.

૧૮૮૦.

સયાજીરાવ ગાયકવાડને અધિકાર સોંપ્યો, ૧૮૮૧.

સયાજીરાવ ગાયકવાડ લાયક ઉમરના થવાથી ઇ. સ. ૧૮૮૧ના ડિસેમ્બરની ૨૮ મીએ તેમને અધિકાર સોંપવાનો સભારંભ થયો. એ પ્રસંગની ક્રિયા હિંદુસ્તાન સરકારની વતી મુંબાઇના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસને કરી. સયાજીરાવ મહારાજને એક સારા અંગ્રેજ શિક્ષકને હાથે કેળવણી મળ્યા ઉપરાંત તેમણે યુરોપમાં મુસાફરી કરી પોતાના જ્ઞાન અને અનુભવમાં ઘણો વધારો કર્યો છે. સયાજીરાવ મહારાજની કારકીર્દીમાં વડોદરા રાજ્યની પ્રજાને ઘણું સુખ થશે એવી આશા પહેલેથી રાખવામાં આવતી હતી, તે સારા ભાગ્યે સફળ થઇ છે. વિદ્યા, વિનય, ગાંભિર્ય, સારાસાર વિચાર અને ધોરણ એ ગુણ રાજપુરૂષમાં અવશ્ય હોવા જોઇએ તે એ મહારાજામાં છે અને તે ઠેઠ લગી કાયમ રહેશે એવી ખાત્રી પડે છે. સયાજીરાવ મહારાજાએ લીધેલી ઉંચી કેળવણીની સારી અસર તેમના રાજ્યમાં ઠેકઠેકાણે જોવામાં આવે છે. રૈયતને કેળવણી અને ન્યાય આપવાને માટે વડોદરામાં સ્તુતિપાત્ર ગોઠવણો થઈ ચૂકી છે. ફરજીયાત કેળવણી, ધંધા સંબંધી કેળવણી, પાકશાસ્ત્ર, સંગીત વગેરેની કેળવણી, ઇનસાફી અને બંદોબસ્તી અમલદારો જૂદા રાખવાની ગોઠવણ એ વગેરે બાબતોમાં સયાજીરાવ મહારાજાના વખતમાં જેવા સુધારા થયા છે તેવા હજી સુધી બ્રિટિશ રાજ્યમાં તેમજ ગુજરાતના બીજા કોઇ દેશી રાજ્યમાં થયા નથી.

સુરતમાં રેલ, ૧૮૮૩,

ઇ. સ. ૧૮૮૩ ના જુલાઇની ૩ જીએ સુરતમાં રેલ આવી અને તેથી જાનમાલને ઘણું નુકસાન થયું.

સ્થાનિક સ્વરાજ્ય. ૧૮૮૪.

ખાલસા મુલકમાં સ્થાપન થએલી મ્યુનિસિપાલિટીઓ તથા લોકલ બોર્ડોમાં લોકોની પસંદગીના મેમ્બરોની અમુક સંખ્યા નિમવાનો હક લોકપ્રિય વાઇસરૉય લોર્ડ રીપનના વખતમાં મળ્યો; તેથી સ્થાનિક

સ્વરાજ્ય ચલાવી અનુભવ મેળવવાની તથા કેળવવાની તક લોકોને મળી.

ભરૂચમાં તળાવીઆઓનું તોફાન, ૧૮૮૫.

તળાવીઆ નામની જંગલી જાતને સુધારવાને તથા એક ઠેકાણે રહી ખેતી કરતી કરવાને સરકારે ઘણો ખર્ચ કર્યો તથા શ્રમ લીધો પણ એ જાત સુધરી નહીં. એ જાતના બે ભગતોએ લોકોને સમજાવ્યા કે આપણી માતા આપણને રાજ્ય અપાવવાની છે તેથી આશરે સો તળાવીઆ સન ૧૮૮૫ ના ચોમાસામાં ભરૂચમાં આવ્યાં. પ્રથમ તેઓ કલેક્ટરને બંગલે ગયા પણ કલેક્ટર મી. વિલિયમ એલન બંગલે નથી એવી ખબર પડવાથી શહેર તરફ ચાલ્યા. બી. બી. સી. આઇ રેલવેનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મી. પ્રેસ્કોટ ગાડીમાં બેશીને જતો તેમના જોવામાં આવ્યો એટલે તે કલેક્ટર હશે એમ ધારી તળાવીઆઓ તેની ઉપર તુટી પડ્યા. તેને મરણતોલ માર્યો પછી એજ સ્થિતિમાં પડતો મૂકી તેઓ શહેર તરફ આગળ ચાલ્યા અને રસ્તામાં એક પોલીસ ચોકીના સીપાઇઓનાં હથીઆર છીનવી લીધાં. ત્યાંથી તેઓ ભરૂચમાં આવેલી મુંબાઇ બેંકની શાખા તરફ ગયા; ત્યાં પહેરેગીરો સામે થયા તેથી તેઓ શહેર બહાર નિકળી ગયા. તેમની પાછળ પડેલી પોલીસની એક નાની ટુકડી શહેર બહાર તેમને મળી. તેમની વચ્ચે એક નાની સરખી લઢાઈ થઈ તેમાં પોલીસનો એક માણસ મરાયો અને ત્રણ જણ સખત ઘાયલ થયા. પોલીસના ગોળીબારથી પાંચ તલાવીઆ માર્યા ગયા અને પાંચ ઘાયલ થયા. પોલીસે બીજીવાર ગોળીબાર કર્યો એટલે તલાવીઆ ગભરાઇને નાઠા. પોલીસે તેમની પાછળ પડી ૪૦ જણને તર્તજ પકડી લીધા અને લખો ભગત અને બીજા પાછળથી પકડાયા. ભરૂચનો સેશન કોર્ટમાં મુખ્ય ગુન્હેગારો ઉપર કામ ચાલ્યું તેમાં લખા ભગતને તથા તેના સોબતીઓમાંથી બે અગ્રેસરને ફાંસીની સજા થઇ અને ૫૧ જણને દેશનિકાલની સજા થઇ. દેશનિકાલ કરેલા પૈકી ૧૭ જણ શિવાય બાકીનાની મુંબાઈ હાઇકોર્ટે સજા બહાલ રાખી.

લાઇસન્સ ટેક્સ રદ કરી ઈન્કમ ટેક્સ (૧૮૮૬નો આક્ટ ૨ જો) દાખલ કરવામાં આવ્યો. તેની રૂઇએ પહેલવહેલી વસુલાત ઈ. સ. ૧૮૮૬-૮૭ માં લેવામાં આવી.

ઇનકમ ટેક્સ.

ઇ. સ. ૧૮૮૭ નું વર્ષ "જ્યુબિલી" ને માટે જાણવા જોગ છે. મહારાણી કૈસરેહિંદ તખ્ત ઉપર બેઠાને આ-વર્ષમાં ૫૦ વર્ષ પૂરાં થયાં તેની ખુશાલીમાં ફેબ્રુઆરી માસની ૧૬મી તથા ૧૭મી તારીખો તહેવાર તરીકે પાળવામાં આવી. મોરબી, લીંમડી, ગોંડળ, વગેરેના ઠાકોરો કૈસરેહિંદને માનપત્ર તથા મુબારકબાદી આપવા ઇંગ્લાંડ ગયા; રાજકોટ જૂનાગઢ, નવાનગર, ભાવનગર વગેરે ઠેકાણે ખુશાલી જાહેર કરવાને દર-બાર ભરવામાં આવ્યા, અને એકંદરમાં આખા ગુજરાતમાં આનંદ અને ઓચ્છવ થઈ રહ્યાં.

"જ્યુબિલિ" ઇ. સ. ૧૮૮૭.

ઇ. સ. ૧૮૮૮-૮૯ ના વર્ષમાં વરસાદ જોઈએ તે વખતે અને જોઇએ તેટલો ન પડવાથી અનાજના ભાવ ચઢી ગયા અને ઘાસની તંગી થઈ. ટ્રિગનોમેટ્રિકલ સર્વે ઓફ ઈન્ડીઆની પાર્ટીઓએ આ સાલમાં ગુજ-રાતમાં માપણીનું કામ શરૂ કર્યું.

ઈ. સ ૧૮૮૯ ના એપ્રિલમાં સુરત શહેરમાં એક મોટી આગ લાગી અને તેથી શહેરનો ઘણો ભાગ બળી ખાખ થઇ ગયો.

સુરતમાં આગ, ૧૮૮૯.

મહારાણીના પાટવી કુંવરનો પાટવી કુંવર પ્રિન્સ આલબર્ટ વિક્ટર ઓફ વેલ્સ આ સાલમાં હિંદુસ્તાનમાં મુ-સાફરી કરવા આવ્યો અને વડોદરા અને કાઠીઆવાડમાં કેટલાક દિવસ ગાળ્યા.

પ્રિન્સ આલબર્ટની પધ-રામણી, ૧૮૮૯.

ખંભાત સંસ્થાનમાં જમીનનો આકાર વધારવામાં આવ્યો તેથી ના-

ખુશ થઇ તથા શામરાવ નારાયણ લાડ નામના દિવાનના જુલમથી કંટાળી રૈયતે તા. ૨૦ સપ્ટેમ્બર ૧૮૯૦ ના રોજ બળવો ઉઠાવ્યો. પોલિટિકલ એજંટે લશ્કરની મદદ બોલાવી બળવો બેસાડી દીધો અને શામરાવને દિવાનની જગોપર પાછો આવવા દેવામાં આવશે નહીં એવી ખાત્રી આપી રૈયતને શાંત પાડી. મુંબાઇ સરકારે એક ખાસ અધિકારી નિમી નવાબનો અધિકાર થોડો વખત તેને સોંપ્યો. ત્યાર પછી નવાબ ગાદીએ બેઠો અને નવો દિવાન નિમ્યો તે વખતથી ખંભાતમાં આબાદાની અને સુધારો વધતાં ચાલ્યાં છે.

રસિયાના ઝારની પધરામણી, ૧૮૯૦.

રસિયાના ઝારનો પાટવી કુંવર ૧૮૯૦ ના ડિસેમ્બરમાં હિંદુસ્તાનની મુસાફરીએ આવ્યો હતો, તે તા. ૧ જાનેવારીના રોજ અમદાવાદ આવ્યો અને અમદાવાદ તથા તેની આસપાસની જાણુવા જોગ જગ્યાઓ જોઈ. તેના માનની ખાતર શહેરમાં તથા કાંકરીઆ તળાવ ઉપર રોશનાઈ કરવામાં આવી.

૧૮૯૧ ના ફેબ્રુઆરીની ૧૬ મી તારીખની રાતે સરકારે વસ્તીની ગણત્રી કરી જોઈ.

૧૮૯૧.

૧૮૯૧ માં કચ્છ, પાલણપુર, કાઠીઆવાડ વગેરે ઠેકાણે જોઇએ તેવો વરસાદ ન થવાથી અનાજ મોઘું થઈ ગયું અને ઘાસપાણીની તંગી પડી. તોપણ ગુજરાતના બીજા ભાગોમાં પાક ઠીક થવાથી, અને રેલવે, રસ્તા વગેરેને લીધે માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનાં સારાં સાધન થએલાં હોવાથી તેની માઠી અસર ઝાઝી જણાઈ નહીં.

અમદાવાદ શહેરના લોકોને ચોખ્ખું પાણી પુરૂં પાડવાને અમદાવાદ મ્યુનિસિપાલિટીએ કરાવેલું પાણીનું કારખાનું ખુલ્લું મૂકવાની ક્રિયા મુંબાઈના ગવર્નર લૉર્ડ હેરિસે જુન માસમાં કરી.

જુલાઇ મહીનાની આખેરેં ભરૂચમાં ચોવીસ કલાકની અંદર ૨૩ ઇંચ વરસાદ પડયો તેથી જાનમાલને ઘણું નુકસાન થયું.

કાઠીઆવાડમાં બહારવટું,૧૮૯૨.

કાઠીઆવાડમાં માળીઆ સંસ્થાનના કેટલાક મીઆણા બહારવટે નિકળી ઘણો ત્રાસ કરવા લાગ્યા તેમને પકડવાને એજન્સિ તથા માળીઆની પોલીસે ઘણો પ્રયત્ન કર્યા છતાં તેઓ પકડાયાં નહીં અને લૂંટફાટ કરી ઘણો કેર વર્તાવવા લાગ્યા. આ ઉપરથી તેમને પકડવાને કેટલાક ખાસ યુરોપિયન પોલીસ અમલદારોની નિમણુક થઈ અને લશ્કરની મદદ પણ લેવામાં આવી. લેફટેન્ટ ગોર્ડન ઘોડેસ્વારોની એક નાની ટુકડી સાથે લેઇ તેમની પાછળ પડયો અને કચ્છના રણ આગળ તેમને પકડી પાડયા. ત્યાં આગળ એક ઉગ્ર લઢાઇ થઈ તેમાં લેફટેનન્ટ ગોર્ડન અને તેનાં બે માણસ માર્યા ગયાં અને બહારવટીઆઓ પણ મરાયા.

ગુજરાતના દક્ષિણ ભાગમાં સપ્ટેમ્બર માસમાં ભારે વરસાદ પડયો તેથી માલમિલકતને ઘણું નુકસાન થયું અને રેલવે લાઈન કેટલેક ઠેકાણે ધોવાઈ જવાથી મુંબાઇ સાથેનો સંબંધ કેટલાક દિવસ બંધ રહ્યો.

૧૮૯૩.

આ સાલમાં વરસાદ વગેરે ઠીક થવાથી પાક સારો થયો અને વર્ષ સારૂં ગણાયું.

ટંકશાળ બંધ થઇ.

સોનાના પ્રમાણમાં રૂપા નાણાની કિમ્મત ઘટતી જતી હોવાથી અને તેથી વેપાર રોજગારને વટાવના ભારે દરથી નુકસાન થતું હોવાથી તે અટકાવવાના ઉપાય તરીકે ટંકશાળમાં છૂટથી રૂપા નાણું પાડી આપવાની રીત તા. ૨૬ જુન ૧૮૯૩ ને રોજ બંધ કરવામાં આવી.

૨૫ મી જુલાઇને રોજ જૂનાગઢ તાબાના પ્રભાસપાટણમાં હિન્દુ મુસલમાનો વચ્ચે ભારે તોફાન થયું તેમાં કેટલાક જણ માર્યા ગયા. હુલ્લડ-

બોરોની તપાસ માટે એક હિન્દુ, એક મુસલમાન અને એક પારસી એ પ્રમાણે ત્રણ ગૃહસ્થોનું ખાસ કમિશન નમવામ આવ્યું. કમિશને ૧૮ જણને ગુન્હેગાર ઠરાવી સજા કરી.

ખંભાત, ૧૮૯૪. ૧૮૯૦ ના અકટોબરમાં નિમેલા સ્પેસ્યલ પોલિટિકલ ઓફિસરને ૧૮૯૪ ના એપ્રિલમાં પાછો બોલાવી લઈ, ખંભાતના નવાબને તેમની સત્તા પાછી સોંપવામાં આવી.

૧૮૯૫. ૧૮૯૫ માં વરસાદ બરોબર ન થવાથી ગુજરાતમાં જોઈએ તેવો પાક થયો નહીં.

૧૮૯૬. કેટલાક મકરાણી જૂનાગઢ દરબાર સામે બહારવટે નીકળી બખેડો ચલાવતા હતા તેમાંના કેટલાકને જૂનાગઢ અને વડોદરાની પોલીસે એક બીજાની મદદમાં રહી પકડ્યા અને કેટલાકને માર્યા તેથી તેમનો ઉપદ્રવ દૂર થયો.

ફેબ્રુઆરી માસમાં મુંબાઈના ગવર્નર લોર્ડ સેન્ડહર્સ્ટે અમદાવાદની મુલાકાત લીધી અને અમદાવાદ પ્રાન્તીજ રેલવેની ખાતક્રિયા તથા ભોળાનાથ લિટરરી ઇન્સ્ટિટયુટ ખુલ્લું મૂકવાની ક્રિયા કરી.

મરકી. ૧૮૯૬ ના સપ્ટેમ્બરની આખરે મુંબાઈમાં પ્લેગ (ગ્રંથિક સન્નિપાત) નામની મરકીની શરૂઆત થઈ અને ૧૮૯૭ ના ફેબ્રુઆરીમાં તે ઘણીજ વધી પડી. એ મરકીમાં શરૂઆતમાં તાવ આવે છે અને પછીથી બગલ, જાંગ કે બીજા કોઈ વલણના ભાગ ઉપર ગાંઠ નીકળી આવી, માણસ થોડા વખતમાં મરે છે. મરકીવાળા લત્તાનાં માણસ મરકી વગરના લત્તામાં જાય તો રોગ ફેલાય છે એમ ધારી તેમ થતું અટકાવવાને મરકીવાળા ભાગમાંથી બહાર જતા લોકોને દસ દહાડા સુધી "ક્વારન્ટાઈન"

માં રાખવાની સાવચેતી રાખવામાં આવી. તોપણ રોગ ફેલાતો અટક્યો નહીં. મુંબાઈથી રોગ ચોતરફ પ્રસર્યો. પ્રથમ તે થાણા જીલ્લામાંથી ઉત્તર તરફ વલસાડ, સુરત વગેરે ઠેકાણે આવ્યો અને કચ્છ, પાલણપુર વગેરે ઠેકાણે પણ જણાયો. વડોદરા, ભરૂચ એ વગેરે શહેરોમાં પણ મરકી ચાલી અને હજીપણ તેની શાન્તિ થઈ નથી.

ડાયામન્ડ જ્યુબિલી, ૧૮૯૭.

મહારાણી કૈસરેહિન્દ ગાદીએ બેઠાને તા. ૨૨ જુન ૧૮૯૭ ને રોજ સાઠ વર્ષ પુરાં થયાં તેની ખુશાલીમાં ઠેકઠેકાણે ઓચ્છવ થયા; મુંબાઈ ઇલાકામાં મરકી તથા દુકાળને લીધે એકંદરીમાં જ્યુબિલી ઝાંખી પડી, તોપણ બે દહાડા સુધી તહેવાર પાળી તથા ગરીબોને અન્નવસ્ત્ર આપી ગુજરાતમાં ભારે ધામધુમ કરવામાં આવી અને બ્રિટિશ સરકારનું અદલ ઈનસાફી અને દયાળુ રાજ્ય હમેશ આબાદ રહો એવી પ્રાર્થનાઓ થઇ રહી.

---

# પ્રકરણ ૨ જું.

## રાજ્યકારભાર, લોકસ્થિતિ વગેરે.

રાજ્ય બંધારણ.

મુંબાઇ ઈલાકાના ઉત્તર પ્રાંતમાં ગુજરાતનો સમાવેશ થાય છે, ઈસ્ટ ઇન્ડિયા કંપનીના વખતમાં સુરતમાં અંગ્રેજોની કોઠી હતી તેનો વહિવટ જે ધોરણે ચાલતો તે ધોરણે મુંબાઈ ઇલાકાના વહિવટનું બંધારણ રચાયું છે. સુરતની કોઠીમાં એક પ્રમુખ (પ્રેસિડંટ) અને આઠ સલાહકારો (કાઉન્સેલર્સ) રાખવામાં આવતા. કાઉન્સેલરો તથા પ્રેસિડંટનું મંડળ "પ્રેસિડંટ ઈન કાઉન્સિલ" કહેવાતું, અને કોઠી પ્રેસિડન્સિ કહેવાતી. સુરતથી એ શબ્દો આખા હિંદુસ્તાનમાં ફેલાયા. મુંબાઈ ઈલાકાને માટે હાલ પ્રેસિડંટ તરીકે એક ગવર્નર અને કાઉન્સેલરો તરીકે સનંદી અમલદારોમાંથી પસંદ કરેલા બે અમલદારો તથા કમાન્ડર ઇન ચીફ રાખવામાં આવે છે. આ મંડળ એક્ઝિક્યુટિવ ગવર્નમેન્ટ અથવા ગવર્નર ઈન કાઉન્સિલ કહેવાય છે. કાયદા કરવાને માટે આ કાઉન્સિલમાં કેટલાક વધારાના સભાસદો રાખવામાં આવે છે, અને એ પ્રમાણે બનેલી મોટી કાઉન્સિલ લેજીસ્લેટિવ કાઉન્સિલ કહેવાય છે.

ઇન્ડિયન કાઉન્સિલ્સ એ ટ, ૧૮૯૨.

૧૮૯૨ ના ઇન્ડિયન કાઉન્સિલ્સ એકટની રૂએ મુંબાઈના ગવર્નરની કાઉન્સિલનું નવીન બંધારણ થયું. ૧૮૬૧ ના કાઉન્સિલ્સ એકટની રૂએ, ધારાસભામાં ઓછામાં ઓછા ચાર અને વધારેમાં વધારે આઠ વિશેષ સભાસદો રાખી શકાતા. ૧૮૯૨ ના નવા એકટથી એવું ઠર્યું કે ધારાસભામાં ઓછામાં ઓછા આઠ અને વધા—

રેમાં વધારે વીસ વિશેષ સભાસદો રાખવા અને તેમાંથી નિદાન અડધો ભાગ સરકારી અમલદાર વર્ગ બહારનો હોવો જોઇએ. નવા એક્ટની રૂઇએ આઠ સભાસદો ચુંટી કાઢવાનો હક કોને કોને આપવો એ બાબત થએલા નિયમોની રૂઇએ, ઉત્તર પ્રાન્ત, કે જેમાં ગુજરાત આવી જાય છે તેને એક સભાસદ ચુંટી કાઢવાનો હક આપવામાં આવ્યો છે. એ સભાસદ શી રીતે પસંદ કરવો એ બાબત એવું ઠર્યું છે કે ઉત્તર પ્રાન્તની મ્યુનિસિપાલિટીઓએ તથા લોકલ બોર્ડોએ નીચે પ્રમાણે ચુંટણી કરવી. ૫૦૦૦ થી ૧૦૦૦૦ વસ્તીવાળી મ્યુનિસિપાલિટીઓએ એક ડેલિગેટ નિમવો, અને ૧૦૦૦૦ વસ્તી ઉપરાંતની મ્યુનિસિપાલિટીઓએ દર ૧૦૦૦૦ વસ્તીએ, અથવા ૧૦૦૦૦ વસ્તી ઉપરાંતના શેષે એક ડેલિગેટ એ પ્રમાણે ડેલિગેટો નિમવા; અને લોકલ બોર્ડોએ ૧૦૦,૦૦૦ વસ્તીએ અથવા ૧૦૦,૦૦૦ વસ્તીના શેષે એક ડેલિગેટ એ પ્રમાણે ડેલિગેટ નિમવા. એ પ્રમાણે ડેલિગેટો નિમાયા પછી, તેમણે ધારાસભામાં બેસવાને બહાર પડેલા ઉમેદવારોમાંથી એકને વધુમતે પસંદ કરવો. આ નિયમોને અનુસરી ડેલિગેટો અમદાવાદમાં ભેગા થાય છે અને ઉત્તર પ્રાન્તના કમિશનરની રૂબરૂ ધારાસભાને માટે બબે વર્ષે ચુંટણી કરે છે.

રાજ્યકીય વ્યવસ્થા.

ગુજરાતનો કેટલોક ભાગ બ્રિટિશ સરકારના ખાલસા વહિવટમાં છે અને કેટલોક દેશી રાજાઓના વહિવટમાં છે.

દેશી રાજ્યો.

ગુજરાતમાં સૌથી મોટામાં મોટું દેશી રાજ્ય વડોદરાના ગાયકવાડનું છે. એ રાજ્યનો રાજકીય સંબંધ વાઇસરોય સાથે રાખેલો છે અને બાકીનાં દેશી રાજ્યોનો સંબંધ મુંબાઈના ગવર્નર સાથે રાખેલો છે. વાઇસરોય તરફથી વડોદરામાં "એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ" એ નામનો અધિકારી રહે છે. મુંબાઇના ગવર્નરના તાબામાં રાખેલાં દેશી રા-

જયોના નીચે પ્રમાણે વિભાગ પાડી પોલિટિકલ એજંટો રાખવાની ગોઠવણ થઈ છે:—

૧ કચ્છ.

૨ પાલનપુર એજન્સી :—આ એજન્સીમાં ૧૧ સંસ્થાનો આવેલાં છે, તેમાં પાલનપુર અને રાધનપુર પહેલા વર્ગનાં છે. બાકીનાં ૯ સંસ્થાનોમાં થોડા લગી હકુમત ઠાકોરોને અને તે ઉપરાંતની પોલિટિકાલ એજન્ટને છે. આ એજન્સી પૈકી પાલનપુર અને કાંકરેજ ગાયકવાડને ખંડણી આપે છે.

૩ મહીકાંઠા એજન્સી :—આ એજન્સીમાં નાના મોટા કદનાં અને વધતા ઓછા અધિકારવાળાં ૬૪ સંસ્થાનો છે. તેમાં ઈડરનું સંસ્થાન સૌથી મોટું છે અને તેનો વિસ્તાર, આખી એજન્સીના અડધભાગ કરતાં પણ વધારે છે. કેટલાંક નાનાં નાનાં સંસ્થાન ઈડરના મહારાજાને ખંડણી આપે છે અને ઈડરના મહારાજા ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. બાકીનાં સંસ્થાન ગાયકવાડ સરકારને અથવા બ્રિટિશ સરકારને ખંડણી આપે છે.

૪ કાઠીઆવાડ એજન્સી :—આ એજન્સીમાં નાનાં મોટાં મળીને ૧૮૮ સંસ્થાનો છે. એ પૈકી ૧૩ સંસ્થાન ખંડણી આપતાં નથી, ૯૭ બ્રિટિશ સરકારને ખંડણી આપે છે અને ૭૮ ગાયકવાડ સરકારને ખંડણી આપે છે.

એ ૧૮૮ સંસ્થાનોના સાત વર્ગ કરેલા છે. પહેલા અને બીજા વર્ગનાં સંસ્થાન પૂર્ણ અધિકાર ભોગવે છે. ત્રીજાથી સાતમા વર્ગનાં સંસ્થાન તેમના દરજ્જા પ્રમાણે ઉતરતો જતો અધિકાર ભોગવે છે અને તે ઉપરાંતનો અધિકાર બ્રિટિશ સરકારના પોલિટિકલ અમલદારો ભોગવે છે.

૫ ખંભાત:—ખેડા જીલ્લાનો કલેક્ટર પોતાના હોદ્દાની રૂઇએ આ સંસ્થાનમાં પોલિટિકલ એજન્ટ છે.

૬ રેવાકાંઠાઃ—આ એજન્સીમાં ૬૧ સંસ્થાનો છે. તેમાં રાજપીંપળા, ૧ લા વર્ગનું. છોટાઉદેપુર, બારિયા, લુણાવાડા, વાડાસીનોર અને સુંથ, બીજા વર્ગનાં, અને બાકીનાં ૫૫ ત્રીજા વર્ગનાં છે.

૭ નારૂકોટઃ—આ સંસ્થાન છોટાઉદેપુર સંસ્થાનના મુલકની વચ્ચમાં આવેલું છે. ૧૮૩૮માં થયેલા કરારની રૂઇએ અડધી ઉપજ ઠાકોરને મળે છે અને બાકીની બ્રિટિશ સરકાર રાજ્ય વહિવટ ચલાવે છે તેના બદલામાં લે છે.

૮–૯–૧૦ ધરમપુર, વાંસદા અને સચીનઃ—આ સંસ્થાનોનો પોલિટિકલ એજન્ટ, સુરત જીલ્લાનો કલેક્ટર પોતાના હોદ્દાની રૂઇએ છે.

ખાલસા જીલ્લા; મુલકી અમલદારો.

મુલકી કામ સારૂ ખાલસા મુલકના, સુરત, ભરૂચ, ખેડા, પંચમહાલ અને અમદાવાદ એ પ્રમાણે પાંચ જીલ્લા કરેલા છે. દરેક જીલ્લાના ભાગ કરેલા છે તે તાલુકા કહેવાય છે. આખા જીલ્લાનો ઉપરી કલેક્ટર કહેવાય છે. તેના હાથ તળે આસિસ્ટંટ તથા ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર હોય છે. દરેક આસિસ્ટંટ કલેક્ટર તથા ડેપ્યુટી કલેક્ટરના હવાલામાં બે ત્રણ અથવા વધારે તાલુકા સોંપવામાં આવે છે. દરેક તાલુકાનો ઉપરી મામલતદાર કહેવાય છે. દરેક તાલુકામાં કેટલાંક ગામ હોય છે અને દરેક ગામમાં પટેલ તલાટી હોય છે. પટેલ રૈયત પાસેથી ગામનું વસુલ ઉઘરાવે છે. મામલતદાર વગેરે અમલદારોના હુકમ બજાવે છે, ગામમાં દેખરેખ રાખે છે અને ગામને લગતી તમામ હકીકત આપે છે. તલાટી ગામનાં દફતર રાખે છે, રૈયત પાસેથી ઉઘરાવેલી રકમ સરકારી ચોપડામાં જમે કરે છે, રૈયતને તેની પહોંચ આપે છે અને ગામવારી તુલ વગેરેનાં પત્રક તૈયાર કરે છે. ગામના લોકોએ હપ્તાસર સરકારી ધારો આપ્યો છે કે નહીં, ગામના ચોપડા બરો-

બર રાખવામાં આવે છે કે નહીં, રૈયતને ભરણાની પહોંચ બરાબર મળે છે કે નહીં, બાંધ નિશાન બરાબર રાખવામાં આવે છે કે નહીં અને ગામનોકરો પોતપોતાનું કામ બરાબર કરે છે કે નહીં એ વગેરે મામલતદારને જોવું પડે છે. વળી તાલુકાની તીજોરીની દેખરેખ પણ તેની પાસે હોય છે. મામલતદાર દરેક માસમાં થોડા દહાડા ગામડાંમાં ફરે છે અને થોડા દહાડા સદર સ્ટેશનમાં રહે છે. આસિસ્ટંટ અને ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટરો પોતાના તાબાના તાલુકામાં ફરે છે અને ચોમાસામાં સદર સ્ટેશનમાં રહે છે. તેઓ જ્યારે તાલુકામાં ફરે છે ત્યારે મુલકી કામ બરોબર થાય છે કે નહીં તેની ચોકસી કરે છે; વળી તેઓ જમાબંદી વખતે ગામના હિસાબમાં બધી ઉપજ જમે થઈ છે કે નહીં તે જુએ છે, મામલતદારના કામ ઉપર અપીલ ચૂકવે છે અને તેમના કામકાજ ઉપર દેખરેખ રાખે છે. કલેકટરને પણ કોરી મોસમમાં આખા જીલ્લામાં ફરવું પડે છે. જેમ આસિસ્ટંટ કલેકટર તથા ડેપ્યુટી કલેકટર પોતાના તાબાના તાલુકામાં દેખરેખ રાખે છે તેમ કલેકટર આખા જીલ્લામાં દેખરેખ રાખે છે. કલેકટરની ઉપર કમિશનર નામનો અમલદાર હોય છે. તે કોરી મોસમમાં પોતાના તાબાના જીલ્લાઓમાં ફરે છે અને તાબાના મુલકી અમલદારો પોતપોતાનું કામ બરોબર કરે છે કે નહીં તેની દેખરેખ રાખે છે, જુદા જુદા ભાગમાં લોકોને શી શી વાતની અડચણ હોય છે તે જુએ છે અને કલેકટર ઉપરની અપીલો ચૂકવે છે. સરકારમાં બધા કાગળ તેની મારફત જાય છે.

રેવન્યુ સર્વે. માપણીને લગતા કામકાજ સારૂ આખા ઇલાકામાં સર્વે અને સેટલમેન્ટ કમિશનર હોય છે. તેના હાથ તળે સુપરીન્ટેન્ડંટ હોય છે વળી સુપરીન્ટેન્ડંટના હાથ તળે આસિસ્ટંટો હોય છે. તેમની દેખરેખ તળે મોજણીદારો અને કલાસરોએ પોતપોતાનું કામ બરાબર કરેલું છે એમ આસિસ્ટંટોએ ખાતરી કરી લીધા પછી સુપરીન્ટેન્ડંટો નવા દર ઠરાવે છે અને સરકારની મંજુરી આવેથી નવા દર દાખલ કરે છે.

રૈયતવારી ખાલસા ગામોમાં રેવન્યુ સર્વેનો વહિવટ ચાલે છે. એ વહિવટમાં જમીનના વિભાગ કરેલા હોય છે તેને સર્વે નંબર કહે છે. એક બળદ અથવા એક જોડથી જેટલી જમીન ખેડી શકાય તેટલી એક નંબરમાં હોય છે. બધા નંબરનું ક્ષેત્રફળ એક સરખું હોતું નથી.

રૈયતવારી ગામો.

ગામની ખેતી, હવાપાણી વગેરેને લીધે તેમાં વધઘટ થાય છે. જમીનની માપણી શંકુ, સાંકળ અને દુર્બીનથી થાય છે. પછી ગામવાર નકશા તૈયાર કરવામાં આવે છે, તેમાં દરેક સર્વે નંબર તથા તેનાં બાંધનિશાન બતાવવામાં આવે છે, એ બાંધનિશાન ખેતરના ખુંણા ઉપર માટોડીના ઢગલા કરી અથવા પથ્થર ચોઢી અથવા ચુના ઇંટના ખુંટ કરી બતાવવામાં આવે છે અને તે ભાગી ન જાય અથવા ખસેડવામાં ન આવે એ બાબત ચોકસી રાખવામાં આવે છે. પછી જમીનના કલાસ (વર્ગ) પાડવામાં આવે છે. કાંકરાકુકરીવાળી, રેતાળ, ઢોળાવવાળી, ભગરી, એ વગેરે પ્રકારની જમીનમાં સાત જાતની કસર હોય છે. આ કસરો વગેરે ધ્યાનમાં લેઇ જમીનના વર્ગ નક્કી કરવામાં આવે છે અને તે થયા પછી જમીનના દર ઠરાવવામાં આવે છે. પહેલા કલાસના સોળ આના નક્કી કરી ઉતરતા કલાસની જમીનની આની કલાસ ઉપર નજર રાખી ઠરાવવામાં આવે છે. આગળના વખતમાં જમીનનો દર કેટલો હતો, તેમાંથી વસુલાત કેટલી થતી, કેટલી બાકી રહેતી, મહેસુલ ઉઘરાવવામાં શી શી જાતની અડચણો નડતી, દરની અસર ખેડાણ જમીન ઉપર કેટલી પહોચતી, કેટલી જમીન પડતર રહેતી, અનાજના ભાવમાં કેટલો ફેરફાર થએલો, લોકોની સ્થિતિ, એ વગેરે હકીકત ઉપરથી દર ઠરાવવામાં આવે છે. પછી વરસાદ, હવા, રસ્તા, બજારની જોગવાઇ; ખેતીનો પ્રકાર, લોક સ્થિતિ, એ વગેરે ઉપરથી ગામોના જથા પાડવામાં આવે છે અને તે ઉપર આંકડો પાડી, દરેક જમીનની પ્રતવારી પ્રમાણે દરેક સર્વે નંબર ઉપર આકાર ઠરાવવામાં આવે છે. કયારી અને બાગાયત જમીન જરાયત છે એમ

ગણી તેનો દર ઠરાવવામાં આવે છે અને પછી ઉપર પાણીનો દર ચઢાવવામાં આવે છે. નવા દર ઠરાવ્યા પછી ખેડુતને તેની ખબર કરવામાં આવે છે, એટલે ખેડુતને પરવડતું હોય તો નવે દરે જમીન ખેડે છે અને ન પરવડતું હોય તો છોડી દે છે. આ દરમાં ત્રીસ વર્ષ સુધી વધારો થઇ શકતો નથી. સરકારી ધારાની રકમ એકદમ આપવાનું ખેડુતને ભારે પડે નહીં અને તેને શાહુકાર શોધવો પડે નહીં એટલા માટે પાક તૈયાર થવાની મોસમમાં હપ્તાથી સરકાર ધારો વસુલ કરવામાં આવે છે. ત્રીસ વર્ષ પછી નવા દર ઠરાવવામાં આવે છે તેને રિવિઝન સર્વે કહે છે. આ વખતે નવી માપણી અથવા નવી કલાસવારી થતી નથી તેમજ પહેલી સર્વે થયા પછીનાં ત્રીસ વર્ષમાં ખેડુતે પોતાની મહેનત અને પૈસો ખર્ચી જમીનમાં સુધારો કર્યો હોય તેને માટે જમીનનો દર વધારવામાં આવતો નથી. પણ નવા રસ્તા બાંધવાથી, અનાજના ભાવ ચઢવાથી અને ખેડુતની મહેનત અને પૈસા સાથે સંબંધ ન હોય એવાં બીજાં કારણોથી જો જમીનની કિમ્મત વધી હોય તો દરમાં વધારો કરવામાં આવે છે. સર્વે થવાથી ખેડુતને ઘણી જાતના ફાયદા થયા છે. જ્યાં સુધી સરકારી ધારો ભરે ત્યાં સુધી પોતાને નામે ચાલતી જમીન તે ખેડી શકે છે. પોતાની જમીન ગીરો, વેચાણ, બક્ષીસ વગેરે પણ તે કરી શકે છે અને પોતાનું ખાતું અથવા તેનો અમુક ભાગ છોડી શકે છે. વળી તે પોતાની જમીન ગણોતિયાને સાંપી શકે છે અને ગણોતિયો ગણોત ન આપે તો એક સાલનું ગણોત વસુલ કરી લેવામાં મુલકી કચેરી તરફથી તેને મદદ મળે છે.

કેટલાંક ગામોનો વહિવટ તાલુકદારી, નરવાદારી, ભાગદારી, મહેવાસી, મલેકી, ઉધડ જમાબંધી અથવા શરાકતી રીતે ચાલે છે. તાલુકદારી ગામો કાઠીઆવાડની સરહદ ઉપર આવેલા અમદાવાદ જીલ્લાના વિરમગામ, ધોળકા, ગોધા ને ધંધુકા તાલુકામાં ઘણાં છે. ભરૂચ અને પંચમહાલ જીલ્લામાં પણ કેટલાંક તાલુકદારી ગામો છે. તાલુકદારો મૂળમાં રાજ-

તાલુકદારી.

વંશી કુળના હતા. તેમાંના ઘણા રજપુત, કેટલાક રજપૂત અને કોળીની મિશ્ર ઓલાદના અને કેટલાક મુસલમાન છે. કુટુંબમાં ઘણા હિસ્સા પડી જવાથી કેટલાએકના હિસ્સામાં હાલમાં એક બે ગામો જ હોય છે. સન ૧૮૬૨ ના આક્ટ ૬ ઠ્ઠા પ્રમાણે તાલુકદારોને પોતપોતાના ગામોના કુલ માલીક ગણવામાં આવ્યા છે. તેઓ મુકરર ઠરાવ પ્રમાણે અંગ્રેજ સરકારને ધારો ભરે છે. તાલુકદારી ગામના મુખ્ય ભાગદાર પોતાની જમીન ગીરો મૂકી શકે છે પણ હમેશને માટે આપી શકતા નથી. બધા ભાગદારોમાંથી એકને વહિવટદાર ઠરાવવામાં આવે છે. તે બધા પાસેથી જમા ઉઘરાવે છે અને બધી જમાની જવાબદારી તેને શીર રહે છે. પાકનો કેટલો હિસ્સો તાલુકદારે લેવો અને કેટલો રૈયતે લેવો એ ગામના રિવાજ ઉપરથી નકી થાય છે. જેટલું અનાજ ગામની ખળીમાં પડયું હોય તેમાંથી કેટલુંક બી અને દસ્તુરી સારૂ જુદું કાઢવામાં આવે છે અને બાકીનું ગામ ધારા પ્રમાણે તાલુકદાર ને રૈયત વહેંચી લે છે.

નરવાદારી.

નરવાદારી ગામો ઘણાં ખેડા જીલ્લામાં અને થોડાં અમદાવાદને સુરત જીલ્લામાં છે. નરવાદારો મૂળ ગામ વસાવનારાઓના વંશના ગણાય છે. તેઓ ઘણું કરી પાટીદાર અથવા કણબી હોય છે. ગામ વસાવનારાઓએ ગામ બાંધ્યું, કારીગરોને આણ્યા અને તેઓને ઘર, તથા જમીન આપી. ગામમાં જેટલી જમીન હતી તેટલી ગામ વસાવનારાઓએ વહેંચી લીધી અને પોતપોતાના હિસ્સાની જમીન ખેડવા સારૂ ખેડુ આણ્યા અને તેમને પોતાના ભાગના ગભાણમાં રહેવા જગો આપી. સરકારી ધારો ગામની મગદુરી પ્રમાણે લેવામાં આવે છે, પણ તે પ્રત્યેક ખેડુત ઉપર નહીં ફાળવતાં આખા ગામ ઉપર ઠરાવવામાં આવે છે. આ આંકડો મુખ્ય ભાગદારો પોતાની પાસે જમીન હોય તેના પ્રમાણમાં ફાળવી નાખે છે. જેવી રીતે મુખ્ય ભાગદાર આખા ભાગના આંકડાને સારૂ જવાબદાર છે તેવી રીતે પેટા ભાગદારો પેટા ભાગ ઉપર ફાળવેલા આંકડાને માટે જવાબદાર છે.

ભાગદારી ગામો ફક્ત ભરૂચ જીલ્લામાં છે. ભાગદારી વહિવટ બધી રીતે નરવાદારી વહિવટના જેવોજ છે. ફેર માત્ર એટલોજ કે ભાગદારી ગામોમાં બધા ભાગદાર એકજ કુટુંબના ને એકજ ન્યાતના હોતા નથી. ભાગદારી ગામોમાં દરેક ખેતર દીઠ વીઘોટીનો દર અસલથી ઠરાવવામાં આવ્યો હોય છે. દરેક મુખ્ય ભાગદારને તથા પટા ભાગદારને જે સરકારી ધારો આપવો પડે છે તે દરેક પાસેની જમીનના પ્રમાણમાં નહીં પણ પોતાના બાપદાદાથી ઉતરી આવેલા ભાગ પ્રમાણે આપવો પડે છે. નરવાદારી ગામમાં દરેક ખેતરદીઠ દર ઠેરવેલો હોતો નથી પણ સરકારી આંકડો આખા ગામ ઉપર ઉધડ રાખેલો હોય છે.

ભાગદારી.

મહેવાસી ગામો મહીનદીના કાંઠાના મુલકમાં તથા અમદાવાદના પ્રાંતીજ તાલુકામાં છે. મહેવાસી ગામના માલીકો કોળી અને રજપુત ઠાકોરોની ઓલાદના છે. આગળના વખતમાં તેઓ લૂંટફાટ કરતા તે બંધ કરવા સારૂ, તેઓ બંદોબસ્ત રાખે એ સરતથી, થોડી ખંડણી લઈ અથવા બિલકુલ માફી કરી તેમને ગામો આપેલાં હતાં. મહેવાસી ગામોમાં પણ મુખ્ય ભાગદાર અને પેટા ભાગદાર હોય છે. બ્રિટિશ અમલ દાખલ થયા પછી તેઓની પાસેથી જમા લેવામાં આવે છે. કેટલાંક ગામોમાં જમીનની માપણી થઈ છે ને તેના ક્લાસ પણ ઠરાવવામાં આવ્યા છે.

મહેવાસી.

ખેડા જીલ્લાના ઠાસરા ગામમાં કેટલાંક ગામ 'મલેકી' વહિવટનાં છે. જ્યારે સુલતાન મહમૂદ બેગડાએ ચાંપાનેરનો કિલ્લો સર કર્યો ત્યારે તેણે કેટલાક મલેક જાદાઓને બાર ગામ ઈનામ આપ્યાં. ત્યાર પછી અઢીસેં વર્ષ સુધી એ ગામો બદલ તેમની પાસેથી કંઈ લેવામાં આવ્યું નહોતું. મરેઠાઓ આવ્યા ત્યારે તેમણે એ ગામો ઉપર ઉધડ જમાબંધી લીધી ને પાછળથી ગાયકવાડે તેમની પાસેથી ઘાસદાણા તરીકે

મલેકી.

બીજી ખંડણી ઉઘરાવી. મરેઠાઓની ઉધડ જમાબંધી આપવા સારૂ મલેક જાદાઓએ ખેડુત પાસેથી કરમ વેરો ને વજે* નામનો વેરો ઉઘરાવ્યો. સન ૧૮૬૫ માં મલેકી ગામોની માપણી તથા કલાસવારી કરી મલેકોને સનદ આપી છે.

ઉધડ જમાબંધી.

કેટલાંએક ગામમાં અથવા ગામના પેટા ભાગમાં સરકારી તરીકે નોંધાએલી વાંટા જમીન ઉપર ઉધડ જમાબંધી ઠરાવવામાં આવી છે. રિવિઝન વખતે પણ એ જમા કાયમ રાખવામાં આવે છે. ખેડાનાં કેટલાંક ઉધડ જમાબંધી ગામો કરજદાર થઈ જવાથી ખેડાના કલેકટર અને તાલુકદારી સેલમેન્ટ ઓફીસરના વહિવટ તળે છે. ત્યાં જમીનની માપણી તથા કલાસવારી થઈ છે.

શરાકતી.

શરાકતી ગામોની ઉપજમાં સરકારનો તથા ઈનામદારનો બંનેનો ભાગ છે. ગુજરાતના જુદા જુદા ભાગમાં આવાં કેટલાંએક ગામો છે.

ઇનામી જમીન.

ગુજરાતમાં ઈનામી જમીન ઘણા પ્રકારની છે. મુલકી અથવા લશ્કરી અમલદારોને તથા અમીર ઉમરાવોને તેમનો મોભો સચવાય એટલા માટે જાગીરો બક્ષવામાં આવેલી તે ઘણી ખરી કાયમ રાખવામાં આવી છે. ગામ નોકરોને પગારના અવેજમાં આપેલી જમીન ચાકરીઆત કહેવાય છે. ધર્માદા કામ સારૂ ભાટ ચારણોને આપવામાં આવેલી જમીન પસાયતા કહેવાય છે. મંદીર વગેરેને અંગે તથા બ્રાહ્મણોને આપવામાં આવેલી જમીન દેવસ્થાન જમીન કહેવાય છે. મુસલમાન ફકીરને કે મુસલમાની ધર્મને અંગે આપેલી જમીન વજીફા કહેવાય છે. ગામના રક્ષણને અર્થે જેમણે પોતાનો પ્રાણ આપેલો તેમના વંશજોને આપવામાં આવેલી જમીન હાડીયા જમીન કહેવાય છે. આ બધી જમીનોમાંની કેટલીક નકરી છે અને કેટલીએક ઉપર સલામી લેવામાં આવે છે.

* જેટલો પાક થાય તેનો ત્રીજો ભાગ.

દિવાની ઇનસાફ.

દિવાની મુકદમા ચુકવવા સારૂ ડિસ્ટ્રીક્ટ જજ્જ, આસિસ્ટંટ અને સેકન્ડ ક્લાસ સબોર્ડીનેટ જજ્જો, ને સ્મોલ-કોઝ કોર્ટના જજ્જો હોય છે. સેકન્ડ ક્લાસ સબોર્ડિનેટ જજ્જ ૫૦૦૦) રૂપિયા સુધીના અસલ દિવાની મુકદમા ચૂકવે છે. જે કામમાં સરકાર પ્રતિવાદી હોય તે સિવાયના પાંચહજારથી વધારે રકમના બધાં અસલ દિવાની કામ ફર્સ્ટ-ક્લાસ સબોર્ડિનેટ જજ્જ ચૂકવે છે. કેટલીકવાર તેને સેકન્ડક્લાસ સબોર્ડિનેટ જજ્જોના ફેંસલા ઉપર અપીલો સાંભળવાનો અધિકાર પણ આપવામાં આવે છે. કેટલાંક મોટાં શહેરમાં તથા તેને લગતા મુલકમાં રૂ. ૫૦૦) રૂપિયા સુધીના અસલ દિવાની મુકદમા ચૂકવે છે. જે કામમાં સરકાર પ્રતિ-વાદી હોય તે સિવાયના પાંચહજારથી વધારે રકમના બધાં અસલ દિવાની કામ ફર્સ્ટ ક્લાસ સબોર્ડિનેટ જજ્જ ચૂકવે છે. કેટલીકવાર તેને સેકન્ડ ક્લાસ સબોર્ડિનેટ જજ્જોના ફેંસલા ઉપર અપીલો સાંભળવાનો અધિકાર પણ આપવામાં આવે છે. કેટલાંક મોટાં શહેરમાં તથા તેને લગતા મુલકમાં રૂ. ૫૦૦) સુધીના દાવા સ્મોલકોઝ જજ્જ સંક્ષિપ્ત રીતે ચલાવે છે. આસિ-સ્ટંટ જજ્જ દિવાની અસલ દાવા ચૂકવે છે અને અપીલો પણ ચૂકવે છે. અપીલ ચૂકવવામાં તેની સત્તા ડિસ્ટ્રિક્ટ જજ્જ જેટલી છે. ડિસ્ટ્રિક્ટ જજ્જ પોતાના જીલ્લાની બધી દિવાની કોર્ટો ઉપર દેખરેખ રાખે છે. પાંચહજા-રની અંદરના દાવા ઉપર ડિસ્ટ્રિક્ટ જજ્જને ત્યાં અપીલ ચાલે છે અને એ અપીલના ચુકાદામાં કાયદાનો પ્રશ્ન હોય તો તે ઉપર અપીલ હાઇ કોર્ટમાં ચાલે છે. પાંચહજાર રૂપિયાની ઉપરના દાવાની અને ડિસ્ટ્રિક્ટ જજ્જે ચૂક-વેલા સઘળા અસલ દાવાની અપીલો હાઇ કોર્ટમાં ચાલે છે.

ફોજદારી ઇનસાફ.

ફોજદારી કામો ચૂકવવાને પહેલા, બીજા અને ત્રીજા એ પ્રમાણે ત્રણ જાતના માજીસ્ટ્રેટો હોય છે. મામલતદાર તથા અવ્વલકારકુન બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ હોય છે. ડેપ્યુટી અને આસિસ્ટંટ કલેક્ટર પહેલા

વર્ગના માજીસ્ટ્રેટ હોય છે. કલેક્ટર ડિસ્ટ્રક્ટ માજીસ્ટ્રેટ કહેવાય છે ને તે બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોના ફેંસલા ઉપર અપીલ ચૂકવે છે. પહેલા વર્ગના માજીસ્ટ્રેટના ચુકાદા ઉપર અપીલ શેશન કોર્ટ ચૂકવે છે. પહેલા વર્ગના માજીસ્ટ્રેટને જે કામ ચૂકવવાનો અધિકાર હોતો નથી તે કામ શેશન જજ્જને ત્યાં મોકલવામાં આવે છે. શેશનના મુકદમા દરેક મહિનાની શરૂઆતમાં ચાલે છે અને એ બધા મુકદમા ચુકવાઈ રહ્યા પછી એ કોર્ટોમાં દિવાની કામો ચાલે છે. શેશનના મુકદમા અસેસરો અને જ્યુરીની મદદથી ચૂકવવામાં આવે છે. શેશન જજ્જને કાયદામાં આપેલી ભારેમાં ભારે સજા કરવાનો અધિકાર છે. પણ મોતની સજા કરતા પહેલાં તેણે હાઇ કોર્ટના મંજુરી લેવી પડે છે.

**પોલીસ.** આખા મુંબાઈ ઈલાકાના પોલીસ ખાતાનો વહિવટ ઈન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ કરે છે. દરેક જીલ્લામાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટ હોય છે તે આખા જીલ્લાની પોલીસનો વહિવટ કલેક્ટરની દેખરેખ હેઠળ કરે છે. દરેક તાલુકાવાર એકેકો ફોજદાર હોય છે ને તાલુકામાં પોલીસની ટુકડી લત્તાવાર રાખવામાં આવે છે. દરેક ટુકડીના સીપાઇઓ પોતપોતાના લત્તાનાં ગામોમાં ફરી દેખરેખ રાખે છે. ગામડામાં પોલીસ પટેલ હોય છે. તેના હાથ તળે કેટલાંક માણસ હોય છે તે ગામમાં પોલીસ સંબંધી બંદોબસ્ત રાખે છે અને ગુન્હા પકડે છે.

**હિસાબીખાતું.** મામલતદારની કચેરીમાં તીજોરી હોય છે અને ત્યાં અમુક રકમ સુધી નાણું રાખવામાં આવે છે. દરેક જીલ્લાના સદર સ્ટેશનમાં મોટી તીજોરી હોય છે તે કલેક્ટરના તાબામાં રહે છે. કલેક્ટરની કચેરીને અંગે હિસાબીખાતું છે. કલેક્ટરની કચેરીમાં તીજોરીને લગતું કામકાજ હજુર ડેપ્યુટી કલેક્ટર અને હેડ એકાઉન્ટંટ કરે છે. હિસાબીખાતાનો ઉપરી એકાઉન્ટંટ જનરલ છે.

આ શિવાય ઇજનેરી, કેળવણી, જંગલ, કસ્ટમ, સ્ટાંપ, રજીસ્ટ્રેશન, અફીણ, અબકારી વગેરે ખાતાં છે. વળી જીલ્લાઓમાં ડિસ્પેન્સરી, મ્યુનિસિપાલિટી અને લોકલફંડ ખાતાં પણ હોય છે.

રાજ્યસ્થાનિક કોર્ટ.

સન ૧૮૯૩ પહેલાં કાઠીઆવાડના ગરાસીયા પોતાના રાજાથી દુભાતા અથવા તેમની સાથે અણબનાવ થતો ત્યારે પોલિટિકલ એજંટ આગળ પોતાનું દુઃખ રડતા. પોલિટિકલ એજંટ જ્યારે સ્વારીમાં નિકળતો ત્યારે આવા હજારો દુખીઆરા ગરાસિયા તેની પાછળ એવી મતલબથી ભમ્યાં કરતા કે તેમના તરફથી તે રાજાઓને બે બોલ કહે. પણ આમ ભમવાથી તેમના દુઃખનું નિવારણ ભાગ્યેજ થતું. ઇ. સ. ૧૮૬૩ માં ન્યાયખાતાનો પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો ત્યારે પોલિટિકલ એજંટની પાછળ ભમતા ગરાસીઓને પોતપોતાના રાજા પાસે દાદ માગવાનું કહેવામાં આવ્યું અને તેઓને દાદ આપવા રાજાઓને પણ તાકીદ કરવામાં આવી. આથી રાજાઓ તો ખુશ થયા પણ ગરાસિયા નાખુશ થયા; કારણકે જેમની સામે તેમની ફરીયાદ અને જેમને તે પોતાના દુશ્મન તરીકે લેખવતા તેજ તેમના ઇનસાફદાર થયા તેથી ગરાસીયાઓને કંઇ દાદ મળતી નહીં. આ ઉપરથી સરકારે રાજા રાણાઓ જોડે મસલત કરી સન ૧૮૭૩ માં રાજ્યસ્થાનિક કોર્ટ સ્થાપી. આ કોર્ટમાં એક અનુભવી અમલદાર મોટાં રાજ્યોના વકીલ અસેસરોની મદદથી ઇનસાફ કરે છે. ગરાસિયા અને રાજાની વચ્ચેની તકરારોનો ચુકાદો આ કોરટમાં થાય છે. આ કોરટ સ્થપાયાથી મોટો ફાયદો એ થયો છે કે જુજ તકરારને માટે બહારવટે નીકળી પડવાનો ચાલ કાઠીઆવાડમાં હતો તે ઘણે ભાગે જતો રહ્યો છે. મોટાં રાજ્યો પાસેથી અમુક રકમ તથા દાવાની મિલકતની કિમ્મત ઉપર સેંકડે ત્રણ ટકા લેવામાં આવે છે તે વડે આ કોર્ટનું ખર્ચ ચાલે છે.

૧૮૯૨-૯૩ માં ગુજરાતમાં આવેલા ખાલસા જીલ્લાની ઉપજ નીચે પ્રમાણે થઈ હતી:—

## અમદાવાદ જીલ્લો.

| | |
|---|---|
| જમીન મહેસુલ | ૧૬,૫૦,૧૯૨. |
| સ્ટાંપ | ૨,૫૪,૧૫૭. |
| અબકારી વગેરે | ૨,૧૩,૯૨૪. |
| ઇનકમટેક્સ | ૧,૭૧,૩૧૫. |
| ૧૫ મ્યુનિસિપાલિટીઓ | ૪,૩૦,૨૬૧. |
| લોકલ ફંડ | ૨,૩૯,૮૧૩. |

## ખેડા જીલ્લો.

| | |
|---|---|
| જમીન મહેસુલ | ૨૩,૭૦,૧૩૬. |
| સ્ટાંપ | ૨,૨૯,૬૧૪. |
| નોંધણી | ૨૭,૨૩૫. |
| વેરા | ૭૩,૫૨૩. |
| ૧૧ મ્યુનિસિપાલિટીઓ | ૧,૫૮,૯૧૯. |
| લોકલ ફંડ | ૨,૩૫,૯૫૬. |

## પંચમહાલ જીલ્લો.

| | |
|---|---|
| જમીન મહેસુલ | ૩,૨૬,૯૧૬. |
| સ્ટાંપ | ૩૫,૯૪૮. |
| અબકારી | ૬૭,૦૬૭. |
| વેરા | ૧૩,૭૦૫. |
| ૩ મ્યુનિસિપાલિટીઓ | ૨૭,૨૫૨. |
| લોકલ ફંડ | ૭૫,૨૮૬. |

## ભરૂચ જીલ્લો.

| | |
|---|---|
| જમીન મહેસુલ | ૨૨,૯૯,૫૨૦. |
| સ્ટાંપ | ૧,૪૩,૪૭૭. |
| અબકારી વગેરે | ૧,૯૫,૮૫૨. |

ઈનકમટેક્સ........................................ ૪૧,૨૦૪.
૫ મ્યુનિસિપાલિટીઓ.............................. ૧,૪૦,૦૭૪.
લોકલ ફંડ.............................................. ૨,૧૨,૦૬૦.

## સુરત જીલ્લો.

જમીન મહેસુલ.......................................૨૩,૫૫,૨૧૦.
સ્ટાંપ......................................................... ૧,૯૫,૮૫૫.
અબકારી...............................................૧૦,૩૮,૮૨૫.
ઈનકમટેક્સ........................................ ૯૧,૫૫૬.
૪ મ્યુનિસિપાલિટીઓ.............................. ૪,૧૬,૮૧૧.
લોકલ ફંડ.............................................. ૨,૭૬,૪૦૦.

૧૮૯૧ ની ખાનેસુમારી પ્રમાણે ગુજરાતની વસ્તી નીચે પ્રમાણે હતી :—

| ખાલસા મુલક. | દેશીરાજ્યો. | કુલ. |
|---|---|---|
| ૩૦,૯૮,૧૯૭. | ૫૫,૪૨,૩૪૯. | ૮૬,૪૦,૫૪૬. |

મ્યુનિસિપાલિટી.

શહેરો તથા ગામોમાં સફાઇ રાખવા તરફ ખાસ ધ્યાન અપાય છે અને લોકોની આરોગ્યતા સાચવવાને કાળજી રાખવામાં આવે છે. અમદાવાદ, સુરત, ભરૂચ, ખેડા, નડીઆદ વગેરે શહેરોમાં આ કામમાટે મ્યુનિસિપાલિટીઓ સ્થાપન કરવામાં આવી છે અને ગામડાંમાં પણ તેવાજ પ્રકારની નાના પાયા ઉપર ગોઠવણો થઇ છે. મ્યુનિસિપાલિટીને લગતાં કામકાજને માટે મ્યુનિસિપાલિટીની સ્થાનિક હદમાં કેટલાક વેરા નાખી ભંડોળ કરવામાં આવે છે અને તેનો વહિવટ કેટલાક લોકોએ ચુંટી કાઢેલા અને કેટલાક સરકારે નિમેલા એવા કમિશનરો કરે છે.

જમીન ઉપર સરકાર જે ધારે લે છે તે ઉપર દર રૂપિયે એક આનો વધારે લઇ લોકલફંડ નામનું એક ફંડ ઉભુ

લોકલફંડ.

કરવામાં આવે છે. એ ફંડમાંથી ⅓ કુવા, તળાવ, રસ્તા, ધર્મશાળાઓ વગેરે સાર્વજનિક ઉપયોગનાં કામ કરવામાં ખર્ચવામાં આવે છે, અને બાકીનો ⅓ કેળવણી પાછળ ખર્ચવામાં આવે છે. લોકલફંડનો વહિવટ લોકલબોર્ડ નામની મંડળી કરે છે. એ મંડળીમાં કેટલાક સભાસદ લોકો ચુંટી કાઢે છે અને કેટલાક સરકાર નિમે છે.

શાળાઓ.

બાળકોને કેળવણી આપવા માટે ગામે ગામ સરકારી નિશાળો ઉઘાડવાની પદ્ધતિ બ્રિટિશ સરકારનું રાજ્ય થયા પછી ગુજરાતમાં દાખલ થઇ છે. બ્રિટિશ સરકાર પહેલાં થયેલાં રાજ્યોમાં સરકાર કેળવણી તરફ ઝાઝું લક્ષ આપતી નહીં; અને ખાનગી ગામઠી શાળાઓ શિવાય કેળવણીને માટે બીજાં કંઇ સાધન નહોતાં. ઈ. સ. ૧૮૨૬ માં સુરત, ભરૂચ, અમદાવાદ, ખેડા, નડીઆદ વગેરે ઠેકાણે સરકારે ગુજરાતી નિશાળો ઉઘાડી; અને ત્યાર પછી ધીમે ધીમે બીજાં ગામોમાં પણ ગુજરાતી શાળાઓ થઈ.

ઈ. સ. ૧૮૪૨ માં સરકારે સુરતમાં અંગ્રેજી નિશાળ ઉઘાડી, ૧૮૪૬ માં અમદાવાદમાં ઉઘાડી અને ૧૮૫૬ માં, ખેડા તથા નડીઆદમાં ઉઘાડી. ૧૮૫૫ પહેલાં કન્યાશાળાઓ નહોતી, તેપણ ત્યાર પછી થએલી છે.

બ્રિટિશ સરકારના અનુકરણથી તથા તેમના બોધથી દેશી રાજાઓએ પણ કેળવણી તરફ ધ્યાન આપ્યું છે. વડોદરા, ભાવનગર, જૂનાગઢ, નવાનગર એ વગેરે રાજ્યોમાં લોકોની કેળવણી માટે ગુજરાતી તથા અંગ્રેજી શાળાઓ ઉઘાડવામાં આવી છે; અને વિદ્યાનો ફેલાવો કરવા તરફ તથા ગુજરાતી પુસ્તકનું ભંડોળ વધારવા તરફ સ્તુતિપાત્ર લક્ષ આપવામાં આવે છે.

ટ્રેનિંગ કોલેજો.

નિશાળોને માટે લાયક શિક્ષકો તૈયાર કરવાને સરકારે ૧૮૫૭ માં અમદાવાદમાં "ગુજરાત ટ્રેનિંગ કોલેજ" ઉઘાડી. સ્ત્રી શિક્ષકોની ખોટ પૂરી પાડવાને 'ફિમેલ ટ્રેનિંગ કોલેજ' નામની બીજી એક

કૉલેજ એ શહેરમાં ૧૮૭૧ માં ઉઘાડી. કાઠીઆવાડને માટે શિક્ષકો તૈયાર કરવા રાજકોટમાં અને વડોદરા રાજ્ય માટે વડોદરામાં પણ એવી કૉલેજો ઉઘાડવામાં આવી છે.

ગુજરાત કૉલેજ.

શાળામાં કેળવણી લીધા પછી આગળ અભ્યાસ કરવાની હોંશ રાખનારાઓને માટે અમદાવાદમાં પાઠશાળા સ્થાપન કરવાને માટે સન ૧૮૫૬ માં એક ઉઘરાણું થયું. તેમાં નગરશેઠ અને શેઠ હઠીસીંગનાં વિધવા હરકુંવર શેઠાણી એ દરેકે રૂ. ૧૫,૮૦૦), અને શેઠ મગનભાઈ કરમચંદે રૂપિયા ૧૨,૦૦૦) ભર્યા, અને કુલ રકમ રૂ. ૫૦,૦૦૦ ની ભેગી થઇ. એ રકમના વ્યાજથી અને તેટલીજ સરકારની મદદથી કાયદા અને ઈજનેરી કામ શિખવવાના વર્ગ કાઢવાનો ઠરાવ કરવામાં આવ્યો. કેટલીક અડચણોને લીધે ઈજનેરી કામ શીખવવાનો વર્ગ કદી ઉઘડવા પામ્યોજ નહીં અને કાયદાનો અભ્યાસ કરાવી શકાય એટલી કેળવણી શાળામાં મળે છે એમ જણાયું નહીં. ઇજનેરી કામ શિખવનાર ગુરૂને માટે જે પગાર મુકરર કર્યો હતો, તેમાંથી, સામાન્ય કેળવણી આપવાને ત્રણ શિક્ષકો સન ૧૮૬૩ માં રાખવામાં આવ્યા. કાયદાનો વર્ગ ફ‍ેહમંદ ન નિકળવાથી આખરે ૧૮૭૨ માં બંધ કરવામાં આવ્યો અને એજ વર્ષમાં અમદાવાદના મુખ્ય શહેરીઓએ સરકારને એવી અરજ કરી કે પુનામાં આર્ટસ કૉલેજ સ્થાપન કરવામાં આવી છે તેવી અમદાવાદમાં પણ સ્થાપન કરવી જોઇએ. વળી તેમણે ઉઘરાણું કરી ૨૭૯૨૨) રૂપિયાની જાદે રકમ ભેગી કરી. સન ૧૮૭૯ માં પી. ઈ. સુધી શીખવી શકે એવી કૉલેજ ઉઘાડવામાં આવી અને સન ૧૮૮૪ સુધી આ કૉલેજ હાઈસ્કુલ સાથે જોડાયલી રહી. સન ૧૮૮૪ માં સરકારને ફરી અરજ કરવામાં આવી કે કૉલેજને હાઈસ્કુલથી જૂદી પાડવી; અને ગુજરાતના રાજારજવાડામાં નવું ઉઘરાણું કરી કૉલેજના મકાન માટે રૂ. ૧,૧૨,૭૧૭) ની રકમ ભેગી કરવામાં આવી. સન ૧૮૮૪ ના નવેમ્બરની ૨૧ મી તારીખે સરકારે ગુજરાતને માટે સ્વતંત્ર કૉલેજ

સ્થાપવાનું મંજુર કર્યું અને જો કૉલેજ કમિટી પોતાને હસ્તકનાં ફંડ, ફી, વગેરમાંથી વર્ષે દસહજાર રૂપિયાની ઉપજ કરે તો સરકારે તેટલીજ રકમ મદદ તરીકે આપવા ઠરાવ્યું. આ ઠરાવનો અમલ સન ૧૮૮૭ના એપ્રીલની પહેલી તારીખે કરવામાં આવ્યો અને એ દિવસથી ગુજરાતની પ્રાચીન રાજધાનીમાં, સર્વવિદ્યોતેજકાલય તરફથી બી. એ. ઉપપદ મળી શકે એવી પાઠશાળા સ્થાપન થઈ છે, એમ કહીએ તો ચાલે. અમદાવાદમાં થઈ ગએલા પ્રખ્યાત દાક્તર વાઈલી સાહેબે, પોતાના વિલમાં રૂ. ૫૦,૦૦૦) અમદાવાદ શહેરને બક્ષિસ તરીકે આપેલા હતા તેમાંથી સરકારે મંજુર કરેલી રકમ રૂ. ૩૭,૦૦૦ તથા ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડે તથા સરકારે આપેલી મદદથી તથા બીજી ઉઘરાણાના પૈસાથી આવેલી મદદથી ગુજરાત કૉલેજને માટે યોગ્ય મકાન થોડા વખતપર બાંધવામાં આવ્યું છે અને તે ઉઘડવાની ક્રીયા નામદાર લૉર્ડ સેંડહર્સ્ટ, ગવર્નર સાહેબને હાથે તા. ૨૩ ઑગસ્ટ ૧૮૯૭ ને રોજ થઈ છે.

એજ પ્રમાણે વડોદરા, ભાવનગર વગેરે ઠેકાણે પણ ઉંચી કેળવણી આપવાને માટે કૉલેજો સ્થાપન કરવામાં આવી છે.

રાજકુમાર કૉલેજ.

દેશીરાજાઓના કુંવરોને કેળવણી આપવા રાજકોટમાં રાજકુમાર કૉલેજ સ્થાપવાનો વિચાર કર્નલ કિટિંજે ઉઠાવ્યો. તેમને એમ લાગ્યું કે જ્યાંસુધી રાજકુમારો કેળવણી લે નહીં ત્યાંસુધી કેળવણી અધુરી સમજવી. રાજકુમારો વતન છોડી બીજે ઠેકાણે કેળવણી લેવા જાય એ બાબત સઘળા દરબારોને નાપસંદ છતાં, કર્નલ કિટિંજે વારા ફરતી એકેક રાજ્યને સમજાવી રાજકુમાર કૉલેજ બાંધવા ફંડ ઉભુ કર્યું. કૉલેજના મકાનનો પાયો કર્નલ એન્ડરસને ઈ. સ. ૧૮૬૮ ના એપ્રીલની ૨૮ મીએ નાખ્યો અને મુંબાઈના ગવર્નર સર સેમોર ફિટ્ઝજેરાલ્ડે ઇ. સ. ૧૮૭૦ ના ડિસેમ્બરની ૧૬ મીએ એ કૉલેજ ઉઘાડી. રાજકુમાર કૉલેજમાં કેળવાયલા ગુજરાતના

ઘણા દેશીરાજાઓ પોતાના રાજ્યમાં કેળવણી વધારવાને તથા સુધારો કરવાને ઇન્તેજારી રાખે છે.

ગરાસીયાના દીકરાઓને માટે વઢવાણમાં ગરાસીયા સ્કુલ છે અને તાલુકદારોના દીકરાઓને માટે સાદરામાં સ્કોટ કોલેજ છે, તેથી એ લોકોનાં દીકરા કેળવણી લઈ પોતાની હાલત સુધારતા જાય છે.

સન ૧૮૯૧ ની ખાનેસુમારી પ્રમાણે ખાલસા મુલકના પાંચ જીલ્લાઓમાં ૫ થી ૧૫ વર્ષની ઉમ્મરનાં બાળકો દર હજારે નીચે પ્રમાણે ભણતાં હતાં:—

| | છોકરા. | છોકરીઓ. |
|---|---|---|
| અમદાવાદ...... ......... ...... | ૧૫૦ | ૧૩.૯૮. |
| ખેડા...................... ...... | ૧૫૭ | ૧૧.૮૦. |
| પંચમહાલ...... ......... ...... | ૯૩ | ૬.૬૩. |
| ભરૂચ............................ | ૨૬૬ | ૨૦.૩૫. |
| સુરત..................... ...... | ૨૪૦ | ૨૮.૮૫. |

ગુજરાતી વર્નાક્યુલર સોસાઇટી.

ગુજરાતી ભાષાની સમૃદ્ધિ વધારવી, પુસ્તકો રચાવવાં, તથા પ્રકટ કરવાં, તે ખરીદ કરી ગ્રંથકર્તાને ઉત્તેજન આપવું અને હરેક રીતે ગુજરાતમાં કેળવણી તથા જ્ઞાનનો વધારો અને ફેલાવો થાય એમ કરવું એ વગેરે ઉદ્દેશથી પરલોકવાસી એ. કે. ફૉર્બસ સાહેબના આશ્રય નીચે ઇ. સ. ૧૮૪૮ માં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી એ નામની એક મંડળી સ્થાપન થઇ. ઇ. સ. ૧૮૮૦ માં એ સોસાઇટી ૧૮૬૦ ના આક્ટ ૨૧ પ્રમાણે રજીસ્ટર કરવામાં આવી. સોસાઇટી સ્થાપન થયાને હાલ લગભગ ૫૦ વર્ષ થયાં છે અને ગુજરાતી ભાષાનું પુસ્તક ભંડોળ વધારવામાં તથા ગુજરાતમાં કેળવણીનો વધારો કરવામાં સોસાઇટીને હાથે ઘણું સ્તુતિપાત્ર કામ થયું છે અને થયાં જાય છે.

ગુજરાતમાં પહેલ વહેલું વર્તમાનપત્ર ગુજરાત વર્નાક્યુલર સૌસાઇટીએ બહાર પાડ્યું. એ વર્તમાનપત્ર દર બુધવારે નિકળતું, તે ઉપરથી ગુજરાતમાં વર્તમાનપત્ર "બુધવારિયું" કહેવાય છે. ગુજરાતમાં અમદાવાદ, સુરત વડોદરા, વગેરે ઠેકાણેથી હાલ આઠ દસ અઠવાડિક વર્તમાનપત્રો નિકળે છે.

વર્તમાનપત્ર.

બ્રિટિશ રાજ્યના પહેલાં એકે સાર્વજનિક પુસ્તકાલય નહોતું. ૧૮૫૦ માં સુરતમાં " એન્ડ્રુસ લાઇબ્રેરી" ૧૮૫૮ માં અમદાવાદમાં "હિમાભાઇ ઇન્સ્ટિટયુટ", ૧૮૫૯ માં ભરૂચમાં 'રાયચંદ દીપચંદ લાઇબ્રેરી'. ૧૮૬૩ માં ખેડામાં "હેડો ઇન્સ્ટિટયુટ" અને ૧૮૮૬–૬૭ માં ગોધરામાં "સ્ટુઅર્ટ લાઇબ્રેરી", એ પ્રમાણે પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે અને એ શિવાય બીજાં શહેરો તથા ગામોમાં પણ પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે. આ સાધનોને લીધે પુસ્તકો તથા વર્તમાનપત્રો વાંચવાનો શોખ લોકોમાં દીનપ્રતિદીન વધતો ચાલ્યો છે.

પુસ્તકાલયો.

મુસલમાની અને મરેઠી રાજ્યકાળમાં ભાલણ, નરસિંહ મહેતો, સામળભટ, પ્રેમાનંદ, વલ્લભ, દયારામ એ વગેરે કવિઓએ રચેલાં કેટલાંક ઉમદા કાવ્ય બ્રિટિશ રાજ્યકાળમાં કેળવણીનો ઉદય તથા છાપખાનાં થવાથી ઘણી પ્રસિદ્ધિમાં આવ્યાં છે. વળી બ્રિટિશ રાજ્યની કેળવણીને લીધે એ પ્રાચીન સાહિત્યમાં ઘણો વધારો થયો છે. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ અને નર્મદાશંકર લાલશંકર એ બે સુપ્રસિદ્ધ કવિઓની તથા અન્ય કવિઓની કૃતિથી ગુજરાતી કાવ્યમાં ઘણો વધારો થવા ઉપરાંત સાહિત્યની બીજી શાખાઓના પણ ઘણા ગ્રંથ થયા છે. નવલ કથામાં નંદશંકર તુળજારામ કૃત કરણ ઘેલો, મહિપતરામ રૂપરામ કૃત સધરા જેસંગ, હરગોવિન્દદાસ દ્વારકાંદાસ કૃત ગર્ધવસેન, ગોવર્ધનરામ માધવરામ કૃત સરસ્વતીચંદ્ર;

ગુજરાતિ સાહિત્ય.

સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતરોમાં ઝવેરિલાલ ઉમીઆશંકર કૃત શકુન્તલાનું ભાષાંતર, મણીલાલ નભુભાઇ કૃત માલતી માધવનું ભાષાંતર, છગનલાલ હરિલાલ કૃત કાદમ્બરીનું ભાષાંતર; નાટકોમાં રણછોડભાઇ ઉદયરામ કૃત લલિતા-દુઃખદર્શક નાટક, મણીલાલ નભુભાઈ કૃત કાન્તા, એ વગેરે ગ્રંથો ઘણા વખણાયા છે; અને એ ઉપરાંત ચારિત્ર, સૃષ્ટિ વિજ્ઞાન અને તત્વજ્ઞાન, નીતિ અને કર્ત્તવ્ય, ઇતિહાસ અને ભૂગોળ, સામાન્ય જ્ઞાન, એ વગેરે વિષયો ઉપર બીજા ઘણા ગ્રંથ પ્રસિદ્ધ થયા છે.

**પોસ્ટ આફિસ અને તાર.**

આગળના વખતમાં કોઇ ઠેકાણે કાગળ મોકલવો હોય તો ઘણું ખર્ચ કરી ખાસ એપિયો મોકલવો પડતો અને વખત પણ ઘણો લાગતો. બ્રિટિશ રાજ્યકાળમાં પોસ્ટ ઓફીસ તથા તારની સગવડ થયાથી થોડે ખર્ચે અને થોડા વખતમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખબર મોકલી શકાય છે.

**આગગાડી, પૂલો અને સડકો.**

આગગાડી, પૂલો અને સડકો થવાથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાની સવડમાં પણ અદભૂત ફેરફાર થઇ ગયો છે. હડસેલા ખાતાં તથા ધૂળ ફુકતાં આગળ જેટલી મુસાફરી એક દિવસમાં થઈ શકતી તેથી વધારે હાલ સુખમાં અને ઘણે થોડે ખર્ચે એક કલાકથી ઓછા વખતમાં થઇ શકે છે.

**રમતગમ્મત.**

ગેડીદડા, મોઈદંડા, એ વગેરે દેશી રમતો તરફ પહેલાંના જેવું ધ્યાન અપાતું નથી. એ રમતોને બદલે ક્રિકેટ, લૉન ટેનિસ, અને એવી બીજી અંગ્રેજી રમતો દાખલ થઈ છે. શેતરંજ, ગંજીફો ચોસર એ વગેરે રમતો રમાય છે ખરી, પણ એકંદરીમાં રમતગમ્મત તરફ જેટલું ધ્યાન અપાવું જોઇએ તેટલું અપાતું નથી. આગળના વખતમાં, ઘણા લોક તાલીમખાનામાં જઈ દંડ, બેઠક, મગદળ, મલકમ, પટા કુસ્તી એ વગેરે કસરતો કરતા પણ હાલ એ બાબતનો શોખ કમી થઇ ગયો છે અને પાંચ

સાત મોટાં શહેરો શિવાય બીજે ઠેકાણે તાલીમખાનાં રહ્યાં નથી. પગે ચાલીને અથવા ગાડીમાં બેસીને ખુલ્લી હવામાં ફરવા જવાનો શોખ વધતો જાય છે.

વેપાર.

સને ૧૮૧૭ માં અમદાવાદ અંગ્રેજ સરકારના તાબામાં આવ્યું અને માલ ઉપર લેવાતી જકાત કાઢી નાખવામાં આવી ત્યારથી ત્યાં વેપારની જાગૃતિ થઇ. ધોળેરા, ગોઘા ને વીરમગામ મોટાં વેપારનાં મથક થઇ પડયાં. વીરમગામમાં વિસનગર, રાધનપુર, કચ્છ અને પાટણ વગેરેનો માલ ગાડામાં અથવા ઊંટ ઉપર આવતો અને ત્યાંથી ઘણો ધોળેરા બંદરેથી ચઢાવવામાં આવતો. ગોઘા બંદરનો વેપાર અફીણ, કાશ્મિરી સાલ અને રૂનો હતો. કપડવંજ ને લુણાવાડાને રસ્તે અફીણ ગોઘે આવતું અને સને ૧૮૪૬ લગણનાં પાંચ વરસમાં દર વરસે સરેરાસ અફીણની ચૌદ લાખ રૂપિયાની ૧૪૦૦ પેટીઓ ચઢાવવામાં આવતી. સને ૧૮૪૬ માં વળી દસ લાખની કાશ્મિરી સાલ અને ૧૮૩૪ થી ૧૮૪૬ સુધીના તેર વરસના અરસામાં દરસાલ સરેરાસ ૧૭૬૦ ટન રૂ ગોઘા બંદરેથી દેશાવર ચઢતું.

ગુજરાતનો વેપાર હાલમાં ત્રણ દ્વારાએ ચાલે છેઃ—ગાડાંમાં અથવા પોઠ ઉપર, પગ રસ્તે, આગગાડીએ, અને વહાણને રસ્તે.

આગગાડી થતા પહેલાં દરીઆ કિનારાથી દૂરના પ્રદેશમાં વેપાર પગ રસ્તે ચાલતો, અને પ્રાંતમાં ધોરી રસ્તા ઘણા હતા. એ રસ્તા પાકા બાંધેલા નહીં તેમજ તેની મરામત બરોબર થતી નહીં એટલે એ રસ્તે વેપાર કોરી મોસમાંજ ચાલતો, જમીન કાળી અને ચીકણી એટલે ચોમાસામાં વેપાર બંધ થતો અને લોકોને પાલખીમાં અથવા બળદ અને ઘોડા ઉપર બેશી જવું પડતું. વળી વચમાં વચમાં નદીનાળાં આવવાથી જ્યારે નદીઓમાં પૂર આવતું ત્યારે પૂર ઉતરતા સુધી લોકોને સામે કિનારે ઘણીવાર થોભવું પડતું. સને ૧૮૬૩ માં લોકલ ફંડ નામનો કર લેવામાં આવ્યો અને તેમાંથી જૂના રસ્તાઓની મરામત કરવામાં આવી તથા દરેક જીલ્લામાં નાના નાના રસ્તાઓ ઘણા બાંધવામાં આવ્યા. આ બધા રસ્તાઓમાંના ઘણા પાકા બાંધેલા

છે અને વચમાં આવેલાં નદીનાળાં ઉપર પુલો બાંધવામાં આવ્યા છે. પ્રાંતમાં ઉત્તર દક્ષિણ જનારી આગગાડીની સડક થવાથી ઉત્તર અને દક્ષિણ ભાગ વચ્ચે આવેલા સરિયામ રસ્તા ઉપરનો વેપાર હાલમાં બંધ થઇ ગયો છે. પણ એને બદલે જીલ્લાઓમાં નાના નાના રસ્તાઓ ઘણા થવાથી દરેક જીલ્લાના જૂદા જૂદા ભાગનો માલ એ રસ્તે થઇ પાસે આવેલાં રેલવે સ્ટેશન ઉપર આવે છે અને ત્યાંથી બહાર ગામ ચઢે છે.

આગગાડી થવાથી પોઠ અને ગાડાંનો વેપાર ઘણો કમી થયો છે અને જ્યાં આગગાડી નથી ત્યાં માલ ગાડાંમાં અથવા પોઠ ઉપર લઇ જવામાં આવે છે. સુરત જીલ્લામાં તાપી નદીની ખીણમાં થઈ વણજારા પોઠ ભરી ખાનદેશથી ઘઉં, અનાજ ને કપાળ લાવે છે અને સુરતથી મીઠું લઇ જાય છે. વરસ દહાડે સુમારે વીસથી ચાળીસ હજાર બળદની પોઠો અને સુમારે હજારેક ગાડાં એ રસ્તે જા આવ કરે છે; અને સુમારે ચાર લાખ રૂપિયાનો માલ જાય આવે છે. વળી ડાંગના જંગલમાંથી લાકડાં કાપી ગાડાંમાં ભરી વહોરા, ભાઠેલા અને કણબી સુરત, વલસાડ ને બીલી-મોરે લાવે છે. અને ત્યાંથી આગગાડીને રસ્તે વડોદરા, અમદાવાદ ને વીર-મગામ ચઢે છે. અથવા વહાણ રસ્તે ઘોલેરા, ગોઘા ને કાઠીઆવાડ બંદરે જાય છે. સુમારે રૂપિયા છ લાખનાં લાકડાં સુરતમાંથી આ પ્રમાણે જાય છે. વળી માળવા, ઇંદોર, ને ડુંગરપુર અને ગુજરાત વચ્ચે પગ રસ્તે વેપાર ચાલે છે. ગુજરાતથી તંબાકુ ગોધરા ને દોહદ રહી માળવે જાય છે. અને ત્યાંથી અફીણ ને ઘઉં ગુજરાતમાં આવે છે. ઇંદોરનો માલ સંખેડા તથા ડભોઇ થઈ વડોદરે આવે છે. ડુંગરપુરનો માલ પાલી આવે છે. ખંડવાથી ઇંદોર ને ઉજ્જન સુધી રેલવે થવાથી અને દેશી રાજ્યોમાં માલ ઉપર ઘણી જકાત લેવામાં આવે તેથી આ રસ્તે માલની જા આવ ઘણી ઘટી ગઇ છે. અમદાવાદમાં ઉત્તર તરફથી માળવાનું અફીણ, રૂ ને અનાજ અને મારવાડથી ઉન, રૂ, ચામડાં ને ઘી આવે છે. કચ્છથી હાથીદાંત ને ફટકડી રણને રસ્તે મારવાડ જાય છે અને ત્યાંથી રંગીત કાપડ આણવામાં આવે છે.

ગુજરાતમાં આગગાડી થવાથી હાલમાં ઘણો વેપાર આગગાડીને રસ્તે ચાલે છે. ગુજરાતમાં આગગાડીની ત્રણ મોટી સડકો છે, એક બૉમ્બે બરોડા રેલવે, બીજી રજપૂતાણા સ્ટેટ રેલવે ને ત્રીજી ભાવનગર ગોંડળ રેલવે. બોમ્બે બરોડા રેલવે મુંબઈથી વઢવાણ સુધીની ૩૮૯ મૈલ સુધીની ગુજરાતમાં છે. એ સડક અમદાવાદ સુધી ૧૮૬૦–૬૪ માં ઉઘાડવામાં આવી અને અમદાવાદથી વઢવાણ સુધીની ૧૮૭૨ માં પુરી થઇ. આ લાઇનો શિવાય, ડભોઇ ચાણોદ, આણંદ પેટલાદ, ગોધરા રતલામ, સુરત નંદરબાર વગેરે ઘણી શાખા રેલ્વે ગુજરાતમાં થઇ છે અને આગળ જે વેપાર પગ રસ્તે ચાલતો તે હવે આગગાડી રસ્તે ચાલે છે.

આગગાડીને રસ્તે ગુજરાતનો વેપાર ઘણોખરો મુંબઇ સાથે છે. ગુજરાત અને કાઠિયાવાડથી સુમારે બે અઢી કરોડનું રૂ મુંબાઈ ખાતે જાય છે. શિવાય ઘઉં, રાઇ, સરસવ, તલ, તંબાકુ એ પણ મુંબાઇ જાય છે. મુંબાઇથી દેશી અને વિલાયતી કાપડ, લોઢું, સુકો મેવો, ખાંડ, કોલસા, ગુણપાટ વગેરે ગુજરાતમાં આવે છે. વળી થાણા જીલ્લામાંથી મીઠું અને ઇમારતી લાકડાં આવે છે. ગુજરાતથી સુકો મેવો રજપુતાણા અને મધ્ય હિંદુસ્થાનમાં અને મીઠું અને તંબાકુ રજપુતાણા, મધ્ય હિંદુસ્થાન અને મધ્ય પ્રાંતમાં જાય છે. રજપુતાણા અને મધ્ય હિંદુસ્થાનથી ઘઉં, રજપુતાણા, મધ્ય હિંદુસ્થાન અને અલાહબાદ તથા વાવ્યપ્રાંતથી જુવાર બાજરી અને અલાહબાદ તથા વાવ્યપ્રાંતથી જુવાર બાજરી અને અલાહબાદ તથા વાવ્ય પ્રાંતથી ખાંડ ગુજરાતમાં આવે છે.

કચ્છ ને કાઠીયાવાડના પશ્ચિમ ભાગ ઉપર હિંદી મહાસાગર ને તળગુજરાતના પશ્ચિમ ભાગ ઉપર ખંભાતનો અખાત છે, એટલે દરિયાને રસ્તે વેપાર ઘણો ચાલે છે. સુરત વગેરે બંદરનો વેપાર તૂટી જઈ મુંબાઇ મોટું વેપારનું બંદર થવાથી ગુજરાતનો પર મુલક સાથેનો વેપાર બંધ થઇ ગયો છે અને ફક્ત કાઠિયાવાડ અને કચ્છનાં બંદરનોજ વેપાર પશ્ચિમમાં જંગબાર, એડન, અરબસ્તાન વગેરે સાથે ચાલે છે. ગુજરાતમાં મોટાં બંદરો

ઘણાં છેઃ કચ્છમાં નવ છેઃ માંડવી, તુના, મુંદ્રા, રોહર, વવાણીયા ઝીંઝુંડા, કોટેશ્વર, જખાઊ ને લખપત. એમાં માંડવી, મુંદ્રા ને તુના મોટાં છે. લખપત મોટું બંદર હતું પણ કરાંચી મોટું બંદર થવાથી તૂટી ગયું છે. બંદરે વેપાર ઑગસ્ટથી મે મહિના સુધી ચાલે છે. જુન ને જુલાઇ મહિનામાં વેપાર બિલકુલ ચાલતો નથી. વેપાર સીંધ, કાઠિયાવાડ, કોકણનાં બંદર, મુંબાઇ, અરબસ્તાન તથા જંગબાર સાથે ચાલે છે. કચ્છથી જુવાર, કઠોળ, માટીનાં વાસણ, રેશમ, કાપડ ને તપખીર કરાંચી જાય છે; ગુંદર, લવિંગ ખજુર, હાથીદાંત,મીણ, રંગીત કાપડ, મશરૂ, જરીકામ, સોના રૂપાનાં વાસણ ને ઢાલ કાઠિયાવાડ જાય છે; દીવેલી, ગુવાર, મગ, વલસાડ દમ્મણ જાય છે; ફટકડી, સફેત મટોડી, કોરડ ( કઠોળ ), રૂ, લસણ, કાંદા, ગુગળ, ચીમડ, ઉન, જરીકામ, સોના રૂપાનો સામાન, મુંબાઇ આવે છે; રંગીત કાપડ ઇરાની અખાતનાં બંદરે ચઢે છે; મગ, તંબાકુ. રૂ, ને રંગીત કાપડ અરબસ્તાન જાય છે; અને મીઠું, ઘોડા, માટીનાં વાસણ; રંગીત કાપડ ને રેશમ આફ્રિકા જાય છે; આયાત માલમાં કરાંચીથી ઘઉં, ચોખા, ચણા, સરસવ, કમળકાકડી. ઘી, તલ, ને સાદડી આવે છે; કાઠીઆવાડથી ઘઉં, ચણા, અડદ, ચોળા ને ગોળ આવે છે; દમ્મણ ને વલસાડથી ચોખા, તુવેર, આદું, જીરૂ, સવા, લાકડાં, ગોળ ને બીડીનાં પાત્રાં; મુંબાઇથી તાંબુ, પીતળ, ચોખા, ઘઉં, મસાલો, ખાંડ, શાકર, ગોળ, વિલાયતી કાપડ ને બીજો સામાન, છત્રી, દીવાસળી; મલબાર, કોચીન ને કારવાડથી, લાકડાં, નાળીએર, ચોખા, સોપારી, એલચી, કાફી, મરી, મરચાં, હરડાં, ગોળ, તપખીર, કાથાનાં દોરડાં અને ગલાલ; ઈરાની અખાતનાં બંદરેથી ખજુર, ઘઉં, ચોખા,ચણા ને કીસમીસ; અરબસ્તાનથી સીંધવ, ગેરૂ, ખજુર, દરાખ, દાડેમ, ગુલાબનાં ફુલ ને અંજીર; આફ્રીકાથી ચંદ્રોસ, લાકડાં, ઘઉં ચોખા, મગ, તંબાકુ, નાળીએર, લવિંગ, ગોળ, ખાંડ, મીણ ને હાથીદાંત. કાઠીઆવાડનાં મોટાં બંદર ૧૫ છે; ભાવનગર, મહુવા, વેરાવળ, બેડી, જોડીઆ, પોરબંદર, માંગરોલ, સલાયા, જાફરાબાદ, વવાણીયા, નવીબંદર, ભેરઇ, કડીવદર, તળાજા ને

સુંદરઇ. આમાં ભાવનગર સૌથી મોટું છે. ભાવનગરમાં આયાત માલ સન ૧૮૭૯ માં ૭૭ લાખનો ને જાયાત માલ ૪૮ લાખનો હતો; મહુવાનો આયાત માલ ૨૧ લાખનો ને જાયાત ૨૩ લાખનો; વેરાવળમાં આયાત માલ ૩૭ લાખનો, ને જાયાત ૧૦ લાખનો હતો. કાઠીઆવાડનાં બંદરેથી જતા માલમાં રૂ અને આવતા માલમાં અનાજ મુખ્ય છે. કરાંચી, કોકણ ને ગુજરાતથી અનાજ આવે છે; મુંબાઇથી ખાંડ, શાકર, તાંબુ પિત્તળ, સુતરાઉ કાપડ, કાચ, ચીનાઇ સામાન, દારૂ, રેશમ, કેરોસીન, નાળીએર, હાથીદાંત ને ગળી; અરબસ્તાન ને ઇરાની અખાતનાં બંદરેથી ખજુર; મલબાર ને કોકણથી સોપારી, નાળીએર, લાકડાં ને કાથાનાં દોરડાં; અને વલસાડથી લાકડાં. રૂ શિવાય કાઠીઆવાડથી તલ, દીવેલી, ઉન, ઘી, પોરબંદરના પથ્થર મુંબાઇ જાય છે. તળ ગુજરાતના બંદર અમદાવાદમાં ધોળેરા ને ગોઘા; ખેડામાં ખંભાત; ભરૂચમાં જંબુસર, ટંકારીયા, ને ભરૂચ;સુરતમાં સુરત, બીલીમોરા, વલસાડ, ભગવા, નવસારી, ને કોલક છે, ગોઘા ને ધોળેરાથી રૂ ને અનાજ ચઢે છે; અને અનાજ, સુતરાઉ કાપડ, લાકડાં, ખાંડ, તાંબુ પિત્તળ, ને નાળીએર આવે છે. સન ૧૮૭૬–૭૭ માં અમદાવાદથી દરિયાને રસ્તે ૩૮ લાખનું રૂ ચઢાવવામાં આવ્યું હતું. ખંભાતથી તંબાકુ દમ્મણ, મુંબાઇ, કાઠીઆવાડ ને કચ્છ જાય છે; ઘી, અકીક ને લાકડાના ચૂડા મુંબાઇ જાય છે; અને ત્યાં ડાંગર કોકણથી, ચોખા ને ઘઉં મુંબાઇથી, વટાણા બીલીમોરેથી, બાવટો વલસાડથી, ઘી, ગોળ વલસાડ ને બીલીમોરેથી, રેશમ ને લાકડાં વલસાડ, બીલીમોરા, ને દમ્મણથી, ખાંડ મુંબાઇથી, નાળીએર મુંબાઇ ને કોકણથી, સુકો મેવો મુંબાઇ ને વેરાવળથી અને તાંબુ પિત્તળ મુંબાઈથી આવે છે. ખંભાતમાં સન ૧૮૭૭–૭૮ માં આયાત માલ ૧૩ લાખનો ને જાયાત ૯ લાખનો હતો. ભરૂચથી રૂ ને ઘઉં મુંબાઇ, ને જુવાર ને મહુડાં કાઠીયાવાડ તથા કચ્છ જાય છે. ભરૂચમાં ચોખા કોકણથી ને લાકડા વલસાડ ને મલબારથી આવે છે. ખાંડ, ને ગોળ પણ આવે છે. સુરતમાં સુરત, વલસાડ, ને બીલીમોરા એ મોટાં બંદર છે.

સન ૧૮૭૪ માં સુરતનાં એ બંદરોનો વેપાર રૂ. ૫૦ લાખનો હતો. એમાં આયાત માલ ૭ લાખનો ને જાયાત ૪૩ લાખનો હતો. સુરતના બંદરેથી ખાનદેશથી ગાડાંમાં આણેલા ઘઉં ગોઘા, ભાવનગર, ને કાઠીઆવાડનાં બીજા બંદરે ચઢે છે; કઠોળમાં મઠ, લાંગ, ચણા, અડદ ને તુવેર કાઠીઆવાડ જાય છે. રાજપિંપળા, વડોદરા ને ખેડાથી મહુડા સુરતમાં આવે છે ને ત્યાંથી થોડાં કાઠીઆવાડ જાય છે. પણ ઘણો ભાગ તો કોલાબા જીલ્લાના ઉરણમાં જાય છે. ડાંગના રાનમાંથી: સુરતમાં લાકડાં ને વાંસ આવે છે ને ધોળેરા, ગોઘા, ભાવનગર ને કાઠીઆવાડનાં બીજાં બંદરે તથા કચ્છ ને દક્ષિણે મુંબાઈ ને કોકણ કાંઠાનાં બંદરે જાય છે. વલસાડથી ગોળ ને નળીઆં પણ બહાર ગામ ચઢે છે. આયાત માલમાં સુરતનાં બંદરે કોકણથી ચોખા આવે છે. આ ચોખામાંથી થોડા દરિયા માર્ગે કાઠીઆવાડ ચઢે છે; બાકી ઘણા તો આગગાડી મારફતે અમદાવાદ જાય છે. પોરબંદરથી પથ્થર, ખંભાતથી તંબાકુ, ભરૂચથી કપાસીયા, મુંબાઇથી લોઢું, ગોવાથી નાળીએર, ને મુંબાઈ, દમ્મણ ને દીવથી માછલી સુરતનાં બંદરે આવે છે.

**પહેરવેશ.** અંગ્રેજી રાજ્ય થયા પછી ગુજરાતના લોકોના પહેરવેશમાં ઘણો ફેરફાર થયો છે. ડગલા, પાટલુન, કબજા, વાસકુટ એ વગેરે અંગ્રેજોના પોશાક ઉપરથી અનુકરણ કરી ઘણે ઠેકાણે દાખલ થએલાં જોવામાં આવે છે. ચાંચવાળા જોડાને બદલે બુટ થયા છે અને માથે લાંબી ચોટલી રાખવામાં આવતી તેને બદલે સફાઇથી કાપેલાં બાબરાં રાખવામાં આવે છે.

**રીતભાત.** રીતભાતમાં પણ ઘણો ફેરફાર થયો છે. રામરામ તથા નમસ્કાર કરવાની દેશી રીતમાં મુસલમાનો આવ્યા પછી સલામ કરવાની રીત દાખલ થઈ હતી તેમાં હાથ મેળવવાની (શેકહેન્ડ કરવાની) રીતનો ઉમેરો થયો છે. ગાદી ઉપર બેસવાની રીતમાં ખુરસીપર બેસવાની અને

ટેબલ ઉપર લખવાની રીતનો ઉમેરો થયો છે. જોયણાને બદલે પાકીટ અને પેટીઓ થઈ છે. હુક્કાને બદલે બીડીઓ થઇ છે. કસુંબો પાવાની રીતને બદલે ચહા પાવાની રીત દાખલ થઇ છે. વાડકા, પ્યાલા, રકાબી વગેરે ધાતુનાં વપરાતાં તેને બદલે કાચનાં અને માટીનાં વાસણો દાખલ થયાં છે.

**સુલેહશાંતિ.**

બ્રિટિશ સરકારનું રાજ્ય થયા પછી ગુજરાત દેશને મોટો ફાયદો એ થયો છે કે પાછલાં રાજ્યોમાં માંહોમાંહેની લઢાઇઓ તથા પડોશનાં રાજ્યોના હુમલાથી લોકોને હમેશ જે ભયમાં રહેવું પડતું તે ભય દૂર થયો છે. પોતાની મહેનતની કમાણી પોતાનીજ પાસે રહેશે એવી ખાત્રી પડવાથી સૌ કોઈ નિર્ભય રીતે ઉદ્યમ કરી શકે છે; પહેલાંની પેઠે દોલત દાટી રાખવાની અથવા કપડાં મેલાં કરીને પહેરવાની જરૂર રહી નથી. બ્રિટિશ સરકાર પોતાની રૈયતને આબાદ જોઈ ખુશી થાય છે અને તેમની આબાદીમાં વધારો કરવાને ઉત્સુકતા ધરાવે છે.

**સાંસારિક સુધારા.**

બ્રિટિશ રાજ્યકાળમાં સુલેહ શાંતિ ચાલતી હોવાથી લોક સ્થિતિ સુધારવાને સરકાર ઘણું લક્ષ આપી શકે છે. કેળવણી, આરોગ્યતા એ વગેરેના સંબંધમાં સરકાર કાળજી રાખે છે તે ઉપરાંત લોકોની સાંસારિક સ્થિતિ સુધારવાને પણ બનતો પ્રયત્ન કરે છે. લોકોના સાંસારિક રિવાજમાં સીધી રીતે હાથ ન ઘાલવો અને કેળવણી વગેરેથી લોક વિચાર સુધરે તેમ તેમની મેળેજ તેમને પોતાના ખરાબ ચાલ સુધારવા દેવા એવી રાજનીતિ સરકારે રાખેલી છતાં, જે ચાલ, દયા, ન્યાય અને સામાન્ય નીતિના ધોરણથી ઉલટા હતા તે બંધ પાડવાને તજવીજ થયેલી છે. ઇ. સ. ૧૮૨૯ માં સરકારે કાયદો કરી સતિ થવાનો દુષ્ટ ચાલ બંધ કરાવ્યો; ઇ. સ. ૧૮૪૦ માં ગુલામ રાખવાનો ચાલ બંધ કરાવ્યો. કન્યાની ઉમ્મર બાર વર્ષની થાય તે પહેલાં લગ્નના હક પુરા કરવાનો ધણીને હક

નથી એમ ઠરાવી બાળ લગ્નથી થતી હાની દૂર કરવાને તજવીજ થઈ છે. ન્યાત બહાર જવાથી વારસાનો હક જતો નથી તેમ પુનર્લગ્ન કરવાથી વિધવાને પોતાના આગલા ધણીના સિધા વારસ શિવાયના બીજા હકો જતા નથી, એમ કાયદો કરી ઠરાવવામાં આવ્યું છે.

દુધપિતી.

દુધપિતીનો દુષ્ટ ચાલ બંધ કરાવવાને મેજર વૉકરે કરેલા પ્રયત્નની નોંધ મરેઠી રાજ્યકાળના વિભાગમાં લેવામાં આવી છે. એ દુષ્ટ ચાલ ઉત્તર ગુજરાતના લેવા તથા કૈડવા કણબીઓમાં પણ ચાલતો. રજપુતોની પેઠે એ ન્યાતમાં પણ કન્યાઓ પરણાવવામાં ભારે ખર્ચ કરવું પડતું તથા લાયક વર મેળવવામાં ઘણી મુશિબતો પડતી, તેથી એ ચાલ દાખલ થયો હતો. અમદાવાદના કલેક્ટર મી. ઈ. જી. ફોસેટનું ધ્યાન એ તરફ ખેંચાવાથી તેણે એ તરફના કણબીઓને સમજાવી એવો ધારો કરાવ્યો કે સરખા કુળમાં કન્યાઓ આપવી, પૈઠણના રૂપિયાનો આંકડો તથા જમણવારનું ખર્ચ કમી કરવું અને ન્યાતે કરેલો ધારો જે કોઇ તોડે તેનો દંડ કરવો. એજ પ્રમાણે ખેડાના કલેક્ટર મી. જૉન વેબે ખેડા જીલ્લાના પાટીદારો પાસે એવી જ તરેહના ઠરાવો કરાવ્યા; પણ ૧૮૫૨ માં એ ધારાની રૂઇએ કરેલા દંડના કાયદેસરપણા વિષે વાંધો ઉઠયો તેથી તેનો અમલ બરાબર ચાલ્યો નહીં અને દુધપિતી પહેલાંની પેઠે જારી રહી. ૧૮૭૦ માં સરકારે બાળહત્યા બંધ કરાવવાનો કાયદો (૧૮૭૦ નો આક્ટ ૧૦) કર્યો તેનો લાભ લઈ અમદાવાદના કલેક્ટર મી. એ. એ. બોરોડેલે કૈડવા કણબીઓની ન્યાતના આગેવાન શેઠ બેચરદાસ અમ્બાઇદાસની વિનંતિ ઉપરથી સરકાર પાસે કેટલાક નિયમો કરાવી દુધપિતી બંધ કરાવવાની તજવીજ કરી. આ નિયમોથી કૈડવા કણબીઓની ન્યાતમાં કેટલોક સુધારો થયો પણ લેવા પાટીદારોની સ્થિતિને અનુકૂળ આવે એવા એ નિયમો ન હોવાથી એ કોમમાં અસંતોષ પેદા થયો. પાછળથી લેવા અને કૈડવા કણબીઓએ સરકારની ખાત્રી કરી

કે અમે અમારી ન્યાતોમાં કન્યાઓ પરણાવવાનો ખર્ચ કમી કરી દુધપિતી થવા દઇશું નહીં તે ઉપરથી સરકારે એ નિયમો પાછા ખેંચી લીધા. પણ ત્યાર પછીનાં બાર વર્ષના અનુભવ ઉપરથી જણાયું કે લોકોએ કરેલા નિયમોનો અમલ બરાબર થતો નથી અને દુધપિતી કોઇ કોઇ ઠેકાણે થાય છે તેથી ખેડાના કલેકટર મી. જી. એફ. શેપર્ડે એ ન્યાતને ફરીથી બાળહત્યાનો કાયદો લાગુ પડાવ્યો. એ કાયદાની રૂઇએ કરેલા નિયમો તા. ૧ ફેબ્રુઆરી સન ૧૮૮૮ થી અમલમાં આવ્યા, અને બ્રિટિશ ગામોની સાથે સંબંધ ધરાવનારાં પાટીદારોની વસ્તીવાળાં ગાયકવાડી ગામોને માટે ગાયકવાડ સરકારે પણ એવાજ નિયમો લાગુ કર્યા. અમદાવાદના કલેકટર મી. એચ. ઈ. જેમ્સ સાહેબે કેડવા કણબીઓને માટે સન ૧૮૮૯ માં એવીજ તરેહના નિયમો કરાવ્યા. કન્યાઓ પરણાવવાનો ખર્ચ આ નિયમો પ્રમાણે ઘણોજ કમી કરવાની ફરજ પડવાથી તથા કેળવણીનો વધારો થવાથી એવી આશા રાખવામાં આવે છે કે દુધપિતીનો દુષ્ટ ચાલ જો થોડો ઘણો રહ્યો હશે તો તે થોડા વખતમાં નાબુદ થઇ જશે.

વસ્તી.

બ્રિટિશ રાજ્ય થયા પછી વસ્તીમાં ઘણો વધારો થયો છે. એ દેખાડી આપે છે કે લોકોની સ્થિતિ સુધરતી જાય છે. છેલ્લાં ૭૫ વર્ષમાં વસ્તી કેટલી વધી છે એ વિષેનો ખ્યાલ, અમદાવાદની વસ્તીના આંકડા નીચે આપ્યા છે તે ઉપરથી આવશેઃ—

| સાલ. | | | | | વસ્તી. |
|---|---|---|---|---|---|
| ૧૮૧૭ | ... | ... | ... | ... | ૮૦,૦૦૦. |
| ૧૮૩૨ | ... | ... | ... | ... | ૯૦,૦૦૦. |
| ૧૮૪૫ | ... | ... | ... | ... | ૯૫,૦૦૦. |
| ૧૮૭૨ | ... | ... | ... | ... | ૧,૧૬,૮૭૩. |
| ૧૮૮૧ | ... | ... | ... | ... | ૧,૨૭,૬૨૧. |
| ૧૮૯૧ | ... | ... | ... | ... | ૧,૪૮,૪૧૨. |

**મીલ ઉદ્યોગ.**

ગુજરાતમાં મીલોથી ચાલતો ઉદ્યોગ દાખલ કરવાનું માન મરહુમ ઑનરેબલ રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઈ. ને ઘટે છે. તેઓ ગુજરાતમાં "મીલ ઉદ્યોગના પિતા" કહેવાય છે. અમદાવાદમાં એક મીલ ઉઘાડવાનો વિચાર ઇ. સ. ૧૮૪૩ માં તેમને સુઝયો, પણ એ વિચાર નવો હોવાથી તેમને જોઇએ તેટલી મદદ તુરત મળી શકી નહીં, અને તેથી ઘણા વખત સુધી કંઈ થઈ શકયું નહીં. છેવટે ઈ. સ. ૧૮૫૮ માં તેમણે અમદાવાદમાં એક મીલ પહેલવહેલી ઉઘાડી. આ મીલથી અમદાવાદના શેઠીઆઓનું ધ્યાન એ નવા ઉદ્યોગ તરફ ખેંચાયું અને રણછોડલાલના દાખલાથી એક પછી એક એ પ્રમાણે અમદાવાદમાં ઘણી મીલો ઉઘડી. આથી વેપારને નવી તેજી મળી છે અને મુડીવાળા તથા મજુરોને સારી કમાણીનું સાધન થયું છે.



# સૂચિપત્ર.

